# श्री ष्ण— रित्र.

મરાઠી લેખક

ચિંતામણ વિનાયક વૈદ્ય, એમ. એ. એલ. એલ. બી.
શ્રી રામચરિત્ર, દુર્દૈવી રંગૂ અથવા પાણીપતનું છેલ્લું યુદ્ધ;
વગેરેના કર્તા.

ગુજરાતી ભાષાંતરકર્તા

કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.

પ્રકાશક અને મુદ્રક
શંકર નરહર જોશી, 'ચિત્રશાળા' સ્ટીમ પ્રેસ
( ૮૧૮ સદાશિવ પેઠ ) પૂના સિટી.

૧૯૧૮

કિંમત રૂ. ૧-૪-૦

# પ્રસ્તાવના.

---

શ્રી રામચરિત્ર પ્રસિદ્ધ થયા પછી તે લોકોને ઘણું જ પસંદ પડયું એમ લાગ્યાથી મારા કેટલાક મિત્રોને અને મને, એજ પદ્ધતિપર મારે શ્રીકૃષ્ણ-ચરિત્ર લખી પ્રસિદ્ધ કરવું આવી કલ્પના સુઝવી સ્વાભાવિક છે. તે કલ્પના પ્રમાણે હું આ શ્રીકૃષ્ણ-ચરિત્ર તૈયાર કરી વાચકો સામે મૂકું છું. આ ગ્રંથ શ્રીરામચરિત્રના નમુનાપર લખેલો છે એ કહેવાની જરૂર નથી. તે ગ્રંથમાટે જેમ વાલ્મીકિ રામાયણનો આધાર લીધેલો છે, તે પ્રમાણે આ ગ્રંથમાટે ભારત, હરિવંશ અને ભાગવત આ ત્રણ ગ્રંથોના આધાર લીધેલા છે. રામાયણના વિભાગ કાંડાત્મક છે; અને ભારત હરિવંશના પર્વાત્મક છે. પર્વ અને કાંડ એ બન્ને શબ્દ એકાર્થના જ વાચક છે. અર્થાત્ એમાંથી કોઈ પણ એક શબ્દ લેવાને હરકત નહોતી. પરંતુ આ ગ્રંથ, ભારત અને હરિવંશને અનુસરતો હોવાથી આમાં પર્વાત્મક વિભાગ કરેલા છે. માત્ર ઘણાં પર્વો કરી શકાય એમ ન હોવાથી શ્રીરામ-ચરિત્રની પેઠે આમાં સાત જ પર્વ કરેલાં છે; અને તેનાં નામ પણ શ્રીરામ-ચરિત્ર પ્રમાણે જ આપેલાં છે. મજકુર સંબંધમાં પ્રથમ આ વાત કહેવી જરૂરની છે, કે જૂદી જૂદી ઋતુઓનાં, દેખાવોનાં અને પ્રસંગોનાં જે સ્વભાવોક્તિ વગેરે અલંકારયુક્ત સુંદર વર્ણનો ભારત, હરિવંશ તથા ભાગવત વગેરે ગ્રંથોમાં આ ચરિત્રને લગતાં મળી આવ્યાં, તે ત્યાં ત્યાં દાખલ કરેલાં છે. તે રામાયણમાંનાં વર્ણન જેવાં જ લગભગ મનોહર હોઇ કવિની ગૂઢ સૌંદર્યનાં છે, એ મર્મજ્ઞ વાચકોના લક્ષમાં આવશે જ. આ વર્ણનમાં મારો ઉમેરો થોડો છે. પણ એકંદર, શ્રીકૃષ્ણનું ચરિત્ર એક સંદર્ભથી શ્રીરામ-ચરિત્ર પ્રમાણે એક ગ્રંથમાં વર્ણવેલું ન હોવાથી તે સંદર્ભ મેળવા કથા કહેવી અને તેના સંધિભાગ દેખાડવા, એ કઠિણ કામ

આ ગ્રંથમાં કરવાની જરૂર પડેલી છે; અને તે તે ઠેકાણે વાકયો અને વર્ણનો મેં ઉમેરેલાં છે. એવી પરિસ્થિતિમાં એકંદર ગ્રંથ એકજીવ થઈ સરસ થયેલો છે કિંવા નહિ, એ ઠરાવવું મર્મજ્ઞ અને ગુણગ્રાહી વાચકોને સોંપું છું.

૨. ભગવદ્ગીતા–પર્વ સંબંધમાં થોડું વધારે લખવું જોઇયે. આ પર્વમાં ભગવદ્ગીતાનું ઘણુંખરૂં સમગ્ર ભાષાંતર આપેલું છે. એટલામાટે આ પર્વને શ્રીરામચરિત્રના કાંડના નામના અનુરોધથી સુંદર પર્વ આ નામ જ શોભ્યું હોત. પણ મેં તે નામ આપવાનું સાહસ કર્યું નથી. તથાપિ આ પર્વ વાચકોને સુંદર લાગશે એવી જ હું આશા રાખું છું. આમાં ઘણું ખરૂં ગીતાનું અક્ષરશ: ભાષાંતર આપેલું છે. અધ્યાયસંગતિ કિંવા વિષય-સંગતિ અથવા શ્લોકસંગતિ વિશદ કરવા માટે મેં મારા પોતાના પદરનાં વાકયો ઠેકાણે ઠેકાણે દાખલ કરેલાં છે અને તે ' ' આવા એકાતમક અવતરણ ચિન્હમાં જૂદાં દેખાડેલાં છે. અને જ્યાં એક, બે કિંવા અધિક શ્લોક છોડયા છે, તે ઠેકાણે તેના આંકડા કૌંસમાં આપેલા છે. આ વ્યવસ્થાથી આ ભાષાંતર ગીતાગ્રંથ હાથમાં લઈ શ્લોકવાર મેળવી જોવાં. વાચકોને સહેલું થઈ પડશે. ગીતાનો વ્યાસંગ કરનારાઓયે આ રૂપાંતર એવી રીતે જરૂર મેળવી જોવું આવી અમારી ભલામણ છે, એટલે તેઓ આમાંના રસનો આસ્વાદ વિશેષ લઈ શકશે. ભિન્ન મતોનું અભિમાન છોડી આ રૂપાંતર કરેલું છે. સર્વ મતોનો સમન્વય કરી કર્તવ્ય સિદ્ધાંત દઢ કરવાનો ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે, આવો મારો મત છે; અને તેને અનુસરીને આ રૂપાંતર કરેલું છે. પ્રસંગે પૂર્વાચાર્યોના મતથી ભિન્ન અર્થ કરવો પડયો છે, તે પ્રસંગ મર્મજ્ઞ વાચકોના લક્ષમાં આવશે જ.

૩. શ્રીરામચરિત્ર પ્રમાણે આ ગ્રંથને ઉપોદ્ઘાત અને ઉપસંહાર જોડેલો છે. ઉપોદ્ઘાતમાં શ્રીકૃષ્ણના ચરિત્રની મહતી વર્ણેલી હોય, ઉપસંહારમાં શ્રીકૃષ્ણના કાળની થોડીક માહિતી અને શ્રીકૃષ્ણના ચરિત્રનું રહસ્ય કહેલું છે. શ્રીકૃષ્ણનું ચરિત્ર શ્રીરામ–ચરિત્ર પ્રમાણે ઉદાત્ત નથી આવી કેટલાકોની સમજણ છે. તે સંબંધમાં ઘણા લોક સાશંક હોય છે; પણ શ્રીકૃષ્ણનું ચરિત્ર ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં શ્રીરામના ચરિત્ર-

પ્રમાણે જ ઉદાત્ત અને નિષ્કલંક છે એવી મારી સમજણ છે. અને શ્રીકૃષ્ણના ચરિત્રને તેના દિવ્ય ઉપદેશની અર્થાત્ ભગવદ્ગીતાની જોડ આપી એટલે તેની મહતી અવર્ણનીય છે એમ લાગે છે. અને એટલામાટે જ તે, લોક સામે માંડવાનું હું સાહસ કરૂં છું. વિષયાનુરૂપ ભાષા વજનદાર રાખેલી છે, તથાપિ શ્રીરામચરિત્ર પ્રમાણે જ આ ગ્રંથ આબાલવૃદ્ધ સ્ત્રી–પુરુષોને સુબોધ અને પ્રિય થશે આવી મને આશા છે.

શકે ૧૮૩૬ માસોત્તમ માર્ગશીર્ષ; નોવેંબર સન ૧૯૧૪.

ચિંતામણ વિનાયક વૈદ્ય.



# विनंति.



જગત્‌ની સર્વવંદ્ય વિભૂતિઓમાં પ્રથમ સ્થાનાપન્ન મહાન્ વિભૂતિ યોગીન્દ્ર શ્રીકૃષ્ણચંદ્રના અલૌકિક કથામૃતથી જેના કર્ણ તૃપ્ત ન થયા હોય એવો દુનિયામાં, વિશેષતઃ હિંદુ સમાજમાં તો એક પણ મળવો દુર્લભ છે. અને એવી મહાન્ પરાક્રમશાલી વિભૂતિની કથાનો પરિચય હિંદુ વાચકવર્ગને કરાવવો એ એક રીતે તેમના જ્ઞાનને ઊણપ આણવા સરખું છે, એથી, અને પ્રસ્તુત પુસ્તક સંબંધમાં જે કાંઇ લખવા જેવું હતું, તે મૂળ લેખક રા. બ. **ચિંતામણરાવ વિનાયક વૈદ્યે** પોતાની પ્રસ્તાવનામાં લખેલું હોવાથી અહીંયાં વધારે લખવું અનુચિત ધાર્યું છે. . -

રા. બ. **ચિંતામણરાવ વિનાયક વૈદ્ય**, એમ. એ. એલ. એલ. બી. એઓ મુંબઈ યુનિવર્સિટીના ઑનરરી ફૅલો છે. તેઓ મહારાષ્ટ્રીય સાહિત્યના એક પ્રમુખ વિદ્વાન્ છે. તેમણે મરાઠી ભાષામાં ઉત્તમ ઉત્તમ પુસ્તકો લખી પ્રકટ કરેલાં છે. તેમાંનાં પ્રસ્તુત '**શ્રીકૃષ્ણ–ચરિત્ર**' '**શ્રીરામ–ચરિત્ર**' અને ઐતિહાસિક નવલકથા–'**દુર્દૈવી રંગૂ અથવા પાણીપતનું છેલ્લું યુધ્ધ**' મહારાષ્ટ્રીય વાચકવર્ગમાં સ્નેહપૂર્વક તથા રસપૂર્વક વંચાય છે. તે પુસ્તકોની મરાઠી ભાષામાં થયેલી સફળતા જોઈ; તથા એવા વિદ્વાનોની કલ્પકતાનો ગુજરાતી વાચકવર્ગને લાભ આપવાના ઉદ્દેશથી "**ચિત્રશાળા**" પ્રેસના માલીકે તેવાં પુસ્તકોનાં ગુજરાતી ભાષાંતરો પ્રસિદ્ધ કરવાનો આરંભ કર્યો છે. "**ચિત્રશાળા**" પ્રેસની ગુજરાતી વર્ગની ત્રણ સેવાઓ અત્યારે અત્યંત લોકાદરને પાત્ર થયેલી છે. જેમાંની પહેલી "**ચિત્રમય જગત્**" ની ગુજરાતી આવૃત્તિ. આ માસિકની સફલતા તથા યોગ્યતા માટે બે મત છે જ નહિ. બીજી બે સેવાઓ ગુજરાતી બાલક વર્ગને મોહ પમાડનાર "**લઘુ રામાયણ**" અને '**લઘુ ભારત**' છે. ગુજરાતી સાહિત્ય પ્રદેશની, આવાં બાલકોને ઉપયોગી થઇ પડનારાં પુસ્તકોની ઊણપ, તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરી એક

મહારાષ્ટ્રીયે પૂર્ણ કરી છે ! ભવિષ્યમાં પણ એવાં બીજાં પુસ્તકો, જે ગુર્જર બાલ વર્ગ તથા પ્રૌઢ વર્ગ બન્નેને ઉપયોગી થઇ પડે તેવાં છે તે પ્રસિદ્ધ કરી ગુજરાતી જનતાની સેવા બજાવવાની "**ચિત્રશાળા**" પ્રેસના માલીકની આંતરિક ઇચ્છા છે. તો આશા છે કે, ગુજરાતી વર્ગ તે સેવાઓને આનંદ તથા આદરથી વધાવી લેશે.

છેવટે વાંચક વર્ગને એટલી જ વિનતિ છે કે, પ્રસ્તુત પુસ્તકનું આ ભાષાંતર બનતાં સુધી સાદું કરવાને મેં યથામતિ પ્રયત્ન કર્યો છે. વિદ્વર્ગને તેમાં વ્યાકરણ દોષ મળી આવશે, પણ મરાઠી ભાષાની અવઘડતાને લીધે, તથા ભાષાંતર કરવાનું કામ ઘણું કઠિણ હોવાથી મારાથી તે ન સધાય એ સ્વાભાવિક જ છે. તેવી જ રીતે આવશ્યક જ્ઞાનના અભાવે બીજા પ્રમાદજન્ય દોષો હશે, પરંતુ વાચક વર્ગ હંસક્ષીરન્યાયે તે ત્યજવા કૃપા કરશે. અંતે જગન્નિયંતા પરમાત્મા પાસે માગું છું કે, તે મને આવાં કાર્યોમાં ફલીભૂત કરવા ઉત્સાહ, બલ અને ખંત આપે.

"**ચિત્રશાળા**" પ્રેસ
**પૂના સિટી.**

**કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.**



# अनुक्रमणिका.



| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |




# श्रीकृष्ण—चरित्र.



## उपोद्घात.



શ્રીકૃષ્ણ જેવા સર્વતોપરિ અદ્વિતીય પુરુષ હિંદુસ્થાનમાં જ શું, પણ કોઈ પણ દેશમાં આજસુધી થયા નથી. અલૌકિક પરાક્રમ, અપ્રતિમ બુદ્ધિમત્તા, અસામાન્ય સ્વાર્થત્યાગ ઇત્યાદિ સદ્ગુણોથી શ્રીકૃષ્ણની વ્યક્તિ સર્વ ઐતિહાસિક કિંબહુના કાલ્પનિક વ્યક્તીઓના શિરસ્થાને અધિષ્ઠિત થયેલી છે. નેપોલિયન જેવું પરાક્રમ અને નેપોલિયન સરખી બુદ્ધિમત્તા ઇતિહાસમાં બીજે સ્થળે જણાતી નથી. પણ નેપોલિયનની સ્વાર્થપરાયણતા તેના પરાક્રમના પ્રમાણમાં અને બુદ્ધિના પ્રમાણમાં અવાઢવ્ય હતી. આ સ્વાર્થતત્પરતાએ તેને, બુદ્ધિ અને પરાક્રમના સાહાય્યથી રંકનો સાર્વભૌમ બનાવ્યો, પણ તે જ સ્વાર્થતત્પરતાએ તેને ફરી સાર્વભૌમનો રંક કરી છોડયો. નેપોલિયનનું ભાગ્ય પણ તેના પરાક્રમ સરખું અદ્વિતીય નહોતું. છેવટે એ અભાગી પુરુષ કેદમાં પડી એક ખુણાખોચરામાં આવેલા બેટમાં મરણ પામ્યો. આનાથી ઉલટ, શ્રીકૃષ્ણે પોતાના દીર્ઘ આયુષ્યમાં જે જે કામ મન ઉપર લીધાં તે તે સિદ્ધિમાં આણ્યાં. મોટાં મોટાં યુધ્ધોમાં કિંવા રાજકારણમાં તેમની બુદ્ધિમત્તાએ વિજય જ સંપાદન કર્યો. અને આ સર્વ કામમાં તેમણે સ્વાર્થ કદી પણ સાધ્યો નથી. સારાંશ–નેપોલિયનનું પરાક્રમ, વૉશિંગ્ટનનો સ્વાર્થત્યાગ, ગ્લાડસ્ટન, બિસ્માર્ક વગેરે મુત્સદીઓની નીતિ; શ્રીકૃષ્ણમાં એકઠાં થયાં હતાં. અને સર્વમાં અધિક વાત એ કે, શ્રીકૃષ્ણ, જેવા રાજકારણમાં અગ્રણી હતા તેવા પરમાર્થમાં પણ હતા. બુદ્ધ, ખ્રિસ્ત, મહંમદ વગેરે ધર્મ–સંસ્થાપકોમાં તેમની ગણના કરવામાં પ્રત્યવાય નથી. મહંમદે નિશ્ચયથી પોતાના ધર્મનો પ્રચાર કર્યો,

પ્રસંગે સૌજન્યથી અને મુખ્ય બુદ્ધિવાદથી. શ્રીકૃષ્ણમાં નિશ્ચય, સૌજન્ય અને બુદ્ધિવાદ; આ ત્રણ વસ્તુનો વાસ હતો. તાત્પર્ય-બલ, સૌંદર્ય, બુદ્ધિ, પરાક્રમ, સાહસ, નય, નિશ્ચય, શાંતિ, સૌજન્ય, જ્ઞાન, સ્વાર્થપરાઙ્મુખતા વગેરે અનેક લોકોત્તર ગુણો ભાગ્યૈશ્વર્ય-સહિત શ્રીકૃષ્ણમાં હતા. શ્રીકૃષ્ણને આપણે ભારતીય આર્યો પરમેશ્વરનો પૂર્ણ અવતાર માનીએ છીયે, હેનું કારણ પણ એ જ છે. શ્રીરામચંદ્ર પરાક્રમ અને નીતિના ઉત્કર્ષને લીધે નરશિરોમણિ હતા, એમાં સંશય નથી. પણ તે અવતારમાં જ્ઞાનનો ઉપદેશ ભગવંતે સ્વમુખે કરેલો નથી. શ્રીકૃષ્ણે પોતાના ઉપદેશામૃતથી ભારતવર્ષના હૃત્પટલ ઉપર એવી કાયમની છાપ બેસાડી દીધી છે, કે તે ભૂસી નાંખવી શક્ય નથી. શ્રીકૃષ્ણના ચરિત્રથી અને ઉપદેશને લીધે ભારતીય ઇતિહાસને જે વલણ પ્રાપ્ત થયું છે તે બદલાવું સંભવનીય નથી. જેમના કાનમાં ભગવદ્ગીતા-વેણુનો જ્ઞાનરવ પડેલો છે, તેમને અન્ય મતનો ધ્વનિ મધુર લાગવો શક્ય નથી. આર્યોના વેદાન્તજ્ઞાનરૂપી દુર્ગની ભગવદ્ગીતા એ શતઘ્ની છે. તેના મારા આગળ આ કિલ્લા ઉપર ઇતર તત્ત્વજ્ઞાનનો હલ્લો ચાલી શકતો નથી એટલું જ નહીં પણ, આ દિવ્યાસ્ત્રની સહાયતાથી ભારતીય આર્યોનું તત્ત્વજ્ઞાન સર્વ જગતને જીતી શકે તેવું છે. અસ્તુ, આ પ્રમાણે શ્રીકૃષ્ણના સંબંધમાં આપણ ભારતીય આર્યોને જે પરમાવધિનો આદર લાગે છે તે સકારણ અને યોગ્ય છે. અને આશ્ચર્ય એ છે કે, આપણી આ આર્યભૂમિમાં સર્વ પ્રકારના લોકોને શ્રીકૃષ્ણ, સરખા જ પ્રિય અને પૂજ્ય છે. વૈદિક લોક 'હરિઃ ઓમ્' કરી વેદોનું અધ્યયન કરે છે. કર્મઠ લોક કર્મના આરંભમાં પરમેશ્વરનાં જે ચોવીસ નામ લે છે, તેમાં શ્રીકૃષ્ણ એ જ છેવટનું નામ છે. યોગી લોક શ્રીકૃષ્ણને જ યોગેશ્વર માને છે. ભક્તિમાર્ગી લોક શ્રીકૃષ્ણનું જ ભજન કરી ભગવચ્ચરણમાં લીન થાય છે, મથુરા-વૃંદાવનમાં તો કૃષ્ણ નામનો ધ્વનિ ઘર-બાર, મંદિર-ઘાટ, પૃથ્વી-આકાશ-માં ભરાઇ રહેલો છે. મહારાષ્ટ્રમાં પણ પંઢરપુરમાં 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ' એ જ શબ્દ સતત સાંભળવામાં આવે છે. શ્રીકૃષ્ણના ગુણ વર્ણન કરી મહારાષ્ટ્ર શું, બંગાળ શું, મદ્રાસ શું, અને ગુજરાત શું સર્વ ઠેકાણેના ભાવિક લોકો ગાય છે, નાચે છે, અને ધ્યાનસ્થ થાય છે. સર્વ હિંદુસ્થાનની આર્ય સ્ત્રીઓના મુખમાંથી શ્રીકૃષ્ણની જ બાળલીલાનું ગાન સદોદિત સાંભળવામાં

આવે છે. પરોઢિયામાં ઉઠી તેમના જ ગુણાનુવાદ તેઓ ગાય છે, દળણું દળે છે અને બાળકોને જગાડે છે. વધારે શું વર્ણન કરવું? ભરતખંડમાંનાં આર્યધર્મી સ્ત્રી-પુરુષો, બાળ-વૃદ્ધ, ગરીબ-શ્રીમંત, નગરનિવાસી-ગ્રામ્યનિવાસી, પંડિત-મૂર્ખ, સંસ્કૃત-અસંસ્કૃત, સંસારી-પરમાર્થી, સર્વેના વિચારમાં અને ઉચ્ચારમાં શ્રીકૃષ્ણનું નામ અને ચરિત્ર ભરાઇ ગયેલું છે. આવી આ સર્વવંદ્ય વિભૂતિના ચરિત્રની સાદ્યંત માહિતી પ્રત્યેક આર્યાભિમાની મનુષ્યોને, વિશેષતઃ હિંદુ વિદ્યાર્થીઓને હોવી જોઇએ, એ અધિક શબ્દોમાં કહેવું જોઇએ શું?

શ્રીરામચંદ્રના ઉદાર-ચરિત્ર રૂપી સ્ત્રીરત્નને વાલ્મીકિની દિવ્ય પ્રતિભાના કાવ્યનો પાસો મળવાથી જેવી ઘણી જ શોભા આવેલી છે, તે પ્રમાણે જ શ્રીકૃષ્ણના ચરિત્રને અને ઉપદેશને મહર્ષિ વ્યાસના મહાભારતની વાણીની જોડ મળી એ એક મોટી ધન્યતાની વાત છે. શ્રીરામચંદ્રનું લોકોત્તર ઉદાર ચરિત્ર અને વાલ્મીકિનું લોકાતીત ઉદાર કાવ્ય, એ જેવો સમાન યોગ થયો છે, તેવો શ્રીકૃષ્ણનું ઉદાર ચરિત્ર અને વ્યાસની ઉદાર વાણી એ પણ સમાન યોગ જ છે. વાલ્મીકિને આદ્ય કવિ એ નામ જેમ શોભે છે, તે પ્રમાણે જ વ્યાસને આદ્ય ઇતિહાસકાર એ નામ આપવામાં હરકત નથી. વ્યાસ જેવો વ્યવહારચતુર ગ્રંથકર્તા ભારતવર્ષમાં થયો જ નથી એમ કહીએ તો ચાલે. અને વ્યવહારમાં જેમ વ્યાસ ચતુર હતા તેમ જ તત્ત્વજ્ઞાનના વિષયમાં પણ તે પારંગત હતા. "व्यासोच्छिष्टं जगत् सर्वम्।" એમ કહેવાય છે તે કાંઇ ખોટું નથી. વ્યવહારમાં શું અને પરમાર્થમાં શું, જે જે સુંદર કલ્પનાઓ કિંવા કોટિઓ આપણને જડી આવે છે, તે તે મહાભારતમાં નથી એમ છે જ નહિ. સારાંશ-શ્રીકૃષ્ણ, જેવા વ્યવહારમાં અને પરમાર્થમાં અગ્રણી હતા, તે પ્રમાણમાં વ્યાસ પણ હતા. અને એવો સમાન યોગ જામવાથી શ્રીકૃષ્ણનું ચરિત્ર અને શ્રીકૃષ્ણનો ઉપદેશ આપણી સામે બહુ જ સુંદર રીતે માંડેલો દૃષ્ટિએ પડે છે. ભગવદ્ગીતાના સંબંધથી તો આ સૌંદર્યની અવધિ થયેલી છે એમ કહેવું જોઇએ. ભગવદ્ગીતામાંના ગહન તત્ત્વજ્ઞાનને વ્યાસની ગંભીર અને પ્રસન્ન વાણીની જોડ મળવાથી ગીતા ગ્રંથ સર્વ જગતમાંના અત્યંત માન્ય ગ્રંથમાં જઇ બેઠેલો છે. ભગવદ્ગીતાના પ્રત્યેક શબ્દ સુવર્ણની કિંમતના છે એમ કહેવામાં

અતિશયોક્તિ નથી. નાના હોઇ વજનદાર, પ્રજ્વલિત હોઇ મૌલ્યવાન, એવા આ ગીતા–શબ્દોને સુવર્ણની યોગ્યતા નથી એમ કોણ કહે? ભગવદ્ગીતાના ગહન તત્ત્વનો અને વજનદાર ભાવનો જેમ જેમજેમ અધિક વ્યાસંગ કરીએ છીએ તેમ તેમ અધિક આનંદ થાય છે, એ તજ્જ્ઞોને કહેવાની જરૂર નથી. આજ હજારો વર્ષ થયાં આ મોહક ગ્રંથનો આપણે ભારતીય લોકો રસાસ્વાદ લઇએ છીએ, તો પણ તેની મીઠાશ ઓછી થઈ નથી. "तदासेचनकं तृप्तेर्नास्त्यन्तो यस्य दर्शनात्" એ જે આસેચનક દૃશ્ય સૌંદર્યનું લક્ષણ અમરકોશમાં છે તે "श्रवणात्" એટલો જરૂર પડતો બદલો કરી–ભગવદ્ગીતાના શ્રાવ્ય સૌંદર્યને અક્ષરશઃ લાગૂ પડે છે. ભગવદ્ગીતાનું શ્રવણ, પઠન, અને વિવરણ આજ પર્યંત અનેક વિદ્વાન્ લોકો કરતા આવ્યા છે, તો પણ તેનું માધુર્ય અપ્રતિહત છે. અસ્તુ. શ્રીકૃષ્ણના ચરિત્રને અને ઉપદેશને મહાભારતનું સિંહાસન મળવાથી અપ્રતિમ શોભા આવેલી છે, એમાં તલભાર પણ અતિશયોક્તિ નથી. પણ અહીંયાં એક વાત કબૂલ કરવી જોઇયે, કે શ્રીકૃષ્ણનું તત્ત્વજ્ઞાન કિંવા મત ભારતમાં સારી રીતે ઉદ્ઘટિત થયેલું છે એમ કહી શકાશે, પણ ભારતમાં શ્રીકૃષ્ણનું સમગ્ર ચરિત્ર ગ્રથિત થયેલું છે એમ કહી શકાશે નહિ. હવે એમાં ભારત ગ્રંથનો દોષ નથી. કારણ શ્રીકૃષ્ણનું ચરિત્ર કહેવામાટે ભારતનો જન્મ થયો નથી, પણ પાંડવોનું ચરિત્ર કહેવું, કિંબહુના ભારતીય યુદ્ધની ઇત્થંભૂત હકીકત આપવી એ ભારતનું પ્રયોજન હતું. તદનુષંગે શ્રીકૃષ્ણનું જેટલું ચરિત્ર કહેવું શક્ય હતું તેટલું ભારતમાં આવેલું છે. બાકીનું ચરિત્ર વાંચકની જાણમાં છે, એમ સમજી ગ્રંથકાર આગળ ચાલેલા છે, એવો ભાસ થાય છે. સાહજિક જ સમગ્ર શ્રીકૃષ્ણચરિત્ર જાણવાની વાચકોની પિપાસા ભારતથી તૃપ્ત થતી નથી. આ ઊણપ સહેલાઇથી હરિવંશ પુરાણને મહાભારતનું ખિલપર્વ માની દૂર કરેલી છે. ભારતમાં શ્રીકૃષ્ણનું જેચરિત્ર આવ્યું નથી, તે હરિવંશમાં છે અને એ બન્ને ગ્રંથ મળી આપણને શ્રીકૃષ્ણનું સાદ્યંત ચરિત્ર સાંભળવાને મળે છે. તાત્પર્ય–શ્રીરામચરિત્ર પ્રમાણે એક સંદર્ભથી. એક હેતુથી એક વાણીથી કરેલું શ્રીકૃષ્ણનું અથથી ઇતિપર્યંત ચરિત્ર જો કે આપણી સન્મુખ નથી તો પણ મહાભારત અને હરિવંશ આ બે ગ્રંથોના એકીકરણથી આપણને સમગ્ર શ્રીકૃષ્ણચરિત્ર સમજી શકાય તેમ છે. આ બે

અલૌકિક ગ્રંથે શ્રીકૃષ્ણનું ચરિત્ર ગાયેલું હોવાથી " मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः " આ કાલિદાસની ઉક્તિ પ્રમાણે આ દુષ્કર કામ અલ્પમતિને પણ શક્ય થયેલું છે. *

શ્રીકૃષ્ણના ચરિત્રનો સૂત્રભૂત એક સંદર્ભ, એક હેતુ કયો હતો એ આ બન્ને ગ્રંથ ઉપરથી એકમતિએ આપણા જાણવામાં આવે છે. જે પ્રમાણે હારના સર્વ મણિમાં એક દોરો પરોવેલો હોય છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણના ઉદાત્ત ચરિત્રમાં એક જ હેતુ ઓતપ્રોત ભરેલો છે. હરિવંશમાં કહ્યા પ્રમાણે " અસુરોનું ઉન્મૂલન કરી, પ્રજાજનને વર્તનની મર્યાદા આણી આપવી " આ જ શ્રીકૃષ્ણ–ચરિત્રનો ઉચ્ચ હેતુ જણાય છે. જગદ્વંદ્ય વિભૂતિનાં ચરિત્રો આપણને પૂજ્ય અને શ્રવણીય હોય છે એનુ કારણ પણ આ જ છે. ઉદાત્ત નીતિમત્તા અને અદ્ભુત પરાક્રમ એ જ અવતારી પુરુષોનું લક્ષણ છે. શ્રીરામચંદ્રથી માંડીને તે શિવાજી મહારાજ પર્યંત અવતારી માનેલા સર્વ પુરુષોનાં ચરિત્રોમાં આ જ વિશેષ નજરે પડે છે. શ્રીકૃષ્ણનું ઉદાર ચરિત્ર અદ્ભુત પરાક્રમ અને લોકોત્તર નીતિમત્તાને લીધે જ મનોહર અને રમણીય થયેલું છે. † મર્મજ્ઞ વ્યાસ મહર્ષિએ જણાવ્યા પ્રમાણે ઇજ્યા, અધ્યયન, દાન અને તપ એ ધર્મનાં અંગો 'દંભાર્થ પણ' મનુષ્યમાં હોઇ શકે, પણ સત્ય, ક્ષાંતિ ઇંદ્રિયદમન અને વિશેષતઃ નિર્લોભતા એ બાકીના ચાર ગુણ દંભથી આવી શકતા નથી. તે મહાત્માના જ અંગમાં વસે છે. ‡ આવા ગુણોથી શ્રીકૃષ્ણનું ચરિત્ર મંડિત છે અને તેથી જ તે રમણીય અને ઉદાહરણીય થયેલું છે.

---

* ભાગવત વગેરે પુરાણોને પણ આ જ કહેલું લાગુ પડે છે. સર્ગ, પ્રતિસર્ગ, વંશ વગેરે અનેક વાતો કહેતાં કહેતાં તેમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર કહેલું હોય છે; અને તે પણ સમગ્ર નથી હોતું. કારણ, ભારત જેવા સર્વમાન્ય ગ્રંથનું પૂર્વાસ્તિત્વ સર્વને જ ભાવે છે, અને ભારતમાં આવેલો વિષય ફરી કહેવાનું ધાષ્ટર્ય કોઈ પણ પુરાણ કરતું નથી.

† શ્રીકૃષ્ણનું ગોપીઓ સાથેનું વર્તન અશ્લાધ્ય હતું આ આક્ષેપ અહીં વાંચકોની આગળ ઉભો રહેશે. પરંતુ આ અને ઇતર આક્ષેપો ખરા નથી, એ સંબંધમાં સ્વતંત્ર વિવેચન કરેલું છે.

‡ इज्याध्ययनदानादि तपः सत्यंदमः क्षमा ।
अलोभ इति मार्गोऽयं धर्मस्याष्टविधः स्मृतः ॥
तत्र पूर्वश्चतुर्वर्गो दंभार्थमपि सेव्यते ।
उत्तरस्तु चतुर्वर्गो नामहात्मसु तिष्ठति ॥

શ્રીકૃષ્ણનું ચરિત્ર બીજા એક કારણથી વિશેષ રમણીય અને પ્રિય થયેલું છે. શ્રીકૃષ્ણનું ચરિત્ર માનવી કક્ષામાંનું હોઇ પ્રત્યેક મનુષ્યને આ સંસારમાં તેનું ઉદાહરણ લેવા જેવી ઉપયુક્તતા તેમાં જણાઇ આવે છે. શ્રીકૃષ્ણના શત્રુ પ્રત્યક્ષ અસુર નહોતા, પણ હમેશાં સંસારમાં નજરે પડતાં આસુરી સ્વભાવનાં માણસો જ તેમના શત્રુસ્થાને હતાં. શ્રીરામચંદ્ર પ્રમાણે તેમને પ્રત્યક્ષ રાક્ષસોની સાથે લઢવાનું નહોતું, કિંવા તેમને સહાયકર્તા વાનર ન હોતા. પ્રત્યેક સમાજમાં, પ્રત્યેક દેશમાં, પ્રત્યેક કાળમાં દુષ્ટ અને દુરાચારી મનુષ્યો નિસર્ગનિયમથી ઉત્પન્ન થાય છે. આવા મનુષ્યોને બુદ્ધિ અને પરાક્રમનું પૃષ્ઠબળ મળે છે, એટલે તેમનાં કારસ્થાનો કંસ, જરાસંધ, દુર્યોધન વગેરેનાં કારસ્થાન પ્રમાણે અત્યંત કુટિલ અને ભયંકર થાય છે. આવા બુદ્ધિમાન્ અને પરાક્રમી પણ પાપી અને લુબ્ધ મનુષ્યોનાં કારસ્થાનો નીતિમંતોએ કેવી રીતે ઉથલાવી નાખવાં આ એક વ્યવહારમાંનો અત્યંત વિકટ પ્રશ્ન છે. એવા જ પ્રકારના અત્યંત કઠિણ પ્રશ્નો પ્રત્યેક સમાજમાં ઉપસ્થિત થાય છે, અને તે વખતે નીતિમાન્ મનુષ્યોએ શું કરવું એ તેમને સમજાતું નથી. આ જ પ્રકાર તત્ત્વજ્ઞાનનો પણ છે. મનુષ્યની બુદ્ધિને મોહ પમાડનાર ઘણા પાખંડો જગતમાં આજસુધીમાં ઉત્પન્ન થયા છે, ઉત્પન્ન થાય છે અને આગળ ઉત્પન્ન થશે. આવા મોહક પણ અસત્ મતમાંથી સન્માર્ગ કેવી રીતે ઓળખવો એ ઠરાવવું બુદ્ધિમંતોને પણ કઠિણ થઈ પડે છે. આવા પ્રકારના વ્યવહારમાંના અને પરમાર્થમાંના કઠિણ પ્રશ્નોનો નિકાલ શ્રીકૃષ્ણના ચરિત્ર અને ઉપદેશ ઉપરથી થાય છે. આ કારણથી શ્રીકૃષ્ણનું ચરિત્ર વિશેષ મનોવેધક અને મનનીય છે. અને એમાં પણ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, આવો નિકાલ કરવા માટે શ્રીકૃષ્ણે માનવી ઉપાયોની જ ઘણે ભાગે યોજના કરેલી છે. કર્તુંમકર્તુંમન્યથાકર્તું સમર્થ એવી ઈશ્વરીશક્તિ જો અવતારી પુરુષ ઉપયોગમાં આણે તો તેમના ચરિત્રમાંથી આપણને તાદૃશ ફાયદો થાય નહીં એ ઉઘાડું છે. કેવળ ઇચ્છાથી જ રામચંદ્ર કિંવા સીતાએ રાવણનો નિ:પાત કર્યો હોત, તો તેમનાં ચરિત્ર સંસારી લોકોને કદી પણ ઉપયુક્ત થયાં ન હોત. સારાંશ—અવતારી પુરુષોનાં માનવી કૃત્યો જ મનોહર અને મનનીય હોય છે. આ દૃષ્ટિએ શ્રીકૃષ્ણનું ચરિત્ર વિશેષ માનવી કોટિમાંનું છે. શ્રી-

કૃષ્ણે સર્વ રીતે નાનપણુ સ્વીકારેલું હતું. તેમનો જન્મ શ્રીરામ પ્રમાણે રાજાને પેટે થયો નહોતો એટલું જ નહી, પણ રાજવંશમાં પણ ન હોતો થયો. શ્રીકૃષ્ણ રાજા નહોતા, રાજપુત્ર નહોતા, રાજવંશી નહોતા, જ્યેષ્ઠ પુત્ર પણ નહોતા. કિંબહુના તેમનું બાલપણ ઐશ્વર્યમાં ગયેલું નથી પરંતુ તદ્દન સામાન્ય પ્રતીના લોકમાં ગયું છે. એથી શ્રીકૃષ્ણના ચરિત્રમાં માનવીપણું અધિક જ આવેલું છે. સારાંશ, શ્રીકૃષ્ણનું ચરિત્ર અનેક દૃષ્ટિએ અત્યંત મનોહર અને ઉપયુક્ત છે. તે વ્યવહારીયોને શાણપણ શિખવનાર, મુમુક્ષને મોક્ષ આપનાર, વિપન્નોને ધૈર્ય આપનાર, નિરુત્સાહીઓમાં ઉત્સાહ ઉત્પન્ન કરનાર, સંશયાત્માઓને નિશ્ચયની પાયરી ઉપર લઇ પહોંચાડનાર, સામાન્ય જનોને પ્રેમ ઉત્પન્ન કરનાર, શ્રીમંતોને ઉન્મત્તપણામાંથી બચાવનાર, ગરિબોને આધાર આપનાર, દુષ્ટોને ભય ઉત્પન્ન કરનાર, અને સજ્જનોને નીતિપંથ દેખાડનારૂં છે. આવી રીતે સર્વ બાજુથી ઉપયુક્ત અને મનોહર એવું શ્રીકૃષ્ણનું ચરિત્ર આ પ્રમાણે:—



# श्रीकृष्ण-चरित्र.



## वालपर्व.



આર્યાવર્તમાં શૂરસેન નામનો એક અત્યંત ફળદ્રૂપ અને રમણીય દેશ હોઇ તેમાં યમુના નદી વાયવ્ય દિશા તરફથી નૈઋત્ય દિશા તરફ વહે છે. આ દેશની સમૃદ્ધ રાજધાની યમુના નદીના દક્ષિણ કિનારા ઉપર વસેલી હતી. આ રાજધાની મૂળ મધુ નામના રાક્ષસે વસાવેલી હોવાથી તેને મધુપુરી કિંવા મધુરા અથવા મથુરા કહેતા. આ દેશ પૂર્વે અરણ્યમય હોવાથી તેનું મધુવન એવું પણ નામ હતું. મધુ રાક્ષસનો પુત્ર લવણ ઋષિઓને બહુ ત્રાસ આપવા લાગ્યો, એટલે ઋષિઓની વિનંતી ઉપરથી અયોધ્યાના રાજા શ્રીરામચંદ્રે શત્રુઘ્નને સાથે સેના આપી તેની ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. શત્રુઘ્ને લવણને ઠાર મારી મધુપુરીમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેની શૂર સેનાએ મધુવનમાંનાં જૂનાં, મોટાં મોટાં વૃક્ષોથી ભરેલાં ભયંકર અરણ્યો તોડી પાડી ત્યાં વસાહત કરી; તેથી તે દેશનું શૂરસેન એવું નામ પડયું. શૂરસેનમાં સૂર્યવંશી ક્ષત્રિયોનું રાજ્ય કેટલાંક વર્ષો સુધી ઉદય પામી કાલગતિએ લયને પામ્યું; ત્યાર પછી યાદવ, અંધક, ભોજ વગેરે સોમવંશી ક્ષત્રિયોએ ત્યાં વસતી કરી. ભોજકુળમાં ઉત્પન્ન થયેલા જે રાજાયે મથુરામાં આ પ્રમાણે પ્રથમ રાજ્ય સ્થાપન કર્યું તેનું નામ શૂરસેન હતું. સોમવંશી ક્ષત્રિઓના અમલ નીચે તે દેશ અને તે રાજધાની ફરી સમૃદ્ધિમાં આવી. અનેક પ્રકારના વ્યાપારી, કારીગર અને લઢવઇયા લોકોથી મથુરા નગરી ભરાઇ ગઇ. ઉંચા ઉંચા માળવાળી હવેલીઓથી તે નગરી કર્ણાભૂષણથી શોભનારી સ્ત્રીઓ પેઠે શોભવા લાગી. તેની વિસ્તીર્ણ વસતીની ચારે બાજુનાં ઉંચાં તટવાળાં અને મધ્યમાં કમળોથી ભરેલાં તળાવો

નકસીદાર કમરપટા પ્રમાણે શોભતાં હતાં. શહેર નજીક ચારે બાજુ અનેક બાગબગીચા હોવાથી તે નગરીએ લીલી શાલ ઓઢી છે કે શું એવો ભાસ થતો હતો. મથુરાની ઉત્તરે યમુનાનું અર્ધ વતુંલાકાર પાત્ર હોવાથી તે નગરીની ડોકમાં ચંદ્રહાર ધાલેલો છે કે શું, એમ લાગતું હતું. મથુરાનું બજાર રત્નાદિ જૂદા જૂદા પ્રકારની વસ્તુઓથી અને સંપત્તિઓથી ભરપુર હોવાથી તે નગરી જાણે હસતી હોય ને શું એવો ભાસ થતો હતો. મથુરાના દરવાજાનું ઉત્તમ રીતે રક્ષણ કરાતું હોવાથી મથુરાના રસ્તા હાથી, ઘોડા અને રથથી હમેશાં ભરાયલા હતા. મથુરાના લોક શૂર હોઇ હવાપાણી સારાં હોવાથી રોગરહિત હતા. આ પ્રમાણે તે નગરી શત્રુને અજિંક્ય હોઈ આનંદી અને સંપન્ન સ્ત્રી-પુરુષોથી ગાજી-બાજી રહેલી હતી. પાસેના પ્રદેશમ પણ જમિન ફળદ્રૂપ હોઇ વર્ષાદ વખતસર પડતો હોવાથી પાક સારો ઉતરતો અને તેથી શૂરસેનમાં સર્વ પ્રકારનું સુખ મળતું હતું.

આવી તે રમ્ય, વિસ્તીર્ણ, સમૃદ્ધ, સુસંરક્ષિત રાજધાનીમાં અને સુખી દેશમાં શૂરસેનના કુળમાં ઉત્પન્ન થએલો ઉગ્રસેન નામનો રાજા સુમારે ૫૧૦૦ વર્ષ પૂર્વે નીતિથી અને આનંદથી રાજ્ય કરતો હતો. તેના દુષ્ટ જ્યેષ્ટ પુત્ર કંસે તેને એકાએક કેદ કરી પોતે રાજ્ય પચાવી પાડયું. આ કંસ પરાક્રમી હતો, પણ તે અત્યંત ક્રૂર હતો. તે મહા કોપી હોઈ તેનાં કૃત્યો ઘણાં ભયંકર હતાં. તેની ધાક એટલી સખત હતી કે તેનાથી લોક થરથર કાંપતા હતા. તેનો નિશ્ચય કડક હોઈ તે ઘણો જ નિર્દય હતો. રાજધર્મ છોડી અનીતિયે ચાલવાને તે બિલકૂલ કચવાતો નહોતો. તેના સસરાના જોર ઉપર તેનામાં ઉન્મત્તપણું અધિક આવ્યું હતું. તે વખતે યમુનાના કિનારે મત્સ્ય, કુરુ, પાંચાળ, શૂરસેન, ચેદિ અને મગધ એટલાં સોમવંશી ક્ષત્રિઓનાં રાજ્ય હતાં. તેમાં મગધનું રાજ્ય સર્વમાં બલાઢ્ય હોઇ ત્યાંનો રાજા જરાસંધ તે વખતના હિંદુસ્થાનના સાર્વભૌમ પદ ઉપર ચઢેલો હતો. આ જરાસંધને અસ્તિ અને પ્રાપ્તિ નામની બે છોકરીઓ હતી અને તે કંસને આપી હતી. જરાસંધના બળ ઉપર અત્યંત ઉન્મત્ત થઈ કંસ અવરંગજેબ પ્રમાણે બાપને કેદ કરી ઉપર કહ્યા પ્રમાણે પોતે રાજ્ય કરવા લાગ્યો. તેના આ ઉન્મત્ત કૃત્યમાં તેના જે નાના ભાઇઓનું સાહાય્ય હતું, તેમાં કેશી અને સુનામા એ પ્રમુખ હતા. તેમને કદાચિત્ આ કૃત્યમાં ફાયદો

થયો હશે, પણ કંસના દંતર અનુયાયીઓને તેના શીઘ્રકોપીપણાને લીધે, ગર્વને લીધે, અને ક્રૂરપણાને લીધે આ તેના રાજ્યપદ પચાવી પાડવા પછી કાંઇ જ સુખ મળ્યું નથી ( હરિવંશ, હ૦ અ૦ ૫૪ ).

શૂરસેન દેશમાં ભીમ, કુકુર, અંધક, દાશાર્હ, યાદવ, વૃષ્ણિ અને ભોજ આ સાત સોમવંશી ક્ષત્રિઓની જાતિ વસાહત કરતી હતી. તેમાં યાદવ પ્રમુખ હોઈ તે પૈકી વસુદેવ નામનો એક યાદવ સરદાર ભોજ-રાજાનો માંડળિક હતો. તે નદીની પાસના ગોવર્ધન નામના પર્વત પાસેના પોતાના જાગીરના ગામમાં રહેતો હતો. યાદવોને રાજ્યનો અધિકાર નથી આવી તે વખતે સમજણ હોવાથી યાદવવંશી ક્ષત્રિઓ બહુધા ગોવા-ળીયાનો જ ધંધો કરતા હતા. શૂરસેન દેશની જમિન ગાયો ચારવા માટે બહુ જ પ્રસિદ્ધ હતો. ત્યાંની જમિન જો કે ઘણીખરી સપાટ હતી, તોપણ ઠેકાણે ઠેકાણે નાની ટેકરીઓ હોઈ તેની તળેટીમાં ઢોરઢાંખર ચારવાનું ઘણું જ સુગમ થઈ પડતું. હજુ પણ મથુરા પાસેના પ્રદેશનાં ગવત, ઢોરોને એટલાં પસંદ આવે છે કે, હાલ પણ ત્યાંની ગાયો કસવાળું અને મીઠું દૂધ પુષ્કળ આપે છે. ગોવાળીયાનો ધંધો કરનારા વૈશ્યો શૂરસેનમાં પુષ્કળ જ હતા. ભગવદ્ગીતામાં કૃષિ, ગોરક્ષ્ય અને વાણિજ્ય, આવાં વૈશ્યોનાં જે ત્રણ સ્વાભાવિક કર્મો કહ્યાં છે, તેમાંના ગોરક્ષપદની મહતી હાલના વૈશ્યોની સ્થિતિ ઉપરથી આપણા લક્ષમાં આવતી નથી. હાલના વૈશ્યો ઘણે ભાગે વ્હેપાર જ કરે છે. એથી કૃષિ અને ગોરક્ષ્ય હાલમાં શૂદ્રો પાસે ગયાં છે. પણ પ્રાચીન કાળમાં ગોરક્ષ્ય એ વૈશ્યોનો સ્વતંત્ર અને મહત્ત્વનો ઉદ્યોગ હતો. હિંદુ-સ્થાનના વિસ્તીર્ણ ક્ષેત્રમાં તે વખતે જરૂરીયાત જેટલી ખેતી કરતાં છતાં પણ એટલી બધી જમિન બાકી રહેતી કે, હાલમાં અમેરિકાની માફક હજારો ગાયો ચરી શકે એવાં ગવત અનેક હતાં. અને વૈશ્ય લોકો ગાયોનાં સેંકડો ટોળાં પાળી તેમના દુધ-દહીંથી અને ઘી-માંખણથી પોતાનો ચરિતાર્થ ચલાવતા હતા. અસ્તુ ગાયનો ધંધો કરનારા વૈશ્યોનો શૂરસેનમાં ભરાવો હતો, તેમ ગોપનો ધંધો કરનારા યાદવ ક્ષત્રિયો પણ અહીંયાં પુષ્કળ હતા. તેમાં વસુદેવ પ્રમુખ હતા. તેઓ રૂપથી અને ગુણથી ઉદાર હોઇ સર્વને પ્રિય હતા. તેઓ તેજથી અને આચરણથી કશ્યપના સરખા હોઇ ઉપર કહ્યા પ્રમાણે ગોવર્ધન પર્વત પાસેની પોતાની જાગીરમાં આનંદથી રહેતા હતા ( હરિવંશ, હ૦ અ૦ ૫૫ ).

દુષ્ટ લોક સૃષ્ટોના અકારણ શત્રુ બને છે. અમુક મનુષ્ય સારો છે, એટલે તે બહુધા મારો દ્વેષ કરતો હશે આમ ખરાબ માણસને વિનાકારણ લાગે છે. તેમાં એકાદ અનન્વિત કૃત્ય તેમના હાથે થયું એટલે તેમની આ કલ્પના સાહજિક જ વધે છે. એક પાપમાંથી અનેક પાપી કલ્પના તેમના મનમાં ઉભી થાય છે, અને આવી કલ્પનાઓનું એક પ્રચંડ વૃક્ષ બની તેમનાં પાપકૃત્યોની પરંપરા વધતી જાય છે. ઉગ્રસેનને કેદ કરવાથી કંસની આવી જ સ્થિતિ થઈ. ઉગ્રસેન તરફના મારી સાથે કોણ વૈર કરે એવા છે એનો વિચાર કરતાં વસુદેવનું નામ સહજ જ તેના મન આગળ આવી ઉભું રહ્યું. વસુદેવને ઉગ્રસેનના નાના ભાઇ દેવકની દેવકી નામની કન્યા આપેલી હતી. એટલે વસુદેવ પોતાના સસરાને કેદમાંથી છોડાવવાનો પ્રયત્ન કરશે એમ કંસને લાગવા માંડયું. વસુદેવ અને દેવકીના પુત્ર પણ મારા ઉપર ઉઠશે જ, આવી પણ કલ્પના તેના મનમાં ઘોળાવા લાગી. એટલામાં નારદમુનિયે મથુરામાં આવી શહેરબહારના એક બાગમાં પડાવ નાંખ્યો અને ત્યાં કંસને બોલાવ્યો. નારદમુનિ એટલે કાળપુરુષના દૂત જ હતા. તેમણે દેવસભામાં કંસના સંબંધમાં શાં શાં ભાષણો થયાં તે તેને કહ્યાં. " કંસ અતિ ઉન્મત્ત થઈ પ્રજાને છળે છે, તેણે બાપને પણ કેદમાં નાંખેલો છે, તેને જરાસંધનો આધાર મળવાથી તે ઘણોખરો અજેય થયો છે, તેનો નિઃપાત કરવા માટે શ્રીવિષ્ણુયે જ અવતાર લેવો જોઈયે. વગેરે ભાષણો દેવોની સભામાં થયાં છે અને વસુદેવ-દેવકીના પેટે અવતરવાનું શ્રીવિષ્ણુયે ઠરાવેલું છે. દેવકીનો આઠમો પુત્ર પ્રત્યક્ષ શ્રીવિષ્ણુનો અવતાર થશે અને તે તને ઠાર મારશે. પણ હું તને વખતસર સાવધ કરવા માટે આવ્યો છું." આવું નારદનું ભાષણ સાંભળી કંસ ખડખડ હસ્યો. " દેવકીનો આઠમો પુત્ર મને મારે તે પહેલાં હું જ તેને જન્મતાં બરોબર ઠાર કરીશ. દેવકીના બધાયે પુત્રો મારી નાંખીશ એટલે આઠમો કોણ અને નવમો કોણ એ સંશય જ રહેશે નહી. કદાચિત્ આઠમો કહી દેવો મને ફસાવવા માગતા હશે, તોપણ દેવકીનાં સઘળાં જ છોકરાં મારી નાંખી હું જ દેવોને ફસાવીશ." આમ કહી હા! હા! હા! કરી કંસ ખડખડ હસ્યો. કંસનો તે ભયંકર વિચાર નારદને બહુ ગમ્યો. તેમનું કળ ચડાવવાનું કામ ઉત્તમ રીતે સિદ્ધ થયું એટલું જ નહીં, પણ કંસનાં સો વર્ષ સો વર્ષથી પુરાવાનાં તે દસ

બાર વર્ષમાં જ આવાં અનન્વિત પાપોથી ભરાશે આમ વિચારી તેમણે કંસની તારીફ કરી. "તું દેવોનો પણ ઉસ્તાદ છે" આવી રીતે તેની પીઠ થાબડી નારદમુનિ દેવલોકમાં ચાલ્યા ગયા. આ બાજુ કંસે વસુદેવ–દેવકીને ગોવર્ધનથી બોલાવીને મથુરામાં તેમના જ વાડામાં નજરકેદ રાખ્યાં. વાડીની બહાર તે જાય નહીં આવી સખ્ત બંધી કરી, વાડી ઉપર સખ્ત ચોકી બેસાડી અને પોતાના તરફની દૂત સ્ત્રીઓ દેવકીના અન્તર્ગૃહમાં મૂકી તેના ઉપર સખ્ત પહેરો ચાલૂ કર્યો (હરિવંશ, વિ૦ અ૦ ૨).

મૂળમાં જ કંસ દુષ્ટ, તેમાં રાજ્યનો પૂર્ણ માલીક અને તેમાં વળી સંશયપિશાચે ગ્રસેલો, એટલે પછી તેણે પોતાની અમાનુષ પતિજ્ઞાનું છેવટ આણ્યું એ કહેવું જરૂરનું જ નથી. દેવકીને ગર્ભ રહેતો એટલે તેને ખબર મળતી અને ત્યારથી તે વાટ જોતો બેસતો અને યોગ્ય કાળે તેને પુત્ર થયો એટલે તે તાબડતોબ ત્યાં આવી સુવાવડીની ઓરડીમાંથી નવીન ઉત્પન્ન થયેલું બાળક દેવકીના હાથમાંથી ઝુંટાવી લઈ પથ્થર ઉપર પટકી ઠાર મારતો. આ પ્રમાણે તેણે દુષ્ટપણાની અવધિ કરી દેવકીના છયે પુત્રો માર્યા. દેવકી સાતમી વખતે ગર્ભવતી થઈ. પરંતુ ભાવી દુઃખની બીકથી તેનો ગર્ભ ગળી ગયો. વસુદેવની જ્યેષ્ઠ સ્ત્રી રોહિણી વસુદેવ સાથે વાડીમાં રહેતી હતી, તેને આ જ સુમારે ગર્ભ રહ્યો. કદાચિત્ તેનું પણ બાળક કંસ સંશયની ધૂનમાં મારશે એ બીકથી વસુદેવે તેને પોતાની જાગિર પાસેના ગોવાળવાડાના પટેલ નંદ, પોતાના જીવજાન મિત્ર હતા તેમને ઘેર પહોંચાડી. એ પછી કેટલેક કાળે દેવકી આઠમી વખત ગર્ભવતી થઈ. તેની ખબર કંસને પહોંચી, એટલે તે આંખોમાં તેલ આંજી પહેરીગર મૂકવા લાગ્યો. તેણે વાડીની આગળ પાછળ કડેડાટ બંદોબસ્ત કર્યો. વાડીમાંથી એક ચકલું પણ બહાર જઈ શકતું નહીં. પણ મારનારની અપેક્ષાએ તારનાર બળવાન્ છે. હજારો આપત્તિમાંથી મનુષ્ય બચી જવાનાં સેંકડો ઉદાહરણો મળી આવે છે. દેવકીના પેટે આ વખતે પ્રત્યક્ષ શ્રીવિષ્ણુનો જ અવતાર જન્મવાનો હતો, તે કંસના હાથે કેમ લાગે? ભાવી આપત્તિની બીકથી કહો કિંવા અન્ય કારણોથી કહો દેવકીને આઠમે મહિને અકલ્પિત પ્રસવ થયો. જે સમયે સર્વને ગાઢ નિદ્રાએ ઘેરેલાં હતાં એવા એક શાંત મધ્યરાત્રિના સમયે, શ્રાવણ મહિનાની વદી અષ્ટમીને દિવસે, વરસાદ ધનઘોર પડતો

હતો તે વખતે શ્રીકૃષ્ણનો જન્મ થયો. શ્રીવત્સાદિ ચિન્હોથી અંકિત પરમ દિવ્ય બાળકને જોઈ વસુદેવ દેવકીને અત્યંત મોહ થયો. દેવકીયે પ્રેમાતિશયથી બાળકને છાતીયે ચાંપી 'આને બચાવો' આવો વસુદેવને આગ્રહ કર્યો. વસુદેવને પણ છોકરાને બચાવવાની ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ અભિજિત્ નક્ષત્રના વિજય મુહૂર્ત ઉપર જન્મેલા તે યશસ્વી બાળકને તેણે લાગલો જ લીધો. અને તે પોતાના વાડાની બહાર બેધડક નિકળ્યો. સઘળા પહેરીગરો ઠેકાણે ઠેકાણે ઘનઘોર નિદ્રામાં પડેલા હતા. વરસાદના અવાજમાં દરવાજો ઉઘડવાનો અવાજ સંભળાયો નહીં. વસુદેવ શહેરના રસ્તા ઉપરથી યમુના ઉપર પહોંચ્યા અને ધાસ્તી વિના પાણીમાં પેઠા. યમુનાનું પાણી શ્રીકૃષ્ણના પગ અડકતાં જ ઉતરી કમી થયું, વધ્યું નહીં. નદી ઉતરી વસુદેવ નંદના ગોકુળમાં પહોંચ્યા. ત્યાં નંદપત્ની યશોદા તરતની જ પ્રસૂતા થઈ હતી અને તેને છોકરી થઈ હતી. તેની પાસે શ્રીકૃષ્ણને મૂકી વસુદેવે તે છોકરી ઉંચકી લીધી, અને આવ્યા તે રસ્તે પાછા તે પોતાના વાડામાં જઈ પહોંચ્યા. એટલા કામ માટે બે ત્રણ કલાક લાગ્યા હશે. પણ તેટલો વખત સર્વ વાત જેમને તેમ હતી. કોઈ પણ હાલચાલ ત્યાં થઈ નહોતી. પરોઢિયાના સુમારે બધા જાગૃત થયા; તે વખતે બ્હીતાં બ્હીતાં વસુદેવે કંસને પોતાને છોકરી થયાની વાત જણાવી. કંસ તે વાત સાંભળી એકદમ ઉઠયો. નવમા મહિના પહેલાં જ દેવકી પ્રસૂતા થઈ એનું તેને આશ્ચર્ય લાગ્યું. છતાં પણ તે વસુદેવના વાડામાં દોડતો આવ્યો. "આ છોકરી છે, એને વ્યર્થ મારશો નહિ" આમ દેવકીએ કાકલુદી કરી વિનંતી કરી છતાં પણ તેણે તેના હાથમાંથી તે સુંવાળા કેશવાળી છોકરી ખુંચાવી લીધી, અને "છોકરી છે તો મારવાને કાંઇ જ હરકત નથી, તે મરેલી જ છે" આમ કહી તેણે તેને પૂર્વક્રમ પ્રમાણે પથ્થર ઉપર પટકી ઠાર કરી. તે ક્ષણે તે મૃત શરીરમાંથી એક દિવ્ય સ્ત્રી નિકળી આકાશમાં ગઇ તેના માથા ઉપર મુકુટ હોઇ તેના કેશ છૂટા હતા. તેનું મુખ ચંદ્રસરખું મોહક હોઈ તેનો વર્ણ સોનાસરખો પીળો હતો. તેણે કાળાં વસ્ત્ર પરિધાન કરેલાં હોઇ ગળામાં દિવ્ય માળા ધારણ કરેલી હતી. તેને ચાર હાથ હોઇ તેમાં દિવ્ય આયુધો હતાં. આ પ્રમાણે અંધારી રાત્રીયે આકાશમાં દેદીપ્યમાન દેવી કુમારી * જોઇ

* આ જ દેવી હાલમાં વિન્ધ્યવાસિનીને નામે મિરઝાપુર પાસે પ્રસિધ્ધ છે. એની પૂજા યાદવવંશીયો વિશેષ કરે છે.

કંસ ભયભીત થયો. તે આકાશમાંથી જે બોલી,—" અરે કંસ, તેં મને પથ્થર ઉપર પટકી મારી નાંખી એટલા માટે તારો શત્રુ તને ઠાર મારશે તે વખતે હું મારા તીક્ષ્ણ નખોથી તારૂં શરીર ફાડી તારા ઉન્હા રક્તનું પાન કરીશ ! " આ ભયંકર શબ્દ સાંભળી કંસ બીક, લજ્જા અને પશ્ચાત્તાપથી ગ્રસ્ત થયો. મારાં ભયંકર કૃત્યોથી જ મારો નાશ થશે એમ તેને લાગવા માંડયું. લજ્જાના ભારમાં તે દેવકીના પગે પડયો અને તેને કહ્યું, "દેવકી મેં તારાં બાળક વિનાકારણ માર્યાં. મારો કાળ ઉત્પન્ન થયો જ છે. કેવળ મૂર્ખપણાથી કરેલા આ કામમાટે તું મને ક્ષમા આપ. તારા પુત્રો પોતાના દૈવથી જ મારા હાથે મરણ પામ્યા, એ માટે તું શોક ન કરીશ. મેં તને આજથી બંદીખાનામાંથી મુક્ત કરેલી છે." આમ કહી કંસે વસુદેવ-દેવકીને તાબડતોબ પહેરામાંથી મુક્ત કર્યાં અને લજ્જાથી અને દુઃખથી તે પોતાની વાડીમાં ચાલ્યો ગયો ( હરિવંશ, વિ૦ અ૦ ૪ ).

રોહિણી આ પહેલાં જ નંદને ઘેર પ્રસૂતા થઇ હતી અને તેને છોકરો થયાની હકીકત વસુદેવના જાણવામાં આવી હતી. નંદને ઘેર આપણો બીજો પણ છોકરો છે આની પરિસ્ફુટતા માત્ર તેમણે કોઇની પાસે કરી નહીં. કિંબહુના, નંદ તથા યશોદાના સુદ્ધાં જાણવામાં તે વાત નહોતી. યશોદાની પાસે પોતાનો છોકરો મૂકી વસુદેવ તેની થયલી છોકરી લઇ ગયા, તે વખતે યશોદા પ્રસવમૂર્છામાં હતી. થોડા સમયમાં તે દિવ્ય બાળકનું "કયાંહાં" "કયાંહાં" "કયાંહાં" આવું આનંદદાયક રોદન સાંભળી સર્વ લોક જાગૃત થયા અને તેઓને યશોદાને પુત્ર થયાના સમાચાર સાંભળી અતિ આનંદ થયો. રાજા હો કે રંક હો, પુત્રજન્મનો આનંદ સર્વને જ અતિશય લાગે છે. તેમાં વળી નંદને આજપર્યંત અપત્ય નહોતું, આથી તેને પરમાવધિનો હર્ષ થયો. પ્રાતઃકાળ થતાં જ તેણે ગોકુળમાં સાકર વ્હેંચી. લોકોએ પણ નંદને ઘેર આવી તેને ધન્યવાદ આપ્યો. ગોવાળોની સ્ત્રીયોએ ઉત્તમ ઉત્તમ સાડી પહેરી અને માથા ઉપર કલશ લઇ નંદને ઘેર આવી ગાણાં ગાયાં. બાલારિષ્ટ નિવારણ કરવા માટે નંદે પંચમી-ષષ્ઠીપૂજન થાઠથી કર્યું અને સૌને પેંડા વ્હેંચ્યા. બારશને દિવસે નંદે આખા ગામને જમણ આપ્યું અને લોકોએ નંદને ભેટ આપી. છોકરાનું નામ કૃષ્ણ રાખ્યું. જગતના પાપનું ક્ષાલન કરતાં કરતાં કલિયુગના આરંભમાં શ્રી-

વિષ્ણુને કાળાપણું પ્રાપ્ત થયું હતું ! કિંવા વસુદેવનો આ પુત્ર છે એવી કોઇને શંકા ન આવે તેટલા માટે તે બાળકે ઘન-નીલ વર્ણ ધારણ કર્યો હશે કે શું ? ક્ષત્રીયોની તો વાત જ નહિ, પણ વૈશ્યોમાં પણ આવો વર્ણ કવચિત્ મળી આવે છે. તેથી છોકરાનું નામ વર્ણ ઉપરથી કૃષ્ણ રાખ્યું. વસ્તુતઃ તે નામ કેવળ તેના અતિ મોહક રૂપને નજર લાગે નહિ માટે મેશના ટપકા જેવું હતું. તે મોહક રૂપ તરફ જોઇને નંદ યશોદાને તૃપ્તિ થતી નહિ. તે દિવ્ય બાલકને અંગ ઉપર હેતાં તેમને પરાકાષ્ટાનું સુખ થતું અને તેઓ પોતાને ધન્ય માનતાં. તે બાળકને તેઓ ક્ષણવાર પણ વ્હીલો મૂકતાં નહિ. ત્રણ ચાર મહિનામાં સરકારી કર (વિઘોટી) ભરવાનો વખત આવ્યો એટલે છોકરાઓને લઇ નંદ પટેલ સ્ત્રીઓ સાથે મથુરા ગયા અને ત્યાં તેમણે વાર્ષિક કર સરકારમાં ભર્યો. નંદ સ્ત્રીઓ સાથે મથુરામાં આવ્યા છે એ વાત વસુદેવના જાણવામાં આવી, એટલે તેને આનંદ અને સાથે બીક પણ લાગી. નંદે કર ભર્યા પછી વસુદેવે તેની એકાન્તમાં ભેટ લીધી. તેઓએ એકમેકને કડકડી આલિંગન કર્યાં અને સારી પેઠે સુખ દુઃખની વાતો કરી. છેવટે વસુદેવે કહ્યું “ નંદ, તું આ આપણા છોકરાને જલદી ઘેર લઇ જા. અનેક પ્રકારનાં સંકટો નાનાં છોકરાં ઉપર આવે છે. માટે આ છોકરાનું તું સાવધપણાથી રક્ષણ કર. તારે ત્યાંથી રોહિણીને હાલમાં હું અહીં આણી શકું તેમ નથી, માટે રોહિણીનો છોકરો સંકર્ષણ અને આ તારો છોકરો કૃષ્ણ તેમનું સાથે સાથે સંગોપાન કર. મારા નસીબમાં પુત્રસુખ નથી, અને તને તે મળ્યું છે. માટે તું ખરેખર ધન્ય છે; પણ નંદ તું જલદી ઘેર જા, અહીં રહોશ નહીં. આ જો વ્હાણું વાયું. આ ડાબી જમણી બાજુ પક્ષીઓ ઝાડ ઉપર કિલકિલ શબ્દ કરે છે અને તને ઘેર જવા કહે છે. ” વસુદેવનું કહ્યું માની નંદ, યશોદા સાથે પોતાની ગાડીમાં બેસી તત્કાળ નિકળ્યા. શ્રીકૃષ્ણને ગાડીનો ધક્કો લાગે નહી, માટે સાથે ડોળી લીધી હતી; તેમાં તેને મેલી તે ડોળી ભોઇઓની ખાંધ ઉપર આપી. આ પ્રમાણે પરોઢીઆમાં નિકળી યમુનાના તીરે તીરે જનારા રસ્તે જતાં જતાં પ્રહર દિવસના સુમારે ગોવર્ધન પર્વતની તળેટીમાં વસેલું ગોકુળ નંદની દષ્ટિએ પડ્યું. તે સ્થળે શીતલ પવન મંદમંદ વાતો હતો. ગોકુળની આગળ પાછળ વેલોથી વીંટાયલાં ઉંચાં

ઉંચાં વૃક્ષો જણાતાં હતાં. સ્થળે સ્થળે દુઝણી ગાયોનાં ટોળાં ઝાડ નીચે બેઠેલાં હતાં. જમિન સ્વચ્છ હોવાથી અને નદીકાંઠો સપાટ હોવાથી રસ્તામાં કિંવા નદીના પ્રવાહમાં ખાડાખચ્ચા બીલકૂલ ન હોતા. મદોન્મત્ત બળદોએ શીંગડાં ઘસવાથી મોટાં વૃક્ષોની છાલો નિકળેલી જણાતી હતી. વૃક્ષો ઉપરથી પક્ષીઓના નાના પ્રકારના સુસ્વર શબ્દ નિકળતા હતા. તેમાં વળી ગામમાંથી ગાયોના બરાડા સંભળાતા, તે વખતે આ શબ્દની રમ્યતા અધિક જણાતી. ઉંચી, સુદૃઢ, સુસ્વરૂપ, અને કાળાં પીળાં લુગડાં પહેરેલી ગોવાળણીઓ માથા ઉપર પાણીનાં પાત્ર લઈ નદીના ઘાટ ઉપર ઉતરતી જણાતી હતી. ગેરૂથી લાલ થયેલી ધોતીઓ પહેરી કાછોટા મારેલા મજબૂત ગોવાળો ઠેકેઠેકાણે કામ કરતા નજરે પડતા હતા. તે સશક્ત ગોપોના ઉદ્યોગીપણાથી ગામ સમૃદ્ધિમાં આવેલું જણાતું હતું. આવા પ્રકારની તે વ્રજની શોભા જોઇ નંદને ઘણો આનંદ થયો અને તે ઘણી ઉત્સુકતાથી ગામમાં પેઠા. ગામની સીમા ઉપર અરણ્યમાંનાં વૃક્ષો તોડી લાવી કોટ બનાવ્યો હતો. દરેકની ઝુંપડી સામે મોટાં મોટાં આંગણાં હોય તેમાં વાછરડાંને બાંધવા માટે ખુંટા રોપેલા હતા, અને તેને દોરડાં બાંધેલાં હતાં. જ્યાં ત્યાં એકઠાં કરેલાં છાણના ઢગલા પડયા હતા. ઝુંપડી પાસે દરેકનાં ગાડાં પડેલાં હતાં. દરેક ઝુંપડીમાં છાશ વલોવવાના મંથનદંડનો ધ્વનિ સંભળાતો હતા, અને તેમાં વલોવનારી સ્ત્રીઓના હાથમાંની બંગડીઓનો સુસ્વર મિશ્રિત થતો હતો. ઝુલફાંવાળાં ગોવાળીઆઓનાં હ્રષ્ટપુષ્ટ બાળકો ધારેઠાર રમતાં હતાં. જ્યાં ત્યાં ઘી ઉનાં થતાં હતાં, તેનો સુગંધ હવામાં ભરાયો હતો. આવા તે મનોહર વ્રજમાં નંદે પ્રવેશ કર્યો, તે વખતે વૃદ્ધ ગોપો તેની સામે આવ્યા. અંગ ઉપર કાંચળીઓ પહેરેલી અને કાનમાં જંગલી ફુલના તોરા ખોસેલી ગોવાળીઆઓની છોકરીઓ યશોદાની સામી આવી. સઘળાનો મુજરો લઈ અને સર્વને પુછપરછ કરી નંદ પોતાની સ્ત્રી અને છોકરા સાથે પોતાના ઘરમાં પેઠા, અને ત્યાં રોહિણીનો રામ હતો તેની સાથે તેમણે પોતાના છોકરાને રાખ્યો (હરિવંશ, વિ૦ ૫).

નાનું બાળક જ્યાં સુધી પોતાના પગ ઉપર ઉભું રહી હીંડવા માંડે નહીં, જ્યાં સુધી તે કેવળ માબાપને આધીન હોય, ત્યાં સુધી તેનું સુખ અને પ્રેમ માબાપને પરાકાષ્ઠાનું હોય છે. પશુ, પક્ષી, મનુષ્ય ઇત્યાદિ સર્વ

યોનિમાં પરમેશ્વરે ત્યાં સુધી માબાપના હૃદયમાં નિરપેક્ષ અને નિરતિશય પ્રેમ મૂકેલો છે; અને તે પ્રેમને લીધે જ તેમને નિરુપમ સુખ થાય છે. પોતાના મુઠીઓ વાળેલા અને છતા પડેલા બાળકને ચુંબન લેતાં લેતાં માબાપને તૃપ્તિ થતી નથી. તેમજ તે બાળક સશક્ત, સુંદર, અને વારંવાર અમથું હસનારૂં હોય તો માબાપના આનંદનો પારાવાર નથી હોતો. નંદની સ્ત્રી યશોદા અને વાસુદેવની સ્ત્રી રોહિણી એ બન્નેયે આ પ્રમાણે પરમાવધિનું પુત્ર–સુખ અનુભવ્યું. પોતાનાં અત્યંત સુંદર છોકરાંને જોઇને તેમને અતિશય પ્રેમ થતો, વારંવાર પ્રેમપાન્હો ફુટતો અને ઘડીએ ઘડીએ તેઓ પોતાના છોકરાને સ્તનપાન કરાવતાં, મંગળવાદ્યો વગડાવી તેને ન્હવરાવતાં, તેને પારણામાં ઉંઘાડી ગાણાં ગાતાં, અને તે રડવા લાગે એટલે તેને કેડ ઉપર લઇ અહીંથી તહીં મઝા દેખાડતાં ફરતાં. માની કેડ ઉપર બેઠેલું બાળક જાણે સિંહાસન ઉપર બેઠેલું હોય એવા આનંદમાં હોય છે અને પોતાની નાની મુઠીથી તેનું લુગડું એવું મજબૂત પકડી રાખે છે કે, કેટલાએ પ્રયત્ન કરતાં છતાં પણ તે કેડ પરથી નીચે ઉતરતું નથી. આવે વખતે માને પણ, દુનિયા જેટલી કિંમતી થાપણ પોતાની પાસે છે એમ લાગે છે. ખરેખર કેડ ઉપર પુત્ર લીધેલી સ્ત્રી આનંદાતિશયમાં હોઈ સર્વને અત્યંત પૂજ્ય હોય છે. આવી માતા પાસે અનન્યગતિક બાળપણ પૂરૂં કરી રામ અને કૃષ્ણ ચાલવા લાગ્યા, ત્યારે તેમની માતાઓના આનંદનો પાર રહ્યો નહિ. કૃષ્ણ જમણા ઘુંટણે ખસતા ખસતા ગમાણમાં ગાયો પાસે જાય એટલે યશોદા દોડતાં આવી તેને ઉંચકી લેતાં અને તેના છાણ અને માટીથી ખરડાયલા શરીરનો સ્પર્શ થતાં નિરતિશય સુખ અનુભવતાં. "કૃષ્ણ, તું ઘણો લુચ્ચો છે. તું મને કાંઈ પણ કામ સુઝવા દેતો નથી." આમ યશોદા કંટાળી કહેતાં, પણ અંતઃકરણમાં તેમને ઘણું આશ્ચર્ય અને પ્રેમ થતો. કૃષ્ણ ગાયનાં વાછરડાંની પાછળ જઇ તેમની પૂંછડી પકડતા અને તેમને પોતાની આગળ પાછળ ફરફર ફેરવતા તે વખતે રોહિણી, યશોદા અને ગોવાળીઆ-ઓની સ્ત્રીઓ આનંદથી મઝા જોતાં ઉભાં રહેતાં અને હસતાં. "કૃષ્ણ તને ભૂખ લાગી છે ? આવ" આમ કહી કૃષ્ણને યશોદા પોતાનો પાન્હો આપતાં અને કૃષ્ણ પીતાં પીતાં વચમાં જ અટકી, યશોદા તરફ જોઇ હાસ્ય કરતા. તે વખતનું તેનું ઝીણી દંતકલિકાવાળું હસતું મુખ જોઇ

યશોદાને પરાકાષ્ઠાનું સુખ થતું. ક્રમે ક્રમે રામ અને કૃષ્ણ ઉભા થઈ આમ તેમ ફરવા લાગ્યા, તે વખતે તો તેમનું સૌંદર્ય ઘણું જ મનોહર જણાવા લાગ્યું. તેમનું અંગ ધૂળથી કે છાણથી મેલું થતું, ત્યારે તેઓ હાથીની છાયા સરખા જણાતા. તેમના મુખ ઉપર માથાના કેશ વિખરાતા ત્યારે મેઘાચ્છાદિત ચંદ્રના જેવી તેમની શોભા જણાતી. તેમને તોફાન કરવાની અતિશય હોંશ હતી, પણ તેમના આ તોફાનથી લોકોને અને માબાપને આનંદ અને પ્રેમ થતો. ભળતા જ વખતે તેઓ લોકોનાં વાછરડાં છોડી મેલતા અને ગોપીઓ ધાંટા પાડે એટલે હસતા. લોકોના ઘરમાં પેસી માંખણ ચોરી ખાતા અને ઘરમાં કાંઇ મળે નહીં તો નાનાં છોકરાંને રડાવતા. શીંકા ઉપર મેલેલાં માંખણનાં માટલાંને હાથ પહોંચે નહીં તો લાકડીથી માટલાં ફોડી નીચે પડેલું માંખણ પોતે ખાતા અને બીજાં છોકરાંને, નહીં તો માંકડાંને ખાવા આપતા. આવી રીતે આખા ગામમાં અનેક પ્રકારનાં તોફાન કરી કૃષ્ણ મા પાસે આવી ગરીબડા જેવા ઉભા રહેતા. ગોપીઓ આવી યશોદા પાસે ફરીયાદી કરતી અને " કૃષ્ણને મારશો નહીં, પણ ફકત ધમકાવજો " આમ કહેતી. તે વખતે યશોદાને કૃષ્ણ તરફ જોઇ ધમકાવવાનું પણ મન નહોતું થતું; અને ઉલટું હસવું આવતું. છેવટે જ્યારે તેના પોતા ઉપર ધાડ આવી તે વખતે તો તે કૃષ્ણના તોફાનથી ચીડાઇ ગઇ. કૃષ્ણ પછી બીજું છોકરું ન હોવાથી કૃષ્ણ મોટો થયો તો પણ સ્તનપાન કરતો હતો. એક વખતે યશોદા છાશ વલોવતાં હતાં તે વખતે કૃષ્ણે આવી માની પાછળ ઉભા રહી પીવાને આપ કહી હઠ લીધી. યશોદાએ પ્રેમથી છાશ કરવાનું રહેવા દઈ કૃષ્ણને ખોળામાં લઇ સ્તનપાન કરાવ્યું. એટલામાં ચૂલા ઉપર દૂધ ઉભરાઇ જવા લાગ્યું. તે જોતાં જ સ્ત્રીસ્વભાવાનુરૂપ કૃષ્ણને નીચે મૂકી યશોદા ચૂલાતરફ દોડયાં. એટલે કૃષ્ણે રીસ ચઢાવી છાશનું માટલું વલોણાથી ફોડી નાંખ્યું અને એક ઓરડીમાં જઇ સ્વારી લપાઇ બેઠી. " કૃષ્ણ તું ઘણો જ તોફાની થયો છું. જેનાં તેનાં માટલાં ફોડે છે, ઉભો રહે, આજ તારી પકકી ખોડ ભૂલાવું " આમ કહી ક્રોધથી લાલ થયેલી યશોદા કૃષ્ણને ખોળવા લાગી. કૃષ્ણ ઓરડીમાંથી નીકળી બહાર દોડયો, એટલે યશોદા તેની પાછળ પડયાં. પણ તેના હાથમાં તે કેવી રીતે આવે. " ઠીક. ગમે ત્યારે પણ તું મારી પાસે આવીશ. " આમ કહી

બિચારી યશોદા થાકી નીચે બેઠી. એટલે કૃષ્ણ પોતે પોતાની મેળે તેની પાસે આવ્યો. યશોદાએ તરત તેને પકડી, આંગણામાંના ખાણીઆ પાસે ખેંચી જઇ, જેટલું દોરડું હાથમાં આવ્યું તેટલાથી તેને કેડમાં બાંધી ખાંણીયા સાથે બાંધી મૂક્યો. "દોડ તો કેવો દોડે છે હવે," આમ ક્રોધથી કહી યશોદા ઘરમાં ચાલ્યાં ગયાં. માએ પોતાને વાછરડાં સરખો બાંધેલો જોઇને કૃષ્ણ વાછરડા પ્રમાણે હાથ પગ ઉપર ફરવા લાગ્યો. એટલે ખાણીઓ આડો પડી ગયો. બલવાન્ શ્રીકૃષ્ણ તેને પોતાની પાછળ ખેંચતો ખેંચતો આંગણા બહાર બે જૂનાં જોડીયાં અર્જુનવૃક્ષ હતાં, તેમની વચમાં જાણી જોઈ ગયો. એટલે સાહજિક જ તે ખાણીઓ તે ઝાડોને અડક્યો. કૃષ્ણે જોરથી ખાણીઓ ખેંચ્યો, એટલે બન્ને વૃક્ષ જૂદી જૂદી દિશામાં ઉથલી પડયાં. તે વૃક્ષોના પડવાનો અવાજ સાંભળી ચારે બાજુથી છોકરાં, સ્ત્રીઓ અને પુરુષો દોડી આવ્યા. યશોદા તે ભયંકર બનાવ જોઇ આભી જ બની ગઈ. આ શો ઉત્પાત માંડયો છે એમ કહેતા અને યશોદાને દોષ દેતા નંદે કૃષ્ણને ખાણીયાથી છોડયો, અને તેને આલિંગન આપી યશોદાને સ્વાધીન કર્યો. "કૃષ્ણ, હું તને હવે કદી શિક્ષા કરીશ નહીં" આમ કહી યશોદાયે ઘણા પ્રેમથી તેને છાતી સરસો ચાંપ્યો અને તેને સ્તનપાન કરાવ્યું. કૃષ્ણનું પેટ દામ–દોરડીથી બાંધ્યું હતું, એટલે તેને તે દિવસથી ગોપીઓ દામોદર કહેવા લાગી * (હરિવંશ, વિ૦ અ૦ ૭; ભાગ. અ૦ ૮–૧૦).

બલરામ અને કૃષ્ણ ધીમે ધીમે સાત વર્ષના થયા, (તે બન્નેની ઉમરમાં પાંચ છ મહિનાનું જ છેટું હતું) એટલે નંદે તેમને પોતાનો ધંધાની ધુળપાટી ઉપર મૂકયા. તેમને કિનારીવાળાં ધોતીઆં પહેરવા આપ્યાં. બલરામ ગોરા હતા, એટલે તેમને કાળાં વસ્ત્રો આપ્યાં. કૃષ્ણ કાળા હતા એટલે તેમને પીળાં વસ્ત્રો પહેરવા આપ્યાં. તેમના હાથમાં લાકડી આપી. ગળામાં વનમાલા ઘાલી. માથા ઉપર મોરનાં પીંછાંનો મુકુટ મૂકયો અને તેમને વાછરડાં ચરાવવા મોકલ્યા. પ્રાતઃકાળે નાસ્તો કરી ગામનાં નાનાં છોકરાંઓ સાથે તેમણે જવું, અને ત્રણ કલાકે ગામની પાસે જ વાછરડાં ચારી તેમને યમુનાનું પાણી પીવરાવી પાછા આણવાં. જમ્યા પછી બે

* પૂતનાને મારવી, તથા ગાડું ઉથલાવવું વગેરે કેટલાક બીજા ચમત્કાર શ્રીકૃષ્ણે બાળપણામાં કર્યા હતા, પણ નંદને અને ગોવાળીઆઓને તે ઉત્પાત લાગ્યા.



યશોદાએ તેને ખાણિયા સાથે બાંધી મૂક્યો. [ પૃ ૨૧

પ્રહરે ફરી જવું. કેટલાક દિવસ આવો ક્રમ ચાલતાં ચાલતાં રામકૃષ્ણ બાર વર્ષના થયા. એટલે આખો દિવસ વાછરડાં ચારતા તે વનમાં જ રહેવા લાગ્યા. શરીરે સશક્ત અને રૂપે સુંદર એવા તે વસ્ત્ર પહેરેલા, કાંછેરીયા-વાળા બન્ને કુમાર હવે પોતાના ખેલાડુ અને પ્રેમાળ સ્વભાવથી સ્નેહી જનોને ઘણા જ ગમવા લાગ્યા. તેમના ઉપર જેમ પૂર્વે તેમની મા અને ગામમાંની ગોપીઓ અતિશય પ્રેમ કરતી હતી, તે પ્રમાણે હવે તેમના સમ-વયસ્ક સ્નેહીઓ પણ અતિશય પ્રેમ કરવા લાગ્યા. સઘળાં ઉપર પ્રેમ કરી સર્વને સુખ આપવું, અને કાંઈને કાંઇ ચળવળ કરવી એ શ્રીકૃષ્ણના બાલ ચરિત્રનો કિંબહુના સર્વ ચરિત્રનો સાર છે. તેમણે કાન ઉપર મોરનાં પીંછાં મૂકી કિંવા કમળો મૂકી વેણૂ અર્થાત્ વાંસની વાંસળી વગાડવી અને પોતાના સોબતીઓને રિઝવવા. કદી રાનમાં પાંદડાંની પથારી કરી તેના ઉપર પડવું અને સોબતીઓ સાથે સુખનો અનુભવ લેવો. કદી કદી સોબ-તીઓ સાથે આખા વનમાં નાના ટટ્ટુ માફક હુતૂતૂ કરી દોડવું, કદી ગોફણથી પથરા મારી ઝાડ ઉપરનાં ફળો પાડવાં, કદી સોબતીઓના અંગપર પથરા નાંખી તેમને ગાય-બળદ કલ્પી દોડાવવા, તો કદી પોતે ગાય બળદ થવું, વનમાંનાં પક્ષીઓ જેવા અવાજ કાઢી તે પક્ષીઓના ઉત્તર આપતાં તેની પાછળ પડવું, કોકિલાઓને અને ભમરાઓને તેમના સરખો અવાજ કાઢી સંતાપવાં કિંવા થકાડવાં, પક્ષીઓની છાયા સાથે દોડવું, બગલાંની માફક બકધ્યાન ધરી બેસવું, મોર માફક નાચવું, માંકડાંની પેઠે ઝાડ ઉપર ચઢવું અને તેમની જ માફક કુદકા મારવા, પ્રતિછાયા જોઇ નાચવું, પ્રતિધ્વનિ સાંભળી તેમને વાંકાચુંકા ઉત્તર આપવા, સારાંશ, નાના પ્રકારની લીલા કરી તેમણે વ્રજમાંનાં સમવયસ્ક બાળકોને ખેલાવવાં અને ખેલવું, આનંદ પમાડવાં અને આનંદ પામવું. ખરેખર શ્રીકૃષ્ણ સરખા જે ગોપના છોકરાઓએ આવા પ્રકારની ક્રીડા કરી તેઓ યોગીઓના કરતાં પણ ધન્ય છે. તેમનું લક્ષ હમેશાં કૃષ્ણ ઉપર લાગેલું હતું. કૃષ્ણની મૂર્તિ તેમના નજર સામે હમેશાં હોઇ મનમાં પણ સતત ભરાયલી હતી. કૃષ્ણ જરા કાંઈ ન જણાયા કે, તેઓ કાવરાબાવરા થતા. કૃષ્ણ જણાતાં દોડી 'મેં પહેલાં જોયો' 'મેં પહેલાં જોયો' કહી તેને પ્રીતિથી સ્પર્શ કરતા. કૃષ્ણ આપણને સવારે ક્યારે હાંક મારવા આવશે એમ તેમને થતું. સવારે

ગાયો લઇ પાછા ગામમાં આવતાં હવે આપણને કૃષ્ણનો વિયોગ થશે આ કલ્પનાથી તેમને દુઃખ થતું. એ પ્રમાણે કૃષ્ણ ઉપર અત્યંત પ્રેમ કરનારા અને કૃષ્ણ સાથે હમેશાં રમનારા તે ગોપપુત્રો યોગીઓના કરતાં પણ ધન્ય નહોતા શું? (હરિવંશ, વિ૦ ૬; ભા૦ ૧૨).

કેટલાક દિવસ પછી નંદ ગોપે તે વ્રજનું ઠેકાણું છોડી બીજી તરફ જવાનો વિચાર કર્યો. હાલમાં પણ ગોવાળીયાઓ બહુધા એક ઠેકાણે દસ પાંચ વર્ષ રહેતા નથી. ઘરબાર કરી કિંવા ખેતીવાડી કરી એક જ ઠેકાણે રહેવું નહિ, પણ હંસની માફક નવાં નવાં ઘાસવાળાં સ્થળોએ ફરવું એમ તેઓ સમજતા હતા. એક ઠેકાણે રહી ત્યાંનું વન તુટી ઉજ્જડ થયું, એટલે ત્યાં ગાયોને કિંવા મનુષ્યોને વિશ્રાંતિ લેવા માટે જગ્યા કિંવા પીવા માટે પાણી રહેતું નથી. બળતણ ઘાસ ચારો વિગેરે લાવવા માટે દૂર જવું પડે છે. તેની તે જ જગાયે ગાયો ચરતી હોવાથી ચારમાં છાણ મુતરની વાસ આવે છે અને તેથી તે ચાર ગાયો આનંદથી ખાઈ સકતી નથી. ગામમાં સ્થાયિક રહેતા લોકો લાકડાં, ઘાસ અને જંગલની ભાજી વિગેરે વેચે છે, તેમ તેનો સંચય કરે છે. સારાંશ; ગોવાળીયા લોકોની જંગલમાંની સર્વ પ્રકારની મોજ અને સોઇ જતી રહે છે. એ કારણથી ગોવાળીયા લોકો પહેલાના વખતમાં પોતાના વાડાને દસ પાંચ વર્ષે ફેરવતા હતા. તેમની રહેવાની રીત પણ આવી હાલચાલને અનુકૂલ હતી. તેઓ મોટાં મોટાં ઘરો બાંધતા નહોતા. તેમની પાસે હમેશાં ગાડાં તૈયાર હોઇ, ગાડાં ઉપર ખેંચી લઇ શકાય એટલી જ સંપત્તિ રહેતી. ફાવે ત્યાં મુકામ કરી ફરી નવીન વાડો તૈયાર કરવાને તેમને બહુ વાર લાગતી નહોતી. અસ્તુ. તે સ્થળની સ્થિતિ ઉજ્જડ થયેલી હોવાથી તથા ત્યાં કૃષ્ણ ઉપર ત્રણ ચાર અરિષ્ટો આવી ગયાથી અને હાલમાં ત્યાં વરૂઓનો નવીન ત્રાસ ઉત્પન્ન થવાથી, નંદે વ્રજ ઉઠાવી બીજી બાજુ લઇ જવાનો, વૃદ્ધ વૃદ્ધ ગોપોની સલાહથી નિશ્ચય કર્યો. બીજે દિવસે પરોઢીયામાં ઉઠો, ગાડાં જોડો, સામાન ભરો, આવો એક જ પ્રકારનો ઘોંઘાટ તે વ્રજમાં શરૂ થયો. ગોપોએ પોતાની વસ્તુઓ વાસણ-કુસણ ગાડાં ઉપર મેલ્યાં. ગોપીઓયે રવઇઆઓ અને છાશનાં માટલાં માથા ઉપર મૂક્યાં. ગોપોએ દોરડાં અને ખુંટા બાંધી માથા ઉપર લીધા. ગાયોનાં ટોળાં એકઠાં થઇ આગળ ચાલવા લાગ્યાં. તેમની પાછળ

કાળી, પીળી અને લાલ સાડીઓ પહેરેલી ગોપીઓની પંક્તિ ઇંદ્રધનુષ્ય પ્રમાણે શોભવા લાગી. વચમાં એક રથમાં બેસી યશોદા અને રોહિણી પોતાના બે સુંદર પુત્રોને લઇ ચાલ્યાં. શ્રીકૃષ્ણની લીલાનાં ગાણાં ગોપીઓ અને યશોદા રોહિણી ગાતાં હતાં. પાછળ સામાનનાં ગાડાં સાથે માથા ઉપર દોરડાંનો બોજો લીધેલો અને પીઠ ઉપર ધનુષ્ય બાણ લટકાવેલા ગોપો ચાલતા હતા. તેઓ ચાલતા વૃક્ષ પ્રમાણે શોભતા હતા. આ પ્રમાણે તે સમૂહ સમુદ્ર સરખો ઉછળતો અને અવાજ કરતો જવા લાગ્યો. ઉત્તર તરફ જતાં જતાં વૃંદાવન નામના એક નવીન વનમાં તેઓ જઇ પહોંચ્યા. આ વન તેમની વસતીને ઘણું જ યોગ્ય હતું. આ વનના મધ્ય ભાગમાં યમુના વહેતી હોવાથી ચારે બાજુ શીતલ વાયુ વાતો હતો. ચારે બાજુ કદંબ વૃક્ષની ઝાડી હોઈ બિલકૂલ મુખ ન લાગેલાં અને વધેલા ઘાસ–ચારાવાળાં સેંકડો ગૌચરણો તે વનમાં હતાં. પૂર્વ તરફ ગોવર્ધન પર્વતની ઓળ આવેલી હોઇ તેનું એક ઉંચું અને રમ્ય શિખર નંદનવનમાંના મંદાર પર્વત પ્રમાણે શોભતું હતું. ગોવર્ધન પર્વતની તળેટીમાં એક ભાંડીર નામનુ હજાર શાખાનું જૂનું વૃક્ષ હોઇ તેની છાયામાં હજારો ગાયો બેસી શકે એવો તેનો વિસ્તાર હતો. સ્ત્રીઓના માથામાંના સેંથા પ્રમાણે શોભા આપતી વૃંદાવનના મધ્ય ભાગમાં આવેલી યમુના, વિસ્તીર્ણ ભાંડીર વૃક્ષ અને તે ગોવર્ધનનું ઉંચું શિખર જોઇ ગોપ ગોપીઓને ઘણો આનંદ થયો. ત્યાં તેમણે યમુનાના કાંઠા ઉપર એક રમ્ય જગા જોઈ પોતાનો વ્રજ કાયમ કર્યો. ચારે બાજુએ કાંટાળાં ઝાડ આવેલાં હોવાથી તે અર્ધ યોજન લાંબા પડેલા વ્રજને સહજ જ કોટસમું આવરણ પડેલું હતું. તેમાં તે ગોપોએ પોતાનાં ગાડાં અર્ધચંદ્રાકાર ગોઠવ્યાં. જે તે પોતાના ગાડાની પાસેની જગા સાફ કરી ત્યાં પોતાનું ઝુંપડું ઉભું કરવાના ઉદ્યોગે લાગ્યા. પોતપોતાની જગા સાફ કરી તેમણે ત્યાં ખુંટા રોપ્યા અને પોતાનાં ગાય–વાછરડાં બાંધ્યાં. ઘર પૂર્વાભિમુખ કર્યાં. ઘર સામેની જગા સ્ત્રીઓએ લીંપી કાઢી ત્યાં તેમણે ખાટલા ઢાળ્યા. કેટલીક સ્ત્રીઓ દેવતા સળગાવવા લાગી તો કેટલીક પાણી આણવા લાગી. કોઈ માટલાં ધોઈ સ્વચ્છ કરવા લાગી તો કેટલીક ખાણીયા પૂરવા લાગી. સારાંશ–નાનાં મોટાં સર્વ ગોપ–ગોપી કામમાં ગુંથાઈ તેમણે તે ગોવાળીયાવાડો તૈયાર કર્યો. તે વાડાની ચારે બાજુ

અરણ્ય હોવાથી તે જગા ઘણી જ શોભાયમાન જણાવા લાગી. તે અરણ્યમાં મધુર ફળો, કંદમૂળ અને પાણી વગેરેની સારી સમૃદ્ધિ હતી. પક્ષીઓના સુસ્વર શબ્દોથી તે અરણ્ય ગાજી રહ્યું હતું. આવા તે રમ્ય વૃંદાવનમાંના વ્રજમાં તે ગોપ સુખથી અને આનંદથી રહેવા લાગ્યા. રામ અને કૃષ્ણ પોતાના સોબતીઓ સાથે પહેલાંની માફક વાછરડાં ચારવા વનમાં જવા લાગ્યા. ગ્રીષ્મ ઋતુ હોવાથી તેઓ યમુના નદીમાં વારંવાર ભુશકા મારવા લાગ્યા. ભાંડીર વડ નીચે જઇ રમવા લાગ્યા અને બપોરની વખતે તેની છાયામાં વિશ્રાંતિ લેવા લાગ્યા. એ પ્રમાણે તે બાળગોપાળોએ તે આખું વન થોડા જ દિવસમાં પોતાના પગતળે ઘાલ્યું (હરિવંશ, વિ૦ ૯).

ક્રમાનુસાર રામકૃષ્ણની કૌમાર દશા પૂરી થઈ અને પૌગંડ દશા શરૂ થઈ. મનુષ્યના સમગ્ર આયુષ્યના જેમ બાળપણ, તરુણપણ અને વૃદ્ધપણ એવા ત્રણ ભાગ પડે છે, તે પ્રમાણે બાળપણના પણ ત્રણ ભાગ પડે છે. સાત વર્ષપર્યંત મુખ્ય બાલદશા, ચૌદ વર્ષપર્યંત કૌમારદશા અને ચૌદથી એકવીસ પર્યંતની પૌગંડ દશા. ધર્મશાસ્ત્રોએ અને કાયદાએ બાળપણના આવા જ ત્રણ વિભાગ માનેલા છે. સાત વર્ષસુધીના બાળકને અપરાધનો કિંવા પ્રાયશ્ચિત્તનો કાયદો મુદ્દલ લાગતો નથી. તેણે ચોરી કરી તો તે ચોરી નહીં, લુચ્ચાઈ કરી તો તે લુચ્ચાઇ નહીં. સાતમા વર્ષથી ચૌદમા વર્ષસુધીમાં જ્યારે તેની બુદ્ધિ પકવ થાય અને તે પાપ–પુણ્ય સૂક્ત–અસૂક્ત સમજવા લાગે ત્યારે તે પાપી કિંવા અપરાધી ઠરે છે. ચૌદ વર્ષ પછી જો કે તે ફોજદારી કાયદાથી બંધાયલો છે તોપણ એકવીસ (કિંવા અઢાર) વર્ષ થતાં સુધી દિવાની કાયદાથી તે બંધાયલો નથી. કારણ, તેટલી ઉમ્મરમાં તેની બુદ્ધિ પૂર્ણ પકવ થયેલી નહિ હોઈ તે પોતાનું હિત અનહિત સમજતો નથી. આ ત્રણ દશામાં છોકરાની બુદ્ધિ જેવી વૃધતી ઓછી પકવ થાય છે તે જ પ્રમાણે તેનું શરીર પણ ઓછું વધતું વધે છે. છેક નાનપણમાં છોકરો જો પુષ્ટ હોય છે તો તે કૌમાર દશામાં કૃશ થાય છે, અને પૌગંડ દશામાં ફરી પુષ્ટ થાય છે, કિંવા કૃશ રહે છે. ચૌદ વર્ષ પૂરાં થઈ પૌગંડ દશા આવી એટલે છોકરાં સરાસરી વધે જાય છે એ તો અનેકના અનુભવમાં હશે. આ વયમાં, છોકરાં, થવાનાં હોય તેટલાં ઉંચાં થઈ તેમના અંગમાં યોગ્ય શક્તિ આવે છે અને તેમની શરીર–યષ્ટિને એક

પ્રકારનું મોહકત્વ પ્રાપ્ત થાય છે. છોકરો મૂળને અશક્ત કિંવા કુરૂપ હોય તો પણ આ વયમાં તેના મોઢા ઉપર બાલ્ય અને તારુણ્યનું મિશ્રણ થઈ એક પ્રકારની કાંતિ ચમકવા લાગે છે. રામ-કૃષ્ણની આવી પૌગંડ દશા શરૂ થઈ એટલે તે સરસર વધી ઉંચા થયા. તેઓનું શરીર અત્યંત સુદૃઢ થઈ, મોહક જણાવા લાગ્યું. તેમના સ્વાભાવિક જ અતિ સુંદર વદન ઉપર બાલચ્છવિ અને યૌવનચ્છવિનું મિશ્રણ થઇ નજર ઠરવા લાગી. હવે તેઓ મોટા થઈ ઇતર ગોપો પ્રમાણે ગાયોને પણ ચારવા લઈ જવાને યોગ્ય થયા હોવાથી તેઓ પોતાના મોટા થયેલા સોબતીઓ સાથે અને બીજા મોટા ગોપો સાથે ગાયો ચારવા લઈ જવા લાગ્યા. વાઘ, વરૂ વગેરે હિંસક જનાવરો આવે તો તેમને મારવાને તેમની પીઠ ઉપર ધનુષ્ય-બાણ હતાં. અતિ વિકટ પ્રસંગ આવતાં લોકોને ચેતાવવા તે પોતાની પાસે રણશિંગડાં પણ રાખતા. ગોવાળીઆએ વેણુ અથવા પાવ ઉત્તમ રીતે વગાડી ગાયો ચારતા હતા અને તેમને રમવા દેતા હતા. ગળામાં ફુલોના હાર અને માથા ઉપર મયૂરપિચ્છના મુકુટ ઘાલી તેઓ ગોવાળીઆએ સાથે નાચતા અને ગાતા. કદી ગોવાળીયાઓને નચાવી રામ-કૃષ્ણ વાંસળી વગાડી હાથથી તાલ આપતા, તો કદી ગોવાળોના તાલ ઉપર અને વગાડવા ઉપર પોતે નાચતા. ભાંડીર વડ નીચે જઇ ગોવાળીઆએ સાથે તેઓ નાના પ્રકારના મોટપણના ખેલ ખેલતા, ગાયનો ગાતા કિંવા તુંબીવાદ્ય વગાડતા. તેમનો સર્વમાં અત્યંત પ્રિયકર ખેલ કુસ્તી હતો. તે વખતે હિંદુસ્થાનમાંના આર્ય લોકોને કુસ્તીનો ઘણો જ નાદ હતો અને કુસ્તીની કળા તે વખતે હિંદુસ્થાનમાં અત્યંત ઉત્કર્ષે પહોંચેલી હતી. હાલમાં પણ ઉત્તર હિંદુસ્થાનમાંના લોકોને કુસ્તીનો ઘણો નાદ હોઈ, કુસ્તીના વિષયમાં તેઓ જગતના અગ્રભાગે છે એમ કહીયે તો ચાલે. પ્રાચીનકાળમાં હિંદુસ્થાનમાંના આર્ય વિશેષત: ક્ષત્રિય અને વૈશ્ય કુસ્તીના કામમાં ઘણા જ નિપુણ હતા. તેમાં કુસ્તી અથવા નિયુદ્ધ કદી કદી તો પ્રાણાંતિક સુધી પણ થતાં. કંસ, જરાસંધ ઇત્યાદિ રાજાઓની પાસે એવા પ્રાણાંતિક યુદ્ધ ખેલનારા મલ્લ તૈયાર હતા; અને જરાસંધ સરખો રાજા પોતે પણ એવા પ્રકારનું નિયુદ્ધ ખેલવા આગળપાછળ જોતો નહોતો. ગોવાળીઆઓની તો મલ્લવિદ્યા ઘરની હતી. તેમને જોઇયે તેટલું ગાયનું (ભેંશનું નહિ) દૂધ પીવા મળે. ગાયો ચારવાનો ધંધો પુર-

સદનો અને થોડી મહેનતનો હોવાથી તેમને મલ્લવિદ્યા શિખવા માટે કાંઇ પણ હરકત નહોતી. સાહજિક જ રામ અને કૃષ્ણ તત્કાલીન મલ્લવિદ્યા શિખી ભ્રામણ, લંઘન, ક્ષેપણ, આસ્ફોટન, વિકર્ષણ ઇત્યાદિ નિયુદ્ધની કળામાં નિષ્ણાત થયા અને તેમના અંગમાં હાથીના સરખું બળ ખેલવા લાગ્યું. તે અવતારી પુરુષ હોવાથી તેમના અંગમાં અમાનુષ શક્તિ સહજ હતી એ વાત વેગળી, પણ મનુષ્યને શારીરિક શક્તિ કેમ પ્રાપ્ત થાય છે એ વાત તેમણે પોતાના ઉદાહરણ ઉપરથી વ્યક્ત કરી. જેને બાલદશામાં સ્તનપાન પુષ્કળ દિવસ પીવા મળ્યું હોય અને ગાયનું માખણ જોઇયે તેટલું ખાવા મળ્યું હોય, જેણે કૌમારદશામાં દોડવું, ઝાડ ઉપર ચઢવું, નદીમાં તરવું ઇત્યાદિ ખેલ ગામ બહારની શુદ્ધ હવામાં ખેલ્યા હોય અને ગાયનું દૂધ યથેષ્ટ પીધું હોય, તે જો પૌગંડ દશામાં મલ્લવિદ્યા શિખે અર્થાત્ શારીરિક મહેનત કરે તો તે અપ્રતિમ શક્તિમાન્ થાય એ રામ–કૃષ્ણે પોતાના ચરિત્ર ઉપરથી સૂચવ્યું છે. અસ્તુ. સોળ સત્તર વર્ષનાં તે બન્ને કુમાર મલ્લની અમાનુષ શક્તિ જોઇ ગોવાળો મોંમાં આંગળાં ઘાલવા લાગ્યા, અને તેમનું તે પૌગંડદશામાંનું અલૌકિક સૌંદર્ય જોઇ પ્રત્યેક સ્ત્રીપુરુષ મોહિત થવા લાગ્યાં. તેમાં વળી તેમણે શક્તિની બે ત્રણ અતર્ક્ય લીલા કરી. તે જોઇને તો આ બે દેવ અવતાર લઇ આપણા વ્રજમાં આવેલા છે એમ જ લોકો માનવા લાગ્યા ( ભાગ૦ ૧૫–૧૮, હરિ૦ વિ૦ ૧૧ ).

વ્રજની ઉત્તરે એક ગાઉ દૂર યમુનાના પ્રવાહમાં એક પ્રચંડ અને ભયંકર ધરો હતો. તેમાં એક અંજનરાશિ સરખો કાળકૂટ મહાભયંકર સર્પ રહેતો હતો. પક્ષીરાટ્ ગરુડની બ્હીકથી આ કાલિય સર્પ આ ધરામાં લપાઇ રહ્યો હતો. તેના ઝેરથી તે ધરાનું પાણી અત્યંત દૂષિત થયેલું હતું. તેની બ્હીકથી અને તેના દર્પથી તે પ્રદેશમાં પશુ કિંવા પક્ષી ફરકતાં પણ નહેતાં. જ્યાં ત્યાં ભયંકર વન વધેલું હોઈ કાલિયનો પ્રધાન તેનું રક્ષણ કરતો હતો. આ સર્પને ત્યાંથી હાંકી કાઢી તે ધરાનું પાણી નિર્દોષ અને સર્વને કલ્યાણકારક કરવું એવો પોતાના મન સાથે નિશ્ચય કરી શ્રીકૃષ્ણ એક દિવસે એકલા જ ગાયો લઈ નિકળ્યા. યમુના તરફ કટાક્ષ ફેંકી તે વૃષભનેત્ર શ્રીકૃષ્ણ કાલિયના ધરા પાસે આવી પહોંચ્યા. ધરાના તટ ઉપરના એક ઉંચા કદંબ વૃક્ષ ઉપર ચઢી તેમણે પોતાનો ભુજદંડ જોરથી

ઠોક્યો; એટલે તે દંડ ઠોકવાના અવાજથી તે વન ખળભળી ગયું. શ્રીકૃષ્ણે એક કીકીયારી પાડી તે ધરામાં બેધડક કુદકો માર્યો. તે સાથે જ ધરાનું પાણી ચોતરફ જોરથી ઉછળ્યું. તે અવાજથી અને તે પાણીના ઉછળવાથી કાલી નાગ ખળભળી જઇ પાણી ઉપર આવ્યો. તેની આંખો ક્રોધથી લાલ થયેલી હતી, તેનાં પાંચ મોઢાંમાંથી દસ જીભ બહાર પડતી હતી. તેની પાંચે ફણા ઊંચી થયેલી હોઇ તેના નાકમાંથી ઝેરી ફુંફવાડા બહાર પડતા હતા. તેણે પોતાના પ્રચંડ દેહથી શ્રીકૃષ્ણને એકદમ વીંટી લીધા, અને દંશ કરવા માટે પોતાની ફણા મારી. પણ શ્રીકૃષ્ણે યત્કિંચિત્ પણ ન ધભરાતાં સીતા-ફીથી દંશ થતાં પહેલાં જ પોતાના વજ્રહસ્તથી તેનું ગળું પકડયું. એટલામાં શ્રીકૃષ્ણને ખોળતા તેના ગોવાળ મિત્રો તે ધરા પાસે આવી પહોંચ્યા. ત્યાંનો તે ભયંકર બનાવ જોઇ "કૃષ્ણને બચાવો, કૃષ્ણને બચાવો" એવી મોટેથી બૂમો મારતા અને શોક કરતા તેઓ વ્રજમાં પાછા આવ્યા અને સર્વ લોકને તેમણે તે કૃષ્ણકાલિયના યુદ્ધની હકિકત કહી. તે સાંભળી નંદ અને યશોદા વજ્રાઘાત પ્રમાણે વ્યાકુલ થઈ તે ધરા તરફ દોડયાં. તેમના પગ દુઃખથી અને નિરાશાથી લથડીયાં ખાતા હતા. તેમની પાછળ વ્રજમાંનાં દરેક ગોપ-ગોપી આક્રોશ કરતાં દોડયાં. ધરા ઉપર પહોંચી જુએ છે તો શ્રીકૃષ્ણને કાલિયનાગે ગચ્ચ વીંટી દીધેલો છે, એવો દેખાવ તેમની દષ્ટિએ પડયો. એટલે તે મોટેથી શોક કરવા લાગ્યાં! "હાય! હાય! અમે જીવતાં મૂઆં! અમારા લાડકવાયા બાળકને આ કાલિય સર્પે વીંટી દીધો છે. હવે અમારો પ્રિયકર કૃષ્ણ કેમ બચશે! આ દુર્દૈવ નંદ કૃષ્ણની સામી નજર કરી પથ્થર સરખા નિશ્ચેષ્ટ ઉભા છે! હે યશોદા! તું અભાગી છે. તારા નસીબમાં પેટનો ગોળો સામે મરતો જોવાનું લખેલું છે! યશોદા, દામોદરને લીધા શિવાય અમે પાછાં જઇશુ નહીં. શ્રીકૃષ્ણ મરશે તો અમે પણ આ સર્પના ધરામાં કુદકો મારી મરીશું" આવા પ્રકારનો ગોપીઓનો વિલાપ સાંભળી અને પોતાનાં માતા-પિતાની મૃતતુલ્ય અવસ્થા જોઈ શ્રીકૃષ્ણે તે સાપનું ગળું પોતાના સર્વ સામર્થ્યથી દાબ્યું. તે સાથે તે સાપ નિશ્ચેષ્ટ થઈ ગયો અને તેનાં અંગો ઢીલાં પડી ગયાં. તેના મુખમાંથી વિષ અને રક્ત ભડભડ વમિત થયું. અને તે પાણી ઉપર નિશ્ચેષ્ટ પડયો. એટલામાં શ્રીકૃષ્ણ તેના વચલા મસ્તક ઉપર ચઢી નાચવા

લાગ્યા. તે વખતે તે સર્પનાં ડોકાં થડાથડ પાણીમાં ડુબવા લાગ્યાં. તેની તે મૃતતુલ્ય અવસ્થા જોઇ તેનાં સ્ત્રી-છોકરાં વગેરે આપ્તો શ્રીકૃષ્ણને સાષ્ટાંગ નમસ્કાર કરી શરણે આવ્યાં, અને કાકલૂદી કરી પોતાના સ્વામીનું જીવિતદાન માગ્યું. પોતાના બંધુ-બીરાદ યમુનાના ધરામાંથી તત્કાળ નિકળી સમુદ્રમાં જવાની તાકીદ કરી શ્રીકૃષ્ણે તે કાલિયને જીવિતદાન આપ્યું અને પછી તેના મસ્તક ઉપરથી ઉતરી તે કિનારા ઉપર આવ્યા. શ્રીકૃષ્ણના પગ ઉપર માથું મૂકી તેની અનન્ય ભાવથી સ્તુતિ કરી કાલિય સર્પ પોતાના કુટુંબકબિલા સાથે તરત જ ત્યાંથી ચાલતો થયો. આ સર્વ બનાવ નંદ, યશોદા અને ગોપ ગોપીઓ આશ્ચર્યથી તથા વિસ્મયથી જોતાં હતાં. શ્રીકૃષ્ણનું તે વખતનું દિવ્ય રૂપ અને સામર્થ્ય જોઇ આ પ્રત્યક્ષ સ્વર્ગના શ્રીવિષ્ણુ જ અવતાર લઈ આપણે ત્યાં આવેલા છે એમ તેમને લાગ્યું. તેમણે મનોભાવથી પ્રદક્ષિણા કરી નિરતશય પ્રેમથી શ્રીકૃષ્ણને સ્પર્શ કર્યો. યશોદા તો, મારો બાળ મને જીવતો મળ્યો એમ કહી તેને ભેટી પડી. પછી તે સર્વ લોક આનંદથી શ્રીકૃષ્ણનાં ગાણાં ગાતા તેને લઈ વ્રજમાં પાછા આવ્યા. અસ્તુ. કાલિયના ધરા જેવું બીજું એક ઠેકાણું તે વૃંદાવનમાં ભયંકર હતું. ગોવર્ધન પર્વતની ઉત્તરે યમુનાના કાંઠે એક તાલવન હતું. તેમાં એક જંગલી ગધેડાંનું ટોળું એકઠું થયેલું હોઇ તે મનુષ્યોને અને જનાવરોને તે વનમાં ફરવા દેતું નહોતું. તેઓમાં ગર્દભરૂપધારી ધેનુકાસુર નામનો એક અસુર હતો, તેને અને તેના અનુયાયીઓને રામ-કૃષ્ણે ઠાર મારી તે વન મનુષ્યો તથા ગાયો ફરી શકે તેવું નિર્ભય કર્યું. તેમ જ એક વખત ભાંડીરવટ પાસે એક પ્રલંબ નામનો રાક્ષસ ગોવાળીયાના વેષમાં રામ-કૃષ્ણના સોબતીઓમાં પેઠો અને ( હરિણાક્રીડન ) એકમેકના પીઠ ઉપરથી હરિણના સરખા કુદકા મારવાના ખેલમાં રામને પીઠ ઉપર લઇ અરણ્યમાં દોડવા લાગ્યો. તે જોતાં જ રામે તેના માથા ઉપર એવી જોરથી મૂક્કી મારી કે, તે તત્કાળ ગતપ્રાણ થઈ નીચે પડયો. આ પરાક્રમથી રામ બલદેવ, બલરામ, અને પ્રલંબહન્ કહેવા લાગ્યા. એ પ્રમાણે અમાનુષ શક્તિનાં કૃત્યો કરી રામ-કૃષ્ણે તે વૃંદાવન નિર્ભય કર્યું (હ૦વિ૦૧૨-૧૩-૧૪).

આ પરાક્રમથી વ્રજમાંના સર્વ લોકો રામ-કૃષ્ણ તરફ વિલક્ષણ ભક્તિથી જોવા લાગ્યા. શ્રીકૃષ્ણને તો, ગર્ગ ઋષિએ એક દિવસે નંદને

કહ્યા પ્રમાણે, આ વિષ્ણુનો જ અવતાર છે એમ સમજી સર્વ વ્રજવાસી અનન્ય ભાવથી ભજવા લાગ્યા. આજ પર્યંત તેઓ તેના ઉપર અત્યંત પ્રીતિ કરતા હતા. વિશેષતઃ ગોપસ્ત્રીઓ તેના ઉપર નિરતિશય પ્રેમ કરતી હતી. કારણ, પ્રેમનો ભંડાર પરમેશ્વરે સ્ત્રીઓને સોંપેલો છે. પણ આજ સુધીનો તેમનો શ્રીકૃષ્ણ ઉપરનો પ્રેમ જૂદો હતો અને હવે પછીનો જૂદો હતો. આજ સુધી યશોદા, રોહિણી અને ઇતર સમવયની સ્ત્રીઓ તેમના ઉપર માતૃપ્રેમ કરતી હતી. તેમનાથી નાની ઉમ્મરની સ્ત્રીઓ ભગિનીપ્રેમ કરતી હતી. અવિવાહિત ગોપ-કન્યાઓ " नंदगोपसुतं देवि पतिं मे कुरु जन्मनि " એવી કાત્યાયની દેવી પાસે પ્રાર્થના કરતી હતી. પણ હવે આ જૂદા જૂદા પ્રકારના પ્રેમને એક વિલક્ષણ સ્વરૂપ પ્રાપ્ત થયું. તે પ્રેમ હવે ઐહિક રહ્યો નહીં, પણ તે પારમાર્થિક સ્વરૂપનો થયો. માતા-પુત્ર, બંધુ-ભગિની, પતિ-પત્ની ઇત્યાદિ સર્વ ઐહિક રીતીએ શ્રીકૃષ્ણમાં લય પામ્યાં. શ્રીકૃષ્ણને જોતાં એક પ્રકારનું અનિર્વચનીય સુખ જોનારાને થવા લાગ્યું. શ્રીકૃષ્ણની કમલવૃષ્ટિ કરનારી દૃષ્ટિ પડી કે પ્રત્યેક જણ મોહિત થઈ તેની સમાધિએ લાગતા. શ્રીકૃષ્ણ દૃષ્ટિ-દૂર થયા કે સ્ત્રી-પુરુષોને જગત્ શૂન્ય ભાસવા લાગતું. શ્રીકૃષ્ણ સવારે ગાયો લઇ ચરાવવા જાય કિંવા સંધ્યાકાળે વાંસળી બજાવતા ગાયો લઈ પાછા આવે, તે વખતે તેમનાં દર્શન કરવાને આબાલ વૃદ્ધ ગોપ-ગોપીઓ પોતપોતાના દરવાજામાં ઉત્સુક્તાથી વાટ જોતાં ઉભાં રહેતાં હતાં અને શ્રીકૃષ્ણનાં દર્શન થતાં એટલે આનંદભારથી દેહભાન વિસરી જતાં. આ પ્રમાણે સાંજ સવાર યોગીઓને પણ ન મળનારૂં પરમાનન્દ સુખ વ્રજવાસી જનોને મળવા લાગ્યું. તે વખતે તેમની મુખકાંતિ બ્રહ્મવેત્તા પ્રમાણે ઝળકવા લાગી. નિત્યના વ્યવહાર કરતાં છતાં પણ તેઓ શ્રીકૃષ્ણનું ધ્યાન કરી ભક્તિરસમાં ડુબવા લાગ્યાં. મનુષ્યની વાત રહેવા દો, મૂગાં જનાવરો સુદ્ધાં શ્રીકૃષ્ણ ઉપર નિરતિશય પ્રેમ કરવા લાગ્યાં. શ્રીકૃષ્ણનાં દર્શન લેવા અને તેમનો શબ્દ સાંભળવા ગાય-વાછરડાં સુદ્ધાં ઉત્સુક થવા લાગ્યાં. શ્રીકૃષ્ણની વાંસળી સાંભળી એટલે સર્વ જનાવરો ચરતાં ચરતાં અટકતાં અને હર્ષથી ચિત્ર સરખાં સ્તબ્ધ થતાં. શ્રીકૃષ્ણે ગાયોને કિંવા વાછરડાંને હાંક મારી કે તે રોમાંચિત થઈ પુંછડું ઉંચું કરી તેમની પાસે દોડતાં આવતાં.

સારાંશ; શ્રીકૃષ્ણની દિવ્ય મોહક શક્તિનો પ્રભાવ સર્વ વ્રજમાં પ્રસરી સર્વ પ્રેમથી પણ શ્રેષ્ઠ એવો જ ભક્તિપ્રેમ તે શ્રીકૃષ્ણ-મુખચંદ્ર-દર્શનથી પર્વણીકાળના સમુદ્ર પ્રમાણે વ્રજમાં ઉછળવા લાગ્યો. શ્રીકૃષ્ણ જ અમારા દેવ, દામોદર જ અમારા ઈશ્વર, આવી ભાવનાથી ગોપ-ગોપીઓ તેમનું દર્શન લેવાને અને તેમનાં અધાં વચન સાંભળવાને ઉત્સુક અને તૈયાર થયાં.

અસ્તુ. કેટલાક દિવસે વર્ષા-ઋતુ પૂરી થઈ શરદ્-ઋતુ શરૂ થઈ. પ્રિયક વૃક્ષોનાં સફેદ અને બાણાસનનાં કાળાં ફુલોથી વનરાજિને કાંઈ વિલક્ષણ શોભા આવી. કેતકીનાં વન પ્રફુલ્લિત થયાં હોવાને લીધે કેવડાના મઘમઘાટથી વનભાગ ભરાઈ ગયો. યમુનાના કાદવથી ભરેલા કાંઠા ઉપર હંસોના અને સારસોના સમૂહ બેસવા લાગ્યાથી પહેલેથી જ રમ્ય જણાતી યમુનાને વિશેષ શોભા આવી. અસંખ્ય કમળો ફુલવાથી જળાશય, નિરભ્ર રાત્રિયે અધિક ચમકનારી ચાંદનીથી ભરેલા આકાશ સરખાં દિવસે શોભવા લાગ્યાં. ડાંગેર પાકવાથી પીળાં થયેલાં ખેતરો અને મદોન્મત્ત થયેલા ક્રૌંચોના સતત ચાલતા અવાજથી પૃથ્વીને પીઠી ચોળી, જાણે તેનો વિવાહ માંડેલો હોય ને શું ? એવો ભાસ થવા માંડ્યો. ગાયો પુષ્ટ થઈ બમણું દૂધ આપવા લાગી. બળદો મસ્ત થઈ બમણા બાંધડવા લાગ્યા. મોર માત્ર ગર્વરહિત થઈ નિઃશબ્દ થયા અને તેમની આંખો પૃથ્વી ઉપર જ્યાં ત્યાં ગળતી જણાવા લાગી. મેઘ પણ ભગ્નદંત કુંજરપ્રમાણે વિદ્યુદ્રહિત અને જલહીન થયા; અથવા સર્વસ્વ દાન કર્યાથી શાંત થયેલા મુનિપ્રમાણે મેઘ શુભ્રવર્ચસ્ થયા હોયને શું ? અનુક્રમે આકાશમાંનો મેઘ પણ જતો રહ્યો, પૃથ્વી ઉપરનો કાદવ પણ સુકાઈ ગયો અને પાણી નિર્મળ તથા પ્રસન્ન થયાં. સારાંશ; જેમ ત્રણે આશ્રમનો મેલ ઈશભક્તિથી જતો રહે છે, તે પ્રમાણે આકાશ, પૃથ્વી અને જલનો મળ શરદ્‌ઋતુથી જતો રહ્યો. વાયુ પણ શાંત થઈ મંદ વાવા લાગ્યો, અને મેઘના ઝપાટામાંથી છુટેલો સૂર્ય શરદ્‌ઋતુના આગમનથી પ્રજ્વલિત થયેલું પોતાનું તેજ પ્રકટ કરવા લાગ્યો. ચંદ્ર પણ નિરભ્ર શારદી રાત્રીયે પોતાના પૂર્ણ મોહકત્વથી સમ્રાટ્‌ના શ્વેત છત્ર પ્રમાણે શોભવા લાગ્યો ( હ૦ વિ૦ ૧૫-૧૬; ભા. ૨૦-૨૧ ).

આવા તે શરદ્‌ઋતુના પ્રારંભમાં વ્રજમાંના ગોવાળીઆઓ શક્રોત્સવ કરવાની તૈયારીયે લાગ્યા. 'આ ઉત્સવ તમે શા માટે કરો છો' આવો શ્રીકૃષ્ણે પ્રશ્ન કર્યો એટલે એક વૃદ્ધ ગોપે કૃષ્ણને કહ્યું:—"કૃષ્ણ, ઇંદ્ર મેઘનો રાજા છે. તેની આજ્ઞાથી મેઘ પૃથ્વી ઉપર વૃષ્ટિ કરે છે અને તે તૃણ–ધાન્યને સમૃદ્ધ કરે છે. ઇંદ્રને આપણે યજ્ઞભાગથી સંતુષ્ટ કરીયે તો તે આપણને આ પ્રમાણે વૃષ્ટિ કરી સંતોષ આપે છે. ઇંદ્ર વિપુલ વૃષ્ટિ કરવાથી તૃણ ધાન્ય ઉગી વધવા માંડે છે. નવાં ઉગેલાં લીલાં ઘાસ ખાઇ ગાય–બળદો પુષ્ટ થાય છે અને પુષ્કળ દૂધ આપે છે. મેઘ જ્યાં આ પ્રમાણે વૃષ્ટિ કરતા નથી ત્યાં દુષ્કાળ પડી લોકોને પાણી અને અનાજ તરફથી ઘણા હાલ ભોગવવા પડે છે. એટલા માટે રાજા લોક, અમે ગોપ, કિંબહુના સર્વ મનુષ્યો વર્ષાઋતુ પૂરી થઇ એટલે ઘણા ઉત્સાહથી ઇંદ્રની આરાધના કરે છે." એટલે શ્રીકૃષ્ણે ગોપોને કહ્યું કે, "તમે ઇંદ્રનો ઉત્સવ કરો છો એ બરાબર નથી. જેની જે વૃત્તિ હોય તેનું તેણે પૂજન કરવું યોગ્ય છે. એક શેઠની નોકરી કરી બીજાની પૂજા કરવી એ એક પુરુષની સ્ત્રી થઇ બીજાના એટલે જારને નાદે લાગેલી અસતીના કૃત્ય મુજબ આ લોકમાં અને પરલોકમાં અનર્થનું કારણ છે. જ્યાંસુધી ખેતી હોય છે ત્યાંસુધી ગામની સીમ હોય છે. આ સીમની પેલી બાજુ જંગલો અને જંગલોની પેલી બાજુ ડુંગર. જંગલ અને ડુંગર એ આપણી ઉપજીવિકાનાં સ્થળો છે. સિંહ, વાઘ, વરૂ વગેરે ઉગ્ર રૂપ લઇ ડુંગરમાંથી અને ગુફામાંથી બહાર નિકળી વિહાર કરે છે અને વનનું રક્ષણ કરે છે. ગાયોનું રક્ષણ કરવું એ આપણું સ્વકર્મ છે અને તે ગિરિ અને વન ઉપર અવલંબીને છે. બ્રાહ્મણ જેમ વેદનું પૂજન કરે છે અને કૃષિ કરનારા વૈશ્ય હળનું કરે છે, તે પ્રમાણે આપણે ગાયોનું અને પર્વતનું પૂજન કરવું જોઇયે. માટે જે દૂધ, દહીં વગેરે સામાન તમે એકઠો કરેલો છે, તે જ સાહિત્યથી તમે ગિરિયજ્ઞ કરો. જુઓ ગોવર્ધન પર્વત ઇંદ્રધનુષ્યના રંગના જેવાં ચિત્રવિચિત્ર રંગનાં પક્ષીઓથી શોભીતો જણાય છે. એના ઉપરનાં વૃક્ષો ઘરનાં જેવડાં મોટાં હોઇ ફળ–પુષ્પોથી ભરેલાં છે. આવો, આપણે આ પર્વતનું પૂજન કરીયે અને તેવી જ રીતે આ ગાયોનું પણ પૂજન કરીયે. આવો, એમના ગળામાં શરદ્‌ઋતુનાં ફૂલોની માળા ઘાલી અને શીંગડાંને તોરા અને મોર-

પીંછાંથી બાંધી, ગળામાં મોટા ઘંટ લટકાવી તેમની સાથે આ પર્વતની પ્રદક્ષિણા કરીયે અને બ્રાહ્મણો પાસે ગિરિયજ્ઞ કરાવી દૂધ દહીંનાં અને મેષ્ય પશુનાં પકવાન્નો બ્રાહ્મણોથી માંડીને તે ઠેઠ ચાંડાલ સુધી સઘળાને ખાવા આપી તૃપ્ત કરીયે. આવી રીતે ગાયોનું અને ગિરિનું પૂજન કરવું એ જ આપણને શ્રેયસ્કર છે એમ મને લાગે છે." આ શ્રીકૃષ્ણનાં ભાવિ ભગવદ્ગીતાના દિવ્ય ઉપદેશનાં બીજભૂત વાક્યો સાંભળી સર્વ ગોવાળોયે તત્કાળ તેમનું કહેલું કબૂલ કર્યું. તું જ અમારો ઇશ્વર છે, તું કહીશ તે અમારા કલ્યાણનું જ હોવું જોઇયે, આમ કહી તેમણે સર્વ ઘોષમાંનું ત્રણ દિવસનું દહીં અને દૂધ એકઠું કર્યું, અને દહીં દૂધનાં સુંદર સુંદર પકવાન્નો તૈયાર કર્યાં. જલપ્રાશન કરવા માટે મંગળકારક કુંભો, યજ્ઞની જગ્યાએ લઇ જઇ ભરી મૂકયા અને ભાતની તપેલીઓ સાથે લીધી. શિંગડાં, તુરાઇ ઇત્યાદિ મંગળ વાદ્યોના ઘોષથી અને ગાય, બળદ, વાછરડાં વગેરેના હુંભારવથી ગોવાળોને ઘણો જ હર્ષ થયો; અને બ્રાહ્મણોયે સુમુહૂર્ત ઉપર ગોવાળો સાથે ગિરિયજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞ પૂરો કરી સર્વ બ્રાહ્મણ અને ગોવાળોયે યજ્ઞમાં અર્પણ કરેલાં સર્વોત્કૃષ્ટ અન્ન આતૃપ્તિ ભક્ષણ કર્યાં. પછી ગાયોને શણગારી તેમનાં ટોળાં એકઠાં કરી ગોવર્ધન પર્વતની આસપાસ સઘળાઓએ પ્રદક્ષિણા કરી. લાલ, ધોળાં તથા પીળાં વસ્ત્રો પહેરેલા અને મોરનાં પીંછાંનાં આભૂષણો ઘાલેલા ગોવાળીઆઓ હાથમાં લાકડીઓ લઈ ગાયોની પછવાડે નાચતા અને ખેલતા તથા ચપળ ગાયોને રોકતા જતા હતા, તે દેખાવ ઘણો મઝેનો જણાતો હતો. આ પ્રમાણે તે ગિરિયજ્ઞ પૂરો કરી શ્રીકૃષ્ણ સર્વ ગોવાળો સહ આનંદથી વ્રજમાં પાછા આવ્યા (હ૦ વિ૦ ૧૭).

વ્રજમાંના ગોપોએ નિયમ પ્રમાણે પોતાનો ઉત્સવ જાણીજોઇને કર્યો નહીં, એ જોઇ ઇંદ્રને ક્રોધ ચઢયો અને તેણે પોતાનું પર્જન્યાસ્ત્ર વ્રજ ઉપર છોડયું. હિંદુસ્થાનમાં શરદ્ઋતુમાં બહુધા એક વખત તો વૃષ્ટિ થાય છે જ, પણ આ વખતે ઉત્પન્ન થયેલાં વાદળાં કાંઇ વિલક્ષણ ભયંકર હતાં. હસ્તીઓના ધાડ સમુદાયના જેવા એકમેકને જોડાયલા કાળા મેઘ એકાએક આકાશમાં જણાવા લાગ્યા. આખું આકાશ મેઘથી વ્યાપ્ત થઇ ચારે બાજુ અંધારૂં ઘોર થઇ ગયું. સાથે વિજળીના લખલખાટથી સૂચિત થનારા મેઘોના ભયંકર ગડગડાટ સંભળાવા લાગ્યા. કેટલીકવારે વાંસના દાંડા

સરખી કિંબહુના હાથીની સુંઢસરખી વરસાદની ધારાઓ પડવા લાગી. અપાર અને અગાધ આકાશમાં આવો પાણીનો કલ્લોળ ઉછળવાથી જાણે સમુદ્રે જ આકાશમાં કુદકો માર્યો હોય ને શું, એમ ભાસવા લાગ્યું. પ્રલયકાળની વૃષ્ટિસરખી સતત ધાર ચાલૂ થયાથી મનુષ્ય, પશુ, પક્ષીઓ ગભરાઈ ગયાં. પાંખો અકડાઇ જવાથી પક્ષીઓ વૃક્ષ ઉપરની પોતાની જગ્યાયે જ દીન થઇ બેઠાં. હરિણના પણ પગ અકડાઇ જવાથી તે ચાલી શક્યાં નહિ. સતત પડતી વૃષ્ટિથી ભીંજાઇ ગયેલાં લોક વિદ્રૂપ જણાવા લાગ્યાં. થોડા વખતમાં પૃથ્વી જલમય થઇ તળાવો અને નદીઓ છલાછલ ભરાઇ ગયાં. પવનના સુસવાટાથી અને પુરના ધક્કાથી વૃક્ષ ઉખડી પડયાં. યમુનાના પ્રચંડ પ્રવાહ સાથે, પડેલાં ઝાડો અને મરેલાં જનાવરો તણાઇ જવા લાગ્યાં. બે દિવસ થયા તોપણ વૃષ્ટિ અટકી નહીં અને ચંદ્ર–સૂર્ય આકાશમાં છે કે નહીં એનો પણ પત્તો લાગ્યો નહીં. આવી ભયંકર સ્થિતિ જોઇ વ્રજમાંના લોક ધભરાઈ ગયા. ગાયો વ્યાકુળ થઇ દીન સ્વરથી હંબારવા લાગી. તેમનાં અંગો શરદીથી અકડાઇ ગયાં. ખાવાને નહીં મળવાથી તેમનાં પેટ ચોંટી ગયાં. કેટલીક ગાયો થાકી નીચે બેઠી, તો કેટલીક ગાયોયે પોતાનાં વાછરડાંને પ્રેમથી પેટ નીચે ઘાલ્યાં. આ આપણા ઉપર ઇંદ્રનો કોપ થયો છે એમ જાણી લોકો ધભરાયા અને 'કૃષ્ણ ! તું જ હવે અમારૂં રક્ષણ કર' આમ કહી તેને શરણ ગયા. કૃષ્ણે તેમને આશ્વાસન આપી યત્કિંચિત્ પણ ન ગભરાતાં તેમને પોતાની ગાયો સાથે અને ચીજવસ્તુ સાથે ગોવર્ધન પર્વતને ઉંચો ઉંચકી તેની નીચે વર્ષાદથી બચાવ્યાં. સાત દિવસ સતત વૃષ્ટિ પડી તોપણ કૃષ્ણને તલભાર પણ ઇજા થઇ નહીં. છેવટે ઇંદ્રે થાકી જઇ વર્ષાદની ઝડી બંધ કરી. એટલે કૃષ્ણે લોકોને ફરી વ્રજમાં સુરક્ષિત પહોંચાડ્યાં. લોકોએ શ્રીકૃષ્ણને 'તું ઉપેન્દ્ર છે' એમ કહી આનંદથી અભિષેક કર્યો, તેના પરાક્રમની અને ચતુરાઈની તેમણે સ્તુતિ કરી અને ધ્વજાકાર પતાકા ઉંચી કરી આખા વ્રજમાંના લોકોએ પોતાના છુટકારા માટે મોટો ઉત્સવ કર્યો (હ૦ વિ૦ ૧૮–૧૯).

આ પ્રમાણે લોકોનો છુટકો કર્યા પછી શ્રીકૃષ્ણે તે શરદૃઋતુના દિવસોમાં નાના પ્રકારના ખેલ કરી લોકોનાં મન રંજન કર્યાં. વરસાદ સારો પડવાથી મસ્ત થયેલા બળદોને આણી તેમની ટોળીઓ બાંધી. છાણના અને ઘાસના

ઢગલાવાળા વ્રજમાંના પહોળા પણ વાંકાચુંકા રસ્તામાં, મસ્ત બળદોનાં ટોળાં જોવા માટે વ્રજમાંનાં સ્ત્રીપુરુષો એકઠાં થયાં. એકાદ ટોળીમાંનો બળદ અનાવર થયો તો શ્રીકૃષ્ણ તેને પોતાની અવાઢવ્ય શકિતથી પકડી તે ને તે ઠેકાણે જ ગરીબ કરી નાંખતા. તે વખતે વ્રજમાંના લોકોને ઘણું આશ્ચર્ય લાગતું. વર્ષાઋતુમાંનું વિપુલ દૂધ પી પુષ્ટ થયેલા ગોવાળ–મલ્લોની પણ તેમણે કુસ્તી કરાવી. રાત્રે શુભ્ર ચાંદનીમાં તરુણ ગોપ અને ગોપીઓને એકઠાં કરી રાસક્રીડા કરી. એક પુરુષ અને પછી એક સ્ત્રી એવી બોળ ગોઠવી શ્રીકૃષ્ણનાં ગાણાં ગાતા તેઓ તાલ ઉપર ફેરા ફરતા, નાચતા અને તાલીઓ પાડતા. શ્રીકૃષ્ણ વચમાં ઉભા રહી વાંસળી વગાડતા તો કદી બલરામ વચમાં ઉભા રહી શ્રીકૃષ્ણને રાસમાં નચાવતા. આવા પ્રકારના રાસના નાચમાં ગોપગોપીઓને પરાકાષ્ઠાનું ઇંદ્રિયાતીત સુખ થવા લાગ્યું. લીલી હળદરનાં અંદરના ગર્ભના જેવાં પીળાં વસ્ત્રો પહેરેલા શ્રીકૃષ્ણની મનોહર-મૂર્તિ જોઇ અને શરચ્ચંદ્રના કરતાં પણ અધિક મોહક તેમના મુખચંદ્રનું અવલોકન કરી ગોપગોપીઓ નાચતાં નાચતાં તલ્લીન થઈ જતાં હતાં, આ પ્રત્યક્ષ શ્રીવિષ્ણુ જ અવતાર લઈ આપણામાં આવેલા છે આવી દઢ ભાવનાથી તેઓ ભક્તિ-રસમાં દંગ થઈ જતાં હતાં. વિશેષતઃ ગોપીઓની, આ ઇશભાવનાથી શ્રીકૃષ્ણ ઉપર જે ભક્તિ બેઠી તે કલ્પનાતીત હતી. સ્ત્રીઓ પુરુષ કરતાં અધિક પ્રેમાળ અને ભાવિક હોય છે એ સુપ્રસિદ્ધ છે. પતિ-પુત્ર ઉપર, સાધુ–સંત ઉપર, દેવ દેવતા ઉપર સ્ત્રીઓ નિર્હેતુક અને નિરતિશય પ્રેમ કરે છે એ અનુભવ જગતમાંના સર્વ દેશમાં અને લોકમાં છે. પણ વ્રજમાંની ગોપીઓની શ્રીકૃષ્ણ ઉપર જે ભક્તિ અને જે પ્રેમ બેઠો હતો તે સર્વથી પણ અધિક હતો. તેની એટલી પરાકાષ્ઠા થઈ કે તે દુનિયામાંના સર્વ ભક્તિપ્રેમનું ઉપમાન થઇ બેઠો. કૃષ્ણની વાંસળી સાંભળી, એટલે ગોપની સ્ત્રીઓ સર્વ કામ મૂકી દઇ શ્રીકૃષ્ણનાં દર્શન કરવા દોડતી, તેમનું મુખ અવલોકન કરી દેહભાન વિસરી જતી અને પોતાના પતિબંધુ સહવર્તમાન તેમની સાથે રાસ ખેલી આનંદ–સમુદ્રમાં બુડી જતી. વિશેષ શું કહેવું; રાત્રિ–દિવસ તેમને શ્રીકૃષ્ણનો જ ધ્યાસ લાગેલો હતો. શ્રીકૃષ્ણના ગુણાનુવાદ ગાઇ અને તેમનું ધ્યાન કરી તેઓ પોતાનાં હમેશનાં કામ પૂરાં કરતાં અને સદોદિત શ્રીકૃષ્ણ–ચરણે લીન થઈ નિરતિશય બ્રહ્માનંદનું સુખ અનુભવતાં ( હરિવંશ, વિ૦ ૨૦ ).

અસ્તુ. એક દિવસે ગોપ અને ગોપીઓ રમતાં હતાં એવામાં ઓચિંતે એક ભયંકર સ્વરૂપનો મસ્ત બળદ વ્રજમાં પેઠો. તેનો રંગ કોયલા જેવો કાળો હતો. તેનાં શીંગડાં અને ખરીઓ તલવારના જેવી તીક્ષ્ણ હતી. તેની આંખો અંગારા જેવી લાલ હોઇ તેની ઉપર જાડી માંસળ પાંપણોના અર્ધા પડદા પડયા હતા. તેનું કપાળ અતિશય મોટું અને કઠિણ હોઈ તેના ધક્કાથી ઝાડ સુદ્ધાં પડી જતાં. તેનો જાડો મુખ નીચે આવેલો કંઠ ઠેઠ જમિનસુધી લટકતો હતો. તેનું અંગ છાણ મુતરથી ખરડાયલું હતું. તેનું પેટ વિશાળ હોઇ કમર મજબૂત હતી. ખરીયોથી જમિન ખોતરતો, શીંગડાંથી ટેકરાઓ ખોદતો અને ઠેકાણે ઠેકાણે જરા જરા અધતો મુતરતો તે બળદ વ્રજમાં આમથી તેમ દોડવા લાગ્યો. તે વખતે તે અરિષ્ટ રાક્ષસનું ભયંકર વૃષભસ્વરૂપ જોઈ ગાયો, બળદો અને માણસો ધભરાઇ જઇ દોડવા લાગ્યાં. તે અતિમદોન્મત્ત બળદ બરાડા પાડતો ગાયોની પછવાડે પડયો, તે વખતે ગાભણી ગાયો ગર્ભ-ગળિત થઇ ગઇ. આ પ્રમાણે વ્રજમાં હાહાકાર ઉડયો. તે વખતે 'ધભરાઓ નહીં, હું આવ્યો,' આમ કહી શ્રીકૃષ્ણ બળદની પછવાડે પડયા, અને જોરથી એક તાળી વગાડી તે બળદનું લક્ષ પોતાની તરફ ખેંચ્યું. એટલે તે મસ્ત બળદ શ્રીકૃષ્ણ તરફ વળ્યો. શ્રીકૃષ્ણને પથ્થર સરખા નિશ્ચલ સામા ઉભા રહેલા જોઇ તેમને શીંગડાં ખોસવાના ઇરાદાથી શીંગડાં આગળ કરી બળદે શ્રીકૃષ્ણ ઉપર કુદકો માર્યો. પણ શ્રીકૃષ્ણે સપાટામાં તેના શીંગડાં પકડી તેને તે ને તે ઠેકાણે રોકી દીધો, એટલું જ નહીં પણ અઢાર પગલાં તેને પાછા વાળ્યો: પછી તેમણે એકદમ તેના શીંગડાને અને મુખને ધોતીયાની માફક આમળો આપ્યો એટલે તે બળદ ધડ દઇ નીચે પડયો. શ્રીકૃષ્ણે તેના એક શીંગડા ઉપર પગ મૂકી બીજું શીંગડું જોરથી ખેંચી કાઢયું, અને તે શીંગડાથી તેના જ મુખ ઉપર એક એવો ફટકો માર્યો કે, તે બળદે તત્કાળ રક્ત ઓકતાં તથા અધતાં–મુતરતાં પોતાના પ્રાણ છોડયા. આ પ્રમાણે પોતાની બલવતી શક્તિથી વ્રજ ઉપર આવેલા તે સંકટનું નિવારણ કરી શ્રીકૃષ્ણ આશ્ચર્યચકિત થયેલા ગોપગોપીઓ સાથે તે શરદૃઋતુની ચાંદનીમાં રમતો રમવા લાગ્યા ( હ૦ વિ૦ ૨૧; ભા૦ ૩૬ ).

---

# श्री कृष्ण–चरित्र.



## मथुरापर्व.



શ્રીકૃષ્ણના અદ્‌ભુત પરાક્રમની અને તેમના પરની ગોકુળમાંના લોકોની, વિશેષતઃ ગોપીઓની દેવનિર્વિશેષ ભક્તિની કીર્તિ ધીમે ધીમે ચારે તરફ પ્રસરી એમાં નવલ નથી. વ્રજમાં કોઈ પણ દેવાંશ વિભૂતિ નિર્માણ થયેલી છે આવી ખ્યાતિ સર્વત્ર પ્રસરી હોવાથી દરેક સ્થળનાં લોકો શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે વ્રજમાં દોડી આવવા લાગ્યાં. શ્રીકૃષ્ણની સોળ સત્તર વર્ષની મદનમનોહર મૂર્તિ, તેમનું નર્વનાગસમાન અમાનુષ બલ, તેમની લોકોનાં મન આકર્ષનારી દિવ્ય વિદ્યુચ્છક્તિ એ વગેરેના યોગથી તેમનું દર્શન કરવા આવનારા લોકને મોહ થવા લાગ્યો, અને જે તે કૃષ્ણના નામનો ધ્યાસ લેવા લાગ્યા. “ આ નંદનો પુત્ર નહીં, પણ વસુદેવનો પુત્ર છે; નારદે વસુદેવના પેટે શ્રીવિષ્ણુનો અવતાર આવનાર છે એમ કંસને જે કહ્યું હતું તે જ આ શ્રીકૃષ્ણ ” આમ લોકો બોલવા લાગ્યા. બલરામ અને શ્રીકૃષ્ણ એ રંગથી માત્ર જૂદા હતા, પણ રૂપથી તો તદ્દન સરખા જ હતા. એથી સહજ જ આ વિચાર લોકોનાં મનમાં ઉત્પન્ન થયો. વસુદેવે રોહિણીને અને બલરામને આટલાં વર્ષો ગોકુળમાં જ કેમ રાખ્યાં ? આનું ગૂઢ હવે લોકોના સમજવામાં આવ્યું. વસુદેવે કંસની બ્હીકથી દેવકીનો આઠમો છોકરો નંદને ઘેર ચોરી લઈ જઈ રાખ્યો અને નંદની છોકરી મથુરામાં આણી કંસને સ્વાધીન કરી ! આવી પણ લોકમાં કિંવદંતી શરૂ થઈ. ધીમે ધીમે એ જનવાર્તા કંસને કાને પણ ગઈ. “ મેં વસુદેવ–દેવકીનાં આઠ છોકરાં મારવાનો જે અટ્ટહાસ કર્યો તે સર્વ ફોકટ ગયો !” આ વિચારે તેનું અંગ તલપાપડ થયું. “ મારો શત્રુ મારા જ રાજ્યમાં મારી રાજધાનીથી ત્રણ

ગાઉ ઉપર સુખે મઝા મારે છે અને વધતો જાય છે " આ વિચાર મનમાં આવી, દિવા નીચે ખરેખર જ અંધારૂં હોય છે એ તેના અનુભવમાં આવ્યું. "હું આટલો પરાક્રમી, આટલો ચોકસ, આટલો આંખમાં તેલ આંજી જોનારો; અને મારા હાથ ઉપર આ ગરીબડા વસુદેવે તાલી આપી શું ?" આમ કહેતાં, આ વખતે વસુદેવનું શું કરૂં ને શું ન કરૂં આમ તેને થયું. આજ સોળ સત્તર વર્ષથી તેણે વસુદેવ તરફ ગરીબ સમજી દુર્લક્ષ્ય કર્યું હતું. તેના જુલ્મનો પ્રભાવ અન્ય દિશામાં વહેતો હોઈ તેના પ્રવાહમાં સેંકડો યાદવ, ભોજ, વૃષ્ણિ—વીર તણાવા માંડયા હતા. વસુદેવને અને દેવકીને મારી આપી, તે દિવસથી તેમના તરફ તેણે વક્રદષ્ટિથી જોયું પણ નહોતું. વસુદેવે પણ પુત્રપ્રેમથી કેવળ મૌન સ્વીકાર્યું હતું. તે અજ્ઞાતવાસ પ્રમાણે મથુરામાં જ ઈશ્વરભજનમાં પોતાનો કાળ ગાળતો હતો. તે એકાએક આ જનવાર્તાએ તેને અંધારામાંથી ખેંચી પ્રકાશમાં આણ્યો, અને કંસના ક્રોધાગ્નિની જ્વાળા તેની તરફ વેગથી વળી.

વસુદેવને ઠાર મારવાથી આપણો શત્રુ નાશ પામવાનો નથી; આ વિચારથી દુષ્ટ કંસે વસુદેવને અન્ય રીતીયે શાસન કરવાનો ઉપાય કર્યો. સજ્જનને અપમાન મૃત્યુસમાન હોય છે એ ધ્યાનમાં લાવી તેણે વસુદેવનું ભરસભામાં અપમાન કરવાનો નિશ્ચય કર્યો. આમ કરવાથી જનવાર્તામાં કેટલું સત્ય છે એ પણ જણાઈ આવશે, આવો તર્ક કરી એક દિવસે કંસે મધ્યરાત્રીયે મથુરામાં સર્વત્ર શાંતિ પ્રસર્યાં પછી યાદવ, વૃષ્ણિ, ભોજ, વગેરે સભાસદોની સભા બોલાવી. વસુદેવ, કંક. સત્યક, દારુક, વિપૃથુ, બભ્રુ, ( અક્રૂર ) કૃતવર્મા, ભૂરિશ્રવા, અંધક ઇત્યાદિ મહાન્ મહાન્ વીર સભામાં એકઠા થયા. કંસે બંદીમાં નાંખેલા પોતાના પિતાને પણ સભામાં આણ્યો અને પછી ગંભીર વાણીથી તેણે બોલવાનો આરંભ કર્યો.

" સભ્યો, મારા બોલવા તરફ લક્ષ આપો. આપ સર્વ વેદ જાણનારા હોઈ ન્યાય, નીતિ, ધર્મ, આચાર ઇત્યાદિકમાં નિષ્ણાત છો. આપ સર્વ પોતપોતાના કર્તવ્યમાં દક્ષ છો. આપ શૂર હોઈ ધનુર્વિદ્યામાં આપની સામે કોઈ હામ બીડી શકે તેમ નથી. આપ ઋષિઓના જેવા સદાચાર—સંપન્ન, મરુતના જેવા પરાક્રમી, અને અગ્નિના જેવા તેજસ્વી છો. પૃથ્વીને

જેમ પર્વતોનો આધાર છે તે પ્રમાણે આપ આ અવનતીયે ચાલેલા યદુ-કુલના આધાર છો. આમ છતાં તમે મારી ઉપેક્ષા કરો, એ આશ્ચર્ય નહિ શું ? ગોકુળમાં મારો શત્રુ નંદનો પુત્ર કહેવરાવનાર કૃષ્ણ દિવસે દિવસે વધતો હોઇ મારા મૂળમાં ઘા કરવાનો તેણે વખત આણેલો છે એ તમે નથી જાણતા શું? તેનું ખરૂં સ્વરૂપ અને પરાક્રમ હું કળી શંકતો નથી, આથી હું મૂઢ થયો છું. એકાદા.દિવ્ય અવતારની પેઠે તેનાં કૃત્યો અદ્‌ભુત અને અલૌકિક જણાય છે. બહારથી ગોપસરખો ક્ષુલ્લકં વેષ લઇ તેણે પોતાનું ખરૂં સ્વરૂપ ગુપ્ત રાખ્યું છે; અને એ કારણથી જ સ્મશાન-માંના અગ્નિની માફક તે ખુશાલ ગોકુળમાં વધતો જાય છે.

નારદના કહેવાથી દેવકીના ગર્ભના સંબંધમાં મેં જે કેટલાંક વર્ષો અટ્ટહાસ કર્યો તે વસુદેવે એક રાતમાં ફોકટ કર્યો આમ લોકો કહે છે તે તમે સાંભળ્યું છે શું? ગોકુળમાં મઝા મારતો કૃષ્ણ નંદ–યશોદાનો પુત્ર નહીં પણ વસુદેવ–દેવકીનો આઠમો પુત્ર છે આ વાત ખરી છે-શું ? એમ હોય તો જેમ કાગડો જેના માથા ઉપર બેસે છે તેની જ આંખોમાં માંસ માટે ચાંચ ખોસે છે, તેમ આ વસુદેવે મારા અન્નપર બાંધવો સહવર્તમાન આનંદથી મઝા મારી મારા જ પ્રાણ લેવાની ખટપટ ચલાવેલી છે. ભ્રૂણ-હત્યા, ગોહત્યા, સ્ત્રીહત્યા ઇત્યાદિ મહાપાપોનું સુદ્ધાં પ્રાયશ્ચિત્ત છે, પણ કૃતઘ્ન માટે, વિશેષતઃ પોતાના બાંધવો સાથે જ કૃતઘ્નપણું કરનારા માટે પ્રાયશ્ચિત્ત નથી. ઉપર ઉપરથી સ્નેહ દાખલ જે દુષ્ટ કૃતઘ્નપણું કરે છે તે નરકને જ રસ્તે પડે છે. વસુદેવ, તું બહારથી મોટો સદાચરણી જણાય છે. પણ અંતર્યામી ઘણો કપટી અને શઠ છે. તું અત્યંત પાપી હોઈ તેં મારા કુળ સાથે મોટો વિરોધ માંડેલો છે. અરે ! મારૂં અન્ન ખાય છે છતાં મારા પ્રાણ કરતાં તને તારા છોકરાના પ્રાણ અધિક પ્રિય લાગ્યા શું ? તેં તારા છોકરાને બચાવ્યો એ તેં યોગ્ય કર્યું શું ? અરે, જેથી તું મારા ઉપર જ ઉઠયો છું તેથી મેં અજાણપણે મારો પોતાનો મૃત્યુ જ આજસુધી પોષ્યો એમ મને લાગે છે ? અરે, શાણપણ એ કાંઈ ધોળા કેશ ઉપર અવલંબેલું નથી. મૂર્ખ વસુદેવ ! તને લાગતું હશે કે, કંસનો નાશ થયો એટલે મારો પુત્ર મથુરાનો રાજા થશે, પણ વૃદ્ધ થવાથી તારી બુદ્ધિ ભ્રષ્ટ થયેલી છે ! અરે, તારા ઉપર વિશ્વાસ રાખી હું બેઠો, છતાં મારા ઉપર જ પ્રહાર કરવાને તું

તૈયાર થયો છે ! પણ ઉભો રહે, હું જ તારી સામે તારા બન્ને છોકરાનો રસ્તો કરૂં છું. જીવતા રહેવાની ઇચ્છા કરી કોણ બાહુદંડ ઠોકી મારી સામે ઉભો રહી શકે ? અરે મૂર્ખ ! તું વિશ્વાસઘાત કરી તારા જ કુળનો માત્ર નાશ કરે છે ! વૃદ્ધ થયેલા અને મારા અન્નથી જ વધેલા મારી બહેનના પતિનો ઘાત, બ્રહ્મહત્યા પ્રમાણે, મેં આજ સુધી કર્યો નથી અને આગળ પણ કરનાર નથી. પણ તેં માત્ર મારા વધનો ઉપાય યોજી તારા મોઢાને અને સર્વ યાદવોના મુખને કાળું કર્યું છે." આ પ્રમાણે અત્યંત નિષ્ઠુર શબ્દ બોલી કંસે વસુદેવની વિનાકારણ નિંદા ચલાવી છતાં તે ક્ષમાસાગર ગંભીર પુરુષે ક્ષમાશીલ વૃત્તિ ધારણ કરી કાંઈ જ ઉત્તર આપ્યો નહીં. પરંતુ કેટલાક યાદવોના મુખમાંથી, કંસનું ભાષણ ચાલતાં, "ધિક્ ધિક્" એવા ઉદ્‌ગાર નિકળ્યા સિવાય રહ્યા નહીં ( હરિવંશ, વિ૦ અ૦ ૨૨ ).

"ઉલટો ચોર કોટવાલને દંડે" એ કહેવત મુજબ પોતે દોષી છતાં વસુદેવ ઉપર દોષારોપણ કરનાર કંસને અંધકે ઉત્તર આપ્યો. તે વયોવૃદ્ધ અને સર્વમાન્ય યાદવે ભરસભામાં કંસને કહ્યું:—"તું જે આં બોલ્યો તે અત્યંત નિંદ્ય છે. વૃદ્ધ, સન્માન્ય જ્ઞાતિબંધુ વસુદેવની તું વિનાકારણ નિર્ભર્ત્સના કરે છે, એથી તારૂં મૃત્યુ જ પાસે આવ્યું છે એમ મને લાગે છે. તારી આ નિંદાથી તારૂં કોઈ પણ કાર્ય સધાયું ન હોઈ તું તારૂં ઇંગિત માત્ર લોક આગળ વ્યક્ત કરે છે. સન્માર્ગવર્તી ગુરુની નિંદા કરવી એ બ્રહ્મહત્યા સમાન મહાન્ પાતક છે અને તેનો કોપ અગ્નિ પ્રમાણે સર્વસ્વ બાળનારો છે. કંસ ! વસુદેવે પોતાનો પુત્ર સંતાડી રાખ્યો એમાં તેણે અપરાધ શો કર્યો ? તેં તેના પુત્રોને ઠાર મારવાનું જે ભયંકર દુષ્ટ કર્મ કર્યું તે બદલ પશ્ચાત્તાપ ન દેખાડતાં તારા અન્યાયથી તેણે પોતાનો પુત્ર બચાવ્યો એ બદલ ઉલટો તેને દોષ આપે છે ? પોતાનો પ્રાણ ખર્ચીને પણ પિતા પુત્રનું રક્ષણ કરે છે. તારા પિતાયે તને જન્મથી જ મારી નાંખ્યો નહીં એનો ઉપકાર તેમને સારો ફળ્યો ! અસ્તુ. તારા પિતાયે અને વસુદેવે પોતાનું કર્તવ્ય કર્યું. તું માત્ર આ કુળમાં કુલનાશક ઉત્પન્ન થયો હોઈ તારાં દુષ્કૃત્યોથી થોડા વખતમાં જ ક્ષય પામીશ. હાલમાં નાના પ્રકારના અપશુકન થવા માંડયા છે. દિવસે શિયાળનું રૂદન સાંભળવામાં આવે છે. દેવતા પોતાના સ્થાનથી ચલિત થયા છે. સૂર્યગ્રહણ હમણાં જ થઈ ગયું છે. મંગળ ચિત્રા-

નક્ષત્રમાં વક્રી થયેલો છે. સારાંશ; આવાં અનેક અશુભ ચિન્હો ઉપરથી રાજાનો નાશ જલદીથી થનાર છે એમ જણાઇ આવે છે. તને પણ પૂજ્ય અને સન્માન્ય વસુદેવને ભરસભામાં દુરુક્ત ભાષણો બોલવાની બુદ્ધિ થઇ એ તેનું જ લક્ષણ છે. અસ્તુ. ભાવી અનર્થ ટાળવાની તારી ઇચ્છા હોય તો વસુદેવની ક્ષમા માગ અને વસુદેવને સાથે લઇ જઇ શ્રીકૃષ્ણ અને બળરામને સન્માનથી વ્રજમાંથી આણી તેની સાથે જે તેં અકારણ વૈર માંડેલું છે તે મટાડ. નહીં તો આ યદુકુળ ઉપર કિંબહુના આ સર્વ નગરી ઉપર અને રાજ્ય ઉપર ભયંકર પ્રસંગ આવી પડશે એમ મને સ્પષ્ટ જણાય છે.” આ ભાષણથી કંસને અત્યંત ક્રોધ ચઢયો, પણ તે તેણે દેખાડયો નહીં. તે અક્રૂર તરફ વળી બોલ્યો:—“ અક્રૂર, તું વ્રજમાં જા અને મારા ભાણેજને અને બલરામને અહીં લઇ આવ. તેમને જોવાની મને બહુ ઉત્કંઠા થઇ છે. તેઓ મલ્લવિદ્યામાં ઘણા નિપુણ થયેલા છે એમ મેં સાંભળ્યું છે. આપણે અહીં પણ ચાણૂર અને મુષ્ટિક બે પ્રખ્યાત મલ્લ છે. તેમનું નિયુદ્ધ જોઉં. એ શિવાય નંદને અને વ્રજમાંના બીજા લોકોને પણ લઇ આવ. આપણે તેમને ખુશી કરવા માટે ધનુર્મખ કરીએ અને તેઓમાં કોણ કોણ ધનુર્વિદ્યામાં કુશળ છે તે જોઇયે. એક મોટો રંગમંડપ તૈયાર કરવાની તાબડતોબ વ્યવસ્થા કર, અને જલદીથી તે રામ-કૃષ્ણને અને નંદને અહીં લઇ આવ.” આમ કહી હૃદયમાં ક્રોધથી સંતપ્ત થયેલો પણ ઉપર ઉપરથી પ્રેમ દેખાડનારો કંસ સભા બરખાસ્ત કરી પોતાના મહેલમાં ચાલ્યો ગયો (હરિ, વિ૰ અ૰ ૨૩).

કંસે શ્રીકૃષ્ણને મથુરામાં બોલાવવાનું ઠરાવ્યું ખરૂં, પણ તેના પગ બીકથી થર થર કાંપવા લાગ્યા. નારદના ભવિષ્ય મુજબ વસુદેવનો આઠમો પુત્ર, મેં આટલો અટ્ટહાસ કર્યો તો પણ, જીવંત રહી ગોકુળમાં મોટો થયો, એ જોઇ નારદનું ભવિષ્ય ખરૂં ઠરશે એમ તેને થવા લાગ્યું. કૃષ્ણ મથુરાં આવતાં જ મને મારશે આમ તેની મનોદેવતા તેને કહેવા લાગી. તે એટલો બધો પરાક્રમી હતો પણ ફક્ત આ કલ્પનાથી તેના હાથ પગ ગળવા લાગ્યા. કૃષ્ણને ગોકુળમાં જ ઠાર મારવો, અહીં આવવા દેવો નહીં, આવા વિચારોથી તેણે પોતાના પ્રાણ સમાન ભાઇ કેશીને બોલાવી મંગાવી કૃષ્ણને હર પ્રયત્ને ગોકુળમાં અહીં આવવા માટે નીકળ્યા પહેલાં જ, મારી નાંખવાની

આજ્ઞા કરી. કેશી તત્કાળ એક ભયંકર ઘોડા ઉપર બેસી નિકળ્યો અને સવારમાં જ તે, શ્રીકૃષ્ણ પોતાના સોબતીઓ સાથે ગાયો ચારવા નીકળ્યા હતા તે વખતે તેમને મળ્યો. તે તેમના ઉપર બેધડક ધસ્યો. પોતા ઉપર ધસી આવેલા શત્રુની ઉપેક્ષા કરવી નહીં, આવી કૃષ્ણની પ્રતિજ્ઞા જ હતી. ગોવાળોએ શ્રીકૃષ્ણને ઘણી બ્હીક આપી, પરંતુ શ્રીકૃષ્ણને બ્હીકનો લવ—લેશ પણ લાગ્યો નહીં. તે ભયંકર ઘોડાએ શ્રીકૃષ્ણના દંડ ઉપર બચકું ભરવા માટે મુખ લીધું કર્યું ત્યાં જ શ્રીકૃષ્ણે વજ્ર સરખી કઠિણ મુક્કી બેધડક તેના મોં ઉપર મારી; અને ફક્ત મુક્કીના એક જ પ્રહારથી તેના દાંત કડાકડ ઉખડી પડ્યા. ઓઠ ફાટી જવાથી અને દાંત ઉખડી જવાથી રક્તબંબાળ થયેલા મુખવડે બચકું ભરી શકાશે નહીં, એ જોઇ તે ઘોડાયે પોતાના પાછલા પગની લાતો કૃષ્ણની છાતીમાં મારવાનો પ્રયત્ન કર્યો.' એટલે શ્રીકૃષ્ણે તેનો પાછલો પગ પકડી તેને જોરથી ઉછાળ્યો. તે સાથે તે ઘોડો ધડાક દઇ નીચે પડયો. અને તેના ઉપરનો સ્વાર પણ ઉછળી પડી તત્કાળ મરણ પામ્યો. તે ઘોડાએ પણ બે ચાર વખત ઉઠવાનો પ્રયત્ન કરતાં કરતાં તરફડતાં તરફડતાં થોડા વખતમાં પ્રાણ છોડયા. આ પ્રમાણે તે ભયંકર ઘોડાનો શ્રીકૃષ્ણે રસ્તો કરેલો જોઇ ગોવાળોને અતિશય હર્ષ થયો અને કૃષ્ણની સ્તુતિ કરતા તેઓ તેમને લઇ વ્રજમાં પાછા આવ્યા અને સર્વને તે આનંદની ખબર તેમણે કહી (હરિવંશ. અ૦ ૨૪).

અહીંયાં મથુરામાં એક વિસ્તીર્ણ મેદાનમાં અક્રૂરે રંગમંડપ અને પ્રેક્ષાગાર ઝપાટાથી તૈયાર કરવાની વ્યવસ્થા કરી. મધ્યભાગમાં મલ્લોને અને વીરોને પોતપોતાનું કૌશલ્ય દેખાડવા માટે મોટો અખાડો કરી તથા તેની આગળ પાછળ નાનો કોટ કરી, હાલના કૅાંગ્રેસ મંડપના જેવો એક પ્રેક્ષાગાર તૈયાર કર્યો. હજારો લોકો બેસી શકે અને તેમનો ભાર સહન કરી શકે એવી ચઢતી ઉતરતી બેઠકોની મજબુત ઓળ તૈયાર કરી. દરવાજો પહોળો રાખી તેની બરોબર સામા એક ઉંચી ઓટલી તૈયાર કરી, તેના ઉપર રાજસિંહાસન માંડયું. બન્ને બાજુના અર્ધાં વર્તુળમાં તેનાથી નાની નાની વેદીઓ તૈયાર કરી, તેના ઉપર સરદારોને બેસવા માટે મંચ તૈયાર કર્યો. મંચ ઉપર બેસવા જવા માટે દરેક ઓળની વચ્ચે લાંબો રસ્તો રાખ્યો હતો. જૂદી જૂદી શ્રેણીના અથવા જાતિના લોકોને બેસવા માટે બાકીના અર્ધ

વર્તુળમાં જૂદા જૂદા ભાગ પાડ્યા અને તેના રસ્તા જૂદા રાખ્યા. અંતઃપુરમાંની સ્ત્રીઓને અને સરદારોની સ્ત્રીઓને બેસવા માટે પડદાવાળી જગ્યા તૈયાર કરી. ઉપરનું છાપરૂં મજબૂત બાંધેલું હોઇ ચારે બાજુએ બહાર પડનારી વલભી સુશોભિત કરવામાં આવી હતી. આ પ્રમાણે તે પ્રેક્ષાગર દસ–પંદર દિવસમાં તૈયાર થયું, તે વખતે તે જોવા માટે કેશિવધથી અધિક જ સંતપ્ત થયેલો કંસ પોતે આવ્યો અને તેની સુંદર રચના જોઈ તે ખુષ થયો. તેણે તેમાંના સર્વ ભાગ લતાઓથી, માલાઓથી અને ચિત્રોથી શોભાવવાની આજ્ઞા કરી. એકઠા થનારા હજારો લોકો માટે ઠેકાણે ઠેકાણે સુવર્ણમંડિત પાનકુંભ, ખાવાના પદાર્થો અને પ્રસંગ આવી પડતાં ઔષધી વિગેરે કષાય રાખી મૂકવાની તાકીદ કરી. મલ્લોના ઉપયોગ માટે છાંણના ગોરના ઢગલા અખાડાની આગળ પાછળ તૈયાર મૂકવા વર્દી આપી. આ પ્રમાણે વ્યવસ્થા કરી શહેરમાંના સર્વ શ્રેણીના એટલે જાતિના અને ધંધાના લોકોને તથા મલ્લોને બપોરના વાર વાગતાં પ્રેક્ષાગારમાં ધનુર્મંખ અને નિયુદ્ધ જોવા માટે આવવાનું આમંત્રણ કરવાનો હુકમ છોડયો. આ પ્રમાણે તજવીજ કરી અને અક્રૂરને શ્રીકૃષ્ણ અને બલરામને આણવા માટે તત્કાળ નિકળવાની પરવાનગી આપી તે પોતાના મહેલમાં આવ્યો. પણ તેણે ગુપ્તપણે ચાણૂર અને મુષ્ટિક એ બે મલ્લોને મહેલમાં બોલાવી મંગાવ્યા અને તેમને કહ્યું;— "તમે આજ સુધી મારૂં અન્ન ખાધું છે અને મેં આજ સુધી તમારો જે સત્કાર કર્યો છે તેનો બદલો વાળવાનો વખત કાલે છે. કાલે પેલા બન્ને ગોવાળીયાના છોકરા કૃષ્ણ અને સંકર્ષણ કુસ્તી ખેલવા માટે આવનાર છે. તેમને પાડયા પછી તરત જ ઠાર મારી નાંખવા. તે છોકરા છે જાણી બેસાવધ રહેવું નહી; કારણ, તે ઘણા બળવાન્ છે એવી તેમની કીર્તિ છે. માટે સાવધ રહી અને જીવતોડ યત્ન કરી તે મારા શત્રુનું તમે નિર્દાલન કરજો." એટલે તે મલ્લોએ જવાબ આપ્યો કે, "મહારાજ, અમે એક વખત કુસ્તીમાં ક્રુદ્ધ થયા એટલે અમારી સામે તે બિચારા છોકરા ઉભા રહ્યા જ તો પ્રેત જ થયા એમ સમજજો." આ પ્રમાણે આશ્વાસન આપી ચાણૂર અને મુષ્ટિક ચાલ્યા ગયા છતાં પણ કંસનું મન સ્થિર થયું નહીં. આ મલ્લ, માણસ છે; કદાચિત્ એમને રામ–કૃષ્ણ જીતે તો ? માટે કુસ્તી થતાં પહેલાં જ મસ્ત હાથી પાસે કૃષ્ણને ચગદાવી નાંખવો આવી યુક્તિ

યોજી, કંસે કુવલયાપીડ નમના પોતાના મહાબલાઢય અને મસ્ત થયેલા હાથીના માવતને બોલાવી આણી, તે હાથી દરવાજા પાસે એવી રીતે ઉભો કરવાની આજ્ઞા કરી કે, કૃષ્ણ દરવાજા પાસે આવતાં તે હાથી સહજ ક્રુદ્ધ થઇ કૃષ્ણને ચીરી નાંખે. રાજદરબારમાં દરવાજા પર હાથી ઉભા કરવાનો સંપ્રદાય હોય છે. તે પ્રમાણે દરવાજા ઉપર મસ્ત હાથી ઉભો કરવાની તાકીદ આપી કહ્યું, “ માવત, જો તું તે બન્ને છોકરાને ચીરી નાંખીશ તો આ જે વસુદેવ બડબડાટ કરે છે અને તેના અનેક યાદવ સાથી વીર મને ભય આપે છે તે સર્વ નિરાધાર થશે. અને પછી હું આ મથુરાને નિર્યાદવ કરી સુખેથી નિષ્કંટક રાજ્ય કરીશ. માટે આ મારૂં અત્યંત પ્રિય કાર્ય નું કર; તું માગીશ તે બક્ષીસ હું તને આપીશ.” આ પ્રમાણે રામ–કૃષ્ણને ઠાર મારવાની ગુપ્ત તજવીજ કરી કંસ કાંઈક નિશ્ચિન્ત થયો ( હરિવંશ, વિ૦ ૨૮).

જ્યારે એક બાજુ કંસ યાદવોનું નિર્મૂલન કરવાના ઉપાય યોજતો હતો, ત્યારે તેથી ઉલટું બીજી બાજુ યાદવ, વૃષ્ણિ, ભોજ ઇત્યાદિ સર્વ ક્ષત્રિયો કંસનું નિર્દાલન કરવામાં ગુંથાયલા હતા. કંસના જુલમથી તેઓ અતિશય ત્રસ્ત થયેલા હોઇ કેટલાક મહાન્ મહાન્ વીરો તો કુરુ, પાંચાળ, કેકય ઇત્યાદિ પરદેશમાં કાળ ગાળતા હતા. કંસે કરેલી વસુદેવની નિષ્કારણ નિંદા અને શ્રીકૃષ્ણને વિના અપરાધે ઠાર મારવાનો પ્રયત્ન આ બે બાબતને લીધે તેના જુલમનો ઘડો ભરાયો. પુરા લાદેલા ઉંટ ઉપર બે ગાંસડા અધિક મુકતાં જેમ તેની પીઠ ભાગી જાય છે, તે પ્રમાણે કંસનાં આ કૃત્યોથી મથુરામાંના ક્ષત્રીઓની રાજભકિતનો દાંડો ભાગી ગયો, અને તેઓએ ગુપ્ત રીતે એકઠા થઇ શ્રીકૃષ્ણને બચાવી કંસનો કાંટો કેમ કાઢવો આનો વિચાર ચલાવ્યો. છેવટે અક્રૂર કંસનો ખાસ ભાઇબંધ છે અને તેના ઉપર કંસે વિશ્વાસ મૂકયો છે; તેને જ આપણા તરફ વાળી લેવો, આમ ઠરાવી ગોકુળ જતાં પહેલાં અક્રૂર સાથે તેઓએ મુલાકત કરી. શ્રીકૃષ્ણને કંસના સર્વ દુષ્ટ ઉપાયોની અગાઉ ચેતવણી આપવા માટે તેઓએ તેની પાસેથી વચન લીધું; અને કંસ શ્રીકૃષ્ણને ઠાર મારવાનો પ્રયત્ન કરે તો શ્રીકૃષ્ણે કંસને બેલાશક ઠાર મારવો, અમે કોઇ હરકત કરીશું નહીં, આમ પણ કૃષ્ણને સૂચવવાનું કહ્યું. આ કામના બદલામાં અક્રૂરને સંપૂર્ણ રીતે રાજી કરવા માટે

વસુદેવના પાસેના સંબંધી આહુકની કન્યા સુગાત્રી તેને આપવાનું તેઓયે ઠરાવ્યું. અક્રૂરનું મન પહેલેથી જ શ્રીકૃષ્ણ તરફ વળેલું હતું, તે આથી વધારે અનુકૂલ થયું; અને તે રામકૃષ્ણને આણુવા માટે રથમાં બેસી ઘણા ઉત્સાહથી નિકળ્યો ( મહા૦ સભા૦ ).

સંધ્યાકાળનો સમય થઈ દિવાકર મંદરશ્મિ થયો અને સંધ્યામય -પશ્ચિમ-દિગ્ગુહામાં પેસવા લાગ્યો. શુદિ ચતુર્દશીનો ચંદ્રમા ભાવિ સ્વવંશના રક્તપાતની છાયાથી કે શું? સંધ્યારાગથી રક્ત થયેલા આકાશ તરફ જોતો પૂર્વ દિશા તરફ જણાવા લાગ્યો. આગળ થનારો દુઃખનો દેખાવ ટાળવા માટે કે શું ? પક્ષીઓ પોતપોતાના માળામાં જવા લાગ્યાં. ઉલટ, રાત્રે ફરનાર માંસાહારી શ્વાપદનાં ટોળાં આનંદિત થઇ પોતપોતાની ગુફામાંથી બહાર પડવા લાગ્યાં. સર્વ દિશા અંધકારથી ધીમે ધીમે વ્યાપ્ત થવા લાગી. જ્યાં ત્યાં શાંતતા થઇ. ગાયો ઘેર પાછી જઈ ગમાણુમાં બંધાઇ, અને તેમનું દૂધ કાઢવા ગોપ બેઠા. પરંતુ કાંઈ પણ કારણ વિના ગાયો અને ગોપો બન્ને સ્તબ્ધ થયા. કેટલીક ગાયો વાછરડાંઓને લાત મારી દૂધ દોહવામાં હરકત કરવા લાગી. કેટલીક વાછરડાં માટે મોટે મોટેથી ભુંભારવા લાગી. રાનમાંથી માથા ઉપર આણેલા લાકડાંના ભારા નીચે નાંખી કેટલાક ગોપ પોતાના દરવાજામાં જ સુસ્કારા નાંખતા બેઠા. ધીમે ધીમે આકાશનો પશ્ચિમ તરફનો ભાગ અગ્નિસરખો જ્વલિત અને પૂર્વ તરફનો ભાગ રક્ત કમળ સરખો લાલ થઇ વચલો ભાગ કોલસા જેવો કાળો જણાવવા લાગ્યો; અને અંધુક અંધુક જણાતા તારાઓને લીધે એકંદર આકાશ બળી ગયેલા પર્વતની પેઠે જણાવા લાગ્યું. આવા તે શાંત પણ ક્રૂર વખતે ગામમાં રથના પેસવાનો અવાજ સાંભળી ગોપ અને ગોપી, ગાયો અને બળદ એકદમ ચમક્યાં. રથ જોવાને આગળ દોડી આવેલા અને આશ્ચર્યથી ચકિત થયેલા ગોપોને "કેશવનું ઘર કયું?" 'રામ ક્યાં રહે છે?' 'નંદનો વાડો કયો?' આમ પૂછતો પૂછતો અક્રૂર નંદના વાડા પાસે આવી પહોંચ્યો. રથમાંથી એકદમ ઉતરી પડી તે દરવાજામાંથી આંગણામાં પેઠો. ત્યાં શ્રીકૃષ્ણની મનોહર મૂર્તિ ગાયની તળે દૂધ દહોવા બેઠેલી તેની નજરે પડી. આ વિષ્ણુનો અવતાર છે એમ સમજી હજારો લોક જેનાં દર્શન કરવા દોડે છે, જેનો નાશ કરવા કંસે આ પહેલાં

આટલો બધો અટ્ટહાસ કર્યો અને હાલમાં પણ કરે છે, જે સર્વ યાદવોનો મુકુટમણિ હોઇ તેમને શ્રેષ્ઠ પદે પહોંચાડશે એમ તે યાદવોને લાગતું હતું, તે સુંદર, સુશ્લિષ્ટ, તેજસ્વી, પર્વતપ્રાય, પીતવસન શ્રીકૃષ્ણને સામે જોતાં જ અક્રૂરે ગદ્ગદિત કંઠથી "પ્રભો" કહેતાં તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં અને "કૃષ્ણ, આવ, મને આલિંગન આપ" આમ કહી તેને કડકડી આલિંગન આપ્યું. રથ આવવાથી જિજ્ઞાસુ થયેલા વૃદ્ધ વૃદ્ધ ગોપો એટલામાં નંદના આંગણામાં એકઠા થયા. મહેમાન કોણ આવેલા છે તે જાણવા માટે નંદ પણ ઘરમાંથી બહાર આવ્યા. બલરામ બીજી બાજુ દૂધ દહોતા હતા તે પણ ત્યાં આવ્યા અને તેમને પણ અક્રૂરે આલિંગન આપ્યું. આ પ્રમાણે સર્વ લોકને એકઠા થયેલા જોઇ અક્રૂરે બોલવાની શરૂઆત કરી. "નંદ, કૃષ્ણ, બલરામ અને ગોપો, તમને સર્વને મથુરાં લઇ જવા માટે રાજાની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. રામ-કૃષ્ણની અગાધ શકિત અને કુસ્તીનું કૌશલ્ય સાભળી કંસ રાજાને તેમનું સામર્થ્ય જોવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. કંસની પાસે પણ ચાણૂર, મુષ્ટિક ઇત્યાદિ પુષ્કળ બળવાન્ મલ્લ છે. તેમનું અને આમનું નિયુદ્ધ તમને જોવાને મળશે. એ શિવાય તમો સર્વના મનોરંજન માટે કંસ કાલે ધનુર્મખ કરનાર છે. તે જોવા માટે રાજ્યમાંના સર્વ લોકો પ્રમાણે તમને પણ બોલાવેલા છે. માટે તમો સર્વ પરોઢિયામાં મથુરાં જાઓ. વસુદેવને પણ પોતાનો આ દેવસરખો પુત્ર જોવાની ઉત્કંઠા લાગેલી છે. બિચારી દેવકી તો પોતાના આ સુપુત્રના દર્શન માટે જન્મથી માંડી આજ સોળસત્તર વર્ષ અંતરાયલી હોવાથી તેના પ્રાણ કંઠે આવેલા છે. તો કૃષ્ણ, સંકર્ષણ, આપણે કાલે પરોઢિયામાં ઉઠી મથુરા જવું જોઇયે. નંદ, તું પણ રાજાને આપવાનો કરભાર, નજર નજરાણું લઇ આ ગોપો સહ અમારી સાથે ચાલ." આવી રીતનું અક્રૂરનું ભયંકર ભાષણ સાંભળી નંદના અને ગોપોના માથા ઉપર એકદમ આકાશ તુટી પડવા જેવું થયું. આ શો પ્રકાર છે એ તેમનાથી સમજાયું નહીં. તેઓ આશ્ચર્યથી અને દુઃખથી એકમેકની તરફ શૂન્યવત્ જોવા લાગ્યા. છેવટે નંદે કહ્યું:-"આપણા મહેમાનનો થાક ઉતર્યા પછી આપણે તેમને ફરીથી પૂછીશું. ત્યાંસુધી તમે ઘેર જઇ કાલે પરોઢિયામાં નિકળવાની તૈયારી કરો અને રાજાને અર્પણ કરવાના પદાર્થ એટલે ઉત્તમ ઉત્તમ ગાયો, બળદો

અને દૂધ-ઘી વિગેરે એકત્ર કરો." નંદનું આવું ભાષણ સાંભળી સર્વ ગોપ મુગામુગા પોતાને ઘેર ગયા અને નંદ પણ પોતાના રાજકીય પરોણાનો યોગ્ય આદરસત્કાર કરવા મંડયા.

જમ્યા પછી અક્રૂર, શ્રીકૃષ્ણ અને બળરામ જે એકાંતમાં બેઠા તે પરોઢિયા સુધી. તેમને વચમાં અડચણ કરી વાતો પૂછવાને નંદનું ધૈર્ય ચાલી શક્યું નહીં. તે બિચારાની પોતાની જ કેડ ભાગી ગઇ હતી. કૃષ્ણ પોતાનો પુત્ર નથી એ સાંભળી તેને દશે દિશા શૂન્ય થઇ હતી. તેની પત્ની યશોદા તો દુઃખના આવેગથી જમિન પકડી બેઠી. તેનું સાંત્વન કરવા માટે નંદની આખી રાત જાગરણમાં ગઇ. " કૃષ્ણ, તારું દર્શન મને કાયમનું અંતરાનાર શું ?" આમ વારંવાર બોલી યશોદા એકસરખી રડતી હતી. ગોકુળમાં પણ તે દુષ્ટ વાર્તા પ્રસરી ઘેરઘેર રડારડ શરૂ થઇ હતી. ગોવિંદ, દામોદર, માધવ, વગેરે નામોથી શ્રીકૃષ્ણનું રટણ કરતી સર્વ ગોપીઓ આક્રોશ કરતી હતી. કૃષ્ણનો આપણને લાંબો વિયોગ થશે આ કલ્પનાથી તેમનું હૃદય ફાટી જતું હતું. આ પ્રમાણે તે વ્રજ આખી રાત શોકમાં મગ્ન હતું. તે આખી રાત ચાલેલા શોકના વર્ષાદને પરોઢિયામાં મોટું પૂર આવ્યું. પરોઢિયામાં સારથીએ અક્રૂરનો રથ તૈયાર કરી અક્રૂરને વર્દી આપી, એટલે ત્રણેયે પ્રાતઃકાળનું નિત્ય કૃત્ય આટોપી નિકળવાની તૈયારી કરી. શ્રીકૃષ્ણ બળરામ સાથે રોહિણીને અને યશોદાને મળવા ગયા તે વખતે શ્રીકૃષ્ણને જોતાં જ યશોદા તેના કંઠને બાઝી પડી ! " કૃષ્ણ, હું તારી મા નથી શું ? કૃષ્ણ, તું મને મળવા ફરી પાછો આવીશ ને ? મને લાગે છે તારો અને મારો આ છેવટનો મેળાપ છે. કૃષ્ણ, તું જઇશ નહિ ! તું અહીંથી જઇશ તો મારા પ્રાણ તારા સાથે નિકળી જશે. રામચંદ્ર વનવાસ ગયા ત્યારે કૌશલ્યા ચૌદ વર્ષે પણ રામચંદ્રનું મુખ જોવાને મળશે આ આશાથી જીવ ધારી રહી હતી. કૃષ્ણ ! હું કઇ આશા ઉપર જીવ ધારૂં ? કૃષ્ણ, આજસુધી મેં તારૂં પાલનપોષણ કર્યું, તારા લાડ પૂર્યાં, તને મેં મારા અંગ ઉપર દૂધ પીવરાવ્યું, તે સર્વ આજ ફોકટ ગયું ? તું ખરેખર જ અમારો કોઇ નથી શું ? કૃષ્ણ, હું જો તારી માતા હોઉં, અને મારા ઉપર જો તારો પ્રેમ હોય તો તું મને દુઃખસમુદ્રમાં લોટાવી જઇશ નહિ !" આ પ્રમાણે યશોદાનો આક્રોશ સાંભળી શ્રીકૃષ્ણનું ગળું ભરાઇ આવ્યું. તેણે

પ્રેમના આવેશમાં તેને કહ્યું, "બા, જે રીતે જન્મદિવસથી માંડીને તેં મારા પ્રાણનું રક્ષણ કર્યું છે, તે રીતે તું મને જન્મદાત્રી દેવકીના કરતાં પણ પ્રિય છે. આખી દુનિયામાં મારી માતા તરિકે લોકો તારો જ યશ ગાશે. મને કંસે કુસ્તી માટે બોલાવ્યો છે તો મારે જવું જ જોઇએ. જેને યશ પ્રિય છે તે કુસ્તીનું આમંત્રણ કેમ પાછું વાળે? 'તને કુસ્તીમાં યશ મળશે' આમ, બા, મને આશીર્વાદ આપ અને હમેશ મુજબ મને ખોળા ઉપર લઈ મારા મસ્તકનું અવઘ્રાણ કર. બા, મને તું આનંદથી જવા દે. મારાં માતાપિતા મથુરામાં મારે માટે આજ સોળ વર્ષોથી દુઃખ વેઠે છે. તેમનું દર્શન કરવા મને પરવાનગી આપ." કૃષ્ણના આ છેવટના શબ્દો સાંભળી યશોદાયે પોતાનું દુઃખ રોકયું. તેણે કૃષ્ણને ખોળામાં લઇ તેનું માથું પ્રેમથી સુંઘ્યું અને કૃષ્ણને કહ્યું, "કૃષ્ણ, જા. તારી દેવકી માતાને શું દુઃખ થતું હશે તે મને અહીંથી સમજાય છે. તને કુસ્તીમાં યશ મળશે. તું પ્રત્યક્ષ શ્રીવિષ્ણુનો અવતાર છે. તને અપજયની વાત કેવી? દેવકીને પેટે જન્મ લઇ તારૂં સર્વ બાલપણ મારે ઘેર ગયું, એ જ મારૂં મહદ્‌ભાગ્ય. એ જ મને બસ. તારા બાલપણની અદ્‌ભુત લીલાઓનું સ્મરણ કરી હું મારો કાળ ગાળીશ. તારૂં બાળસ્વરૂપ એ જ મારો આધાર છે, જા, તું સુખેથી જા. તારા ભાવી મોટાપણાના ઉત્કર્ષમાં તું અમને ભૂલી જઇશ તો પણ હરકત નહીં. કારણ, તારા બાળપણનાં જે સુખ અમે ભોગવેલાં છે, તે ઇતરોને, કિંબહુના દેવોને પણ દુર્લભ છે." આમ કહી સુજ્ઞ યશોદાયે તેમના હાથમાં થોડું દહીં આપ્યું. તે શ્રીકૃષ્ણે ખાધું અને ગદ્‌ગદિત કંઠે માના ચરણ ઉપર મસ્તક મૂકયું, રોહિણીના ચરણ ઉપર મૂકયું, નંદના મૂકયું અને તે બલરામ સહિત રથમાં બેસવા માટે ઘરની બહાર નિકળ્યા.

યશોદાનું સમાધાન જલદી થયું, પણ બહાર રથ પાસે એકઠાં થયેલ ગોપગોપીઓનાં મનનું સમાધાન જલદી કેમ થાય? આ વખતે પરોઢિયું પૂરૂં થયું હોઇ અરુણોદય થયો હતો. દિવસની શરૂઆત થઇ તારકા અદૃશ્ય થયા હતા. પક્ષી પોતપોતાના માળામાં કિલબિલ કરવા લાગ્યાં હતાં. ગાયો, બળદો, શ્રીકૃષ્ણનાં છેવટનાં દર્શન લેવા માટે ગમાણમાં ચળવળ કરવા લાગ્યા હતા. આવા વખતે શ્રીકૃષ્ણનું અને બળરામનું મુખ જોતાં જ એકઠા થયેલા સર્વ લોકોએ ગોવિંદ, દામોદર, રામ, સંકર્ષણ આવો તેમનાં નામનો

એકત્ર જ મહાન્ ધ્વનિ કર્યો. શ્રીકૃષ્ણનું આ દર્શન છેવટનું જ છે એમ ગોપગોપીઓને ખાસ લાગતું હતું. શ્રીકૃષ્ણને પણ આગલી રાત્રીએ અક્રૂરે કહેલી સર્વ હકીકત ઉપરથી આપણે ફરી વ્રજમાં પાછા આવનાર નથી એમ લાગતું હતું. આથી તે બન્નેનાં અંતઃકરણ તે વખતે ક્ષુબ્ધ થયાં. બન્નેનાં નેત્રોમાંથી પાણી વહેવા લાગ્યાં. સમવયસ્ક મલ્લ ગોપ અને કેટલાક વૃદ્ધ ગોપ જે પીઠરક્ષક તરીકે કૃષ્ણની સાથે જનાર હતા, તેઓ પોતપોતાના ગાડામાં બેઠા. બાકીનાઓને શ્રીકૃષ્ણ અને બલરામે આલિંગન આપી 'આવજો અમને સંભારજો' ઇત્યાદિ શબ્દોથી તેમનો નિરોપ લીધો. પણ ગોપીઓનો નિરોપ લેતાં શ્રીકૃષ્ણના મુખમાંથી શબ્દ નિકળી શક્યો નહીં. તેમની વિલક્ષણ ભક્તિ અને તેમનું તે વખતનું પરમ નિરાશાનું સ્વરૂપ જોઇ તેમનો કંઠ ભરાઇ આવ્યો ! ગોપીઓ ગદ્ગદિત થઇ બોલી, "કૃષ્ણ અમને છોડીને તું જઇશ ને ! આજસુધી અમને સ્વપ્નામાં રાખી અત્યારે તેં અમને જગાડ્યાં છે ! હજારો સંકટોમાંથી અમારૂં રક્ષણ કરી અમારા ઉપર તેં પ્રેમ કર્યો છે અને અત્યારે અમને તું દુઃખમાં લોટાવી જાય છે ? તું ખરેખર દેવ હોઈ અમ ગરીબમાં શા માટે જન્મ આવ્યો એવું અમને હમેશ આશ્ચર્ય લાગતું હતું. છેવટે તે જ ખરૂં થયું; તું અમારો નથી એ જોઇ અમારા રક્તનું પાણી થયું છે ! અમારાં પૂર્વ જન્મનાં થોડાં પણ પુણ્ય હતાં, એટલે તારૂં બાલપણ તો અમારામાં ગયું. બ્રહ્મદેવ ખરેખર દુષ્ટ છે, તેનાથી કોઇ પણ હમેશાં સુખી રહેલું ખમી શકાતું નથી. તેણે આજસુધી સુખમાં રોળાયલા અમારા વ્રજ ઉપર આજ કાયમની દુઃખની છાયા પ્રસારી. કૃષ્ણ, તું હવે અહીં પાછો આવીશ નહિં એની અમને ખાત્રી છે. તારો મુખચંદ્ર ફરી અમારી દૃષ્ટિયે પડનાર નથી. તારી સુસ્વર વેણુ ફરી અમારા કાને આવનાર નથી, તું અમો ગામડીયાં સાથે ફરી કદી રાસ ખેલનાર નથી. ભલે. તું જો કે અમને દૂર કરીશ પણ અમે તને દૂર કરનાર નથી. તારૂં ધ્યાન ધરી અમે અમારા પ્રાણ વેચીશું. તારી લીલા વારંવાર ગાઇ અમે અમારૂં બાકી રહેલું આયુષ્ય દુઃખે કરી પૂરૂં કરીશું. ગોવિંદ, દામોદર, કૃષ્ણ, ઇત્યાદિ તારાં નામનું સતત સ્મરણ કરી તને હાંકો મારીશું. તું જે રસ્તે ગયો હઇશ, તું જે ઠેકાણે ફર્યો હઇશ, તે તે ઠેકાણેની ધૂળને અમે અમારા અંગો ચોળી અમારાં પાપનું ક્ષાલન કરીશું. તું જ્યાં જ્યાં અમારી સાથે રાસ રમ્યો હઇશ, ત્યાં ત્યાં તારી

ઉપસી આવેલાં પગલાં પાસે પ્રહરોના પ્રહર બેસી તેના ઉપર અમારા અશ્રુનો અભિષેક કરીશું." આ પ્રમાણે ગોપીઓનો શોકપૂર વધવા લાગ્યો, તે વખતે સર્વ સૃષ્ટિનાં નેત્રોમાંથી અશ્રુધારા ખળખળ વહેવા લાગી. ઝાડો, ઘરો વગેરે પરોઢિયાના ધુમસના બહાને અશ્રુ ગાળવા લાગ્યાં. તેથી પૃથ્વી ઉપરના પથ્થર પણ ભીંજાઇ ગયા! તે શોકપૂર અટકાવી છેવટે કૃષ્ણે કહ્યું, "ગોપીઓ, હું જ ખરેખર અભાગી છું કે આજે હું તમારી અનન્યભક્તિથી રહિત થાઉં છું. તમે મારા ઉપર જે પ્રેમ કર્યો અને કરો છો તેવો આજસુધી કોઇયે કર્યો પણ નથી અને કરનાર પણ નથી. તમારામાં મારી ભક્તિની સીમા થઇ. તમારી ભક્તિનું સ્મરણ કરી જે ભગવાનનું નામ લેશે તે ભવસાગર તરી જશે. અસ્તુ. તમારો અને મારો વિયોગ થાય છે તે કેવળ મારા કર્તવ્ય માટે થાય છે. તોપણ, જો કે મારું શરીર જાય છે તથાપિ મારો આત્મા આ જ ઠેકાણે વાસ કરશે. ગોપીઓ, હું તમને નમસ્કાર કરું છું અને મારાથી નાની છો તેમને આશીર્વાદ આપું છું. તમે મને સંભારજો, એ કહેવું એ તમારી ભક્તિને કલંક લગાડવા બરાબર છે." આમ કહી શ્રીકૃષ્ણ અને સંકર્ષણ રથમાં બેઠા, અને અક્રૂરે પોતે સારથ્ય લઈ ઘોડાને ઇશારો કર્યો એટલે રથ ચાલવા લાગ્યો. "ઉભો રહે, અક્રૂર, ઉભો રહે, રથ ચલાવીશ નહીં. અમને ફરી એક વખત શ્રીકૃષ્ણનું મુખકમળ જોવા દે; તેના પગ ઉપર અમને મસ્તક મૂકવા દે; તેના મધુર શબ્દ ફરી એકવાર અમને સાંભળવા દે. અક્રૂર, ભગવંતનું છેવટનું દર્શન ફરી કરવા દે." ઇત્યાદિ ગોપીઓના ગદ્ગદિત શબ્દ એક ઉપર એક સંભળાવા લાગ્યા. પણ અક્રૂરે ક્રૂર હૃદય કરી રથ ચાલૂ જ રાખ્યો. રથ જ્યાંસુધી દેખાતો હતો ત્યાંસુધી અને રથનો અવાજ કાને પડતો હતો ત્યાંસુધી તે ગોપિકાઓ જે જગાએ ઉભી હતી તેની તે જગાએ ઉભી રહી. રથ અને તેનું નિશાન જ્યારે અદૃશ્ય થયું, ત્યારે "હાય! હાય! અમારો હીરો બાળકૃષ્ણ અક્રૂર હરી ગયો" આમ આક્રંદ કરતી સર્વ ગોપીઓ મૂર્છિત થઇ નીચે પડી! (હરિવંશ, ૨૫–૨૧; ભા૦ ૬૦ ૩૭–૩૮).

દુઃખસમુદ્ર પાછળ નાંખી કઠિણ હૃદયી અક્રૂરે જે રથ ચલાવ્યો, તે ઝપાટામાં એક પ્રહરે મથુરા લઈ જઈ પહોંચાડયો. નંદ, મલ્લ ગોપ અને ઇતર વૃદ્ધ ગોપ જે ગાડામાં બેઠેલા હતા, તેના પણ બળદ સારા હોવાથી

અક્રુરના રથની પાછળ પાછળ ચાલતા હતા. મથુરા દેખાવા લાગી, ત્યારે અક્રૂરે કૃષ્ણને અને નંદને સર્વ જણ મારે ઘેર ચાલો અને મારૂં ઘર પવિત્ર કરો આવો આગ્રહ કર્યો. પણ "આર્યને (વસુદેવને) મળ્યા પછી તેમની જ સાથે તમારે ઘેર આવીશું" આમ નંદે અને કૃષ્ણે કહ્યું. "હાલમાં અમે અમારી હંમેશની જગામાં ઉતરીયે છીયે" આમ કહી મથુરા બહારના એક બાગમાં તેઓએ મુકામ કર્યો. "યમુના ઉપર સ્નાન અને સાથે આણેલાં ભાતાનું ભોજન કરી શ્રીકૃષ્ણ, બલરામ અને તેમના સાથીદાર મલ્લ મથુરા જોવા માટે અને પછી કુસ્તીના સ્થળ તરફ જવા નિકળ્યા. આ બાજુ અક્રૂરે, કરેલા કામની વર્દી કંસને આપી અને તે પણ પોતાને ઘેર ગયો. શ્રીકૃષ્ણે આજસુધી મથુરા આટલી પાસે હતી છતાં પણ જોઇ ન હતી. તેનો મજબૂત કોટ, ઉંચા દરવાજા, પહોળા રસ્તા અને મોટી મોટી હવેલીઓ જોઇ તેમને ઘણું કૌતુક લાગ્યું. આ જ શહેરમાં મારો જન્મ થયો હોઈ મારા પિતા બંદિખાનામાં હતા અને હાલમાં અજ્ઞાતવાસમાં છે, એ વિચારથી તેમને અતિશય દુઃખ થયું. "કંસના જુલમથી અહીંયાંના સર્વ ક્ષત્રિય ત્રસ્ત થયા છે, તેમનો છુટકો આજ જ હું કરૂં છું" આવો પોતાના હંમેશના નિશ્ચયી સ્વભાવ પ્રમાણે પોતાના મન સાથે નિશ્ચય કરી, થોડો સમય મથુરા જોવામાં ગાળી, પછી તે રાજમહેલ તરફ અને ધનુર્મખ માટે ખાસ પ્રેક્ષાગાર ઉભું કર્યું છે એમ તેમને ખબર પડવાથી તે તરફ વળ્યા. મુખ્ય લડનારા મલ્લને યોગ્ય એવો પોતાનો વેષ હોવો જોઇયે આ હેતુથી અને કુચેષ્ટા કર્યા શિવાય પ્રતિષ્ઠા વધતી નથી, એ ધ્યાનમાં આણી, રાજાના રંગારીની દુકાને સુંદર સુંદર વસ્ત્રો રંગેલાં નજરે પડયાં, એટલે ત્યાં તે બન્ને વીર અને તેમના અનુયાયી ઉભા રહ્યા અને તેની પાસે વસ્ત્રો પહેરવા માટે માગ્યાં. તેમનું તે ગામડીયું સ્વરૂપ જોઇ તે રંગારીયે "જાઓ ભિખારીઓ, તમો ગામડીઆઓને આ ઉંચાં રાજવસ્ત્રો શેનાં?" આવો તિરસ્કારનો જવાબ આપ્યો. તે સાથે જ એક જોરથી થપ્પડ મારી શ્રીકૃષ્ણે તેને તત્કાળ યમસદન પહોંચાડયો. પછી તે બન્ને મલ્લોયે પોતાને જોઇતાં વસ્ત્રો લઇ બાકીનાં ત્યાં જ નાંખી દીધાં. પછી ત્યાંથી એક માળીની દુકાને ગયા. ત્યાં તેમણે માલણ પાસે હાર માગ્યા. તે તેણે પ્રેમથી અને આદરથી આપ્યા. તેને આશીર્વાદ આપી અને તે હાર ગળામાં ઘાલી તે આગળ ચાલ્યા. તો રાજાની

કુબ્જા દાસી રાજા માટે ઉત્તમ ચંદન અને સુગંધી દ્રવ્ય લઇ જતી હતી, તેને તું કોણ છે ? ક્યાં જાય છે ? આવો શ્રીકૃષ્ણે પ્રશ્ન કર્યો. ત્યારે "તમે કોઈ બહારના માણસ જણાઓ છો. મને રાજાની પ્રસિદ્ધ કુબ્જા દાસીને તમે ઓળખતા નથી ? રાજાને સ્નાન કરવાની વખત થઈ છે, તેમને માટે ચંદન અને સુગંધી દ્રવ્ય લઈ જાઉં છું." આવો તેણે ઉત્તર આપ્યો. એટલે આ ગંધ અમને ચોપડવા આપ, આમ શ્રીકૃષ્ણ-બળરામે માગણી કરતાં જ તે દાસીયે ઘણા આદરથી તે બન્ને સુંદર મલ્લોને તે ચંદન આપી દીધું. તે ચંદન બન્ને વીરોયે પોતાના કપાળે અને શરીરે ચોપડ્યું એટલે તે બન્ને વસ્ત્ર-માલ્ય અને ચંદનથી અત્યંત શોભવા લાગ્યા. જે ધનુષ્યનો મખ થવાનો છે, તે ધનુષ્ય કેવું છે એ જોવા માટે રાજમહેલ પાસે પહોંચી તેઓ આયુધાગારમાં ગયા તે ઠેકાણે તે ધનુષ્ય બહાર કાઢીને જ મૂક્યું હતું, અને તે ધનુષ્ય જોવા માટે સેંકડો લોકોની ગર્દી ત્યાં જામેલી જ હતી. ત્યાં શ્રીકૃષ્ણે તે ધનુષ્ય કેટલું ભારે છે એ હું જોઉં છું આમ પહેરેગીરોને કહી તે ધનુષ્ય સહજ જ ઉંચક્યું અને ધનુષ્યની દોરી રમતમાં ચઢાવી તે દોરી ખેંચી; ત્યાં જ તે જુના થયેલા ધનુષ્યનું લાકડું કડક દઈને ભાગી ગયું. તે ધનુષ્યના ભાગવાના અવાજથી ત્યાં ઉભા રહેલા લોકોના કાનમાં ધાક પડી. તે અદ્‌ભુત પરાક્રમ જોઈ એકઠા થયેલા લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. વ્રજમાંના જે ગોપમલ્લોની આજે કુસ્તી થવાની છે તે આ જ, વસુદેવના જે પુત્રને મારવાનો કંસે અટ્ટહાસ ચલાવેલો છે તે આ જ, આમ કહેતા લોકોની તેમની આગળ પાછળ ગર્દી જામી. શ્રીકૃષ્ણની, તે દિવ્ય બાળરૂપથી અધિક જ મનોહર જણાતી સશક્ત અને સુબદ્ધ મૂર્તિ જોઇ લોકોને પોતાનાં નેત્રોના પારણાં ફીટયાં આમ લાગ્યું. અસ્તુ; લોકોની ગર્દીમાંથી રસ્તો કાઢતા કાઢતા તેઓ પ્રેક્ષાગાર તરફ જવાને નીકળ્યા; અને આયુધાગારમાંના પહેરેગીરો, મખ માટે કાઢેલા ધનુષ્યના શ્રીકૃષ્ણે ટુકડા કર્યા, આમ કંસને કહેવા દોડયા (હરિવંશ, અ૦ ૨૭).

બાર વાગ્યાના સુમારે પ્રેક્ષાગાર પાસે પ્રેક્ષકોની ગર્દી થઈ, થોડા વખતમાં તો મંડપ પ્રેક્ષકોથી ભરાઇ ગયો. મોટા મોટા સરદારો પોતપોતાની શૃંગારેલી જગા ઉપર જઇ બેઠા. સામાન્ય લોકો પોતપોતાના ધંધાનાં સૂચક ચિત્રોવાળી પતાકાથી શોભાયમાન કરેલી જગા ઉપર બેઠા. જરીના રત્નમંડિત

પડદાવાળા ખડોમાં અંતઃપુરની સ્ત્રીઓ બેઠી. આકાશમાં હંસ પ્રમાણે શોભનારી ધોળી ઉંચી મેડીઓ ઉપરથી જોવા માટે જેજગ્યા કરી હતી; તે શહેરમાંની સ્ત્રીઓથી ભરાઇ ગઇ જૂદે જૂદે ઠેકાણે જવા માટે જૂદા જૂદા દરવાજા હોઇ, જવાના રસ્તા પહોળા હોવાથી સર્વથી પોતપોતાના સ્થળે સહજ બેસી શકાતું હતું. આ પ્રમાણે તે મંડપ પ્રેક્ષકોથી ગચ્ચ ભરાઈ સમુદ્ર સરખો શોભવા લાગ્યો તે મંડપના અષ્ટકોણી થાંભલા ચિત્રોથી અને પલ્લવોથી શોભાયમાન કરેલા હોઇ દરવાજા અને બારીઓ પતાકાઓ તથા અર્ધચંદ્રાકૃતિ માલાઓથી સુશોભિત કરેલી હતી. ઠેકાણે ઠેકાણે સુવર્ણના મંચ બેસાડેલા હોઇ તેના ઉપર ઉત્તમ ઉત્તમ ગાલીચા પાથરેલા હતા. આખા રસ્તા ઉપર બનાત પાથરેલી હોઈ મુખ્ય વેદી ઉપરના રાજાના સિંહાસન પાસેથી તે પૂર્વાભિમુખ દરવાજાપર્યંતના રંગમંડપમાં લાલ કિંમતી કિનખાબનો ગાલીચો પાથરવામાં આવ્યો હતો. સ્થળે સ્થળે પ્રેક્ષકોની તરસ ભૂખ ભાગવા માટે સુવર્ણમણિ ઘડાઓમાં જળ ભરેલાં હોઇ ત્યાં કષાય, આસવો અને ફળફળાદિ સેવકોની નજર નીચે તૈયાર રાખ્યાં હતાં. દરવાજા ઉપર રાજાના કેટલાક સૈનિક સજ્જ હોઇ કુવલયાપીડ હાથી પણ ઝુલતો હતો. કોટવાલો ઘોડા હણહણાવતા હતા આ પ્રમાણે સર્વ તૈયારી થઇ બાર વાગતાં બરોબર કંસની સ્વારી રાજવાડામાંથી પ્રેક્ષાગાર તરફ જવા નિકળી. યજ્ઞ માટે કહેલું ધનુષ્ય કૃષ્ણે ભાંગી નાંખ્યું એ ખબર સાંભળી કંસે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિં. ભીતિની ઉઠેલી લહરીઓ ક્રોધની લહરીઓથી દબાઇ જઇ, તેનાં નેત્ર ક્રોધથી લાલ થયાં હતાં. "શી ચિંતા છે, મદોન્મત્ત હાથી પાસે તે પોરીયાને હમણાં ચીરાવી નાંખું છું" આમ કહી, તેણે બીજું ધનુષ્ય તૈયાર રાખવાનો હુકમ કર્યો અને પાલખીમાં પગ મૂકયો. થોડી વારમાં રાજમહેલમાંથી નીકળી કંસની સ્વારી પ્રેક્ષાગાર પાસે પહોંચી. તે વખતે રણશિંગોના લલકારાઓથી દશે દિશા ભરાઇ ગઇ. પાલખીમાંથી ઉતરી મુખ્ય દરવાજામાંથી કંસની સ્વારી મંડપમાં પેઠી, તે વખતે સર્વ લોક ઉઠી ઉભા રહ્યા. સ્વચ્છ સફેદ વસ્ત્રો પરિધાન કરેલી, હીરાના સફેદ મુકુટવાળી, મસ્તક ઉપર સફેદ છત્ર ધારણ કરેલી કંસની તેજસ્વી મૂર્તિ જોઇ લોકોયે જય શબ્દથી તેનું સ્વાગત કર્યું. રંગમંડપમાં પાથરેલા ગાલીચા ઉપરથી ચપાચપ ચાલી જઈ, પાયરીઓ ચઢી કંસ

પોતાના સિંહાસન ઉપર બિરાજમાન થયો; તે વખતે સેંકડો ભાલાદારોની લલકારીઓથી તે પ્રેક્ષાગર દણુદણુાટી ગયું. તેટલા વખતમાં સેવકોએ રંગ મંડપમાંનો ગાલીચો ઉપાડી લીધો. ક્ષણુ વારમાં કંસનો ઇશારો થતાં જ કુસ્તી માટે બોલાવેલા મલ્લ પોતપોતાની મંડળી સહ તુતારીના અવાજોમાં રંગમંડગમાં પેસી, કંસને મુજરો કરી તેમને માટે ખાસ રાખેલી રંગમંડપ પાસેની જગામાં ભાલાદારોના દર્શાવ્યા પ્રમાણે બેઠા. છેવટે શ્રીકૃષ્ણુ અને બલરામ પોતાના ગોપ–મલ્લો સાથે આવ્યા. તેમનાં મુખ પ્રસન્ન હોઇ તેમના ગળામાં અને મસ્તકની આગળ પાછળ ફૂલોના હાર હતા. તેમનું ઉઘાડું બાંધાદાર લોખંડ સરખું શરીર સુંદરતાથી ઘણું જ મનોહર જણાતું હતું. તેમણે પીળાં અને કાળાં વસ્ત્રો પરિધાન કરેલાં હોઇ કચ્છ મારેલો હતો. તુતારીના અવાજમાં તેમની સલામી થઇ, તે વખતે દરવાજા ઉપરના સર્વ લોકોનું લક્ષ તેમના તરફ ખેંચાયું. તેમનું પર્વતપ્રાય શરીર અને સુંદર બાળરૂપ જોઇ આ જ તે રામ–કૃષ્ણુ, આવો મન સાથે નિશ્ચય કરી કુવ‐લયાપીડના માવતે તેમના ઉપર પોતાનો હાથી ચલાવ્યો. તે જોતાં જ ત્યાં ઉભા રહેલા સર્વ લોકમાં હાહાકાર ઉઠ્યો. તે મદોન્મત્ત, માણેક સરખી લાલ આંખોવાળો હાથી પોતાના ઉપર જ ધસી આવે છે એ જોઇ શ્રીકૃષ્ણુને અતિશય સંતાપ થયો. કંસના દુષ્ટપણુાની અને નીચપણુાની અવધિ થઇ, આવો વિચાર કરી કંસ આજ જરૂર યમસદને પહોંચશે એમ તેમને લાગ્યું. "ગભરાશો નહિં, હું આના સહજ સમાચાર લઉં છું" આમ પોતાના અનુયાયીઓને કહી, તે બહાદુર, વિદ્યુલ્લતા સમાન ચપલ અને હસ્તી સરખા બલવાન્ શ્રીકૃષ્ણુ ભુજદંડ ઠોકી આગળ વધ્યા, અને તેણે મોટેથી એક ચીસ પાડી. આથી તે મસ્ત હાથી ચીડાઇ કૃષ્ણુ ઉપર ધસ્યો અને તેણે કૃષ્ણુની આગળ પાછળ પોતાની સુંઢ નાંખી. કુસ્તીના પેચ પ્રમાણે તે સુંઢનો જ આધાર લઇ શ્રીકૃષ્ણુ ચટક દઇ હાથીની પીઠ તરફ ગયા, અને તેના પેટ નીચે પેસી તેમણે વજ્રમુષ્ટિથી પેટ ઉપર એવા પ્રહાર કરવા માંડયા કે, તે હાથી સંતાપથી અને વેદનાથી ગરગર ફરવા લાગ્યો. શ્રીકૃષ્ણુ કઇ બાજુ છે એ જોવા માટે હાથી શુંડાગ્રથી એક બાજુ જુએ તો કૃષ્ણુ હોય બીજી બાજુ. આ પ્રમાણે શ્રીકૃષ્ણે તે હાથીની ત્રેધા ઉડાવી. આવી રીતે કેટલોક વખત તે હાથીની મસ્તી જિરવી શ્રીકૃષ્ણુ ફરી તે હાથીની

સન્મુખ આવી દંડ થાબડી ઉભા રહ્યા. આ જોઇ તે ચીઢાઇ ગયેલો હાથી દાંતોનો પ્રહાર કરવા માટે કૃષ્ણ ઉપર ધસ્યો અને તેમને દાંત ખોસવા માટે એકદમ વાંકો વળી તે પોતાના બે ઢીંચણ પર ઉભો રહ્યો. શ્રીકૃષ્ણે તે જ દાંત બે હાથે ઝાલી જોરથી ઉંચે ઉંચકયા. હાથીનું ઉપરનું જોર અને શ્રીકૃષ્ણનું નીચેનું, એવી રીતે બે વિરુદ્ધ જોરમાં તે દાંત કડાક દઈ ભાગી ગયા અને હાથીનું મુખ રક્તબંબાળ થયું. એટલામાં તે જ દાંતથી શ્રીકૃષ્ણે આગલા ધુંટણને ટેકી ઉભા રહેલા હાથીના મસ્તક ઉપર તત્કાળ એવો એક ફટકારો માર્યો કે, તે પ્રચંડ હાથી મસ્તક ફાટી જવાથી ધુમરી ખાઇ ધડાક દઇ નીચે પડયો અને તત્કાળ મરણ પામ્યો. તે પ્રચંડ હાથીનો એક અર્ધ ઘટિકામાં નાશ કરેલો જોઇ સર્વેએ મુખમાં આંગળી ઘાલી, અને શ્રીકૃષ્ણ અને બલરામ વીરશ્રીથી ગર્જના કરતા રંગમંડપના દરવાજામાં પેઠા (હરિવંશ, અ૦ ૨૯).

કંસે હાથી અને શ્રીકૃષ્ણની ટકકર જોઇ. હાથીને ઠાર મારી શ્રીકૃષ્ણ રંગદ્વારમાં પેઠા, તે વખતે કંસના પગ બીકથી થરથર કાંપવા મંડયા. મદોન્મત્ત હાથી જેણે કેવળ બાહુથી ઠાર માર્યો, તેની આગળ ચાણૂરનો શો ટકાવ થશે આ વિચાર મનમાં આવી પોતાનાં સો વર્ષો આજ જ ભરાયાં' એવી તેની પકકી ખાત્રી થઇ. અહીંયાં પ્રેક્ષકોએ પણ તે ટકકર જોઈ હતી. તેમને તે અદ્‌ભુત કૃષ્ણની લીલા જોઇ પરમાવધિનો હર્ષ થયો. ખરેખર જ આ કોઇ દેવ અવતીર્ણ થયેલો છે, આમ સમજી તેઓએ શ્રીકૃષ્ણનું પ્રચંડ જયઘોષથી અભિવંદન કર્યું. મદસ્રાવથી અને રક્તથી ખરડાયલું શ્રીકૃષ્ણનું ઉઘાડું શરીર તેમના હાથમાંનો અર્ધચંદ્રાકાર હાથીદાંત અને તેમનાં વિશાળ આરક્ત થયેલાં નેત્ર જોઇ જૂદી જૂદી વ્યક્તિને જૂદો જૂદો ભાસ થયો. કંસને કાલ પ્રમાણે, મલ્લોને અશની પ્રમાણે, યાદવોને વિષ્ણુ પ્રમાણે અને દેવકીને બાલક પ્રમાણે શ્રીકૃષ્ણ જણાયા. ક્ષણવાર પોતાની બીકને પાછળ મૂકી કંસે આંખો ફાડી કૃષ્ણ તરફ જોયું, અને ચાણૂરને કૃષ્ણ સાથે કુસ્તી કરવાની આજ્ઞા કરી તેમ મુષ્ટિકને બલરામ સાથે ભીડવાની આજ્ઞા કરી. તે વખતે તે મલ્લ પોતપોતાના મંડળમાંથી પોતપોતાના ગુરુઓને વંદન કરવા ઉઠયા. અહીંયાં શ્રીકૃષ્ણ અને બલરામ પણ પોતાના ગોપમલ્લોને યોગ્ય ઠેકાણે બેસાડી અને વૃદ્ધ મલ્લોની આજ્ઞા લઈ અખાડામાં ઉતર્યાં.

તે વખતે તે બાળ મલ્લને તે બે પ્રૌઢ અને કસાયલા મલ્લ સાથે કુસ્તી કરવા માટે ઉભા રહેલા જોઇ સર્વ યાદવ, વૃષ્ણિ અને ભોજ વીરોને આ અન્યાય છે એમ લાગ્યું. આ કુસ્તી યોગ્ય નથી એવી પણ કેટલાક ગુચપુચ કરવા લાગ્યા. "નિયુદ્ધના નિયમ બ્રહ્મદેવે ઘડેલા છે. તે સર્વને માન્ય હોવા જોઇએ. કુસ્તી રંગભૂમિ ઉપર થવી જોઇએ. તેમાં પેચ હોવા જોઇએ. કોઇયે શસ્ત્રનો ઉપયોગ કરવો નહિ. અમુક વખતે થાકેલા યોદ્ધાને પાણીનો કોગળો લેવાની અને ગોમય-ચૂર્ણ ચોળી પોતાનો પસીનો જીરવવાની પરવાનગી હોવી જોઇએ. પછી પ્રતિપક્ષી જે સ્થિતિમાં હોય તે જ સ્થિતિમાં બીજાએ ફરી યુદ્ધ શરૂ કરવું જોઇયે. ઉભો હોય તો ઉભા રહીને, યોધ્ધો જમિન ઉપર પડેલો હોય તો પડીને શરૂ કરવું જોઇએ. યોધ્ધો નાનો છે કે વૃદ્ધ છે, કૃશ છે કે લઠ્ઠ છે, બલિષ્ઠ છે કે અશક્ત છે એ પરીક્ષકોયે ઠેરાવવું જોઇએ. કોનું બળ કેટલું, કોનું ચાતુર્ય કેટલું, એ પરીક્ષકોયે જોઇ સરખી જોડી લગાડવવી જોઇએ. ચીત થયા પછી પ્રતિપક્ષીયે તેને કાંઇ પણ કરવું જોઇએ નહિ, વગેરે કુસ્તીના નિયમ પ્રસિદ્ધ છે. પ્રસ્તુત જોડીમાં વયનું અને શક્તિનું ઘણું જ અંતર છે. કૃષ્ણ અને બલરામ બાલ્ય અવસ્થાના હોઇ તેમનાથી તેમના પ્રતિપક્ષી ઘણા જ બળવાન્ જણાય છે." આવી વિનંતિ કંસને એક યાદવે ઉઘાડી રીતે કરી, તે વખતે પ્રેક્ષકોમાં અધિક ગડબડ શરૂ થઇ. પણ એટલામાં કૃષ્ણે ઉત્તર આપ્યો કે, "સભ્યો, હું નાનો હોઇ આ મલ્લ મજબુત છે ખરો, પણ આવા પ્રતિપક્ષી સાથે કુસ્તી ખેલવા હું તૈયાર છું. યુદ્ધના નિયમનો હું અતિક્રમ કરીશ નહીં. છાણાંનો ચુરો શરીરે ચોળવો કિંવા પાણીથી અંગ લુછવું, ઇત્યાદિ અખાડાના સંપ્રદાય છે, તે મને માન્ય છે. પણ એ સર્વ નિયમ જ્યાં કપટથી કુસ્તી થતી ન હોય ત્યાં પાળવાના છે. આ ચાણુર કરૂષ દેશનો હોઇ કપટથી યુદ્ધ કરનારો છે. પોતાનું પ્રચંડ સામર્થ્ય જણાવવા માટે પ્રતિપક્ષી ચીત થયા પછી પણ આણે કેટલાકને ઠાર માર્યાં છે. આ કપટથી યુદ્ધ કરવા માટે ઉભો છે. માટે ધર્મયુદ્ધના નિયમ બાજુ મૂક્યા હોય તો પણ હરકત નહિં. હું આનો વધ કરી એને એનાં પૂર્વ કર્મ બદ્દલ જરૂર પ્રાયશ્ચિત્ત આપીશ" આમ શ્રીકૃષ્ણ કહે છે તેટલામાં તે બન્ને મલ્લ યોદ્ધા ભુજદંડ ઠોકી એક એક ઉપર ત્વેષથી ધસ્યા. જે પ્રમાણે બે

મદોન્મત્ત હાથીની શાનમાં ટક્કર લાગે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણની અને ચાણૂરની ટક્કર તે રંગમાં લાગી. એક એકને પાડી, છાતી સાથે છાતી ઘસી, માથા સાથે માથું અથડાવી, વજ્રપ્રાય હથેલીના થપાટા તડાતડ માથા ઉપર મારી, ફરી એકમેકથી દૂર થઇ દંડ ઠોકી ફરી ભીડતા, પેચ કિંવા તોડ વારંવાર કરતા તે વખતે તેમનાપર નજર ઠરતી નહોતી. આ પ્રમાણે તે બન્ને બલિષ્ઠોનું અને નિયુદ્ધકુશલોનું યુદ્ધ જોઇ પ્રેક્ષકોનાં હૃદયમાં થરરાટી થઈ અંગ ઉપર રૂંવાટાં ખડાં થયાં. 'વાહવા,' 'શાબાસ,' 'હાય,' અરેરે,' ઇત્યાદિ શબ્દ તેઓના મુખમાંથી નિકળવા લાગ્યા. એ પ્રમાણે કૃષ્ણ–ચાણૂરનું યુદ્ધ ચાલેલું છે, તે જ વખતે અખાડાના બીજા ભાગમાં બલરામ અને મુષ્ટિક એમની પણ કુસ્તી ચાલુ થઇ, અને તે પણ અપ્રતિમ બલશાલી મલ્લ એકમેકને ચીત કરવા નહિં તો ઠાર મારવાના પ્રયત્ન કરવા લાગ્યા.

આ પ્રમાણે તે વીરોનું પ્રાણાંતિક યુદ્ધ ચાલૂ હતું તે વખતે કંસનું સર્વ લક્ષ શ્રીકૃષ્ણ તરફ વળેલું હતું. તે તેમના તરફ પાંપણને પાંપણ ન લગાડતાં જોતો હતો. તેના સર્વ પ્રાણ આંખોમાં આવેલા હતા. તેનાથી યત્કિંચિત્ પણ ગડબડ સહન થઇ શકતી નહિ. તેણે ડાબા હાથાના ખુણાથી પ્રેક્ષાકોની ગડબડ બંધ કરી, જમણા હાથથી મૃદંગ વગેરે વાદ્યો વાગતાં હતાં, તે પણ બંધ કરાવ્યાં. ચારે તરફ શાંત થયું તે વખતે તેનો જોરથી ચાલતો શ્વાસોચ્છ્વાસ સુદ્ધાં સંભળાવા લાગ્યો. શ્રીકૃષ્ણની સરશી થતાં તેના અંગમાંથી પરસેવો છુટતો. ચાણૂરની થાય તે વખતે તેના ચહેરા ઉપર પ્રફુલ્લતા જણાતી. છેવટે ચાણૂરનો દમ કમી પડી તેની બાજુ લંગડી પડવી લાગી, તે વખતે શ્રીકૃષ્ણે ઉભા ઉભા તેને પોતાના બાહુથી વાંકમાં લઇ છાતઉપર ઘુંટણની ઠોકર મારી, અને એક એવો જોરથી મુષ્ટિપ્રહાર કર્યો કે તેના રક્તથી લાલ થયેલા ડોળા બહાર પડી લટકવા લાગ્યા અને તરત જ તે ગતપ્રાણ થઇ ધડાક દઇ નીચે પડયો. તે શ્રીકૃષ્ણનું ઘોર પણ વિલક્ષણ કૃત્ય જોઇ સર્વ પ્રેક્ષકોયે આનંદથી જયજયકારની ગર્જના કરી. શ્રીકૃષ્ણ પણ સિંહનાદ કરી ભુજદંડ ઠોકી રંગમંડપમાં કંસ તરફ જોતા ઉભા રહ્યા. પછી કંસાજ્ઞાથી તોશલ નામનો બીજો મલ્લ શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવા માટે ઉઠયો. દંડ ઠોકવાનો ભયંકર અવાજ કાઢી તેઓ તત્કાળ એકમેક સાથે

ભીડયા અને તેમના પણ એકમેકના પ્રાણ લેવાના ઉપાય ચાલૂ થયા. એટલામાં બલરામે પોતાની વજ્રમુષ્ટિનો પ્રહાર એટલા જોરથી મુષ્ટિકના માથામાં માર્યો કે, તેના ડોળા બહાર નીકળી પડયા અને પછી તત્કાળ મરણ પામી નીચે પડયો. તે જોતાં જ શ્રીકૃષ્ણે પણ વિલંબ ન કરતાં પર્વતના શિખર સરખા તે પ્રચંડ તોશલને ઉંચકી માથાની આગળ પાછળ ફેરવી જમિન ઉપર જોરથી પછાડયો, એટલે તે પણ મરણોન્મુખ થઇ પડયો અને તેના મુખમાંથી રક્ત વહેવા લાગ્યું.

આ પ્રમાણે ત્રણે અતિ બલિષ્ઠ મલ્લોને ઠાર મારી શ્રીકૃષ્ણ અને બલરામે રંગમંડપમાં ઉભા રહી સિંહનાદ કર્યો અને ક્રોધથી પોતાના વજ્રપ્રાય દંડ ઠોકુયો. તે અવાજ સાંભળી બાકીના સર્વ મલ્લ પોતપોતાની જગ્યાએ સ્તબ્ધ થઇ ગયા, અને રંગસ્થાન મલ્લશૂન્ય થઇ ભયંકર જણાવા લાગ્યું. પ્રેક્ષકો પૈકીના કેટલાકને બીકથી કંપારી છુટી, તો કેટલાકને આનંદાશ્રુ આવ્યાં અને નંદાદિ જે વૃદ્ધ ગોપ પ્રેક્ષકોમાં હતા, તેમને આનંદ અને ભયે એકદમ ઘેર્યાં. દેવકીને કેવળ આનંદાશ્રુ આવ્યાં અને પુત્રપ્રેમથી તેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. વસુદેવની જરા જતી રહી અને તેના ધોળા વાળ એકદમ કાળા થયા. કંસના માત્ર કેશ બીકથી એકદમ ધોળા પડયા. છેવટે ક્રોધથી અને બીકથી તે બરાડ મારી સેવકોને કહેવા લાગ્યો;—" અરે આ ગોવાળીઆના છોકરાંને અહીંથી હાંકી કાઢો આ દુષ્ટ છોકરો મારી સામે ન જોઇએ. નંદ ગોવાળને બેડીઓ ઘાલી કેદમાં નાંખો. આ ઘરડા વસુદેવને ફટકા મારવા યોગ્ય નથી, પણ એને દંડ કરી શાસન કરો. એણે મારો ભયંકર અપરાધ કર્યો છે." આ પ્રમાણે કંસ બડબડવા લાગ્યો ત્યાં જ શ્રીકૃષ્ણ ચિત્તાની પેઠે રંગમંડપમાંથી ઉડતા તેના સિંહાસન પાસે ગયા. તે એટલા સપાટાથી ગયા કે, તે અખાડામાંથી કયારે ઉડયા એ કોઇને જણાયું નહિ. શ્રીકૃષ્ણને પોતાની પાસે આવેલા જોતાં જ કંસના પ્રાણ ઉડયા. તેનો મુકુટ નીચે પડયો અને કેશ ખુલ્લા થયા. તે ઝાલી શ્રીકૃષ્ણે કંસને નીચે રંગમંડપમાં ખેંચી પાડયો. તે સાથે જ તેના પ્રાણ બીકથી અને જમિન ઉપર પછડાવાથી નિકળી ગયા શ્રીકૃષ્ણે કંસને રંગમંડપમાં નીચે નાંખ્યો તે વખતે ક્ષત્રિયો પૈકી કોઇ પણ ઉઠયું નહીં કિંવા મુખમાંથી ચકાર પણ કાઢયો નહી. એક સુનામા નામનો કંસનો બંધુ માત્ર શ્રીકૃષ્ણ ઉપર ધસ્યો, તેના બલરામે તત્કાળ

ફુરચા ઉડાવ્યા. આ પ્રમાણે ભયંકર બનાવ થયેલો જોઈ અને શ્રીકૃષ્ણ-બલરામની ક્રુદ્ધ મૂર્તિ જોઇ સભાગૃહ ચપાચપ ખાલી થવા લાગ્યું. પ્રેતોથી ભરેલો અખાડો છોડી તે બન્ને વીર પુત્ર વસુદેવ બેઠા હતા ત્યાં ગયા અને તેમણે તેના પગ ઉપર મસ્તક મૂક્યું. પછી અનુક્રમે સર્વ યાદવોને અને ક્ષત્રિઓને તેમણે નમસ્કાર કર્યાં. અંતઃપુરમાંની સ્ત્રીઓમાં દેવકી બેઠી હતી ત્યાં જઇ, શ્રીકૃષ્ણે દેવકીના પગ ઉપર માથું મૂક્યું ત્યારે તેણે તેને અશ્રુધારાથી અને સ્તનાંતર્ગત દુગ્ધધારાથી સ્નાન કરાવ્યું. આ પ્રમાણે માતાપિતરોને ભેટી અને નંદાદિ ગોપોને નમસ્કાર કરી બલદેવ અને શ્રીકૃષ્ણ વસુદેવ-દેવકીને લઈ તે પ્રેક્ષાગૃહમાંથી બહાર પડયા, અને રથમાં બેસી પોતાના વાડા તરફ ચાલતા થયા ( હરિ૦ વિ૦ અ૦ ૩૦ ભાગ૦ ૪૩-૪૪).

શ્રીકૃષ્ણની બીકથી દબાઇ રહેલો કંસ-સ્ત્રીઓનો શોકપૂર શ્રીકૃષ્ણ જતાં જ અંતઃપુરના પડદાનો બાંધ ફોડી બહાર નીકળ્યો. “ હાયરે ! દેવ ! અમારા ઉપર શા માટે રુષ્ટ થયો ? ” આવા આર્ત સ્વરથી આક્રાંત કરતી કંસની સ્ત્રીઓ અખાડામાં પડેલા કંસના પ્રેત પાસે આવી બેઠી અને તેના હાથ, પગ, તથા ડોકું પોતાના અંક ઉપર લઇ શોક કરવા લાગી. “ નાથ! અમને અનાથ મેલી આપ એકલા જ સ્વર્ગે કેમ ચાલ્યા ? પ્રિય ! અમારી અલ્પ સ્વલ્પ ઇચ્છા પણ આપે આજ સુધી પૂર્ણ કરી છે, અમારો શબ્દ નીચે પડવા દીધો નથી, અને આજ અમારા ઉપર કેમ રુષ્ટ થયા ? અમારા અપરાધ થયા હોય તો અમે તે પાછા ખેંચી લઇએ છીએ, અને તે સર્વ પેટમાં ઘાલો અને અમારી સાથે એક શબ્દ તો બોલો ! અમારી તરફ પ્રેમથી જૂઓ ! અમને આપની પાસે લ્યો ! નાથ ! સ્વર્ગમાંની સ્ત્રીઓ આપને અમારા કરતાં અધિક પ્રિય તો નથી ને ? નહિ ! નહિ તે બિચારીઓનો પ્રેમ અમારા જેવો ક્યાંથી હોય ? કૃતાંત ! અમારા જીવિતનું સર્વસ્વ અને અમારા સુખનું નિધાન તેં કેમ હરી લીધું ? પતિ જ અમારૂં પરમ દૈવત છે. હવે અમે કોના મુખ સામું જોઇએ ? અમને તેમની સાથે કાં ન લઇ લીધી ? મહારાજ, આપ આપના સિંહાસન ઉપર આપના તેજથી દેદીપ્યમાન થતા હમણાં જ બેઠા હતા, તે આ માટીમાં આવી કાં નિદ્રિત થયા ? આપનું તેજ સર્વ રાજા ઉપર ચમકતું હતું. સેંકડો માંડલિક આપને કરભાર અર્પણ કરતા હતા અને રત્નો આણી આપતા હતા તે ક્યાં ગયા ?

આપનું ચતુરંગ અજેય સૈન્ય, જેનાથી આપે ઇંદ્રને પણ જીત્યો, તેનું શું થયું? જરાસંધનું આપને પૃષ્ઠબળ હતું તે આજ હતવીર્ય કેમ થયા? મહારાજ, આપ સર્વ રાજામાં પરાક્રમી અને બલિષ્ઠ હતા, તે એક ગોવાળીયાના છોકરાએ આપની આ અવસ્થા કરી, તો કાળ દુર્ધર જ છે એમ કહેવું જોઇએ ને! બીજું શું? "મને દેવોની કિંવા દાનવોની કે મનુષ્યોની બીક નથી. મને સ્વાર્થી જ્ઞાતિબંધૂની જ બીક છે!" એમ જે રાવણે કહ્યું હતું તે અક્ષરશઃ ખરૂં છે. મહારાજ, હવે અમારે કૃષ્ણના મુખ સામું જોવાનું! હાય! હાય! શી અમારી દશા થઇ! નાથ! અમારી ઉપર કૃપા કરો, અમે આપના ચરણ ધારણ કરીએ છીએ, આપના પગ ઉપર માથું મૂકીએ છીએ; આપે આ દીર્ઘ પ્રવાસ સ્વીકાર્યો, તે છોડી અમારી પાસે પાછા આવો! ના! ના! હવે અમારા નાથ ક્યાંથી પાછા આવે! અને હવે અમારે અહીંયાં જીવતાં રહી, રડતાં બેસવું પણ શા માટે? પતિ સાથે જવું એ જ અમારૂં કર્તવ્ય છે છતાં અમે અહીંયાં રડતાં બેઠાં છીએ. એ આશ્ચર્ય નથી શું? સેવકો! અમારા સહગમનની જલદી તૈયારી કરો અને અમને દુઃખસમુદ્રમાંથી બહાર કાઢો" આ પ્રમાણે તેમનો શોક ચાલેલો છે ત્યાં કંસની મા ઉગ્રસેન સાથે ત્યાં આવી. તે બન્ને બંદીખાનામાં હતાં, તેમને આ ભયંકર હકીકતની ખબર પડતાં જ પુત્રપ્રેમથી તે દોડતા આવ્યાં; તેમને કોઇએ અટકાવ કર્યો નહી. પુત્ર ગમે તેટલો દુષ્ટ અને દુઃશીલ હોય, પણ તેનું મરણ માતાને આકાશમાંથી પડેલી કુહાડી પ્રમાણે દુઃસહ હોય છે. પુત્રનું પ્રેત જોતાં જ કંસની મા તે પ્રેત ઉપર ધડાક દઇ પડી. "બેટા! તારી આખરે કેવી ગતિ થઇ! પુત્ર, મને મૂકી તું એટલામાં શા માટે ચાલી ગયો? આ તારી સ્ત્રીઓ કરુણ સ્વરથી તને હાંકો મારે છે તેમના તરફ જો તો ખરો! અરે મહારાજ! આ આપના વજ્રથી છિન્ન થયેલા પર્વત જેવા પડેલા પુત્ર તરફ જુઓ. આનું રાજાને યોગ્ય એવું ઉત્તર કાર્ય કરવાની વ્યવસ્થા કરો. રાજ્ય વીરોનું જ છે એ ખરૂં છે, અને આપ આ વખતે પરાજિત થયા છો. માટે શ્રીકૃષ્ણની પરવાનગી માગી આણો અને આને સદ્ગતિ આપો. વૈર મરણાન્ત હોવું જોઇએ; પ્રેતે તારો શો અપરાધ કર્યો છે, આમ કહી શ્રીકૃષ્ણને સમજાવો અને આનું પ્રેતકાર્ય સારી રીતે કરો. હાય રે દેવ, અમારી સ્થિતિ કેવી દુર્ધર થયેલી છે!" આ વખતે ઉગ્રસેન શૂન્યદૃષ્ટિથી

પુત્રના પ્રેત તરફ જોઇ રહ્યો હતો અને સ્ત્રીનો તથા પુત્રવધૂઓનો શોક સાંભળી નેત્રમાંથી આંસૂ ઢાળતો હતો. છેવટે સ્ત્રીના કહેવા પ્રમાણે કંસના પ્રેતની વ્યવસ્થા કરવાની પરવાનગી માગવા માટે તે ઘણા દુઃખથી શ્રીકૃષ્ણ પાસે જવા નિકળ્યો ( હરિવંશ, વિ० અ० ૩૧ ).

અહીંયાં શ્રીકૃષ્ણ, બળરામ, વસુદેવ અને દેવકી પોતાના વાડામાં આવી પહોંચ્યાં. જે વાડામાંથી શ્રીકૃષ્ણને જન્મતાં બરોબર બીકથી આજ સત્તર વર્ષથી બહાર લઇ જવામાં આવ્યા હતા, તે વાડામાં આજ કંસને હાર મારી શ્રીકૃષ્ણને પાછા આવેલા જોઇ, તે વાડામાં જે આનંદ પ્રસરેલો હતો તેનું શું વર્ણન કરવું? શ્રીકૃષ્ણ અને બળરામ દરવાજામાં આવતાં જ સેવકોયે લૂણ ઉતાર્યું. અંદર હાથ પગ ધોઇ, તથા શરીર લૂછી તેમણે વસ્ત્રો પરિધાન કર્યાં અને પોતાની કુલદેવતાને નમસ્કાર કર્યા. જે ઓરડીમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો તે જોઇ દેવકીની આંખોમાંથી ખળખળ પાણી વહેવા લાગ્યું. "શ્રીકૃષ્ણ, અમે કેટલાં અભાગી છીએ? તારો જન્મ આ ઓરડીમાં થયો તે વખતથી અમે પુત્રસુખથી વંચિત થયાં. તારૂં લાલન અમે કર્યું નહીં, તારા બોબડા મધુર બોલ અમારે કાને પડયા નહીં; તને ખોળામાં લઈ તારા બાલમુખનું ચુંબન અમે લીધું નહીં. ભલે, તું જીવતો રહી, પરાક્રમ કરી આજ અમને પાછો મળ્યો એ જ અમારૂં મોટું ભાગ્ય!" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "મા, તું અભાગી નથી પણ અમે અભાગી છીયે. અમારાથી અમારાં માતપિતાને આજસુધી સુખ આપી શકાયું નહિ એ અમારૂં જ દુર્દૈવ! જે પોતાનાં માત પિતાને, સાધ્વી સ્ત્રીને, ગુરુને અને શરણાગતને સુખ આપતો નથી, તે યમલોકમાં પોતાનું જ માંસ ખાઈ ભૂખ ભાગે છે. મા, અમે સમર્થ હોઇ આજ સુધી તમારી કંસની બીકમાંથી મુક્તિ કરી નહિ, માટે આજસુધીના અમારા દિવસ નકામા ગયા! ભલે, હવે પછી અમારાથી માબાપની સેવા અક્ષય થાય એ જ અમારી પરમેશ્વર પાસે પ્રાર્થના છે." આ ભાષણ ચાલતું હતું ત્યાં નંદ વૃદ્ધ ગોપોસહ વસુદેવ-દેવકીને અને રામ-કૃષ્ણને મળવા માટે આવ્યા; તે વખતે સર્વને દુધમાં સાકર પડવા સરખું થયું. વસુદેવ-દેવકીયે તેમનું આનંદથી સ્વાગત કર્યું. શ્રીકૃષ્ણે તો નંદને કડકડી આલિંગન આપ્યું અને કહ્યું,—નંદ! તારી કૃપાથી હું સર્વ સંકટ તરી આજ મારાં માબાપને

મળ્યો છું. પણ નંદ, તું તાબડતોબ વ્રજ પાછો જા અને યશોદા માતાને અને ગોપોને આ સર્વ આનંદની બાતમી કહે. અહીંની સર્વ હકીકત તેં પ્રત્યક્ષ જોયેલી જ છે.'' આમ શ્રીકૃષ્ણે કહ્યું તે વખતે વસુદેવે અનંત ઉપકાર સ્મરણ કરી તેમને વસ્ત્રો, તથા અલંકાર, અર્પણ કર્યાં અને દ્વારપર્યંત પહોંચાડયા. તે વખતે સંધ્યાકાળનો સમય થઈ સૂર્યાસ્ત થવા માંડયો હતો. એટલામાં અનેક યાદવવીર શ્રીકૃષ્ણનાં અને બળરામનાં દર્શન કરવા માટે અને વસુદેવને ધન્યવાદ આપવા માટે ત્યાં આવ્યા. તેમનો યથાયોગ્ય આદર કરી વસુદેવે તેમને ઉત્તમ આસન ઉપર બેસાડયા. વસુદેવનું અભિનંદન કર્યાં પછી તેમણે કંસની સ્ત્રીઓનો વિલાપ શ્રીકૃષ્ણને કહ્યો, તે વખતે શ્રીકૃષ્ણને અત્યંત ખરાબ લાગ્યું. તેમણે કહ્યું;—'' યાદવો ! ક્રોધના આવેશમાં મેં કંસનો વધ કર્યો અને તેની અનેક સ્ત્રીઓને વૈધવ્યદુ:ખમાં લોટાવી એને માટે મને ઘણું ખરાબ લાગે છે. સ્ત્રીઓનો આર્તસ્વર સાંભળી કોનું હૃદય કળવિકળતું નથી ? વિધવાના કરુણ વિલાપથી કૃતાન્ત સુદ્ધાં શોકસાગરમાં પડે છે , તો પછી આપણ સર્વને દુ:ખ થાય તેમાં નવાઈ શી ? પણ કંસ પાપી અને સજ્જનોનો દ્વેષી હોવાથી તેનો વધ કરવાનો નિશ્ચય મેં પૂર્વે જ કરેલો હતો. નિર્દય અને પાપવૃત્તિ મનુષ્યોનો વધ કરવો એ જ શ્રેયસ્કર છે. જેની, લોકો ધિક્કારયુક્ત શબ્દથી નિંદા કરે છે તે મરેલો જ છે. દુષ્કૃત્ય કરવાં સહેલાં હોવાથી દુરાચારી લોક જગતમાં પુષ્કળ ઉપજે છે. એટલા માટે કંસના મરણથી તેનાં અનન્વિત કૃત્યોનો ઉચ્છેદ થયો એ એક પ્રકારે સારૂં જ છે. માટે કંસની સ્ત્રીઓનું સાંત્વન કરો અને મથુરાના લોકોનું પણ સાંત્વન કરો. '' આમ બોલતા હતા તેટલામાં કેટલાક બીજા યાદવોને સાથે લઇ ઉગ્રસેન ત્યાં આવ્યો. લજ્જાથી મુખ નીચું ઘાલી આવેલા ઉગ્રસેનને વસુદેવે અત્યંત સત્કારથી મુખ્ય સ્થાને બેસાડયો. તે વખતે તેણે શ્રીકૃષ્ણને કહ્યું;—''કૃષ્ણ, મારા પુત્રને પરાક્રમ કરી તેં યમલોકમાં મોકલ્યો એમાં તેં સ્વધર્મ કરી કીર્તિ મેળવેલી છે. તારૂં નામ આ પૃથ્વીતલ ઉપર પ્રથિત કરેલું છે. તારા શત્રુ, તારાથી થરથર બ્હીવા લાગ્યા છે. તેં યાદવોની મજબુત પાયા ઉપર સ્થાપના કરેલી છે. તારા પક્ષના લોકોનાં મુખ અભિમાનથી પ્રફુલ્લિત થયેલાં છે. સામંત રાજાઓ હવે તારી જ કીર્તિ ગાશે; દ્વિજો તારાં જ સ્તવન કરશે, પ્રજા તારી જ આજ્ઞામાં વર્તશે.

માટે કૃષ્ણ, કંસનું આ રાજ્ય તું તારા તાબામાં લે. ધન, ધાન્ય, રત્નો, વસ્ત્રો, સુવર્ણ, દાસદાસી ઇત્યાદિ જે રાજ્યની સંપત્તિ છે તે તપાસી જોઈ, લેવા માટે તારા અધિકારીને મોકલ. અમે દીન થયેલા લોકોની એટલી જ માગણી છે કે તારા કોપાનલથી દગ્ધ થયેલા આ કંસનું પ્રેતકાર્ય કરવા માટે અમને પરવાનગી આપ. એનું ઔર્ધ્વદેહિક કૃત્ય આટોપ્યા પછી હું, મારી સ્ત્રી અને મારી પુત્રવધુઓને સાથે લઇ અરણ્યમાં જઇશ અને ત્યાં મૃગલાંઓ સાથે મારો કાળ ગાળીશ. મૃતોનું ઔર્ધ્વદેહિક કરી બાંધવ તેમના ઋણમાંથી મુક્ત થાય છે તે પ્રમાણે મને મુક્ત થવાની તું પરવાનગી આપ; એટલી મારી અત્યારે વિનંતિ છે." આ ભાષણ સાંભળી શ્રીકૃષ્ણનું ગળું ભરાઇ આવ્યું. તેમણે ઉગ્રસેનને હાથ જોડી કહ્યું;–" તાત, આપ જે બોલ્યા, તે આ કાળને અને આપના કુલને ઉચિત છે. પણ મેં જે આ સાહસ કર્યું, તે મને રાજ્ય મળે એ હેતુથી કર્યું નથી, એ આપ ખાત્રીથી સમજો. મેં સ્વાર્થ કદી જ સાધ્યો નથી એ હું સોગનપૂર્વક કહું છું. આપ નિશ્ચિન્ત રહો; આ કંસ પોતાનાં કર્મોથી મરણ પામ્યો છે તેનો પ્રેતસંસ્કાર રાજાને છાજે એવી જ રીતીથી આપ કરો. નરાધિપ, તમારો પુત્ર પોતાના કર્મદોષથી મરણ પામ્યો છે. કાળે જ તેનો અંત કર્યો છે. હું તો નિમિત્ત. માત્ર થયો છું. મને રાજ્યની ઇચ્છા નથી, એ હું સોગનપૂર્વક ફરી ફરી કહું છું. યદુકુલના અગ્રણી અને પ્રભૂ તમે જ છો; સ્વરાજ્ય ઉપર આપ જ આપનો અભિષેક કરી લઈ અમો સર્વનું અને નગરીનું પાલન કરો. મારૂં મન સંતુષ્ટ કરવું હોય તો આપને આપનું જ રાજ્ય હું પાછું અર્પણ કરૂં છું. તેનો સ્વીકાર કરી ચિરકાલ અમારા ઉપર રાજ્ય કરો." આ શ્રીકૃષ્ણનું ઉદાર ભાષણ સાંભળી ઉગ્રસેને કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. એટલે શ્રીકૃષ્ણે તરત જ કંસનો મુકુટ આણી ઉગ્રસેનના માથા ઉપર પોતાના હાથે મૂકયો. તે વખતે ત્યાં એકઠા થયેલા સર્વ યાદવ, ભોજ, વૃષ્ણિ, અંધક વગેરે ક્ષત્રીઓયે શ્રીકૃષ્ણનો અને ઉગ્રસેનનો જયજયકાર કર્યો. આ પ્રમાણે રાજ્યની વ્યવસ્થા તત્કાળ નિરપેક્ષપણે કરી, એટલે તે રાત સર્વની સમાધાનમાં ગઇ. પ્રાત:કાળ થતાં જ કંસના પ્રેતની વ્યવસ્થા રાજાને યોગ્ય ઠાઠમાઠથી શ્રીકૃષ્ણે અને યાદવોયે કરી. સુવર્ણ–શિબિકામાં તેનું પ્રેત મૂકી રાજવૈભવ સાથે યમુનાના ઉત્તર તીરે તેને લઇ જઇ ત્યાં ચંદનકાષ્ટથી તે પ્રેત

દહન કર્યું. પછી સર્વેએ દક્ષિણ તીર ઉપર આવી તેને યથાશાસ્ત્ર તિલાંજલિ આપી અને દસ દિવસ હસ્તિ, અશ્વ, રથ, અલંકાર, દાસ દાસી, ભૂમિ અને કોટયવધિ સુવર્ણનું દાન કરી ઉગ્રસેને કંસનું ઔર્ધ્વદૈહિક ઉત્તમ રીતીએ પાર પાડ્યું. તેજ પ્રમાણે તેમણે સુનામાનો પણ અંત્યવિધિ યથાશાસ્ત્ર અને યથાવૈભવ કર્યો (હરિવંશ, વિ૦ અ૦ ૩૨; ભાગ૦ ૬૦ ૪૬).

આ પ્રમાણે કંસનો અંત થયો અને વૃદ્ધ તથા નીતિમાન્ ઉગ્રસેન રાજા રાજ્ય ઉપર બેઠો તે વખતે તેના અમલ નીચે મથુરા નગરી ફરી સુખ પામવા લાગી. જે જે યાદવ, ભોજ, વૃષ્ણિ તથા અંધક-કુળમાંના ક્ષત્રિયો દેશબહાર દિવસો ગાળતા હતા તેઓ સર્વ પાછા આવ્યા, અને તેમનું સર્વ ધન, જાગીર, અને માન મરતબો તેમને પાછો મળ્યો એટલે ફરી તેઓ આનંદે મથુરામાં રહેવા લાગ્યા. આથી સર્વ જાતિના વ્યાપારી લોક પણ ફરી સમૃદ્ધિમાં આવ્યા. વસુદેવે પણ શ્રીકૃષ્ણના અને બળરામના જન્મથી માંડીને રહેલા સંસ્કાર કુલગુરુ ગર્ગાચાર્ય પાસે કરાવ્યા. ક્ષત્રિયોના ઉપનયનનો અનતીત કાળ બાવીસ વર્ષ હોવાથી તેમની મુંજીવિધિ યથાશાસ્ત્ર અને યથાવૈભવ કરી. મુંજી થયા પછી ગુરુગૃહે વાસ કરવા માટે તે બન્ને વીર ઉજ્જેનીમાં સાંદીપની કાશ્ય નામના પ્રસિદ્ધ ગુરુપાસે ગયા. ત્યાં યથાવિધિ પોતાનું ગોત્ર ગુરુને નિવેદન કરી તેમનું શિષ્યત્વ સંપાદન કર્યા પછી ગુરુગૃહે વેદવિદ્યાનો અને ધનુર્વિદ્યાનો તેમણે અભ્યાસ કર્યો. તેમની વિલક્ષણ બુદ્ધિમત્તા જોઈ સાંદીપની આશ્ચર્યચકિત થયા અને આ કોઈ દેવાંશધારી પુરુષ છે, એમ માની તેમણે તેમને આદરથી પોતાની સર્વ વિદ્યા ભણાવી. ફક્ત ચોસઠ દિવસમાં જ તેમણે સર્વ વેદોનું ગ્રહણ કર્યું અને પછી સંગ્રહ સહિત ધનુર્વેદનું પઠન કર્યું. ગુરુગૃહે રહેતાં ઇતર સર્વ શિષ્ય પ્રમાણે રામ કૃષ્ણ ગુરુની સેવા કરતા; ગુરુ માટે રાનમાંથી લાકડાં, સમિધા, દર્ભ ઇત્યાદિ આણી આપવાં વિગેરે સર્વ પ્રકારની શારીરિક મહેનતનાં ગુરુજીનાં કામો આનંદથી કરતા, ગાયોનું દૂધ દહોતા અને ગાયો ચરાવવા લઇ જતા; તેઓ જો કે હવે તો પૂર્ણ વૈભવશાલી રાજપુત્ર હતા તોપણ તેમની નિષ્ઠા અને મહેનત જોઇ ગુરુ તેમના ઉપર પ્રસન્ન થયા. તે બન્નેને વ્રજમાં સર્વ પ્રકારની મહેનત કરવાની ટેવ હતી જ. એટલે તેમને ગુરુના ઘરનું કોઇપણ કામ કરવાની હરકત પડી જ નહીં, શ્રીકૃષ્ણનું ઉજ્જેનીમાંનું રહેવાનું ઠેકાણું અને

વનમાંનું લાકડાં તોડવાનું ઠેકાણું ભાવિક લોક હજુ પણ ઉજ્જેનીમાં દેખાડે છે. સાંદીપનીનો આશ્રમ ઉજ્જેનીમાં અંકપાત નામના સ્થળે હોઇ ત્યાં હાલમાં અહલ્યાબાઇયે બાંધેલું કૃષ્ણમંદિર છે. અસ્તુ; આ પ્રમાણે ઉજ્જેનીમાં છ મહિના રહી, સર્વ વિદ્યા સંપાદન કરી, અને ગુરુની અનુજ્ઞા લઇ રામ કૃષ્ણ મથુરામાં પાછા આવ્યા તે વખતે સર્વને અત્યંત આનંદ થયો. ઉગ્રસેન પોતે રાજવૈભવ સાથે તેમનું સામૈયું કરવા ગયો અને વાજતેગાજતે તેમને શહેરમાં આણ્યા. તે દિવસે શહેરમાં કોઇ પણ મલિનવસ્ત્રધારી કિંવા દુર્મુખી મનુષ્ય જણાતો નહોતો. વસુદેવ દેવકીને છ મહિનાનો પણ રામા કૃષ્ણનો વિયોગ દુઃસહ થયો હતો, એટલે તેમને તો રામકૃષ્ણના પાછા આવવાથી પરમાવધીનો આનંદ થયો. બળરામની માતા રોહિણી કંસનવધ પછી તરત જ વૃજભૂમીથી મથુરાં આવી હતી એ જૂદું કહેવાની જરૂર નથી. તેને પણ અતિશય આનંદ થયો. ઘણા દિવસના રામ–કૃષ્ણના મુખદર્શનથી અંતરાયલાં પૌરજનોને પણ અતિશય આનંદ થયો. આ પરાક્રમી વીરોનું પરાક્રમ ધનુર્વિદ્યા ગ્રહણ કરવાથી દ્વિગુણિત થયું અને તે સાથે મથુરાનું બળ પણ દ્વિગુણિત થયું; આથી સર્વ લોકોના બાહુ પણ સ્ફુરણ પામવા લાગ્યા (હરિવંશ, અ૦ ૩૩ ભાગ૦ વિ૦ અ૦ ૪).

ગુરુગૃહે સંપાદન કરેલી રામકૃષ્ણની ધનુર્વિદ્યા અને મથુરામાંના લોકોનું બાહુસ્ફુરણ તરત જ કસોટીયે ચઢ્યું. મથુરામાંના સર્વ લોકોની રામ કૃષ્ણ ઉપર અત્યંત પ્રીતિ થઇ હતી એ કહેવાની જરૂર નથી. બે સ્ત્રીયોના હૃદયમાં માત્ર જે તેમના સંબંધમાં દ્વેષાગ્નિ સળગ્યો હતો તે શમ્યો નહીં. તે આટલો વખત ધુમાતો જ રહી છેવટે ફરી પ્રજ્વલિત થયો. જરાસંધની અસ્તિ અને પ્રાપ્તિ નામની બે પુત્રી કંસની પટ્ટરાણીઓ હતી એ પૂર્વે કહેલું જ છે. તેમનાથી શ્રીકૃષ્ણનો વૈભવ સહન થઇ શકયો નહીં. આપણા પતિને શ્રીકૃષ્ણે ઠાર મારી આપણને દુઃખસમુદ્રમાં લોટાવ્યાં, એ તેઓ કદી વિસરી નહીં. એક વર્ષસુધી તે જેમતેમ કરી મથુરામાં રહી, પણ એ પછી તેઓ રાજગૃહે પોતાના બાપ પાસે ગઇ અને જરાસંધનો ક્રોધાગ્નિ તેમણે પોતાના આર્ત વિલાપથી અને સતત ચાલતા નિઃશ્વાસથી પ્રદીપ્ત કર્યો. જરાસંધને પણ શ્રીકૃષ્ણના કૃત્યથી અત્યંત ક્રોધ ચઢેલો હતો, પણ ઉગ્રસેનને જ તેમણે રાજ્ય ઉપર બેસાડેલ હોવાથી આટલા વખત સુધી તો તેણે

કાંઇ હાલચાલ કરી નહોતી. શ્રીકૃષ્ણની મથુરામાં ઘણી જ લાગવગ જામી છે, અને ઉગ્રસેન પણ તેની સ્તુતિ કરે છે એ બધી વાત પોતાની પુત્રીઓ પાસેથી સાંભળી જરાસંધે પોતાના સૈન્ય સાથે કંસનું વેર લેવા માટે મથુરા ઉપર સ્વારી કરી. જરાસંધ આ વખતે સર્વ હિંદુસ્થાનના સાર્વભૌમપદે પહોંચેલો હતો. સર્વ રાજાઓએ તેનું વર્ચસ્વ કબુલ્યું હતુ. આ શિવાય અનેક રાજા તેને ચહાતા હતા અને તેના મિત્ર પણ ઘણા હતા. આ પોતાના મિત્ર રાજાઓને સાથે લઇ જરાસંધે મથુરાને ઘેરો ઘાલ્યો. કરૂષ દેશનો રાજા દંતવક્ર, ચેદિ દેશનો શિશુપાલ, વિદર્ભનો ભીષ્મક અને તેનો પુત્ર ધનુર્ધરશ્રેષ્ઠ રુકમી, તેમ જ કાશી, વિદેહ, તથા સૌવીર દેશનો શૈબ્ય વગેરે રાજાઓને તેણે પોતાની મદદે બોલાવ્યા. શૂરસેનમાં ઘાસ, ધાન્ય અને લાકડાંનો પુરતો જથ્થો હોવાથી તેના પ્રચંડ સૈન્યને મથુરાને ઘેરો ઘાલવા માટે કાંઇ જ અડચણ પડી નહિં. લાખોનાં સૈન્ય મથુરાંની આગળ પાછળ પ્રસરેલાં છે, હજારો હાથી અને રથ મથુરાની આગળ પાછળ જમા થાય છે, શુભ્ર છત્રવાળા સેંકડો રાજા શહેરની આગળ પાછળ સૈન્ય લાવે છે એ જોઇ મથુરામાંના યાદવ, ભોજ, વૃષ્ણિ, અંધક ઇત્યાદિ ક્ષત્રિય વીર ધભરાયા નહીં. શ્રીકૃષ્ણ અને બલરામ એ બે પરાક્રમી સેનાપતિના આધિપત્ય નીચે તેમણે મથુરાના રક્ષણનું કામ જોરથી અને સાવધપણે ચલાવ્યું. શહેરની આગળ પાછળ મજબુત કોટ હોવાથી અને તેની બહાર પહોળી અને ઉંડી ખાઈ હોવાથી શહેર સુરક્ષિત હતું. શહેરમાં અન્નનો સંગ્રહ સારો હતો. હજારો વીરો દરવાજાનું અને કોટનું રક્ષણ કરવા માટે તૈયાર હતા. આ પ્રમાણે બન્ને સૈન્ય સામસામાં થઇ એકમેકની સાથે લઢવા લાગ્યાં, તે વખતે ભયંકર રણકંદન શરૂ થયું. શત્રુ તરફના વીર ખાઈ ઓળંગી દરવાજા ઉપર અને કોટ ઉપર ચઢવા લાગ્યા. તેનો પ્રતિકાર યાદવ વીર કરવા લાગ્યા. તેમણે દરેક ઠેકાણેથી ખાઈ પૂરી નાંખવાના ઉપાય સિદ્ધ કરવાનો સપાટો ચલાવ્યો. વચમાં વચમાં ચુંટી કહાડેલા યાદવ વીર દરવાજામાંથી બહાર પડી શત્રુસૈન્ય ઉપર તુટી પડતા. આ પ્રમાણે સત્તાવીસ દિવસ પર્યન્ત તે યુદ્ધ અવ્યાહત ચાલ્યું. બલરામના પ્રમુખત્વનીચે અઠ્ઠાવીસમા દિવસે શિની, અનાધૃષ્ટિ, બભ્રુ, વગેરે યાદવવીર અર્ધ સૈન્ય લઈ દક્ષિણ દરવાજા બહાર નિકળી મગધ સૈન્ય ઉપર તુટી પડયા. ત્યાં જરાસંધ, ચેદિપતિ, શાલ્વ અને બીજા કેટલાક ઉત્તર તર-

દ્રના શૂર રાજાઓ હતા, તેમની અને યાદવોની ભયંકર લઢાઇ થઈ. જરાસંધ પાસે હંસ અને ડિંભક નામના બે અત્યંત બલાઢ્ય મલ્લ હતા, તેમાંના ડિંભકની અને બલરામની ખાસ લઢાઇ જામી. બન્ને વિરથ થઈ બાહુયુદ્ધ ખેલવા લાગ્યા. તે વખતે રામે ડિંભકને ઉંચકી ચારે બાજુ ફેરવી નીચે પછાડયો, તે સાથે જ તે મરણપ્રાય થઇ નિશ્ચેષ્ટ પડયો. આ બાતમી હંસના જાણવામાં આવતાં જ તેણે યમુનામાં કુદકો મારી પ્રાણ આપ્યા. જેનો કદી પણ પરાભવ થવાનો નહોતો, જે કેવળ અવધ્ય હતો, તે ડિંભકનો રામે પ્રાણ લીધો એ જોઇ હંસે દુ:ખથી અને સંતાપથી આત્મહત્યા કરી. ડિંભક શુદ્ધિમાં આવતાં હંસે આત્મહત્યા કરી એ વાત સાંભળી તેણે પણ યમુનામાં કુદકો મારી આત્મહત્યા કરી. આ પ્રમાણે જરાસંધના બન્ને હાથ ગળી પડયા, એટલે જરાસંધનું જોર કમી થયું. અહીંયાં શ્રીકૃષ્ણના આધિપત્ય નીચે બાકીનું અર્ધ સૈન્ય પશ્ચિમ દરવાજેથી બહાર પડયું હતું. તેની સાથે અવગાહ, કંક, પૃથુ, શતદ્યુમ્ન ઇત્યાદિ યાદવ વીર હતા અને ત્યાં ભીષ્મક રુકમી, દેવક ઇત્યાદિ પ્રાચ્ય અને દાક્ષિણાત્ય રાજા સામા પક્ષમાં હતા. તેમનું અને યાદવોનું ન ભૂતો ન ભવિષ્યતિ યુદ્ધ થયું. રક્તની નદીઓ વહેવા લાગી. શ્રીકૃષ્ણે પોતાની નવીન સંપાદન કરેલી ધનુર્વિદ્યાથી વિલક્ષણ પરાક્રમ કરી રુકમીને અને ઇતરોને નસાડી મૂકયા. એ પ્રમાણે બન્ને દિશાના રાજાઓનો પરાભવ કરી યાદવ વીર સિંહનાદ કરતા મથુરામાં પાછા આવ્યા. તે જ રાતે જયની આશા છોડી જરાસંધે ઘેરો ઉઠાવી લીધો અને તે પોતાના દેશ તરફ પાછો ફર્યો. ઇતર રાજા પણ પોતપોતાના સૈન્ય સાથે સ્વદેશ તરફ રવાના થયા. યાદવોનું સૈન્ય થોડું હોવાથી તેમણે તે નાસી જતા લોકોનો પીછો લીધો નહિ. અઠ્ઠાવીસ દિવસ યુદ્ધ ચાલી મથુરા મુક્ત થઇ; છતાં પણ પોતાને યશ મળ્યો એ સમજી યાદવો ગાફિલ રહ્યા નહિ. કારણ, જરાસંધ આપણા ઉપર ફરી ચઢી આવશે એવી તેમને પક્કી ખાતરી હતી. તેમણે પડી ગયેલા કોટની અને ખાઇની દુરુસ્તી કરવા અને શહેરમાં ધાન્યસામગ્રી તથા શસ્ત્રાસ્ત્રોનો સંગ્રહ કરવાનો ઝપાટો ચલાવ્યો (હરિવંશ, વિ૦ ૩૬).

જરાસંધનો પરાભવ થયો અને તે પોતાની રાજધાનીમાં પાછો ગયો, પણ યાદવોએ કલ્પના કર્યા પ્રમાણે તે થોડા જ દિવસમાં અધિક તૈયારી કરી મથુરા ઉપર ફરી ચઢી આવ્યો. આ વખતે તો મથુરામાંના લોકો અને યાદવો

ઘણા ઘભરાઇ ગયા. જરાસંઘ પાસે અગણિત સૈન્ય હોઈ તેને અનેક રાજાઓ અનુકૂલ હતા. યાદવોની સંખ્યા થોડી હોઇ તેમને કોઇની પણ સહાયતા નહોતી. આથી હવે શું કરવું એનો વિચાર કરવા માટે સર્વ ક્ષત્રિયો એકઠા થયા. તે વખતે વિકદ્રુ નામના એક વૃદ્ધ અને શ્રેષ્ઠ યાદવ સરદારે કૃષ્ણને કહ્યું, "કૃષ્ણ, રાજકારણનો અને બલાબલનો વિચાર કરી મને જે યોગ્ય લાગે છે તે હું સ્પષ્ટ કહું છું. મથુરા નગરીની ગયા ઘેરામાં ઘણી જ ખરાબી થયેલી છે. તેની તટબંધી હજુ સુધી દુરુસ્ત થઇ નથી. આગળ પાછળની ખાઈઓમાંનું પાણી પણ હજુસુધી સારૂ થયું નથી. શિવાય, થોડે દૂર વળી બીજી તટબંધી ઉભી કરવાની જરૂર છે. શહેરમાં ધાન્ય સામગ્રી અને લાકડાંનો હજુ જોઇતો સંગ્રહ થયો નથી; સેંકડો ક્ષત્રિય વીર ગયા રણયુદ્ધમાં પડવાથી આપણું મનુષ્યસામર્થ્ય પણ કમી થયું છે. લોકોમાં પણ હજુસુધી રક્ષણ સામર્થ્ય આવ્યું નથી. આવી સ્થિતિમાં શત્રુને સામનો ન આપતાં બહાર પગ કાઢવા એ મને યોગ્ય લાગે છે. મથુરા ફરીથી ઘેરામાં સપડાઇ તો, યાદવોએ પોતપોતામાં લઢાઇ કરી અમારો સર્વસ્વ નાશ કર્યો આમ જ લોક કહેશે. તારા પરાક્રમ ઉપર અને સેનાનાયકત્વ ઉપર મારો પૂર્ણ ભરોસો છે. તથાપિ આ વખતે હું એવી સલાહ આપું છું કે, જરાસંઘનો ક્રોધ તારા ઉપર છે, માટે તું કેટલાક દિવસ અહીંથી દક્ષિણ તરફ જા. દક્ષિણ તરફ યાદવોનાં ચાર રાજ્ય છે, તેના આશ્રયે તુ કેટલાક દિવસ કાલક્ષેપ કર. યદૂને નાગકન્યાથી મુચુકુન્દ, પદ્મવર્ણ, સારસ અને હરિત નામના ચાર પુત્ર થયા હતા. આ ચારે જણે વિંધ્યાદ્રિની દક્ષિણે ચાર રાજ્યો સ્થાપન કર્યાં. મુચુકુન્દે ઋક્ષવાન્ પર્વતના આશ્રયે નર્મદાતીર ઉપર માહિષ્મતી અને પુરિકા નામનાં બે શહેર સ્થાપન કર્યાં. પદ્મવર્ણે સહ્યાદ્રિના પથારા ઉપર વેણા નદીના કાંઠે કરવીર નામનું નગર બાંધી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું, તેને પદ્માવત કહે છે. સારસે ક્રૌંચપુર નામનું શહેર તેની પણ દક્ષિણ તરફના વનમાં સ્થાપન કર્યું. તે નગરની આસપાસનો પ્રદેશ લાલ માટીનો હોઇ ફળદ્રુપ છે; તેના દેશને વનવાસી કહે છે. હરિતે ઠેઠ સમુદ્ર–કિનારા ઉપર પોતાનું રાજ્ય સ્થાપન કર્યું. ત્યાંના કોળી સમુદ્રમાં ડુબકી મારવામાં કુશળ છે અને તેઓ સમુદ્રમાંથી મોતી, શંખ, પ્રવાળ ઇત્યાદિ રત્નો કાઢે છે. ત્યાંના વ્યાપારીઓ દૂર દૂરના દેશોમાં આ રત્નોનો વ્યાપાર કરી હરિતને સંપત્તિ આણી આપે છે. હરિતના

દેશને રત્નદ્વીપ કહે છે. માટે આ ચાર યાદવ-રાજાઓ દક્ષિણ તરફ છે, ત્યાં જઇ તું કેટલાક દિવસ રહે. તું મથુરામાંથી નિકળી ગયો છે એ જાણી જરાસંધ મથુરા ઉપર આવશે નહિ, એમ હું ખાત્રીથી માનું છું. આ મારો નમ્ર મત સાંભળી તને જે ઉચિત લાગે તે તું કર.'' રાજકારણમાં કુશળ વિકદ્રુનું આ ભાષણ વસુદેવને માન્ય થયું, અને તે મહાત્માએ પુત્રલોભમાં ન ગુંથાતાં શ્રીકૃષ્ણને આ જ સલાહ આપી. એટલે શ્રીકૃષ્ણે જવાબ આપ્યો, "જરાસંધનો અપરાધ મેં કર્યો છે તેથી મારે માટે આ મથુરાનગરી ઉપર અનર્થ આણવો એ મને પણ પસંદ નથી. મારા અપરાધનું પ્રાયશ્ચિત્ત ભોગવવા હું તૈયાર છું. જે માણસ પોતાની ભૂલ માટે બીજાને દુઃખ ભોગવાવરાવે છે, તેના સ્વાર્થીપણાની અવધિ છે. હું અત્યારેજ આર્ય રામ સાથે મથુરામાંથી નિકળી દક્ષિણ તરફ જાઉં છું. બલિષ્ઠ સામે અશક્તે પાછા પગ કરવામાં કોઇ પણ પ્રકારનો દોષ નથી. સામર્થ્ય આવે તે વખતે લઢવાં તૈયાર થવું એવી રાજનીતિ છે. તમારા ઉપરનો અનર્થ ટાળવા માટે જો કે હું શક્તિમાન્ છું, તો પણ અશક્ત પ્રમાણે આ વખતે હું દક્ષિણ તરફ જાઉં છું. કરવીર, ક્રૌંચપૂર વગેરે શહેરો અને સહ્યાદ્રિનાં ઉંચાં રમ્ય શિખરો જોઇ ત્યાં પણ અમારૂં મન આનંદ પામશે.'' આ પ્રમાણે જવાબ આપી શ્રીકૃષ્ણ અને બલરામે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં દક્ષિણાપથનો રસ્તો પકડ્યો; અને તેઓ અનેક પ્રકારના દેશ અને રમ્ય સ્થળો જોતા જોતા દક્ષિણમાંના કરવીર શહેર પાસે જઇ પહોંચ્યા (હરિવંશ, વિ૦ ભા૦ ૩૭-૩૮-૩૯).

વેણાનંદીના કાંઠે એક મોટા વિસ્તીર્ણ વટવૃક્ષની છાયામાં બેઠેલા એક અત્યંત તેજઃપુંજ ઋષિ તેમની દૃષ્ટિયે પડ્યા. તેમના મસ્તક ઉપર જટાભાર હોઈ ખભા ઉપર પરશુ પડેલો હતો. તેમનું શરીર સ્વચ્છ હોઇ તેમના મુખ ઉપર અગ્નિસરખું તેજ ચમકતું હતું. ત્રિકાળ સ્નાન કરી, અગ્નિનું ત્રિકાળ હવન કરતા હોવાથી તેમનું અંગ ભુખરૂં અને પ્રજ્વલિત હતું. તેમની પાસે એક ધોળી સુંદર ગાય હોઇ તેનું બાવલું દુધથી ભરેલું જણાતું હતું. ક્ષત્રિયોનો અનેક વખતે અન્ત કરનારા પ્રત્યક્ષ પરશુરામ જ આ હોવા જોઇયે આવો તર્ક કરી તે બન્ને વીરોયે તેમની પાસે જઇ તેમના પગ ઉપર મસ્તક મૂક્યું અને તેઓ તેમની સામે હાથ જોડી બેઠા. પછી શ્રીકૃષ્ણે કહ્યું; "મહારાજ, પિતાનો મહાન્ અપરાધ કરનારા સહસ્રાર્જુનનું હજાર બાહુનું

અરણ્ય પોતાના પરશુથી તોડનારા પરશુરામ જ આપ છો એવી અમને ખાત્રી થાય છે. આપે જ આ સહ્યાદ્રિ પાસેથી સમુદ્રને બાણથી આગળ હઠાવી જ્યાં બાણ પડયું ત્યાં પાંચસો ધનુષ્ય લાંબું અને અઢીસો ધનુષ્ય પહોળું શૂર્પારક નામનું નગર સ્થાપન કર્યું. આપે જ પૃથ્વી ઉપરના ક્ષત્રિયોને એકવીસ વખત મારી રક્તની નદી વહેવરાવી, તેથી પૃથ્વી હજુ સુધી લાલ જણાય છે ! વારૂ. આપ અમને આ સંકટના વખતે કૃપા કરી યોગ્ય સલાહ આપશો તો અમારા ઉપર ઉપકાર થશે." આમ કહી શ્રીકૃષ્ણે તેમને પોતાની હકીકત કહી, અને જરાસંધ અમારો પીછો લે, તો તેનાથી અમારૂં કેવી રીતે રક્ષણ કરવું એને માટે સલાહ માગી. પરશુરામે જવાબ આપ્યો. "હું તમને મળવા માટે જ અહીં બેઠેલો છું. તમે કોણ છો એ હું જાણું છું. આ કરવીરમાં તમારો જ યદુવંશીય શૃગાલ નામનો રાજા રાજ્ય કરે છે. પણ તે દુષ્ટ છે. તેણે પોતાના ભાઇબંધો, પુત્રો અને પ્રજાને ત્રાહ ત્રાહ પોકરાવી છોડયાં છે. તે અત્યંત ગર્વિષ્ઠ, મત્સરી અને સંયમરહિત છે. માટે તમે આ કરવીર નગરીમાં રહેશો નહિ. આપણે હમણાં જ બાહુથી આ વેણા નદી તરી જઇ પેલી તરફ આ દેશની સીમા ઉપર યજ્ઞગિરિ નામનું સહ્યાદ્રિનું શિખર છે ત્યાં આજે રાત્રિ રહીશું. ત્યાંથી કાલે આગળ જઇ ખટ્વાંગ નદીનો ધબધબો જોઇશું. તે નદી ઉંચા પર્વત ઉપરથી ત્યાં પડે છે અને તેના પ્રવાહમાં મોટી મોટી કાળી શિલાઓ પડેલી છે. ત્યાં નીચે એક તપોવન પણ છે. ત્યાં બપોરે વિશ્રાંતિ લઈ આપણે આગળ જઇશું આગળના પર્વત ઉપર માનાર્હ હોઇને પણ માનની ઇચ્છા ન કરનારા અનેક તપસ્વી બ્રાહ્મણ છે. તેમનાં દર્શન કરી આપણે આગળ જઇશું. પછી આપણને ક્રૌંચપુર તરત જ દેખાશે. ત્યાં યદુવંશીય રાજા રાજ્ય કરે છે અને તે સારો છે. તેના આશ્રયે આપણે ગોમંત પર્વત ઉપર રહીશું. આ પર્વત ઘણો જ ઉંચો હોઇ ફલ-પુષ્પોથી ભરેલો છે. જરાસંધ જો ત્યાં આવશે તો તેના સૈન્યનું ત્યાં કાંઇ પણ ચાલવાનું નથી. કારણ તેને ડુંગરામાં કેમ યુદ્ધ કરવું એ ખબર નથી. તમને તેના સૈન્યનો ફડચો કરવાનું પણ ત્યાં સુલભ થઈ પડશે. માટે ઉઠો, આપણે આ હોમધેનુનું અમૃત-તુલ્ય દૂધ પીને ગોમંત પર્વત ઉપર જઇયે." આમ કહી જામદગ્ન્યે તે ગાયનું દૂધ કાઢી તે બન્નેને પીવા માટે આપ્યું અને પોતે પણ પ્રાશન કર્યું. તે દૂધથી તે

બન્નેમાં એકદમ હુંશીયારી આવી અને તેમનું બળ વધ્યું. પછી ત્યાંથી તે ત્રણે જણ ઉપર વર્ણવેલા રસ્તે માર્ગસ્થ થયા. મત્ત હાથી પ્રમાણે વેગથી અને દર્પથી જતાં જતાં બીજે દિવસે સાયંકાળે તેઓ ગોમંત પર્વત ઉપર પહોંચ્યા. ગોમંત પર્વતની શોભા જોઇ રામ–કૃષ્ણને ઘણો જ આનંદ થયો. તેનાં ઉંચાં શિખરો ગગને પહોંચેલાં હતાં. તેના ઉપર પનસ, આમ્રાતિક, આમ્ર, અગર, ચંદન, એલા, તમાલ ઇત્યાદિ મોટાં વૃક્ષોનાં વનોનાં વનો લાગેલાં હતાં. ચારે બાજુ મોટી ગુફાઓ અને અરણ્યો હોઇ તેના શિખર ઉપર શુભ્રવર્ણ મેઘ બેઠેલા હતા. નીલમણીઓના ઢગલાને ઢગલા અને ધાતુ-રસ તે પર્વતની ખીણોમાં જણાતા હતા. મોટા મોટા જલૌઘ, પર્વત ઉપ-રથી પડતા હતા અને તેમનો ઘો ઘો ધ્વનિ સંભળાતો હતો. તેમાં મયૂ-રોના ટહુકાર અને હાથીના ચિત્કાર સંભળાતા હતા. ઠેકાણે ઠેકાણે સુંદર જલાશય ભરપૂર હોઇ તેમાં કમલો ફુલેલાં હતાં. તેની આગળ પાછળની જમિન ઉપર પણ સ્થળ–કમળો પ્રફુલ્લિત થયેલાં હતાં. ચારે બાજુ પક્ષી-ઓના સુસ્વર શબ્દ અને રાનકિડીઓના કર્કશ અવાજ સંભળાતા હતા; અને તેનો પ્રતિધ્વનિ સામેનાં તુટેલાં શિખરો ઉપર અથડાતો હતો. તે પર્વત ઉપર મનુષ્યોનો બિલકૂલ સંચાર ન હતો. સિદ્ધ, ચારણ, ગંધર્વ વિગેરે, વ્યાઘ્રના રૂપે તેના ઉપર આનંદથી ફરતા હતા. તે પર્વતને ઇંદ્રના વજ્રનો એટલે અશનિનો આઘાત ખબર ન હતો, કિંવા વડવાનળ કે ઝંઝાવાતનો પણ તેને સ્પર્શ થયો ન હતો. આથી ગીચ અરણ્યોવાળા ચઢતા ભૂમિ-ભાગથી તેને ઘણી જ શોભા આવી હતી. જેમ સુંદર સ્ત્રીયોથી વીંટાયલો પતિ શોભે છે તે પ્રમાણે તે ગુફા, ગુહા, નદીઓ અને વનરાજિથી વીંટાયલો હોઇ શોભાવંતો જણાતો હતો. તેની પગથીઓ બહુ જ ઉંડી અને વિસ્તીર્ણ હોઇ તેનાં શિખરો આકાશમાં ઉંચે ગયાં હતાં; આથી જાણે પૃથ્વી અને અંત-રિક્ષ એ બેની વચમાં તે પર્વત ડુબકી મારી બેઠો હોય ને શું ? તેવું લાગતું હતું. આ પ્રમાણે તે પર્વતનું રમ્ય અને ભીષણ સ્વરૂપ જોઇ રામ–કૃષ્ણને ઘણો જ આનંદ થયો. આ જગા આપણા નિવાસ માટે ઉત્તમ છે એમ તેમને લાગ્યું અને તેમણે પરશુરામનો આભાર માન્યો. પછી તેમણે ગિરિશિખર ઉપર પોતાને રહેવા માટે એક આશ્રમરૂપી ઝુંપડું બાંધ્યું અને તેમાં તેઓ સુખથી રહેવા લાગ્યા. ત્યાર પછી જામદગ્ન્ય–પરશુરામ પણ

તેમને આશીર્વાદ આપી શૂર્પારક નગર તરફ રવાના થયા (હરિવંશ અ૦ ૩૯–૪૦ ).

પરશુરામના ગયા પછી રામ–કૃષ્ણ ગોમંત પર્વતના શિખર ઉપર અનેક પ્રકારનાં રૂપો લઇ આનંદથી ફરવા લાગ્યા. તેમનો વર્ણ અનુક્રમે ગોરો અને કાળો હોઇ તેઓ કાળાં અને પીળાં વસ્ત્ર પહેરતા હતા. ગળામાં વનપુષ્પોની માળા ઘાલતા. અને ડુંગરમાંના ધાતુરસથી તેઓ પોતાનાં શરીર જૂદા જૂદા રંગથી રંગતા હતા. આ પ્રમાણે નાના રૂપ ધારણ કરી તે તરુણ વીર પર્વત ઉપરનાં રમ્ય સ્થલો જોતા ફરતા અને પર્વતનાં ઉંચાં શિખરો ઉપરથી ચંદ્રના અને ગ્રહોના અસ્તોદય જોતા. થોડા દિવસમાં જ તેમને વેગથી ચાલનારા રથોના ધ્વજાગ્ર દૂરથી દેખાવા લાગ્યા. ધાર્યા મુજબ જરાસંધ મથુરા ઉપરની ચઢાઇ છોડી દક્ષિણ તરફ કૃષ્ણનો પીછો લેતો પર્વત પાસે આવી પહોંચ્યો; તે વખતે પૃથ્વી ઉપરથી આકાશમાં જણાતી હંસની પંકિત પ્રમાણે ગોમંતપર્વત ઉપરથી પૃથ્વી ઉપરના રાજાઓનાં શુભ્ર છત્રોની પંક્તિ જણાવા લાગી પૃથ્વી ઉપરથી આકાશમાં જેમ કાળા વિજળી ચમકાવનારા મેઘ જણાય છે, તે પ્રમાણે ગોમંત ઉપરથી સોનાના અલંકારોથી શૃંગારેલા કાળા હાથીઓની ઓળો દેખાવા લાગી. હજારો ઘોડા પક્ષીઓનાં ટોળાંની માફક કુદકા મારતા ગોમંત પર્વત તરફ ચાલી આવતા જણાયા. પાયદળ સૈન્ય અસંખ્ય હતું અને તે પણ આગળ આવતું હતું. સિપાઇઓની ઢાલો પંખા પ્રમાણે જણાતી હતી, અને તેમનો કિલબિલાટ અગણિત ટોળાંના ઘોંઘાટ મુજબ પર્વત ઉપર સંભળાતો હતો. કેટલોક વખત ગયા પછી તે પ્રચંડ સૈન્ય પથરાવા લાગ્યું, અને રથોના ધડધડાટ, હાથીના ચીત્કાર, ઘોડાઓના ખુંખાર અને પાયદળ સૈનિકોના સિંહનાદ વગેરેથી દશે દિશા ભરાઇ ગઇ. રાત પડી એટલે ચારે તરફ લોકો ચૂલા સળગાવી રસોઇ કરવા મંડી પડયા. તે વખતે પૃથ્વી ઉપરથી જેમ નિરભ્ર આકાશ લાખ્ખો તારાથી વ્યાપ્ત થયેલું જણાય છે, તે પ્રમાણે ગોમંત ઉપરથી પૃથ્વી ઉપર પથરાયલી કાળાશમાં તારાઓ ચમકે છે કે શું એમ ભાસવા લાગ્યું. અસ્તુ. બીજે દિવસે સર્વ રાજાઓએ મળી ગોમંત પર્વત ઉપર કેવી રીતે હલ્લો કરવો એનો વિચાર શરૂ કર્યો (હરિવંશ, અ૦ ૪૦–૪૧ ).

જે પ્રમાણે શહેર ઉપર ચારે બાજુથી હલ્લો કરવામાં આવે છે તે

પ્રમાણે જૂદી જૂદી ચાર ટોળીઓએ ચારે બાજુથી પર્વત ઉપર ચઢી જઇ રામ-કૃષ્ણને વચમાં ઘેરવા અને મારી નાંખવા આવો જરાસંઘે અભિપ્રાય આપ્યો પણ શિશુપાલે આ સલાહ પસંદ કરી નહિં. તેણે કહ્યું;—"આપણા આ ક્ષત્રિયો મેદાનમાં રથમાં બેસી બાણોથી યુદ્ધ કરનારા હોવાથી સુકુમાર છે. તેમને પર્વત ચઢવાનો મ્હાવરો નથી. કાંટાઓમાંથી, પથ્થરમાંથી તથા ઝાડીમાંથી ઉપર ચઢવાનું કામ એમનાથી થશે નહી. શિવાય, રામકૃષ્ણને ઉપરથી પથ્થર ગબડાવવાનું કિંવા બાણ મારવાનું ઘણું જ સહેલું થઇ પડશે. માટે મને તો એમ લાગે છે કે, ખૂબ ઘાસ અને લાકડાં આ પર્વતની આગળ પાછળ ફેલાવી તેમાં આગ સળગાવી દેવી, એટલે આ આખો પર્વત જ સળગશે અને કૃષ્ણ અને બલરામ તેમાં બળી જશે; નહિં તો કુદકો મારી મેદાનમાં આવશે." શિશુપાલની આ સલાહ સર્વને પસંદ પડી. પછી તે અગણિત સૈન્યે ઘાસ, લાકડાં, છાણાં વિગેરે એકઠાં કરી પર્વતની આગળ પાછળ ફેલાવ્યાં અને તેમાં આગ સળગાવી દીધી. તે આગને લીધે ડુંગર ઉપરનાં અરણ્યો સળગ્યાં અને વાયુની સહાયતાથી તે આગ થોડા જ વખતમાં આખા પર્વત ઉપર ફેલાઇ. તે પર્વત ચારે બાજુથી સળગવા લાગ્યો, એટલે ચારે તરફ ભયંકર કલ્લોલ શરૂ થયો. જગ્યાએ જગ્યાએથી ધૂમાડાના કાળા ગોટેગોટ આકાશમાં જવા લાગ્યા. દિવસે, વિશેષતઃ રાત્રિએ, ધૂમાડાની પાછળ જ્વાળાઓ ઉઠી દશે દિશા દીપ્ત જણાવા લાગી. મોટી મોટી શિલાઓના કકડા ચારે બાજુથી ઉલ્કા પ્રમાણે ઉડવા લાગ્યા. અગ્નિના પ્રબળ તાપથી ડુંગરમાંની ધાતુ સુદ્ધાં પાતળી થઇ ગઇ અને તેનો રસ વહેવા લાગ્યો. મોટાં મોટાં ઝાડનાં અંગારા નીચે પડવા લાગ્યા. અર્ધાં શરીર બળવાથી થતી વેદનાથી ફૂત્કાર મારતા, ભયંકર ફણા ફેલાવતા અને ક્રોધથી લાલ થયેલી આંખોવાળા સર્પો અહીંથી તહીં કુદકા મારવા લાગ્યા. સિંહ, વાઘ, શિયાળ વગેરે જાનવરો ત્રાસ પામી પોતાની ગુફામાંથી બહાર નિકળી, બળતી આગમાંથી બહાર પડવાના હેતુથી લાંબા લાંબા કુદકા મારતાં દેખાવા લાગ્યાં. પણ તે ટપક કરતાં અગ્નિમાં પડતાં અને તે વખતની મરતી વખતની તેમની ભયંકર ગર્જના સંભળાવા લાગી. હરિણ, સસલાં ઇત્યાદિ નાનાં શ્વાપદો કાવરાં બાવરાં થઇ દોડતાં અને મરણ પામતાં. રાખ અને અંગારાના યોગથી

પીળી થયેલી હવા આકાશમાં ઉંચે જવા લાગી અને પક્ષીઓ તે હવામાં સપડાઈ ગુંગળાઈ જઇ પ્રેતવત્ નીચે અગ્નિમાં પડવા લાગ્યાં. આ પ્રમાણે તે પર્વત બે દિવસ બળતો રહ્યો. તે વખતે તેના તાપથી તે પર્વતની આગળ પાછળ ફેલાયલા સૈન્યને પણ અર્ધો ગાઉ પાછળ હઠવું પડયું. પોતાને માટે તે પર્વત ઉપરનાં વૃક્ષોની અને પ્રાણીઓની આવી રીતે રાખ રાંગોળી થયેલી જોઈ રામકૃષ્ણને અતિશય કોપ આવ્યો અને તેઓ પોતાનાં આયુધો લઇ પર્વત ઉપરથી કુદકો મારી નીચે જરાસંધનું સૈન્ય ફેલાયલું હતું તેના ઉપર ધસી પડયા. યુદ્ધને યોગ્ય જગા જોઇ ત્યાં બન્નેયે પાછળ પર્વતનો આશ્રય લઇ પોતાની ધનુર્વિદ્યા પ્રગટ કરી અને હજારો રથ, ઘોડા, હાથી અને પાયદળ બાણથી ઠાર માર્યાં. શ્રીવિષ્ણુનાં જ બે અર્ધ હોવાથી રામ અને કૃષ્ણ યુદ્ધમાં અજેય હતા. તેમણે પોતાનાં ધનુષ્ય બાણથી શત્રુ સૈન્યનેન્નસાડી મેલ્યું. પછી બન્ને જણે પોતાનાં પ્રિય શસ્ત્ર હલ અને ચક્ર લીધાં. હલથી રથ કિંવા હાથી ખેંચવા, અને મુસલથી તડાકામાં તે જમિન દોસ્ત કરવા, આ પ્રમાણે બલરામે કંદન ચલાવ્યું. શ્રીકૃષ્ણ પોતાનું ચક્ર ફેંકતા, તે કેટલાકનાં માથાં તોડી ફરી હાથમાં આવતું અને વળી તે ફરીથી ફેંકતા. આ પ્રમાણે તે બન્ને વીરોયે કંદન ચલાવ્યું હોવાથી જરાસંધના સૈન્યની દુર્દશા થઇ. સાઠ સાઠ વર્ષના હાથી મોટે મોટેથી ચીત્કાર કરતા રણાંગણ ઉપર પડયા. સેંકડો રથોના ચૂરા થઇ કિંવા એકેક ચાક ભાગી રણના મેદાન ઉપર અસ્તાવ્યસ્ત પડયા. હજારો ઘોડા અને માણસો મરી પડવાથી રણભૂમિ ઉપર રકત–માંસનો કીચડ થયો. આ પ્રમાણે તે રણમેદાન યમધર્મના વિહારભુવન પ્રમાણે ભયંકર દેખાવા લાગ્યું. છેવટે જરાસંધ પરાભવ પામી પાછો ફર્યો. તેનું અને બીજા રાજાઓનું હતશેષ સૈન્ય ત્યાંથી નાસી ગયું. શ્રીકૃષ્ણ અને બલરામે તેનો પીછો લીધો નહીં. તેઓ ત્યાંથી નિકળી ક્રૌંચપુર આવ્યા. ત્યાં શિશુપાલના બાપ ચેદિપતિ દમઘોષે અને ક્રૌંચપુરના રાજાયે તેમના અદ્વિતીય પરાક્રમની તારીફ કરી. દમઘોષને શ્રીકૃષ્ણની સગ્ગી ફોઇ આપેલી હતી; તે સંબંધ મનમાં આણી તેમણે જરાસંધની પીઠ આ વખતે છોડી દીધી અને તે બન્ને રાજાયે રામકૃષ્ણને ઉત્તમ રથ આપી અને કેટલુંક સૈન્ય સાથે આપી તેમની મથુરા તરફ જવા માટે ઉત્તર તરફ રવાનગી કરી (હરિવંશ, અ૦ ૪૨–૪૩).

"चतुर्दशसहस्राणि रक्षसां भीमकर्मणाम्। हतान्येकेन रामेण मानुषेण पदातिना"—જનસ્થાનમાં એકલા રામચંદ્રે ચૌદ હજાર રાક્ષસો પગપાળા લઢીને માર્યા, તે પ્રમાણે ગોમંત પર્વત પાસે તે બન્ને વીરોએ જરાસંધના લક્ષાવધિ સૈન્યનો પરાભવ પગપાળે કર્યો. તેથી તેમની મલ્લ વિદ્યામાં આજ સુધી જેવી ખ્યાતિ હતી તેવી જ ત્યાર પછી ધનુર્વિદ્યામાં પણ થઈ. હવે પછી લોક તેમને ધનુર્ધરશ્રેષ્ઠ કહેવા લાગ્યા. તેમના આ વિલક્ષણ પરાક્રમથી ફક્ત શૃગાલ રાજાની ખાત્રી થઈ નહિ. તે દુર્વૃત્ત અને ફુગાઇ ગયેલા રાજાએ રામ-કૃષ્ણ કરવીર પાસે થઈને જવા લાગ્યા ત્યારે તેમને અટકાવ્યા. સાવિત્ર વ્રત કરી સૂર્ય પાસેથી મેળવેલા એક દિવ્ય રથમાં બેસી તે એકલો જ શહેર બહાર પડ્યો અને શ્રીકૃષ્ણને દ્વંદ્વ યુદ્ધનું આહ્વાન કરી કહ્યું, "કૃષ્ણ, તેં જે અનેક રાજાને ગોમંત પર્વત પાસે જીત્યા તેમાં કોઈ ખરો શૂર નહોતો, કિંવા ખરો નાયક પણ નહોતો. એથી તને આયતો જય મળ્યો. અત્યારે વાત મારી સાથે છે. હુ એકલો જ તારી સાથે ધર્મયુદ્ધ કરી તને યમસદન મોકલું છું." આમ બોલી તેણે શ્રીકૃષ્ણ સાથે દ્વૈરથ-યુદ્ધ શરૂ કર્યું અને તેમના ઉપર બાણોનો વર્ષાવ કર્યો. શ્રીકૃષ્ણે હસતાં હસતાં તેનાં અનેક બાણો પોતાનાં બાણોથી તોડી નાંખ્યાં. છેવટે શ્રીકૃષ્ણે પોતાનું અમોઘ સુદર્શન ચક્ર શૃગાલ રાજા ઉપર ફેંક્યું એટલે તે ચક્ર તેની છાતી ફોડી બહાર નિકળ્યું અને ફરી શ્રીકૃષ્ણના હાથમાં આવ્યું. આ પ્રમાણે શૃગાલ રાજા ગર્વને લીધે પતંગીયું જેમ અગ્નિમાં પડી મરણ પામે છે તે પ્રમાણે શ્રીકૃષ્ણ સાથે વિનાકારણ યુદ્ધ કરી મરણ પામ્યો. એટલે તેની સ્ત્રીઓ અને પદ્માવતી રાણી તેના નાના છોકરાને આગળ કરી શ્રીકૃષ્ણને શરણ આવ્યાં. શ્રીકૃષ્ણે તેમનું સાંત્વન કરી તે છોકરાને તત્કાળ પ્રધાનો મારફત પુરોહિત પાસે રાજ્યાભિષેક કરાવી કરવીરની ગાદી ઉપર બેસાડ્યો અને શૃગાલનો દિવ્ય રથ લઈ તે બન્ને બંધુ તે જ દિવસે ત્યાંથી આગળ ચાલતા થયા (હરિવંશ, અ૦ ૪૪).

પાંચ દિવસ રસ્તો ચાલી અને એક દિવસ ચેદિપતી દમઘોષની રાજધાનીમાં રહી શ્રીકૃષ્ણ અને બલરામ મથુરા પાસે આવી પહોંચ્યા. તે વખતે મથુરામાંના લોકોને પરાકાષ્ઠાનો આનંદ થયો. સર્વ શત્રુ જીતી અને ધનુર્ધરોમાં શ્રેષ્ઠ પદવી મેળવી તે બન્ને વીર પોતાના શહેરમાં પાછા આવ્યા,

તે વખતે યાદવોને અને સર્વ નગરનિવાસી લોકોને સહજ જ અત્યંત અભિમાન થયું. સુંદર પતાકાઓ લટકાવી તેમણે આખું શહેર શૃંગાર્યું અને ઉત્તમ ઉત્તમ પોષાખ પહેરી તેઓ ઉગ્રસેન સાથે રામ–કૃષ્ણની સામા આવ્યા. આકાશમાંનાં પક્ષીઓ સુસ્વર શબ્દ ઉચ્ચારવા લાગ્યાં. ગાયો, ઘોડા અને હાથી આનંદમાં આવી હંભાર, અને ચીત્કાર કરવા લાગ્યા. સ્ત્રીઓ સુસ્વર શબ્દોમાં ગાણાં ગાવા લાગીઓ. આકાશ નિરભ્ર થઈ વાયુ મંદ અને કલ્યાણકારક વાવા લાગ્યો. સારાંશ; સર્વ રીતે શુભસૂચક મુહૂર્ત ઉપર શ્રીકૃષ્ણ અને બલરામે મથુરામાં પ્રવેશ કર્યો; તે વખતે રસ્તામાં એકઠા થયેલા હજારો લોકોએ જયઘોષ કર્યો. તેમની પાછળ યાદવ વીર પોતપોતાના ઐશ્વર્ય મુજબ ચાલતા હતા. એ પ્રમાણે જતાં જતાં તે બન્ને વીર વસુદેવના વાડા પાસે આવી પહોંચ્યા. ત્યાં તેમનું મંગલયુક્ત સ્વાગત થયા પછી તેઓ ઘરમાં પેઠા અને તેમણે પોતાનાં માબાપના પગ ઉપર મસ્તક મૂક્યાં. આ પ્રમાણે શ્રીકૃષ્ણનો મથુરા પાછા આવવાનો ઉત્સવ અદ્વિતીય થાટથી થઇ સર્વ લોક આનંદિત થયા અને સર્વ શહેર ત્યારથી નિર્ભય થયું તથા રામ–કૃષ્ણના પરાક્રમના છત્ર નીચે ફરી સમૃદ્ધિમાં આવવા લાગ્યું.

મથુરા નિર્ભય થયા પછીનાં બે ત્રણ વર્ષો શ્રીકૃષ્ણનાં ઘણા આનંદમાં ગયાં. તેમના પરાક્રમના દર્પથી કોઇ પણ શત્રુ મથુરા તરફ વાંકી નજરે જોતો નહોતો. એથી સર્વ લોક સુખમાં અને આનંદમાં હતા. રામ–કૃષ્ણને પણ પોતાનાં માતપિતાની સેવામાં પરમ સુખ લાગતું હતું. પોતાનાં સગાં–સંબંધી કોણ છે તેની તેમને એ વખતે સારી ઓળખ થઇ. વસુદેવની બ્હેન પૃથા અથવા કુંતી એ પાંડુ રાજાની સ્ત્રી હતી. તે હમણાં જ પોતાના પાંચ પુત્રો સાથે પાંડુના મરણથી નિરાશ્રિત થઈ હિમાલયમાંથી હસ્તિનાપુર આવી છે એવી તેમને ખબર મળવાથી તેમણે તેના સમાચાર માટે અક્રૂરને મોકલ્યો. તેના નાના છોકરાઓનાં એટલે ધર્મ, ભીમ અને અર્જુનનાં વય આ વખતે સાત–છ–પાંચ વર્ષનાં હતાં. શ્રીકૃષ્ણની ઉમ્મર આ વખતે સુમારે બાવીસ તેવીસ વર્ષની હોઈ તે પૂર્ણ યુવાવસ્થામાં આવ્યા હતા. પોતાના ફોઇઆઇ ભાઈઓને યોગ્ય રીતે રાખવા, આવો સંદેશો તેમણે અંધ ધૃતરાષ્ટ્રને અને ભીષ્મ દ્રોણાદિ તેના પ્રધાનોને મોકલ્યો. અક્રૂરે કુંતીને મળી તારા બાળપુત્રોની પીઠે પરાક્રમી શ્રીકૃષ્ણ છે આવું કુંતીને આશ્વાસન

આપ્યું, અને અંધ ધૃતરાષ્ટ્રને પણ યોગ્ય ઉપદેશ કરી તે ત્યાંથી પાછો આવ્યો. અહીંયાં ચેદિપતી દમઘોષની સ્ત્રી એટલે શિશુપાલની મા એ પણ વસુદેવની બ્હેન થતી હતી. તે વસુદેવને મળવા માટે મથુરા આવી. શ્રીકૃષ્ણ હમણાં જ તેને ઘેર જઇ આવ્યા હતા. તેનું પણ શ્રીકૃષ્ણે સમાધાન કર્યું. પોતાનો પુત્ર શિશુપાલ જરાસંધના નાદે છે છતાં પણ તેના અપરાધ તું ક્ષમા કરજે આમ તેણે શ્રીકૃષ્ણને વિનવ્યા. શ્રીકૃષ્ણે તે માન્ય કર્યું અને તેની સુખ-સમાધાનથી રવાનગી કરી. વ્રજવાસી ગોપ-ગોપીઓનું સમાધાન કરવા માટે ખુદ્દ બલરામ ગોકુલ ગયા, ત્યારે વ્રજવાસી લોકોને જે આનંદ થયો તેનું શું વર્ણન કરવું? કંસને ઠાર માર્યા અને જરાસંધનો પરાભવ કરી રામકૃષ્ણે જે લૌકિક મેળવ્યું હતું તે તેમના જાણવામાં આવ્યું હતું. આવા ભરતખંડમાં પ્રસિદ્ધ થયેલા ક્ષત્રિયોનું યોગ્ય સ્વાગત આપણા જેવા ગરીબ ગોવાળીયાઓથી કેવી રીતે થશે એની તેમને મોટી પંચાતી પડી. પણ મૂળમાં જ બલરામ ગોપવેષે ગયેલા હોવાથી કાંઇ પણ અડચણ ન પડતાં તેમને પાછલા સુખના દિવસ સાંભર્યાં. નંદ, યશોદા અને ગોપ-ગોપીઓયે તેમનો ઘણો સત્કાર કર્યો; અને શ્રીકૃષ્ણના સંબંધમાં તેમની પાસેથી વારંવાર પૂછપરછ કરી. ઘર, બહાર, રાનમાં, વનમાં, ઉંઘતાં, બેસતાં અને કામ કરતાં ગોવિંદ, દામોદર, માધવ ઇત્યાદિ મધુર નામથી શ્રીકૃષ્ણને વારંવાર હાંકો મારતી તે ગોપીઓના પ્રેમ-પુરમાં બલરામ વહેવા લાગ્યા. અસ્તુ. નંદ-યશોદાનું અને ગોપ-ગોપીઓનું જેમ તેમ સમાધાન કરી બલરામ મથુરા પાછા ગયા અને શ્રીકૃષ્ણને વ્રજવાસી લોકોના કુશલ વર્તમાન કહ્યા. તે વખતે વસુદેવ સામે તે બન્ને બંધૂની વ્રજમાંની અનેક જુની વાતો નિકળી, અનેક પ્રકારની દિવ્ય પરાક્રમની વાતો થઇ. તે સાંભળી વસુદેવને આનંદ અને આશ્ચર્ય લાગ્યું (હરિવંશ, અ૦ ૪૬ અને ભા૦ અ૦ ૪૯).

હવે રામ-કૃષ્ણની ઉમ્મર પૂર્ણ તારુણ્યમાં આવી અને તેમના વિવાહની ચિંતા વસુદેવ અને તેની બન્ને પત્નીઓને લાગી. ક્ષત્રિયોનો વિવાહ બહુધા સ્વયંવરથી થવો જોઇયે, અથવા તો કોઇ બરોબરીયાની કન્યાનું કહેણુ આવવું જોઇયે. આમ હોવાથી માત-પિતાથી ઉતાવળ કરી શકાતી ન હોતી. એટલામાં વિદર્ભરાજા ભીષ્મક કુંડિનપુરમાં પોતાની રૂપવતી કન્યાનો

સ્વયંવર કરનાર છે આવી બાતમી દૂતોયે આણી. ભીષ્મક, વિશેષતઃ તેનો પુત્ર રુકમી જરાસંધના પક્ષનો હોવાથી આ સ્વયંવરમાં શ્રીકૃષ્ણને નિમંત્રણ નહોતું. શ્રીકૃષ્ણ અને રુકિમણી એ એકમેકને માટે જ નિર્માણ થયેલાં હતાં. સેંકડો અવતારમાં લક્ષ્મી–નારાયણનું જોડું આ જ હતું. તેમાં વળી શ્રીકૃષ્ણનું અદ્‌ભુત પરાક્રમ રુકિમણીના કાને ગયું જ હતું; અને બાપે અને ભાઇયે જેને ખાસ ટાળ્યા, તેના ઉપર ક્ષત્રિય કન્યાનું મન ગયા સિવાય રહ્યું નહિ. સારાંશ, રુકિમણીના મને શ્રીકૃષ્ણનો ધ્યાસ લીધો એમાં આશ્ચર્ય શું? જયચંદની છોકરીની પેઠે તેણે શ્રીકૃષ્ણને આ વખતે સંદેશો મોકલ્યો નહિં એ જો કે ખરૂં, તો પણ તેની ભક્તિથી જ શ્રીકૃષ્ણનું મન તેના તરફ વળ્યું. નિમંત્રણ ન હોય તો પણ જબરદસ્તીથી છોકરી હરણ કરવાનો ક્ષત્રિયોને અધિકાર છે એમ વિચારી શ્રીકૃષ્ણ પોતાના યાદવસૈન્ય સાથે દોડયા. મથુરાનું રક્ષણ કરવા માટે બલરામને મૂકી તે ઝપાટાથી પ્રવાસ કરી સ્વયંવરના આગલે દિવસે કુંડિનપુર પહોંચ્યા. ત્યાં જઇ જુવે છે તો અનેક રાજાઓના તંબુઓ શહેર બહાર પડેલા છે એમ જણાયું. આ સર્વ રાજાઓમાં શ્રીકૃષ્ણે આવ્યાની ખબરે ખળભળ કરી મૂકી. ભીષ્મકે જો કે શ્રીકૃષ્ણને બોલાવ્યા નહોતા, તો પણ તે આવ્યા એ જોઇ ભીષ્મકના આપ્ત નવકુશલ ક્રથકૈશિક રાજાયે શ્રીકૃષ્ણનું અર્ધ્યાદિકથી રીતસર સ્વાગત કર્યું અને તેમને પોતાના તંબુમાં ઉતાર્યા. હવે આગળ શું કરવું એનો વિચાર કરવા માટે એકઠા થયેલા રાજાઓની અને ભીષ્મકની રાત્રે બેઠક બેઠી. શ્રીકૃષ્ણના પરાક્રમની તો તેમને માહિતી હતી જ. આ સ્વયંવર આનંદથી સમાપ્ત થશે નહિં, એમ તેમને થવા લાગ્યું. કન્યાપ્રાપ્તિ માટે જ શ્રીકૃષ્ણ ખાસ આવેલા છે અને તે તેને બલાત્કારે લઇ જશે આમ જરાસંધે કહ્યું. સ્વયંવરમાં આ જ મોટો દોષ છે કે, તેમાં સંગ્રામ થયા શિવાય રહે નહીં એમ સુનીથે કહ્યું. પણ દંતવક્રે કહ્યું, "શ્રીકૃષ્ણ આવ્યા છે, તે કન્યામાટે જ એ ખરૂં; પણ તે સુજ્ઞ અને ન્યાયી છે. તેમને આપણે સ્વયંવરમાં લઇ આવીયે. કન્યાયે તેમને વર્યા તો તો કાંઇ જ હરકત નહીં. કારણ, કન્યાના મતવિરુદ્ધ તેના ઉપર કોઇ પણ પ્રાજ્ઞ મનુષ્ય હક્ક કરશે નહીં." આ પ્રમાણે દંતવક્રનું ભાષણ સાંભળી શાલ્વ, શિશુપાલ ઇત્યાદિ રાજાઓ ક્રોધથી સંતાપી ગયા. "શ્રી કૃષ્ણ મૂર્ધાભિષિક્ત રાજા નથી, માટે તમે તેને સ્વયંવરમાં લાવશો તો અમે

હરકત કરીશું. શ્રીકૃષ્ણ ગમે તેટલો પરાક્રમી હશે તોપણ તેને અમે અમારી બરોબરીનો ગણીશું નહિં. મરણ એ ગમે ત્યારે પણ આવનાર જ છે, પણ અમે ક્ષાત્રધર્મથી મરીશું " આમ તેઓ બોલવા લાગ્યા. એટલે પરશુરામ પાસેથી અસ્ત્રો મેળવવાથી ઉન્મત્ત થયેલા રુકમીયે કહ્યું;—" સ્વયંવરમાં શું કિંવા ઇતર રીતે શું, હું મારી બ્હેનને કૃષ્ણને કદી પણ વરવા દેનાર નથી." આ પ્રમાણે ભાષણ થતાં થતાં પરોઢિયું થયું. પરિણામ કાંઇ આવ્યું નહિ. બીજે દિવસે ક્રથકૈશિકે શ્રીકૃષ્ણને પોતાનું રાજ્ય અર્પણ કરી તેમનો મૂર્ધાભિષેક કર્યો. ભીષ્મકે પણ પ્રીતિથી કહો કે બ્હીકે કહો પણ તેમનું સ્વાગત કર્યું. આ ખબર સાંભળી જરાસંધ, શાલ્વ, શિશુપાલ ઇત્યાદિ રાજા શ્રીકૃષ્ણના અભિષેકસમારંભમાં ગયા નહીં, એટલું જ નહીં પણ ક્રોધથી સંતપ્ત થઇ તેઓ કુંડિનપુર છોડી પોતપોતાને દેશ ચાલતા થયા. અર્થાત્ જ રુકિમણીનો સ્વયંવર રહ્યો. એટલે શ્રીકૃષ્ણ પણ પોતાના યાદવો સાથે મથુરા પાછા જવા નિકળ્યા. તેમણે ક્રથકૈશિકને તેનું રાજ્ય પાછું આપ્યું અને તેની ઘણા પ્રેમથી રજા લીધી. શ્રીકૃષ્ણને પ્હોંચાડવા માટે ભીષ્મક રાજા અને ઇતર રાજા એકઠા થયા હતા, તેમણે અત્યંત પ્રીતિથી અને આદરથી તેમને વિદાય કર્યાં (હરિવંશ, અ૦ ૪૭-૫૨).

રુકિમણીના સ્વયંવરનો આ પ્રમાણે થયેલો ઘોટાળો જરાસંધથી સહન થઇ શક્યો નહી. " હું હિન્દુસ્થાનનો સાર્વભૌમ રાજા અને મારી અવહેલના આ છોકરો જગે જગ કરે !" આ વિચાર મનમાં આવી તેના તળીયાંની આગ મસ્તકે ચઢી. કૃષ્ણનાં મજબૂત થયેલાં મૂળીઆં બહારનો શત્રુ આણ્યા શિવાય ઉખડવાનાં નથી, આવો વિચાર કરી જરાસંધે ( જયચંદે શહાબુદ્દિનને બોલાવ્યો તે પ્રમાણે ) કાલયવનને પોતાની મદદે બોલાવ્યો પશ્ચિમ તરફથી કાલયવન અને પૂર્વ તરફથી જરાસંધ આ પ્રમાણે બન્ને બાજુથી મથુરા ઉપર ચઢાઇ લઇ જઈ મથુરા કચરી નાંખવી આવો તેણે વ્યૂહ રચ્યો. પોતાની તરફના સૌભ દેશના શાલ્વ રાજાને તેણે ખાસ કાલયવનનું મન વાળવા માટે મોકલ્યો. અને કાલયવન અને શાલ્વ એ બન્ને મળી મથુરા ઉપર પશ્ચિમ તરફથી ચઢી આવ્યા. અહીંયાં જરાસંધ પણ પોતાનું પ્રચંડ સૈન્ય લઇ દરાવિક દિવસે મથુરા પહોંચવાના ઇરાદાથી નિકળ્યો. સૈન્યોની આ હીલચાલની શ્રીકૃષ્ણને ગુપ્ત દૂતો મારફત ખબર પડી,

એટલે તેમને ઘણી ચિંતા થઇ. જે મથુરાયે વનમાલાથી સુશોભિત કરેલી પતાકાઓ ઉભી કરી મારૂં હમણાં જ સ્વાગત કર્યું અને અગરુ, ગૂગળ, ધૂપ અને સર્જરસ બાળી સુવાસથી ભરપૂર રસ્તા ઉપર મારા માટે જાજમ પાથરી, તે જ મથુરામાં હવે પરચક્રના રથોની પતાકાઓ ફડફડી રસ્તામાં રક્તની દુર્ગંધ છૂટશે; આ કલ્પનાથી શ્રીકૃષ્ણને ઘણું દુઃખ થયું. મસ્તક ઉપર લીધેલા કલશવાળી સ્ત્રીઓયે જ્યાં મારૂં સ્વાગત કરી " આ ઉદાર શ્રીકૃષ્ણે કંસના ખાલી પડેલા સિંહાસન ઉપર આરોહણ કર્યું નહિં એટલું જ નહીં પણ હાલમાં તેને રાજેન્દ્ર પદવી મળેલી હોઇને પણ ઉગ્રસેન પાસેથી અર્ધ્યપૂજા ન લેતાં મથુરાનો રાજા તું જ છે, આમ તેનું સાંત્વન કરી નિરપેક્ષપણાની અવધિ કરી" આવી મારી સ્તુતિ કરી, તે જ મથુરામાંની સ્ત્રીઓ, " આ કૃષ્ણે જરાસંધનું હાડવૈર સંપાદન કરી અમારા ઉપર આ વારંવાર આવતાં દુઃખ આણ્યાં છે " આમ કહે, એ મને અત્યંત લજ્જામણું છે એમ તેમને લાગ્યું. જરાસંધ અને કાલયવન એ બન્ને આપણાથી અવધ્ય છે એ જાણી શ્રીકૃષ્ણે આ વખતે તેમના ત્રાસમાંથી મથુરાનો કાયમનો છુટકારો કરવાનો મનમાં વિચાર કર્યો. મથુરા છોડી દઇ સર્વ યાદવો સાથે આનર્ત દેશમાં જઇ સમુદ્ર કિનારા ઉપર એક નવીન શહેર સ્થાપન કરવું આવો પોતાના મન સાથે નિશ્ચય કરી તેમણે તે વિચાર સર્વ યાદવો આગળ જાહેર કર્યો અને તેમને જરાસંધ અને કાલયવનની બાતમી કહી સંભળાવી. જરાસંધનું સામર્થ્ય કાલયવનની મદદથી અધિક જ દુર્નિવાર થયેલું છે, અને કાલયવન ઘણો ખરો નજીક આવી પહોંચ્યો છે આમ જાણી સર્વ યાદવોયે શ્રીકૃષ્ણની સલાહ આનંદથી પસંદ કરી. એટલે શ્રીકૃષ્ણે કહ્યું: "–યાદવો, આજ જ દિવસ સારો છે. આજને આજ જ આપણે આપણું સૈન્ય અને અનુયાયીઓને સાથે લઇ નિકળી જઇએ. " આ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં જ વસુદેવ વગેરે સર્વ યાદવસરદારો પોતપોતાનાં કુટુંબો, સૈન્ય અને દ્રવ્ય લઇ મથુરાનો ત્યાગ કરી દુંદુભિના નિર્ઘોષ કરતા નિકળ્યા. હાથી–ઘોડા–રથ વગેરે વાહનો તૈયાર કરી પોતાની સાથે લીધાં. જૂદી જૂદી ટુકડીઓયે પોતપોતાનાં સૈન્ય અને સંપત્તિસહ નિકળી પશ્ચિમ તરફ પ્રયાણ કર્યું. પશ્ચિમ અને નૈઋત્ય દિશાના અનુરોધે જતાં જતાં તેઓ આનર્તમાં દેશમાં થઇને સમુદ્રના કિનારે પહોંચ્યા. ત્યાં નારીયેળનાં,

ઇલાયચીનાં, પુન્નાગનાં અને કેતકીનાં વનો જોઈ તેમને ઘણો આનંદ થયો. આપણે હવે શહેર ક્યાં વસાવવું આનો વિચાર કરતાં સમુદ્રથી ચારે બાજુએ વેષ્ટિત થયેલો અને રેતાળ લાલ માટીનો કુશસ્થલી નામનો હવાદાર વિસ્તીર્ણ પ્રદેશ તેમની નજરે પડ્યો; ત્યાં નગર કાયમ કરવું આવો વિચાર ઠરાવી ત્યાં શ્રીકૃષ્ણે સર્વ યાદવોને પોતપોતાના સૈન્ય સાથે ઉતાર્યાં, અને તાત્પુરતા તંબુઓ બાંધ્યા. પછી ચારે બાજુથી કોટ બાંધવાનું કામ શ્રીકૃષ્ણના હુકમથી ચાલૂ થયું. આ પ્રમાણે સર્વ યાદવોની અને તેમની સાથે મથુરાથી જે લોક આવ્યા હતા તેમની વ્યવસ્થા કરી શ્રીકૃષ્ણ કાલયવનના સમાચાર લેવા માટે ફરી મથુરા તરફ પાછા ફર્યા (હરિવંશ, ૫૩–૫૬).

આ નવીન ઉત્પન્ન થયેલા નગરરૂપી બાલવૃક્ષ ઉપર કાલયવન રૂપી હાથીનો પગ પડે નહિ એટલા માટે તેનો મથુરા પાસે જ ભેટો કરવો આ ઇરાદાથી શ્રીકૃષ્ણ ઝપાટાથી પાછા ફર્યાં, તે તેને ધોળપુર પાસે મળ્યા. કાલયવનને લઢાઇનો ઢોંગ દેખાડી શ્રીકૃષ્ણે પાછા પગ કર્યાં, એટલે શ્રીકૃષ્ણનો જોરથી પીછો લેતો કાલયવન ડુંગરમાં પેઠો. યુદ્ધપટુ શ્રીકૃષ્ણે તેને ધોળપુરના ડુંગરામાં લઇ જઈ તેનું સૈન્ય અડચણવાળી જગામાં ફસાવ્યું, તો પણ તે એકલો જ નિર્ભયપણે શ્રીકૃષ્ણનો પીછો લેતો ચાલ્યો તે પર્વતમાં પાસે જ એક મોટી ગુફામાં રાજર્ષિ મુચુકુન્દ ત્રેતાયુગ હતો ત્યારનો ઉંઘતો હતો. આ મુચુકુન્દ ઇક્ષ્વાકુ વંશમાંના માંધાતાનો પુત્ર હોઇ તેને દેવોયે અસુરો વિરુદ્ધ લઢાઇ કરવા પોતાની મદદે લીધો હતો. સેંકડો વર્ષો યુદ્ધ ચાલી મુચુકુન્દે અસુરોનો પરાભવ કર્યો, એટલે દેવોયે સંતુષ્ટ થઇ તેને વર માગ એમ કહ્યું. "તારાં બાયડી છોકરાં, અમાત્ય, સેવક ઇત્યાદિ સર્વ લોક આટલા અવધિમાં મરી ગયાં છે," આમ પણ તેમણે તેને કહ્યું; એટલે તે શ્રાંત અને ખિન્ન થયેલા રાજર્ષિયે દીર્ઘ નિદ્રા જ માગી. મને જે જાગૃત કરે તેની ઉપર મારી નજર પડતાં જ તે ભસ્મ થાય, આવો દેવો પાસે વર માગી લઇ મુચુકુન્દ ત્યાં એક ગુફામાં ઉંઘી ગયો હતો. આ સર્વ હકીકત શ્રીકૃષ્ણને નારદ પાસેથી મળેલી હતી. એટલે તે તે જ ગુફામાં પ્રવેશ કરી બાજુના અંધારામાં મઝા જોતા ઉભા રહ્યા. થોડા વખતમાં કાલયવન ત્યાં આવ્યો અને તેણે "આ ગુલામ અહીંયાં ઉંઘનો ઢોંગ કરી પડેલો છે." આમ કહી તે મુચુકુન્દને લાત મારી; એટલે મુચુકુન્દ જાગૃત થયો અને ક્રોધથી

તેણે કાલયવન સામું જોયું, કે તરત જ તેના નેત્રમાંથી નિકળેલી જ્વાળાથી કાલયવન ભસ્મ થયો. કાલયવનનું મૃત્યુ મુચુકુંદના હાથે જ થવાનું હતું તે પ્રમાણે યુક્તિથી તે ઘાટ ઘડી આણી શ્રીકૃષ્ણે મુચુકુંદને દર્શન આપ્યું. મુચુકુંદે હાલમાં કયો યુગ ચાલે છે એમ શ્રીકૃષ્ણને પૂછ્યું એટલે "હાલમાં દ્વાપર યુગ પૂરો થવા આવ્યો છે. કલિયુગની શરૂઆત થઈ છે એમ સમજો," આમ શ્રીકૃષ્ણે તેને કહ્યું. શ્રીકૃષ્ણને નમસ્કાર કરી મુચુકુંદ ગુહાબહાર નિકળ્યો તો તેને સર્વ વાત ચમત્કારિક જણાઈ. ન્હાનાં ન્હાનાં માણસો, ન્હાનાં ન્હાનાં વૃક્ષો, ન્હાની ન્હાની ગાયો, બળદ ઇત્યાદિ સર્વ જ જીવસૃષ્ટિ અલ્પ પરિમાણની, અલ્પ બલની અને અલ્પ ઉત્સાહની થયેલી જોઈ અને આપણું રાજ્ય પણ બીજા કોઈયે લીધું હશે આમ મનમાં વિચારી રાજર્ષિ મુચુકુંદ શ્રીકૃષ્ણના અનમતથી હિમાલયમાં બદરિકાશ્રમમાં તપશ્ચર્યા કરવા માટે નિકળી ગયા. અહીંયાં સેનાનાયક નષ્ટપ્રાય થવાથી કાલયવનનું સૈન્ય ડુંગરની અડચણવાળી જગામાં અટવાતું હતું, તેનો શ્રીકૃષ્ણે સહજ પરાભવ કરી તેઓની રથાદિ સર્વ સંપત્તિ પોતાના હસ્તગત કરી અને કેટલાક યવનવીર પણ તેણે પોતાની નોકરીમાં રાખ્યા. આ પ્રમાણે કાલયવનનો કાંટો નષ્ટ કરી શ્રીકૃષ્ણ તે સૈન્ય અને સંપત્તિ લઈ દ્વારિકા આવ્યા. અહીંયાં જરાસંધને કાલયવનના મૃત્યુની અને યાદવોયે મથુરાનો ત્યાગ કરી સમુદ્રમાં પોતાને માટે સ્વતંત્રપણે દ્વારિકા શહેર સ્થાપન કર્યાની હકીકત ખબર પડી એટલે તે પણ પોતાની મથુરા ઉપરની ચઢાઈ બંધ કરી મગધ દેશ પાછો ગયો (હરિવંશ, વિ. અ० ૫૬–૫૭).





# શ્રીકૃષ્ણ–ચરિત્ર.



## દ્વારિકાપર્વ.



કાલયવનને ઠાર મારી, જરાસંધને પાછો વાળી અને કાલયવનની અગણિત સંપત્તિ લઇ શ્રીકૃષ્ણ દ્વારિકા આવ્યા, ત્યારે સહજ જ તેમને નિર્ભયપણાથી દ્વારિકાની રચના કરવાને કોઈ પણ જાતની હરકત બાકી રહી નહિ શહેરને લગતી જ એક પ્રશસ્ત જગાપર તેમણે દ્વારિકાનો મજબૂત કિલ્લો બાંધવાની શરૂઆત કરી. શનિવારને દિવસે રોહિણી નક્ષત્ર ઉપર પ્રાતઃકાળે બ્રાહ્મણો પાસે પુણ્યાહવાચન અને સ્વસ્તિવાચન કરાવી તેમણે કિલ્લાના પાયાનો પથ્થર બેસાડવાનો સમારંભ સર્વ યાદવ સમક્ષ વસુદેવ પાસે કરાવ્યો. પછી દેશોદેશથી ઉત્તમ કારીગરો બોલાવી તેમને કિલ્લો અને શહેર બાંધવાનું કામ સોંપ્યું. થોડા જ દિવસમાં સ્ત્રીયો પણ સહેલાઇથી સંરક્ષણ કરી શકે એવો એક મજબૂત કિલ્લો તે કારીગરોયે બાંધીને તૈયાર કર્યો. તે કિલ્લાને ચાર સિંહદ્વાર રાખેલાં હોઇ તેમનાં નામ શુદ્ધાક્ષ, ઐન્દ્ર, ભલ્લાટ અને પુષ્પદંત હતાં. કિલ્લાની અંદરના ભાગમાં ભવ્ય મહેલો હોઈ તેમાં એક વિસ્તીર્ણ દેવાલય પણ શ્રીકૃષ્ણે બંધાવ્યું. તેમાં કુલદેવતાની સ્થાપના કરાવી, બ્રહ્મા, વરુણ, રુદ્ર, ઇન્દ્ર, ઇત્યાદિ દેવતાઓનાં સ્થાનો પણ કાયમ કર્યાં, શહેરમાંની જગાઓ માપી માપી જૂદા જૂદા યાદવ–સરદારોને શ્રીકૃષ્ણે વ્હેંચી આપી; તે ઠેકાણે તે સરદારોયે પોતપોતાને માટે સુંદર મહેલ બંધાવ્યા. શહેરના મૂળના ન્હાના ટાપુમાં સર્વ લોકોને જગા પૂરી ન પડવાથી શ્રીકૃષ્ણે સમુદ્ર પાસેથી બાર યોજન જગા લઈ તે શહેરમાં સામીલ કરી. તેથી સર્વને વિપુલ જગા મળી અને શહેરની આગળપાછળ બાગબગીચા પણ તૈયાર થયા. શ્રીકૃષ્ણે પોતાને માટે પણ વિસ્તીર્ણ અંતઃપુર

અને શાલા સાથે એક ભવ્ય પ્રાસાદ તૈયાર કરાવ્યો. બલરામ, સાત્યકિ, અક્રૂર ઇત્યાદિ અનેક સરદારોના પણ ભવ્ય મહેલ તૈયાર થયા. સારાંશ; થોડા જ વખતમાં ઇન્દ્રની અમરાવતીના જેવું સમુદ્ર કિનારા ઉપર એક સુંદર અને વિસ્તીર્ણ નગર નિર્માણ થયું. કિલ્લા સાથે આખા શહેરની ચારે બાજૂ મજબૂત કોટ હોઈ તે અંદરથી પથ્થરનો હતો અને બહારથી સુવર્ણનાં પતરાંથી મુઢેલો હતો; એથી તે રાત-દિવસ લખ લખ લખ પ્રકાશતો હતો. કોટની બહાર પાણીથી ભરેલી પહોળી ખાઇ હતી; તેના પેટામાં લોખંડી તીક્ષ્ણ કાંટા ભરેલા હતા અને તેના પૃષ્ઠ ભાગ ઉપર સુંદર કમલો ફુલેલાં હતાં. ખાઇની બહારની બાજુએ બીજો એક મજબૂત કોટ ખાઇમાંથી કાઢેલી માટીનો હતો. કોટને રત્નોથી સુશોભિત કરેલા અનેક દરવાજા હોઇ તે ઠેકાણે ખાઇ ઉપરથી શહેરમાં આવવા જવા માટે પૂલ કરેલા હતા. દરવાજાની અંદરના ભાગમાં પહોળી સડકો હોઇ પ્રત્યેક ચાર રસ્તા ઉપર સુંદર ફુવારા ઉડતા હતા. મોટાં મોટાં બજારો બાંધેલાં હોઈ તે દેશોદેશથી આવેલા વ્યાપારીઓથી અને માલોથી ભરેલાં હતાં. ચારે બાજૂ ઉંચી હવેલીઓવાળા વિસ્તીર્ણ ચોક તે શહેરમાં સેંકડો હતા. આખા શહેરમાં સમુદ્ર ઉપરથી સ્વચ્છ અને ઠંડો પવન વાતો હોવાથી ક્યાંય પણ ગંદકી બિલકુલ નહોતી. શહેરમાં અને બહાર વિપુલ અને મધુર પાણીનાં હજારો તળાવો હતાં અને તેથી શહેરમાં અને શહેરની ચારે બાજુએ ફૂલો અને ફલોવાળાં વૃક્ષોથી ભરેલા લીલાછમ બાગબગીચા હતા. તે શિવાય ભાજીપાલાની વાડીઓ શહેર પાસે કેટલીએ હતી તેની તો ગણત્રી જ નહોતી. આ પ્રમાણે સર્વ સુખ-સાધનોથી સમૃદ્ધ થયેલી તે નગરીમાં શ્રીકૃષ્ણે પોતાના જ્ઞાતિબાંધવો સાથે નિવાસ કરી ચંદ્ર જેમ આકાશને શોભાવે છે તેમ તેમણે તે નગરીને શોભાવવા માંડી એટલું જ નહીં; પણ શ્રીકૃષ્ણની કૃપાથી તે શહેરમાંના યાદવો અને ઇતર સર્વ લોક સંપન્ન અને સુખી થઈ તે નગરમાં રહેવા માટે સર્વ રીતે યોગ્ય થયા. દ્વારિકામાં મલિન વસ્ત્રનો કિંવા વિપન્ન ચ્હેરાવાળો એક પણ મનુષ્ય દેખાતો નહોતો. " મને કાંઈ આપો રે " આ ભિખારીઓનો અવાજ દ્વારિકામાં સંભળાતો નહોતો. અસ્તુ. આવા તે સુખી અને સંપન્ન નગરમાં શ્રીકૃષ્ણે વસુદેવને રાજ્યાભિષેક કર્યો. રાજાને સર્વ કામમાં સલાહ મસલત આપવા માટે દશ વિદ્વાન્ યાદવોનું એક મંત્રિમંડળ નીમ્યું. બલ-

રામને યુવરાજ નિમી વિપૃથુને મુખ્ય પ્રધાન નિમ્યો. અનાધૃષ્ટિ અને સાત્યકિને મુખ્ય અને નાયબ સેનાપતિ નિમ્યા. પોતાના ગુરુ સાંદીપનિ કાશ્યને ઉજ્જનીથી બોલાવી રાજપુરોહિત નિમ્યા. આ પ્રમાણે સ્વાર્થરહિત બુદ્ધિથી સર્વેને યથાયોગ્ય અધિકાર આપી શ્રીકૃષ્ણે રાજ્યની વ્યવસ્થા કરી એટલે તે યાદવોનું રાજ્ય તત્કાળ સહજ જ સંપન્ન અને બલિષ્ઠ થયું ( હરિવંશ, વિ૦ અ૦ ૫૮ ).

શ્રીકૃષ્ણનું વય આ વખતે પૂર્ણ તારુણ્યનું એટલે પચીસ વર્ષનું હોઈ તે પૂર્ણ રીતે વિવાહને યોગ્ય થયા. તેમણે પોતાને માટે સ્વતંત્ર ગૃહ બાંધેલું હતું, પણ તે ગૃહ અદ્યાપિ ગૃહિણી સિવાય શૂન્ય દેખાતું હતું. બલરામનો વિવાહ આ પહેલાં જ મથુરામાં આનર્તદેશના રેવત રાજાની રેવતી નામની છોકરી સાથે થયેલો હતો. કિંબહુના, આ જ સંબંધને લીધે શ્રીકૃષ્ણે અને યાદવોએ આનર્તદેશ પાસે સમુદ્રના કિનારા ઉપર પોતાનું શહેર વસાવ્યું હતું. સૌંદર્ય, પરાક્રમ, બુદ્ધિ, સૌજન્ય ઇત્યાદિ શ્રીકૃષ્ણના સદ્ગુણોને અનુરૂપ ભાર્યા તેમને કેવી રીતે મળે આ સંબંધમાં સર્વેને મોટી વિવંચના લાગી. તેમને સર્વતોપરિ યોગ્ય એવી પત્ની તો એક રુક્મિણી હતી, પણ આ સમાન-યોગ ગુંથાય કેવા રીતે ? ક્ષત્રિયની કન્યાનો વિવાહ ત્રણ રીતે થાય-સ્વયંવરથી દાનથી કિંવા હરણ કર્યાથી. રુક્મિણીનો સ્વયંવર તો બંધ જ થયો હતો. ભીષ્મક અને તેનો પુત્ર રુકમી જરાસંધના પક્ષના હોવાથી તે રુક્મિણી શ્રીકૃષ્ણને આપે એ પણ સંભવનીય નહોતું. રહ્યું હરણ કરવાનું. આમાં શા શા અનર્થ આવી પડશે એનો ભરોસો નથી હોતો. અંબા પ્રમાણે રુક્મિણીએ પોતાના મનથી પૂર્વે કોઈને પણ વરેલો હોવાથી ભીષ્મની માફક કોઇ શૂર ક્ષત્રિય તેને કદી પણ સ્વીકારશે નહિ એ ઉઘાડું છે. આવી દરેક રીતની અડચણમાં શ્રીકૃષ્ણને રુક્મિણીનો લાભ કેમ થાય એની સર્વને કાળજી લાગી. એટલામાં જરાસંધના આગ્રહ ઉપરથી શિશુપાલને રુક્મિણી આપવાનો નિશ્ચય થયો અને કુંડિનપુરમાં લગ્ન-સમારંભ મંડાયાની ખબર શ્રીકૃષ્ણને મળી. તિથિ-નિશ્ચય થયો અને જરાસંધાદિ રાજા કુંડિનપુરમાં એકઠા થવા લાગ્યા. શ્રીકૃષ્ણની અને શિશુપાલની મામા-ફોઈની સગાઇ હોવાથી દમઘોષ તરફથી યાદવોને કુંકુમપત્રિકા પણ આવી પહોંચી. આવી સ્થિતિમાં શું કરવું

અને શું ન કરવું એ શ્રીકૃષ્ણને સુઝયું નહિ. તેમનું મન સ્વયંવર જે દિવસે બંધ પડયો તે દિવસથી રુક્મિણી ઉપર બેઠેલું હતું તે ત્યાંથી ખસ્યું નહોતું. રુક્મિણીએ પણ તે જ દિવસે મનથી શ્રીકૃષ્ણને વરી તેમનો જ ધ્યાસ લીધેલો હતો. વિમલચરિત કમલનયન શ્રીહરિ શિવાય હું બીજાની વધૂ થઇશ નહિ, આમ તેણે શરમ છોડીને માબાપને કહ્યું. પણ મોટાભાઇ રુક્મિની હઠ આગળ તે બાપડીનું સાંભળે છે કોણ? "છોકરી સ્વતંત્ર છે શું? શ્રીકૃષ્ણ આપણો કટ્ટો શત્રુ, તેને આપણી છોકરી શા માટે આપવી?" ઇત્યાદિ રુક્મિના ભાષણથી રુક્મિણીનો શ્રીકૃષ્ણ ઉપરનો પ્રેમ અને તેથી થનારૂં દુઃખ માત્ર અધિક વધ્યું. પ્રેમપૂરને અને દુઃખપૂરને જેમ જેમ અટકાવે તેમ તેમ તે બલવાન્ થતો જાય છે. જેમ જેમ લગ્નનો દિવસ પાસે આવવા લાગ્યો તેમ તેમ રુક્મિણીના પ્રાણ કાવરાબાવરા થવા લાગ્યા. શ્રીકૃષ્ણ શિવાય બીજા ઉપર મારા અક્ષત પડશે તો મારા પ્રાણ જશે આમ તેણે પોતાની માને કહ્યું, "પણ પ્રાણ જવા રસ્તામાં પડયા છે શું" આવો હઠીલો જવાબ રુક્મિયે આપ્યો, એટલે રુક્મિણીનો ઉપાય ખુટયો. મોટો ભાઇ પોતે જ જો પોતાની બ્હેનને વેચે તો કોને શરણ જવું? આવા વિચારથી તેની આંખોમાંથી ખળખળ આંસુની ધારા વહેવા લાગી. પણ ક્ષણવારમાં તેને એક વિચાર સુઝી આવ્યો અને હિંમત આવી. મા-બાપ, ભાઇ-બ્હેન ઇત્યાદિ સર્વ સગાઇ કરતાં અત્યંત શ્રેષ્ઠ અને પવિત્ર સગાઇ સ્રીઓને પતિની છે, તો તે પતિને જ શરણ જવાને શી હરકત છે? આમ વિચારી તેણે શ્રીકૃષ્ણને જ પોતાની ફરીયાદ કરી. તેણે પોતાના મનથી વરેલા પતિને પ્રેમથી, ભક્તિથી, વિનયથી અને અનન્યભાવથી ઓતપ્રોત ભરેલો એક પત્ર લખ્યો. * "હે ભુવનસુંદર અચ્યુત! સાંભળનારના અંગના તાપ હરણ કરનારા આપના ગુણ અને જોનારનાં નેત્રોનું સાફલ્ય કરનારૂં આપનું રૂપ, એની કીર્તિ સાંભળી મારૂં નિર્લજ્જ મન આપના ચરણ-

---

* श्रुत्वा गुणान्भुवनसुंदर शृण्वतां ते निर्विश्य कर्णविवरैर्हरतोऽङ्गतापम्।
रूपं दृशां दृशिमतामखिलार्थलाभं त्वय्यच्युताविशति चित्तमपत्रपं मे॥ थी
यस्याङ्घ्रिपंकजरजस्नपनं महान्तो वांछन्त्युमापतिरिवात्मतमोपहत्यै।
यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं जह्यामसून् व्रतकृशांछतजन्मभिः स्यात्॥ सुधी भागवतना, दशमस्कंध उत्तरार्ध, अध्याय ५२ माना श्लोक जोवा.

રવિંદે જઇ બેઠેલુ છે, તે ત્યાંથી હાલતું નથી. હે નૃસિંહ ! મુકુંદ ! વરને આવશ્યક કૂલ, શીલ, રૂપ, વિદ્યા, વય, ધન અને તેજ વિગેરે ગુણોથી આ ભૂલોકમાં આપસરખા આપ જ છો ! તે આપને કોઇ પણ મોટી થયેલી કન્યા, પછી તે ગમે તેટલી ધૈર્ય-ધારિણી અને કુલવંતી હોય, વિવાહકાલે પોતે પોતાને અર્પણ કરશે નહિં ? એટલા માટે, પ્રભો, હું આપને મારા પતિ તરીકે વરેલી છું અને મારો આત્મા આપને અર્પણ કરેલો છે એમાં આશ્ચર્ય માનશો નહિ અને આવે વખતે જે યોગ્ય લાગે તે તત્કાળ કર્યાં શિવાય રહેશો નહિ. નહિં તો સિંહનો ભાગ જેમ શિયાળ લઇ જાય છે, તે પ્રમાણે આ દુષ્ટ શિશુપાલ મને લઈ જશે. જો મેં દેવોનું, ઋષિનું, ગુરુનું અને પરમેશ્વરનું મનોભાવથી પૂજન કર્યું હોય તો મારી આ વખતે ઉપેક્ષા કરશો નહિં. તારા બંધુને માર્યા શિવાય હું કેવી રીતે તારૂં હરણ કરૂં એવી આપને શંકા આવે, તો લગ્નના આગલે દિવસે ગિરિજાનાં દર્શન કરવા માટે વધૂને લઇ જવાનો અમારા કુલમાં સંપ્રદાય છે. ત્યાંથી તમે મને લઇ જજો. આ પ્રમાણે હે અંબુજાક્ષ શ્રીકૃષ્ણ, મારા ઉપર તમે કૃપા કરશો નહીં, તો હું મારા પ્રાણ જન્મોજન્મનાં વ્રતથી કર્ષણ કરી સેંકડો વખત જો વેચવા પડશે તોપણ વેચી આપની કૃપા સંપાદન કરીશ.'' આવો પ્રેમપૂર્ણ પત્ર લખી તે એક વિશ્વાસુ બ્રાહ્મણની મારફતે તાબડતોબ દ્વારિકા મોકલ્યો. શ્રીકૃષ્ણ પોતાના ગૃહમાં રૂક્મિણીનું ધ્યાન કરતા ચિંતાક્રાંત બેઠેલા હતા, એટલામાં કુંડિનપુરથી એક બ્રાહ્મણ આવ્યાની તેમને વર્દી મળી. એટલે તરત જ તેમણે તેને બોલાવ્યો અને સિંહાસન ઉપરથી ઉઠી વિનયથી યોગ્ય સ્થાને બેસાડી, કુશલ પ્રશ્ન કરી કુંડિનપુર તરફની લગનની હકીકત પૂછી. એટલે તે બ્રાહ્મણે સાથે આણેલો પત્ર શ્રીકૃષ્ણ આગળ મૂકયો. રૂક્મિણીની તે અનન્યગતિક પ્રેમપત્રિકા વાંચતાં શ્રીકૃષ્ણનું અન્તઃકરણ ખળભળી ગયું અને તેમનાં નેત્રોમાંથી અશ્રૂ વહેવા લાગ્યાં. રૂક્મિણીની અનન્ય ભક્તિ જોઇ આનંદથી તેમના અંગ ઉપર રોમાંચ ઉભાં થયાં. "ઠીક છે, આ દુઃખમાંથી રૂક્મિણીને હું જરૂર છોડાવીશ" આમ આશ્વાસન આપી શ્રીકૃષ્ણે દારુકને પોતાનો રથ તાબડતોબ જોડી આણવાની આજ્ઞા કરી. શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક આવા ચાર શુભ્રવર્ણી અશ્વ જોડેલો રથ દારુકે આણ્યો, એટલે શ્રીકૃષ્ણ તે બ્રાહ્મણ

સાથે રથમાં બેઠા અને કુંડિનપુર તરફ તત્કાળ રવાના થયા. પોતે ક્યાં જાય છે અને શા માટે એ કોઈને કહેવાનું પણ તેમને ભાન રહ્યું નહિ. રુક્મિણીને તે દુષ્ટ શિશુપાલના હાથમાંથી હું ક્યારે છોડાવી આણું આમ તેમને થયું. તેમના ધ્યાનમાં અને મનમાં રુક્મિણી શિવાય બીજું કાંઇ રહ્યું નહોતું. કુંડિનપુરનો એક બ્રાહ્મણ આવી શ્રીકૃષ્ણને લઇ ગયો આ ખબર બલરામના જાણવામાં આવી ત્યારે સર્વ હકીકત તેમના લક્ષમાં આવી અને યુદ્ધનો દુર્ધર પ્રસંગ જલદીથી શ્રીકૃષ્ણ ઉપર ધસી આવશે એ લક્ષમાં આણી સૈન્ય લઇ તે પણ તેમની પાછળ પાછળ નિકળ્યા (ભાગવત, ૬૦ ૫૨ ).

• અહીંયાં કુંડિનપુરમાં લગ્નની સર્વ તૈયારી થઇ. વધૂપક્ષમાં લગ્નની પહેલાં કુલાનુરૂપ અનેક સંસ્કાર અને સમારંભ થવાના હોય છે તે થયા. શિશુપાલ તરફની વરપક્ષીય મંડળી આવી અને ભીષ્મકે તેમનું સીમાન્ત પૂજન કરી તેમને જાનીવાસાની જગાએ ઉતાર્યાં. આખું શહેર ધ્વજ પતાકાથી શૃણગારવામાં આવ્યું અને જ્યાં ત્યાં ચોઘડીયાંની ઝડીઓ વાગવા માંડી. શ્રીકૃષ્ણ પહેલાંની માફક આવી બખેડા કરશે એમ વિચારી શિશુપાલના શાલ્વ, જરાસંધ, દંતવક્ર, પૌંડ્ર ઇત્યાદિ દોસ્ત રાજાઓ પોતપોતાનાં સૈન્યો લઇ આવ્યા હતા. તેમનું પણ ભીષ્મકે ઉત્તમ સ્વાગત કરી તેમને જૂદા જૂદા મહેલમાં ઉતારો આપ્યો. શિશુપાલ તરફના માંડવામાં પણ દમઘોષે સમારંભ કર્યો. આ પ્રમાણે સર્વ મંડળી લગ્નના અનેક વ્યવસાયમાં અને ધામધૂમમાં ગુંથાઈ ગઇ. એથી જેના સુખ માટે આટલો સમારંભ ચાલેલો હતો, તેના મનની સ્થિતિ કેવી થયેલી છે એ તરફ કોઇનું પણ લક્ષ ગયું નહોતું. આપણે મોકલેલો બ્રાહ્મણ અદ્યાપિ પાછો આવ્યો નહિ, એ જોઈ રુક્મિણીના મનમાં અનેક તર્કવિતર્ક ઉત્પન્ન થયા અને તેનું અંતઃકરણ દુઃખસમુદ્રમાં બુડ્યું. “બ્રાહ્મણને રસ્તામાં કાંઇ પણ વિઘ્ન તો થયું નહિં હોય ને ? કિંવા મારામાં કાંઇ પણ ન્યૂનતા જોઇ શ્રીકૃષ્ણે મારો તિરસ્કાર તો કર્યો નહિં હોય ને ? મા જગદંબા દેવી, મારા ઉપર તું જ જો કરુણા કરીશ તો મારી ઉપર આવી પડનારો આ ભયંકર અનર્થ ટળશે. આમ કહી તેણે પોતાની આંખો મીચી અને મનોમય કુલસ્વામિનીનો આશ્રય કર્યો. તેની આંખોમાંથી અશ્રૂધારા ચાલી અને તેનું મુખ ચિંતાથી

મલીન થયું. ક્ષણુવારમાં તેની આંખો ઉઘડી તો તેની સામે મોકલેલો બ્રાહ્મણુ ઉભો રહેલો તેને નજરે પડયો. તેની પ્રસન્ન મુખમુદ્રા જોઇ આ બ્રાહ્મણુ કામ ફતેહ કરી આવેલો છે એમ તેને લાગ્યું. અને તે હર્ષના આવેશમાં તે ચટક દઇને ઉઠી. આ વખતે આ બ્રાહ્મણુને શી શી બક્ષિસ આપવી એ તેને સૂઝયું નહિં એટલે તેણે તે બ્રાહ્મણને કેવળ નમસ્કાર કર્યાં. "બાઈ સાહેબ, ઉઠો, તમે ચિંતા કરો નહિં, શ્રીકૃષ્ણુને લઇને આવેલો છું. તેમણે તમને ખાત્રીપૂર્વક લઈ જવાનું વચન આપેલું છે. માટે ઉઠો અને આનંદથી અને નિર્ભયપણાથી આપના કાર્યે લાગો. આ તેના ઉત્સાહજનક શબ્દ સાંભળી રૂક્મિણી ઉઠી અને બોલી, "સુદેવ, તમારો ઉપકાર હું જન્મોજન્મ ભૂલીશ નહિં. તમો બ્રાહ્મણુને શું આપવું એ જ મને સમજાતું નથી. એટલા માટે હું તમને જન્મોજન્મ નમસ્કાર કરીશ." આ જ તેનો ઉપકાર બસ છે આમ માની સુદેવે પોતાને ધન્ય માન્યો. થોડા વખતમાં કુલસંપ્રદાય પ્રમાણે દેવીનાં દર્શન કરવા વધૂને લઇ જવા માટે બ્રાહ્મણુ તથા ક્ષત્રિય સૌભાગ્યવતી સ્ત્રીયો આવી. તેમણે રૂક્મિણીને સ્નાન કરાવ્યું અને વિવાહકોતુક સૂત્ર બાંધ્યું. બે ઉંચાં કોરાં વસ્ત્ર, એક પહેરવા માટે અને એક શરીર ઉપર ઓઢવા માટે આપ્યાં. ઉત્તમ ઉત્તમ અલંકારો ઘાલી તેને શણુગારી. પહેલેથી જ તે અત્યંત લાવણ્યવતી; તેમાં રાજવૈભવને યોગ્ય વિવાહના વસ્ત્રાલંકારોથી સજાવેલી; વળી મનથી વરેલા પતિનું આ જ દર્શન થશે અને આપણે તેને સ્વાધીન થઇશું આ કલ્પનાથી હૃદયમાં આનંદનો પૂર ઉછળ્યો; પછી તેના તેજસ્વી સુંદર મુખ તરફ જોવાની મરજી થાય તેમાં નવાઇ શી? વૃદ્ધ બ્રાહ્મણુ, ક્ષત્રિય સૌભાગ્યવતીઓ અને મા-વડીઆઇ વગેરેથી વીંટલાયલી આ સુંદર વધૂ પગે ચાલી મંગલગીતોના પ્રોત્સાહનથી દેવીના દર્શને નિકળી. રસ્તાની બન્ને બાજુયે સશસ્ત્ર સૈનિકો ઉભા હતા. સાથે સાથે બે ત્રણુ સખીઓ મર્મ ભાષણુ કરતી હાથ ઝાલી ચાલતી હતી. મંદિર મહેલ પાસે જ હતું. ત્યાં તરત જ પહોંચી, હાથ પગ ધોઈ રૂક્મિણી મંદીરમાં ગઇ અને તેણે દેવીની યથાસાંગ પૂજા કરી. પછી ગદ્ગદ કંઠથી "માતા, ભવાનિ, ઇંદ્રાણિ, નારાયણિ, મને ઇચ્છિત પતિ આપ" આમ તેણે હાથ જોડી દેવીને પ્રાર્થના કરી, એટલે પૂજારીયે તથાસ્તુ કહ્યું અને સ્ત્રીઓયે હળદર-કંકુ, વસ્ત્રો તથા નાળીએર વ્હેંચ્યાં. પછી



શ્રીકૃષ્ણે ફૂલના માફક તેને રથમાં ઉંચકી લીધી. [ પૃ. ૮૯.

સર્વેના આશીર્વાદ લઇ રુક્મિણી, થર થર કાંપતા હૃદય સાથે અને મુખ ઉપર આવતી જતી વિવર્ણની લહેર સાથે, દેવળની બહાર નિકળી પગથીયાં પાસે આવી, કે એક મેઘસરખો ઘોષ કરનારો રથ ત્યાં દોડતો આવ્યો. તે રથ કઇ બાજુથી કેવી રીતે આવ્યો એનું કોઇને ભાન પણ રહ્યું નહિં. તે રથમાં લક્ષ ચંદ્રકાંતિથી શોભનારા શ્રીકૃષ્ણનું મુખ જોતાં જ રુક્મિણીનું દેહભાન જતું રહ્યું. પતિનું દર્શન થતાં જ તે દોડી. અવર્ણનીય સ્મિતથી શોભનારૂં પોતાનું મુખ તેણે ખાલી કર્યું. તેની તે રમ્ય અવસ્થા જોઇ શ્રીકૃષ્ણે આનંદાતિશયથી તેને એકદમ રથમાં પુલની માફક ઉંચકી કિંબહુના ખેંચી લીધી "હા ! હા ! આ શું ! આ શું !" આમ ચારે બાજુ કલ્લોલ ઉછળતાં છતાં શ્રીકૃષ્ણનો રથ ત્યાંથી ઝપાટામાં નિકળ્યો, તે જોતજોતાંમાં અદૃષ્ટ થયો. આ સર્વ બનાવ બન્યો તે વખતે પહેરેગીરો અને રસ્તામાં ઉભા રહેલા સિપાઈઓ મોહથી બેશુદ્ધ થયા હતા એમ જ કહેવુ જોઇયે. તેઓ આ વખતે સાવધ થઈ "દોડો, દોડો, કૃષ્ણે રુક્મિણી હરણ કરી" આમ ધાંટા પાડતા શ્રીકૃષ્ણની પાછળ દોડયા. વિજળીના વેગે તે ખબર મોંઢામોઢ ચારે બાજુ પ્રસરી. શિશુપાલનું મુખ લજ્જાથી કાળુ પડયું અને જરાસંધ અને રુકમીનું ક્રોધથી લાલ થયું (ભાગવત, ૧૦ અ૦ ૫૩).

જે પ્રમાણે સિંહ શિયાળવાં વચ્ચેથી પોતાનો ભાગ ઉંચકી લઇ જાય છે અને પછી તે શિયાળવાં તેની પાછળ દોડે છે કિંવા ગરુડ કાગડાઓમાંથી પોતાનો ભાગ લઇ ગયો એટલે કાગડા તેની પાછળ કા કા કરતા ઉડતા જાય છે તે પ્રમાણે જરાસંધ, શાલ્વ ઇત્યાદિ રાજાઓ શ્રીકૃષ્ણની પાછળ દોડયા. તેમને બલરામ, અનાધૃષ્ટિ, કંક ઇત્યાદિ યાદવ વીરોયે અટકાવ્યા એટલે તેમનાં અને એમનાં સૈન્યોની લઢાઈ ચાલૂ થઈ. છેવટે આ લઢાઇમાં આપણને યશ મળશે નહિં આમ જાણી તેઓ સર્વ પાછા ફર્યા. ધન જો પોતે જ ચોરના હાથમાં જઈ પડયું તો તે આપણા ઘરમાં કેમ કરી રહેશે આવો યુક્તિવાદ કહી જરાસંધે શિશુપાલને સમજાવ્યો, અને તેને શાંત કરી પોતાને દેશ મોકલી દીધો. પણ રુકમીનું ક્રોધથી ઓતપ્રોત ભરેલું અંતઃકરણ શાંત કેમ થાય ? તેનું આ યુક્તિવાદથી સમાધાન કેવી રીતે થાય ? હું આવડો પરાક્રમી, મને હાથતાલી આપી શ્રીકૃષ્ણે મારા તાબામાંથી રુક્મિણી હરણ કરી લીધી! આ વિચારથી તેને અતિ ખેદ થયો. રુકમણી

શ્રીકૃષ્ણને ન આપવાની હઠ તેની જ હતી, અને તે નહિ ચાલવાથી તે અતિશય ધુંધવાયો. " શ્રીકૃષ્ણને મારી રુક્મિણીને પાછી આણીશ તો જ હું કુંડિનપુરને મુખ દેખાડીશ " આવી પ્રતિજ્ઞા કરી એક જલદીથી ચાલનારા રથમાં બેસી તે કૃષ્ણની પાછળ પડયો. જરાસંધાદિ રાજાઓનું અને બલરામનું સૈન્ય ઝગડતું હતું, તેને બાજૂએ મૂકી તેણે દ્વારિકાનો રસ્તો લીધો અને.શ્રીકૃષ્ણને નર્મદા કિનારે પકડી પાડયા. " ઉભો રહે, ચોર ઉભો રહે," આમ ધાંટો પાડી તેણે શ્રીકૃષ્ણને યુદ્ધને માટે આવ્હાન કર્યું; એટલે શ્રીકૃષ્ણે રથ અટકાવી રુકમીના સામો કર્યો. તે વખતે રુક્મિણીને ધરતી માગ આપે તો પેસી જાઉં " એવું થયું. એક બાજુ પતિના મૃત્યુનો સંભવ અને બીજી બાજુ ભાઇના મરણનો સંભવ, આ જોઇ તેનું મ્હોઢું ઉતરી ગયું ! " રણમાં સામે મ્હોઢે ઘા ખમી મરનાર પતિ માટે કિંવા ભાઇ માટે ક્ષત્રિયસ્ત્રીયો શોક કરતી નથી." આવું શ્રીકૃષ્ણનું વાક્ય સાંભળીને તો તે ધણી રડી પડી ! " પ્રભો, બન્નેને સુરક્ષિત રાખવા એ આપના પરાક્રમને કાંઇ ભારરૂપ નથી." આમ તેણે હાથ જોડી કહ્યું, એટલે શ્રીકૃષ્ણનું સાનંદ ગળું ભરાઈ આવ્યું. " ઠીક, તું કહે છે તેમ થશે. તમે સ્ત્રીયો પોતાની મરજી પ્રમાણે કર્યાં શિવાય રહો નહીં." આમ કહી તેને રથની પાછળ બેસાડી તે યુદ્ધને માટે આગળ થયા. રુકમીયે પણ ધર્મયુદ્ધ કરવાના નિશ્ચયથી શ્રીકૃષ્ણ ઉપર અસાવધ પ્રહાર કર્યો નહોતો. " હાં સાવધ રહે " આમ ધાંટો પાડી રુકમીયે દ્વૈરથ શરૂ કર્યું, અને પરશુરામ પાસેથી મેળવેલાં અનેક અસ્ત્રોનો શ્રીકૃષ્ણ ઉપર એક પછી એક ભડિમાર કર્યો શ્રીકૃષ્ણે તે સર્વ અસ્ત્રોનાં પ્રતિઅસ્ત્રો નાંખી પ્રતિકાર કર્યો, એટલું જ નહીં પણ ઘોડા અને સારથિ બાણોથી ઠાર મારી તેના ધ્વજનો પણ ધ્વંસ કર્યો. એટલે રુકમી ઢાલ તલવાર લઈ રથમાંથી કુદકો મારી શ્રીકૃષ્ણ ઉપર ધસ્યો. એટલામાં શ્રીકૃષ્ણે રુક્મિણીના પ્રેમને લીધે કાંઇક કાંપતા હાથે ધનુષ્ય ઉંચકી તેના ઉપર છેવટનું બાણ નાંખ્યું. તે બાણથી રુકમી ઘાયલ થઈ નીચે પડયો અને તેને મૂર્છા આવી. શ્રીકૃષ્ણે રથમાંથી નીચે ઉતરી રુકમીના હાથ તેના ઉત્તરીયથી બાંધ્યા, અને પછી પોતાના રથમાં બેસી તેમણે દ્વારિકા તરફ પ્રયાણ કર્યું. રુકમીના અનુયાયીઓ પાછળ આવી પહોંચ્યા. તેમણે તેને બીજા રથમાં ઘાલી કુંડિનપુર તરફ જવા માંડયું.

રસ્તામાં રુકમી શુદ્ધિમાં આવ્યો, તે વખતે તેણે ત્યાં જ મુકામ કર્યો. રુક્મિણીને લાવ્યા શિવાય કુંડિનપુરમાં મ્હોઢું બતાવવું નહીં આ પ્રતિજ્ઞા તેણે આમરણાન્ત સિદ્ધ કરવાનો નિશ્ચય કરી ત્યાં જ ભોજકટ નામનું શહેર સ્થાપન કર્યું, અને ત્યાં જ તે રહેવા લાગ્યો. અહીંયાં શ્રીકૃષ્ણ રુક્મિણીને લઈ દ્વારિકા આવ્યા, તે વખતે દ્વારિકામાંના લોકોને આનંદનો પાર રહ્યો નહિં. બલરામ અને ઇતર યાદવો પાછા આવતા જ શ્રીકૃષ્ણનો અને રુક્મિણીનો યથાવિધિ વિવાહ અવર્ણનીય દારૂથી થયો. નગરવાસી લોકોયે પણ ઘેર ઘેર તોરણો અને કેળના થાંભલા રોપી વિવાહનો ઉત્સવ પરિપૂર્ણ વૈભવથી કર્યો, એ વિસ્તારથી કહેવાની જરૂર નથી ( હરિવંશ, વિ૦ અ૦ ૫૯–૬૦ ).

રુક્મિણીના જેવી સુંદર, ચતુર, સુશીલ, પતિ ઉપર નિઃસીમ પ્રેમ કરનારી ગૃહિણી શ્રીકૃષ્ણને મળવાથી તેમનો ગૃહસ્થાશ્રમ યોગ્ય વૈભવથી અને સૌખ્યથી ચાલૂ થયો. સર્વતોપરિ ઉત્તમ ગૃહસ્થાશ્રમ કેવી રીતે ચલાવવો એનું ઉદાહરણ આપવા માટે જ શ્રીકૃષ્ણનું દ્વારિકામાંનું આયુષ્ય હતું એમ કહ્યું હોય તો ચાલે. બાલપણ કેમ ગાળવું અને સર્વને પ્રિય થઇ શારીરિક શક્તિ કેમ મેળવવી એનું ઉદાહરણ આપનારૂં શ્રીકૃષ્ણનું જેમ ગોકુળમાંનું બાલચરિત્ર છે કિંવા પૌગંડ વયમાં એટલે ૧૬ મા થી ૨૪ મા વર્ષ સુધીમાં મનુષ્યે વિદ્યા સંપાદન કરી પોતાના પરાક્રમથી નિર્વાહનું સાધન અને સ્વાતંત્ર્ય કેમ સંપાદન કરવું એનું નિદર્શન તેમના મથુરામાંના ચરિત્રઉપરથી જેમ થાય છે, તે જ પ્રમાણે ૨૫ થી આગળની ઉંમરમાં ગૃહસ્થાશ્રમનો ઉપભોગ મનુષ્યે કેવી રીતે લેવો એ દેખાડનારૂં તેમનું દ્વારિકામાંનું ચરિત્ર રમણીય છે. તેમનું લગ્ન ૨૫ મા વર્ષે થયું. તેમની ધર્મપત્ની અને પટ્ટરાણી રુક્મિણી લગ્ન વખતે સુમારે ૧૮ વર્ષની હશે. તેમનો પરસ્પર ઉપર નિરતિશય પ્રેમ હતો અને તેઓ એકમેકને સ્વમનથી વરેલાં હતાં. તે બન્ને સમાન કુળનાં હોઇ અતિશય સુસ્વરૂપ અને પરાક્રમી હતાં. સાહજિક જ તેમને જે પ્રથમાપત્ય થયું તે સૌંદર્યનું અને પરાક્રમનું નિધાન હતું. પ્રદ્યુમ્ન એટલે તે શંકરે ભસ્મ કરેલા કામદેવનો અવતાર હતો. પ્રદ્યુમ્નની પછી રુક્મિણીના પેટે શ્રીકૃષ્ણને ચારુદેષ્ણ, સુદેષ્ણ, સુષેણ, ચારુગુપ્ત, ચારુબાહુ, ચારુવિંદ, ચારુ, સુચારુ અને ભદ્રચારુ એવા

નવ સુંદર પુત્ર અને એક ચારુમતી નામની સુંદર કન્યા થઈ. આ સર્વ સુંદર અપત્યોથી ભરેલું શ્રીકૃષ્ણનું ગૃહ અર્થાત્ એક જ આનંદનું નિવાસ સ્થાન હતું. શ્રીકૃષ્ણે રુક્મિણી સિવાય બીજી સાત સ્ત્રીઓ તે વખતના ક્ષત્રિયોના ચાલ પ્રમાણે કરી એ ખરૂં, પરંતુ આ આઠ વિવાહિત સ્ત્રીઓમાં રુક્મિણીનો જ અધિકાર શ્રેષ્ઠ હતો અને તેના ઉપર જ શ્રીકૃષ્ણનો નિરાતિશય પ્રેમ હતો. ઘરની માલીકણ તે હતી. આવતાજતાની યોગ્ય પરોણાચાકરી કરી દેવ, દ્વિજ, અતિથિનું પૂજન તે કરતી હતી સારાંશ, ગૃહસ્થાશ્રમનાં સર્વ સુખોનું અને કર્તવ્યોનું તંત્ર તેના અધીન હતું. છાંદોગ્ય ઉપનિષદ્માં મનુષ્યે જે પ્રમાણે આયુષ્ય ગાળવાનું લખ્યું છે—

" आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुंबे शुचौ देशे स्वध्यायमधीयानो धार्मिकान् विदधदात्मनि सर्वेन्द्रियाणि संप्रतिष्ठाप्य अहिंसन् सर्वाणि भूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते । '(३५खं)" આચાર્યગૃહે વેદનું અધ્યયન કરી, ગુરુની આજ્ઞાથી અભિસમાવર્તન કરી, શુદ્ધ દેશમાં, કુટુંબમાં રહી સ્વાધ્યાય વેદ હમેશાં પઠન કરતાં ધર્મ કૃત્યો કરતાં ઈંદ્રિયનિગ્રહ કરતાં અને તીર્થ શિવાય અન્યત્ર કોઇપણ ઠેકાણે હિંસા ન કરતાં, આ પ્રમાણે જ્યાં સુધીનું પોતાનું આયુષ્ય હોય, ત્યાં સુધી જે વર્તે છે તે બ્રહ્મલોકમાં જાય છે "—તેવા પ્રકારનું આયુષ્ય દ્વારિકામાં શ્રીકૃષ્ણે ગાળ્યું. તેમણે પોતાનું મધ્યમ વય કુટુંબનું સૌખ્ય અનુભવતાં અને ગૃહસ્થાશ્રમનાં યોગ્ય કર્તવ્યો નિરપેક્ષ, નિરભિમાન અને અહિંસાવૃત્તિથી બજાવતાં ગાળ્યું. તેમની ઇતર સ્ત્રીઓનાં નામ સત્યભામા, નગ્નજિતની કન્યા નાગ્નજિતી સત્યા, શિબિ રાજાની કન્યા સુદત્તા, મદ્રરાજાની કન્યા લક્ષ્મણા, જાંબવતી, મિત્રવિંદા અને કાલિંદી એવાં હતાં. તે સર્વને તેમણે સરખા પ્રેમથી ચાહી અને તે સર્વને તેમનાથી અનેક પુત્ર થયા. સત્યભામાને ભાનુ, ભીમરથ, ઇત્યાદિ ૭ પુત્રો અને ભાનુકન્યા વગેરે ચાર છોકરીઓ થઇ જાંબવતીનો પુત્ર પ્રસિદ્ધ વીર સાંબ હતો. એ શિવાય મિત્રવિંદ વગેરે બીજા પણ તેને પુત્ર હતા. તેમની બીજી સ્ત્રીઓને પણ પુત્ર અને કન્યાઓ થઇ. એ પ્રમાણે યોગ્ય રીતોથી સંસાર ચલાવતા શ્રીકૃષ્ણનો કાળ

દ્વારિકામાં આનંદથી પસાર થવા લાગ્યો (હરિવંશ, વિ૦ અ૦ ૬૦ અને ૧૦૩).

શ્રીકૃષ્ણની આઠ સ્ત્રીઓમાં રુક્મિણી જેવો જ લગભગ પ્રેમ સત્યભામા ઉપર શ્રીકૃષ્ણનો હતો. સત્યભામાના લગ્નની હકીકત ઘણી જ મનોરમ છે. તે હકીકત એટલે સ્યમંત મણીની કથા. આ મણીએ કોહીનૂર હીરાની પેઠે ભલા ભલા મોટાઓની આબરૂ લીધી હતી; પણ શ્રીકૃષ્ણનું વર્તન આ હકીકતમાં તપાવેલા સોના પ્રમાણે શુદ્ધ અને પ્રજ્વલિત જ આપણી દૃષ્ટિએ પડે છે. દ્વારિકામાં સત્રાજિત્ નામનો એક યાદવ સરદાર રહેતો હતો. તેણે સૂર્યની આરાધના કરી આ સ્યમંતમણી મેળવ્યો હતો. તે અત્યંત તેજસ્વી હોઈ દરરોજ બે ભાર સુવર્ણ આપતો હતો. આવા પ્રકારનું રાજરત્ન આપણી પાસે અર્થાત્ આપણા પિતા દ્વારિકાના રાજા વસુદેવના પાસે હોવું જોઈએ. આવો વિચાર કરી શ્રીકૃષ્ણે એક દિવસ તે મણી સત્રાજિત્ પાસે માગ્યો. બલાત્કારે તે હરી લેવો આવો શ્રીકૃષ્ણના મનમાં કદી પણ વિચાર આવ્યો નહોતો. "याच्ञा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा।" આ ન્યાયે તેમણે સત્રાજિત્ પાસે માગણી કરી પણ તે વિફલ થઈ એમાં નવાઈ નથી. આવા પ્રકારનું દિવ્ય રત્ન કોણ એમને એમ આપી દે? અસ્તુ. સત્રાજિતનો સગો ભાઈ પ્રસેન એક દિવસ તે રત્ન ગળામાં ઘાલી શિકારે ગયો હતો ત્યાં તેને સિંહે મારી નાંખ્યો. તે સિંહને રીંછોના રાજા જાંબવાને મારી નાંખ્યો. અને ત્યાંથી તે મણી જાંબવાન લઈ ગયો અને તેણે પોતાના છોકરાના ગળામાં બાંધ્યો. અહીંયાં સ્યમંત મણી સાથે પ્રસેનને નષ્ટપ્રાય થયેલો જોઈ સત્રાજિતના મનમાં શ્રીકૃષ્ણ સંબંધી શંકા આવી. મણી માગતાં મળ્યો નહીં માટે શ્રીકૃષ્ણે આ પાપકૃત્ય કરાવ્યું એવું તેણે ભર યાદવસભામાં બોલી દેખાડયું; આથી શ્રીકૃષ્ણને ઘણું ખરાબ લાગ્યું. પોતાના ઉપર આવેલા આરોપને દૂર કરવા માટે તે તત્કાળ ઉઠયા અને હુંશીઆર પગલાં શોધનારા માણસોને સાથે લઇ તે ઋક્ષવાન્ પર્વતના અરણ્યમાં પેઠા. પ્રસેનનાં પગલાં ખોળતાખોળતા તેઓ તેના પ્રેત પાસે આવી પહોંચ્યા. આગળ સિંહનાં પગલાં ખોળતાં તેમને સિંહનું પ્રેત મળ્યું, તો પણ મણી જડયો નહિં. સિંહને રીંછે મારેલો જોઇ રીંછનાં પગલાં ખોળતા ખોળતા તેઓ જાંબવાનની ગુહા પાસે આવી પહોંચ્યા. ત્યાં પોતાનાં માણસોને ગુહાના મુખ આગળ

મૂકી શ્રીકૃષ્ણ ગુહામાં પેઠા. ત્યાં તેમણે તે મણી જાંબવાનના છોકરાના ગળામાં દીઠો. જાંબવાને તે મણી સામોપચારથી આપ્યો નહીં ત્યારે તેમનું અને શ્રીકૃષ્ણનું એકવીસ દિવસ યુદ્ધ થયું અને છેવટે અજિંક્ય જાંબવાનને શ્રીકૃષ્ણે જીત્યો. જાંબવાને આ વિષ્ણુનો જ અવતાર હોવો જોઇએ એમ જાણી શ્રીકૃષ્ણને તે મણી અર્પણ કર્યો એટલું જ નહીં પણ પોતાની જાંબવતી નામની કન્યા પણ તેમને આપી. આ પ્રમાણે મણી લઈ જાંબવતી સાથે શ્રીકૃષ્ણ દ્વારિકા આવ્યા અને સત્રાજિતને સર્વ હકીકત કહી, યાદવ સભામાં સર્વસમક્ષ તેમણે તે મણી સત્રાજિતને પાછો આપ્યો. એટલે સત્રાજિતે પોતે શ્રીકૃષ્ણના ઉપર વ્યર્થ આરોપ મૂકયો તે માટે પશ્ચાત્તાપ કરી પોતાનું મુખ નીચું ઘાલ્યું. પોતાના દોષનું પરિમાર્જન કેમ કરવું એને માટે તેને ચિંતા પડી. છેવટે તેણે શ્રીકૃષ્ણને પોતાની સત્યભામા નામની સુંદર કન્યા આપી પોતાના દોષનું પ્રાયશ્ચિત્ત કર્યું. તેની સાથે તે સ્યમંત મણી પણ પહેરામણી દાખલ શ્રીકૃષ્ણને આપ્યો. પરંતુ શ્રીકૃષ્ણે મણીનો સ્વીકાર કર્યો નહીં. જેને માટે મારા ઉપર આવો આરોપ આવ્યો તે મારે જોઇએ નહીં આમ કહી તેમણે તે હિરો પોતાના સસરા સત્રાજિત પાસે જ રહેવા દીધો (હરિવંશ, વિ૦ અ૦ ૩૮ અને ભાગ૦ અ૦ ૫૭).

પણ સ્યમંત મણીનું આખ્યાન એટલેથી પૂરૂં થયું નહીં. શ્રીકૃષ્ણે આ દિવ્ય મણીના લોભમાં થોડા પણ ગુંથાઈ તે સત્રાજિત પાસે માગવાની પ્રથમ જ જે ભૂલ કરી, તે ભૂલથી થનારી અનર્થપરંપરા અહીં જ અટકી નહીં. શ્રીકૃષ્ણનું લગ્ન સત્યભામા સાથે થયું, પણ આ લગ્નથી શતધન્વા નામના ભોજ સરદારને ઘણું ખરાબ લાગ્યું. તેણે શતધન્વા પાસે સત્યભામાની માગણી કરી હતી. આથી પોતાની માગણી નાકારવાથી શતધન્વા સત્રાજિત ઉપર વેર લેવા તૈયાર થયો. આ કામમાં તેને અક્રૂરની અને કૃતવર્માની સહાનુભૂતિ મળી. સત્રાજિતને મારી તેની પાસેથી સ્યમંત મણી લઇ લેવો આવો શતધન્વાએ વિચાર કર્યો અને તેને આ કામમાં અક્રૂર અને કૃતવર્માએ સહાયતા આપવા કબૂલ કર્યું. શતધન્વાને પોતાનો દુષ્ટ દાવ સાધવાની જલદીથી તક મળી. શ્રીકૃષ્ણના ફોઇઆઇ ભાઇઓ કુંતીના પુત્રો હસ્તિનાપુરમાં દ્રોણાચાર્યના શિક્ષણ નીચે અસ્ત્રવિદ્યામાં કુશળ થયા હતા. મથુરામાંથી પાંડવોના પ્રથમ સમાચાર શ્રીકૃષ્ણે લીધા, ત્યારથી

આજ પંદર સોળ વર્ષમાં મામા ફોઇના ભાઇઓનો મેળાપ દ્વારિકામાં એ ત્રણ વખત થયો પણ હતો. સર્વ શિષ્ય તૈયાર થયેલા જોઇ દ્રોણાચાર્યે એક મોટો રંગમંડપ તૈયાર કરી અંધ ધૃતરાષ્ટ્રને અને ભીષ્મ કૃપ ઇત્યાદિ સરદારોને તેમની અસ્ત્રવિદ્યાના શિક્ષણની પરીક્ષા આપી. તે વખતે ભીમ અને અર્જુન એમની દુર્યોધન સાથે ખટપટ થઇ અને તેમાં દુર્યોધનને કર્ણનું સાહાય્ય મળ્યું વગેરે હકીકત ભારતના વાચકોને માહિત જ છે. પિત્રાઇ ભાઇઓની ખટપટ વધી જાય નહીં માટે ધૃતરાષ્ટ્રે પાંડવોને અને કુંતીને કેટલાક દિવસ વારણાવત મોકલ્યા, અને ત્યાં તેઓ જે મહેલમાં રહેતા હતા, તે જ મહેલ અંદરથી લાખથી ભરાવી ધૃતરાષ્ટ્રે સળગાવરાવી દીધો તેથી તેમાં કુંતી અને પાંચ પાંડવો બળી મર્યાં આવી સર્વની સમજણ થઇ. આ ખબર દ્વારિકામાં પહોંચી ત્યારે બલરામ અને શ્રીકૃષ્ણ દુઃખથી ગ્રસ્ત થયા અને હસ્તિનાપુર ગયા. ત્યાં કપટી ધૃતરાષ્ટ્ર સાથે તેમણે પાંડવોની અને કુંતીની ક્રિયા કરી અને તેમને તિલાંજલિ પણ આપી. અહીંયાં મથુરામાં રામ-કૃષ્ણની ગેરહાજરીની સંધિ સાધી શતધન્વાયે સત્રાજિતનું ખૂન કર્યું અને તેનો મણી હરી લીધો. બિચારી સત્યભામા બાપના મરણથી આક્રોશ કરતી હસ્તિનાપુર ગઇ અને શ્રીકૃષ્ણને તેણે તે હકીકત કહી. તે સાંભળી બલરામ અને શ્રીકૃષ્ણ આ વળી એક બીજું દુઃખ આવી પડયું એમ કહેતા દ્વારિકા આવ્યા, અને શતધન્વાને શિક્ષા આપવા માટે તેના ઉપર ધસ્યા. પરંતુ શતધન્વા એક દિવસમાં સો યોજન જનારી એક ચપલ ઘોડી ઉપર બેસી નાઠો. તેણે શ્રીકૃષ્ણની સામે થવા માટે અક્રૂર અને કૃતવર્મા પાસે સહાયતા માગી. પણ રામ-કૃષ્ણ સાથે ખુલ્લી રીતે કોણ લઢે આમ કહી તેમણે અણીના વખતે તેને ના પાડી, માત્ર શતધન્વાયે નાસી જતાં પહેલાં સ્યમંત મણી અક્રૂરની ગાંઠે બાંધ્યો. શતધન્વાનો પીછો લેતા રામ-કૃષ્ણ નીકળ્યા તે તેને કાશી પાસે પકડી પાડયો. સેંકડો યોજન દોડતાં દોડતાં શતધન્વાની ઘોડી મરી ગઇ એટલે તે પગપાળો દોડવા લાગ્યો. શ્રીકૃષ્ણે પણ પાદચારી થઇ તેનો પીછો લીધો અને છેવટે તેને પકડી ઠાર માર્યો. આ પ્રમાણે શ્રીકૃષ્ણે શતધન્વાને તેના ઘોર પાપનું દેહાંત પ્રાયશ્ચિત્ત અર્પ્યું, પણ તેની પાસેથી સ્યમંત મણી મળી આવ્યો નહીં. શ્રીકૃષ્ણે બલરામ પાસે આવી તેમને તે હકીકત કહી એટલે બલરામ દાદા શ્રીકૃષ્ણ ઉપર વિનાકારણ ક્રોધે ભરાયા.

" સ્યમંત મણી તારા મનમાંથી કઢાવી નાંખવાની જરૂર છે. ઠીક છે. હું સ્યમંત મણી જોયા શિવાય દ્વારિકાનું મોઢું જોનાર નથી." આમ કહી બલરામ દાદા મિથિલા નગરીમાં પેઠા. એટલે શ્રીકૃષ્ણને દુઃખથી દ્વારિકા એકલા જ પાછું આવવું પડયું. મિથિલાના રાજાએ બલરામને સત્કાર કરી રાખ્યા, એટલું જ નહિ પણ દુર્યોધને પણ ભાઇ ભાઇઓની ખટપટ સાધી બલરામ પાસેથી ગદા યુદ્ધની કલા આ વખત સંપાદન કરી લીધી. અહીંયાં શ્રીકૃષ્ણને બલરામ શિવાય ચેન પડતું નહોતું. સ્યમંત મણી કોની પાસે હશે એનો તેમણે બારીકાઇથી શોધ ચલાવ્યો. અક્રૂર પાસે તે મણી હતો. તેને રોજ સુવર્ણ મળતું હતું. આનો ઉપયોગ અક્રૂર હમેશાં દાન આપવામાં કિંવા યજ્ઞ કરવામાં કરતો હતો. આ પ્રમાણે અક્રૂરે અતોનાત ધર્મ શરૂ કર્યો, એટલે તેને પ્રથમ તો લોકો દાનપતિ કહેતા જ હતા, તે હવે યજ્ઞપતિ કહેવા લાગ્યા. અક્રૂર પાસે આટલું બધું દ્રવ્ય કયાંથી આવે છે એનો શ્રીકૃષ્ણ વિચાર કરવા લાગ્યા, તો તેની પાસે સ્યમંત મણી હોવો જોઇએ આવો તેમને સંશય આવ્યો અને તે પ્રમાણે તેમણે ભરસભામાં બોલી પણ દેખાડયું. એટલે શ્રીકૃષ્ણ આપણા ઉપર ધસી આવશે એવી શંકાથી અક્રૂર નાસી કાશી પોતાના મામા પાસે ગયો. અક્રૂરના બાપ શ્વફલ્કને કાશીરાજાએ ગાંદિની નામની પોતાની કન્યા આપી હતી, તેનાથી શ્વફલ્કને અક્રૂર અને બીજા પણ છોકરા થયા હતા. અક્રૂર સ્યમંત મણી સાથે કાશી ગયો એટલે કાશીમાં વર્ષાદ પડી દુષ્કાળ જતો રહ્યો, અને સર્વ પ્રકારનું સુખ ત્યાંના લોક ભોગવવા લાગ્યા. અહીંયાં દ્વારિકામાં પર્જન્ય કમી થઈ દુષ્કાળ પડવા લાગ્યો, એટલે વળી શ્રીકૃષ્ણને દુઃખ થયું. વાસ્તવિક જોતાં સ્યમંત મણી ઉપર તેમનાથી થયેલા સત્યભામાના છોકરાનો હક્ક હતો. તે હક્ક બજાવવા માટે અક્રૂર ઉપર સ્વારી કરી તેની પાસેથી તે મણી લઇ લેવાનું તેમનામાં સામર્થ્ય પણ હતું. પણ ઘરઘરાઉ વિરોધથી થનારી લઢાઇ ટાળવા માટે તેમણે સ્વાર્થનો ત્યાગ કરી સ્યમંત મણી ઉપરનો પોતાના છોકરાનો હક્ક છોડયો. યાદવ સભામાં બલરામને સ્યમંત મણી દેખાડી તેમના મનનું સમાધાન કર, અને પછી તે મણી તું તારી પાસે રાખ; આમ અક્રૂરને કહાવી મોકલી તેમણે તેનું સમાધાન કર્યું. પછી અક્રૂર અને બલરામ બન્ને જણ દ્વારિકા આવ્યા. અક્રૂરે સર્વ સમક્ષ તે મણી સભામાં બહાર કાઢયો અને શ્રીકૃષ્ણે કબૂલ કર્યાં

પ્રમાણે તે મણી અક્રૂરને જ આપ્યો. અસ્તુ, આવું આ વિલક્ષણ રત્ન ભલભલાની આખર લઇ છેવટે દાનશૂર અક્રૂર પાસે જ રહ્યું ( હરિવંશ, વિ० અ० ૩૯ ).

સ્યમંત મણીની ભાંજઘડમાં શ્રીકૃષ્ણને જાંબવતી અને સત્યભામા આ બે સ્ત્રીઓ મળી. તેમની ચોથી સ્ત્રી નાગ્નજિતી સત્યા એ કોસલ દેશના નગ્નજિત્ રાજાની છોકરી હોઇ તે વીર્યશુલ્કા હતી. એટલે જે કોઇ સાત મસ્ત બળદ બાંધે તેને આપું આવું તેના બાપે પણ કર્યું હતું. તે પણ કોઇથી જીતી શકાતું નથી એ સાંભળી શ્રીકૃષ્ણે તે પણ પોતાના સામર્થ્યથી જીત્યું, એટલે નગ્નજિતે તેમને પોતાની છોકરી આનંદથી આપી. પાંચમી સ્ત્રી મિત્રવિંદા અવંતીરાજાની છોકરી અને શ્રીકૃષ્ણની ફોઈઆઇ બહેન થતી હતી, મિત્રવિંદાને પ્રસિદ્ધ વિંદ અને અનુવિંદ નામના બે ભાઇ હતા અને તેઓ દુર્યોધનના પક્ષના હતા. મિત્રવિંદાએ શ્રીકૃષ્ણને સ્વયંવરમાં વર્યાં હતા. એટલે શ્રીકૃષ્ણે તે બન્ને ભાઇઓને જીતીને તેને આણી હતી. તેમની છઠ્ઠી સ્ત્રી પ્રત્યક્ષ કલિંદી અર્થાત્ મનુષ્યરૂપ ધારણ કરનારી યમુના જ હતી. તેમની સાતમી સ્ત્રી લક્ષ્મણા મદ્રરાજાની છોકરી હતી અને તેણે શ્રીકૃષ્ણને સ્વયંવરમાં વર્યા હતા. આઠમી સ્ત્રી શૈબ્યા અથવા કૈકયી એ પણ તેમની ફોઈની છોકરી હોઇ કૈકયરાજાએ તેને શ્રીકૃષ્ણને પ્રેમથી અર્પણ કરી હતી. આ પ્રમાણે શ્રીકૃષ્ણને આઠ મુખ્ય સ્ત્રીઓ અથવા પટ્ટરાણીઓ હતી ( ભાગવત ૬૦ અ० ૫૮ ). આ શિવાય તેમને સોળ હજાર એકસો ઉપ સ્ત્રીઓ હતી, આવું વર્ણન છે. આ સંખ્યા કેવળ અનેક એટલા જ અર્થના દ્યોતક છે એ ઉઘાડું છે. આ સ્ત્રીઓ તેમને એક ઠેકાણે અને એક પર ક્રમથી મળી એ વાત ઉપરથી પણ એ જ વાત સિદ્ધ થાય છે. પ્રાગ્જ્યોતિષનો અર્થાત્ આસામનો રાજા નરકાસુર રાક્ષસ મહા દુષ્ટ અને ઉન્મત્ત હતો. તેણે આખી પૃથ્વી ઉપરની ગંધર્વ–અપ્સરાઓના, રાક્ષસોની અને મનુષ્યોની સુંદર સુંદર છોકરીઓ હરણ કરી એક પર્વત ઉપર કેદ કરી રાખી હતી. રાવણે જેમ ત્રણે લોકમાંની એક હજાર સુંદર સ્ત્રીઓ હરણ કરી પોતાના અંતઃપુરમાં રાખી હતી, કિંવા મેક્સિકો દેશના નરમાંસ ભક્ષક એ તહાસક રાજા માંટેઝૂમાએ ડુસકે ડુસકે રડનારાં માબાપો પાસેથી એક હજાર તરુણ છોકરીઓ બલાત્કારે છિનવી લઇ પોતાના જનાનખાનામાં ખડકી

હતી, તે જ પ્રમાણે આ નરકાસુરે જૂદા જૂદા દેશોની અને જૂદી જૂદી જાતિની છોકરીઓ હરણ કરી પોતાના રાજ્યમાં એકઠી કરી હતી. તે ગરીબ છોકરીઓને છોડવવાનો શ્રીકૃષ્ણે વિચાર કર્યો. એટલામાં નરકાસુરે અદિતીનાં કુંડલ બલાત્કારે હરણ કર્યાં છે, આમ તેમને ઇંદ્રે જણાવ્યા ઉપરથી તેમણે નરકાસુરનું પારિપત્ય કરવાનો નિશ્ચય કર્યો. સત્યભામાને સાથે લઇ તેમણે પ્રાગ્જ્યોતિષ ઉપર સ્વારી કરી. મુરુ, નિસુંદ, હયગ્રીવ ઇત્યાદિ નરકાસુરના સેનાપતીઓને ઠાર મારી, છેવટે તેમણે નરકાસુરનો પણ યુદ્ધમાં વધ કર્યો. પછી તે સર્વ છોકરીઓને તેમણે કેદમાંથી છોડાવી, એટલે તે છોકરીઓ પોતે જ પોતાના મનોભાવથી શ્રીકૃષ્ણને વરી. નરકાસુરે ત્રિભુવનમાંનાં રત્નો પણ બલાત્કારે હરણ કર્યાં હતાં, તે પણ શ્રીકૃષ્ણે હસ્તગત કર્યાં. વળી ધોળા રંગવાળા અને ચાર દાંતવાળા હાથી પણ તેમને ત્યાંથી મળ્યા; તે સાથે સર્વ કન્યાઓને અને રત્નસંપત્તિને તેમણે દ્વારિકા મોકલી આપી. નરકાસુરની મા ભૂમિની વિનંતિથી તેના ભગદત્ત નામના પુત્રને અભય આપી અને ત્યાંની ગાદી ઉપર બેસાડી પછી શ્રીકૃષ્ણ અદિતીનાં કુંડલો લઇ સ્વર્ગમાં ગયા અને ત્યાં અદિતીને તે કુંડલો તેમણે પાછાં આપ્યાં. તેથી અદિતીને ઘણો જ આનંદ થયો. તેણે શ્રીકૃષ્ણના ઇન્દ્રતુલ્ય પરાક્રમનાં વખાણ કરી તેમને અને સત્યભામાને આશીર્વાદ આપ્યો. અસ્તુ. અદિતીને અને ઇન્દ્રને મળી શ્રીકૃષ્ણ સ્વર્ગમાંથી નીકળ્યા, તે વખતે પારિજાતનું એક વૃક્ષ નંદનવનમાંથી ઉખાડી તેમણે પોતાની સાથે લીધું અને દ્વારિકામાં આણી સત્યભામાના મંદિરમાં રોપ્યું ( હરિવંશ, વિ૦ અ૦ ૬૩ અને ૬૪ ).

શ્રીકૃષ્ણ લઢાઇમાંથી સુરક્ષિત પાછા આવે આ હેતુથી પતિપરાયણા રુક્મિણી એટલા દિવસ ઉપવાસ કરતી હતી. તે સાંભળી શ્રીકૃષ્ણને અતિશય પ્રેમપૂર્વક સમાધાન થયું. તેમણે રુક્મિણીના ઉપવાસનાં પારણાં ઘણા થાટથી કેડયાં. રૈવત પર્વત ઉપર સર્વ ન્હાના મોટા આપ્તો અને સચ્છીલ વેદવિદ્ બ્રાહ્મણોને બોલાવી શ્રીકૃષ્ણે પારણાંનો મોટો ઉત્સવ કર્યો અને પ્રાગ્જ્યોતિષ પાસેથી આણેલી સંપત્તિમાંથી દિવ્ય દિવ્ય રત્નો આપી સર્વનો સત્કાર કર્યો. રુક્મિણીએ કરેલા વ્રતનાં પારણાંનો અદ્વિતીય સમારંભ જોઇ સત્યભામાને ઈર્ષ્યા ઉત્પન્ન થઇ. તેણે નારદના કહેવાથી પુણ્યક નામનું વ્રત કર્યું. આ પુણ્યક વ્રતનો વિધિ નારદે જ તેને કહ્યો. તે

પ્રમાણે તેણે સ્નાન—ઉપવાસ ઇત્યાદિ વિધિ કરી અને મહેશ્વરનું પૂજન કરી પારણાંને દિવસે નારદને પકવાન્નથી તૃપ્ત કર્યા. પછી પારિજાત વૃક્ષ સાથે શ્રીકૃષ્ણને સુતરથી બાંધી તે વૃક્ષ શ્રીકૃષ્ણસહ નારદને તેણે દાન કર્યું. પછી નારદે મશ્કરીમાં કહ્યું, "શ્રીકૃષ્ણ, તું હવે મારો છે, મને ફાવશે તે ઠેકાણે હું તને લઇ જઇશ; તું મારી સાથે ચાલ" આમ કહી મશ્કરીખોર નારદ શ્રીકૃષ્ણને લઇ ચાલવા લાગ્યા, એટલે સત્યભામાને કંઠપ્રાણ આવ્યા. થોડી મશ્કરી કરી છેવટે નારદે કહ્યું, "ઠીક ત્યારે, શ્રીકૃષ્ણ, હું તારો મોં- બદલો લઇ સત્યભામાને જ તને પાછો આપું છું." પછી એક સવત્સ કપિલા ગાયનું જોડું સત્યભામા પાસે છોડાવી નારદે શ્રીકૃષ્ણને તેના સ્વાધીન કર્યા. તે વખતે તેણે આનંદાતિશયથી અનેક સુવર્ણરાશિ બ્રાહ્મણોને આપ્યા. આ પ્રમાણે સત્યભામા પાસે પુણ્યક વ્રત કરાવી અને આખી દ્વારિકાને પારિજાતનાં પુષ્પોનો અને તેની મધુર સુવાસનો એક વર્ષ પર્યંત લાભ આપી શ્રીકૃષ્ણે તે વૃક્ષ નારદ સાથે સ્વર્ગ લોકમાં પાછું મોકલી આપ્યું (હરિવંશ, વિ૦ અ૦ ૬૫ અને ૭૨).

શ્રીકૃષ્ણના પાછા આવવાથી સર્વને અતિશય આનંદ થયો, એનુ કારણ એ કે, તેમના ગયા પછી દ્વારિકાની ઘણી જ દુર્દશા થઇ હતી. શ્રીકૃષ્ણની દ્વારિકામાંની ગેરહાજરીની તક સાધી શિશુપાલે પોતાનો ઘણા દિવસનો રોષ દ્વારિકા ઉપર કાઢ્યો. તેણે દ્વારિકા ઉપર ચઢાઇ કરી તે હસ્તગત કરવાનો યત્ન કર્યો, પરંતુ તે સફળ થયો નહીં. એટલે તેણે જતાં જતાં દ્વારિકાને આગ લગાડી સળગાવી દીધી. તેણે નાંખેલા અગ્નિથી દ્વારિકાનો ઘણો જ ભાગ બળી ગયો. શ્રીકૃષ્ણે પાછા આવ્યા પછી નિરાશ ન થતાં દ્વારિકાની પુનરંચના અધિક વિસ્તૃત રીતોથી અને વૈભવથી કરી. પ્રત્યક્ષ વિશ્વકર્માની સહાયતા લઇ તેમણે આ વખતે દ્વારિકાને વૈકુંઠના જેવી બનાવી. ચારે બાજુ સુંદર બાગ બગીચા નિર્માણ કર્યા. આખા શહેરમાં ચાર ઉભા અને ચાર આડા એવા વિસ્તીર્ણ રસ્તાની આંકણી કરી સોળ મોટા મોટા ચોક પાડયા અને તે સર્વ સુશોભિત કર્યા. મોટા મોટા નવીન પ્રાસાદો નિર્માણ કરી તેને સુવર્ણ, મૌક્તિક, વૈડૂર્ય, સ્ફટિક ઇત્યાદિ રત્નોથી સુશોભિત કર્યા. સોનાના કળશોથી સુશોભિત કરેલાં તેમનાં શિખરો મેરૂ પર્વતનાં શિખરો પ્રમાણે શોભવા લાગ્યાં. શ્રીકૃષ્ણે પોતાને માટે ચાર યોજન

લાંબી અને પહોળી જગામાં એક કિમતી પ્રાસાદ બંધાવ્યો. તેમાં તરતાં ઉપવનો, કૃત્રિમ ક્રીડાપર્વતો અને રત્નખચિત પગથીવાળી નિસરણીઓ અનેક હતી. તેમની આઠ પટ્ટરાણીઓને રહેવા માટે જૂદા જૂદા મહેલ હતા. બ્રાહ્મણોના સત્કાર માટે અને પૂજા માટે એક સ્વતંત્ર દિવ્ય સભા હતી. તેમાંના બાગમાં સર્વ ઋતુમાં પ્રફુલ્લિત થનારાં સુવાસિક ફુલો અને સ્વાદિષ્ટ ફલોવાળાં ઝાડો હતાં અને તેમના ઉપર જૂદી જૂદી જાતનાં મધુર શબ્દ કરનારાં પક્ષીઓ હતાં. આ પ્રમાણે પોતાને માટે નવીન મંદિર બનાવી તેમણે તે મહેલમાં પોતાના પુત્ર પરિવાર સાથે અને સ્ત્રીઓ સહ પ્રવેશ કર્યો. નરકાસુરે બંદીખાને નાખેલી જે સ્ત્રીઓને તેમણે બંધમુક્ત કરી આણી હતી, તેમને રહેવા માટે પોતાના મહેલમાં જ તેમણે એક ઉત્તમ જગા આપી; અને તેમને વસ્ત્રાલંકારથી અને દાસ દાસીઓથી સંતુષ્ટ કરી, તથા પોતાના જ્ઞાતિ બાંધવોની પરવાનગીથી તેમની સાથે વિવાહ કર્યો. વસુદેવ, દેવકી, રોહિણી, આહુક, અને રેવતી એમણે પણ તે સ્ત્રીઓનો સારો સત્કાર કર્યો. અસ્તુ. શ્રીકૃષ્ણની સર્વ સ્ત્રીઓમાં સત્યભામા શ્રેષ્ઠ ભાગ્યવાળી હતી ખરી, પણ સદ્ગુણસંપન્ન અને જ્યેષ્ઠ પત્ની હોવાથી રુક્મિણી ઘરની માલીકણ (ગૃહિણી) હતી (હરિવંશ, વિ૦ અ૦ ૯૮-૯૯). ''

* પુરુષ યજ્ઞ કરવો હોય તો તેનાં પ્રથમનાં ચોવીસ વર્ષો પ્રાતઃસવન થાય છે; અને આગળનાં ૪૪ વર્ષો માધ્યંદિન સવન થાય છે. ચોવીસ વર્ષો એટલે આપણો પ્રાતઃકાળ એમ જે સમજે અને આગળનાં ૪૪ વર્ષો માધ્યંદિન સમજી જે યોગ્ય રીતે ગાળે તેનો સાયંકાળ બીજાં ૪૮ વર્ષો સારી રીતે નભે એમાં શંકા નહી. પચીસમા વર્ષે લગ્ન કરનારાઓએ આગળનાં ચુંવાળીસ વર્ષો ગૃહસ્થાશ્રમમાં નિયમથી રહી આનંદથી કાઢવાં આ

* " पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशति वर्षाणि तत्प्रातःसवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनम्। अथ यानि चतुश्चत्वारिंशद्वर्षाणि तन्माध्यंदिनꣳ सवनं चतुश्चत्वारिꣳशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यंदिनꣳसवनम्। अथ यान्यष्टाचत्वारिꣳशद्वर्षाणि तत्तृतीयꣳसवनं अष्टाचत्वारिꣳशदक्षरा जगती जागतं तृतीयꣳसवनम्॥ "

(छां. प्रपा. ३ खं. १६).

મધ્યમ વયનાં ચુંવાળીસ વર્ષો પૈકી પહેલો ભાગ પૂર્ણ તારુણ્યનો હોય છે. પૂર્ણ તારુણ્યમાં યથાયોગ્ય રીતે સંસારસુખનો અનુભવ લેવો અત્યંત શ્રેયસ્કર છે. યથાશાસ્ત્ર વર્તન કરી અને યથાન્યાય દ્રવ્ય મેળવી ગૃહસ્થાશ્રમનો ઉપભોગ લેવો એ મોક્ષપ્રદ છે. કારણ, આ બે સરતો જ તલવારની ધાર પ્રમાણે કઠિણ છે. શાસ્ત્રાનુસાર ચાલવાને અને ન્યાયથી દ્રવ્યાર્જન કરવાને મનોનિગ્રહની જેટલી જરૂર છે, તેટલી જ તેની પણ જરૂર છે. માટે જ ગૃહસ્થાશ્રમ ઇતર આશ્રમો જેટલો જ વંદ્ય છે કિંબહુના બીજા કરતાં તે શ્રેષ્ઠ છે. કારણ, આ આશ્રમમાં બીજા આશ્રમોનો પરામર્શ લઇ શકાય છે અને પોતે સુખ ભોગવી બીજાને આપી શકાય છે. અસ્તુ. શ્રીકૃષ્ણે દ્વારિકામાં ઉત્તમ રીતે ગૃહસ્થાશ્રમ પાળી સર્વને સુખી કર્યાં. પોતાની સ્ત્રીઓના સર્વ મનોરથ પૂર્ણ કરી તેમની પાસે નાના પ્રકારનાં વ્રતો કરાવ્યાં વચમાં વચમાં તેમને ક્રોધે ભરાવી તેમને ચીઢવવાં પછી પોતે જ તેમનો કોપ શાંત કરવો. ખરો પ્રેમ કરનારી પોતાની સ્ત્રી સાથે નર્મ ભાષણ કરતાં દિવસનો કાંઇ ભાગ ગાળવો, એ જ ગૃહસ્થાશ્રમમાં પરમ લાભ છે. શ્રીકૃષ્ણે સ્ત્રીઓ પાસે વ્રતો કરાવ્યાં, એટલું જ નહીં પણ પોતે પણ તેમને માટે વ્રતો અને તપો કર્યાં. જાંબવતીને પુત્ર થતો નહોતો, એથી શ્રીકૃષ્ણે તેને માટે હિમાલય ઉપર જઇ તપશ્ચર્યા કરી મહાદેવને પ્રસન્ન કર્યા અને એથી જાંબવતીને પુત્ર થયો; માટે તેનું નામ સાંબ રાખવામાં આવ્યું. શ્રીકૃષ્ણે પોતાની સ્ત્રીઓને જેમ સુખ આપ્યું, તેમ જ તેમણે પોતાના આપ્તોને પણ આપ્યું. વસુદેવ પાસે નાના પ્રકારના અશ્વમેધસહિત યજ્ઞ કરાવ્યા અને બ્રાહ્મણોને ઇષ્ટ ભોજનો અને દક્ષિણા આપી. પોતાના મિત્રોને અને તેમના છોકરાઓને વૈભવે ચઢાવી યથાયોગ્ય અધિકાર આપ્યા. આ સિવાય પ્રત્યેક ઉત્સવ તેમણે યાદવ બાંધવો સાથે ઉજવ્યા. કેટલેક વર્ષે સમુદ્રયાત્રા આવી તે વખતે શ્રીકૃષ્ણની આજ્ઞાથી સર્વ યાદવોએ સ્ત્રીઓસહિત સમુદ્ર ઉપર જઈ જલક્રીડા કરી. સ્ત્રીઓએ કમરપૂરતા ઉંડા પાણીમાં તરતાં તરતાં પોતાના પતિઓ ઉપર પાણી છાંટયાં. સાયંકાળે ઉત્તમ ઉત્તમ પકવાન્નોનાં ભોજનો સમુદ્ર તીરે કર્યાં અને રાત્રે ગાણાં ગાઇ અપ્સરાઓનાં નૃત્ય કરાવ્યાં. શ્રીકૃષ્ણને અને બલરામને ન્હાનપણમાંથી ગાયનનો છંદ લાગેલો હતો; તેમણે આ વખતે અપ્રતિમ છાલિક્ય નામનું ગાન યાદવોને શિખવાડયું. આ ગાનમાં સર્વેએ મળી ગાવાનું હોય

છે. શ્રીકૃષ્ણ, બલરામ, પ્રદ્યુમ્ન, સાંબ ઇત્યાદિ યાદવ વીરો આ ગાનમાં પ્રવીણ હતા. છાલિકયમાં સર્વ ગાનાવદ્યા અંતર્ભૂત થતી હતી. આ છાલિકય ગાન પોતે પોતાની બુદ્ધિથી જાણી શ્રીકૃષ્ણે યાદવોને સાધ્ય કરી આપ્યું હતું. તે છાલિકય ગાનથી તે ચારે યાદવોએ સર્વને તલ્લીન કરી મૂકયા. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમનો યોગ્ય ઉપભોગ લેતા શ્રીકૃષ્ણનાં મધ્ય વયના પૂર્વાર્ધનાં વર્ષો દ્વારિકામાં આનંદથી પસાર થયાં (હરિવંશ, વ૦ અ૦ ૮૯).

દ્રૌપદીના સ્વયંવર વખતે શ્રીકૃષ્ણની ઉમર પીસતાળીસ છેતાળીસ વર્ષની હતી. આ સ્વયંવરમાં દ્રુપદ તરફથી યાદવોને નિમન્ત્રણ આવવાથી શ્રીકૃષ્ણ પોતાના પુત્રોને લઇને સ્વયંવરમાં ગયા. તેમનો જ્યેષ્ઠ પુત્ર પ્રદ્યુમ્ન આ વખતે એકવીસ બાવીસ વર્ષનો હોઇ પરાક્રમી અને સુંદર હતો; તેને દ્રૌપદી મળે તો જોવી આ ઉદ્દેશથી શ્રીકૃષ્ણ પાંચાલ દેશના કાંપિલ્ય નગરમાં ગયા. આ વખતે પાંડવો જીવતા હોત તો દ્રૌપદીને અર્જુન જ યોગ્ય વર હતો આમ તેમને લાગ્યું અને ખેદ પણ થયો. તેમની સાથે બીજા યાદવ-વીર સ્વયંવર જોવા માટે અને પોતાના પરાક્રમની પરીક્ષા આપવા માટે નિકળ્યા. બલરામ પોતાના બન્ને પુત્રો સાથે (નિશઠ અને ઉલ્મુક) સાથે હતા. બલરામ પછી રોહિણીને પેટે વસુદેવને સારણ ઇત્યાદિ બીજા પુત્રો થયા હતા તે પણ સાથે હતા. દેવકીને શ્રીકૃષ્ણ પછી એક ગદ નામનો પુત્ર થયો હતો તે પણ સાથે જ હતો. આ ઉપરથી શ્રીકૃષ્ણને ગદાગ્રજ કહે છે. આ શિવાય અક્રૂર, સાત્યકિ, ઉદ્ધવ, કૃતવર્મા, પૃથુ, વિપૃથુ, કંક, શંકુ, વિદૂરથ ઇત્યાદિ યાદવ-ભોજવીર સ્વયંવરમાં ગયા હતા. આ સ્વયંવરમાં ભરતખંડમાંના ઘણાખરા મોટા મોટા રાજા આવ્યા હતા. ભારતીય યુદ્ધ વખતે હાજર રહેલા ઘણાખરા રાજાએ દ્રૌપદીના સ્વયંવરમાં હાજર હતા. દુર્યોધન પોતાના બંધુઓ અને કર્ણ સાથે આવ્યો હતો. ગાંધાર દેશના શકુનિ. સૌબલ, બૃહદ્બલ ઇત્યાદિ રાજાએ હતા. તેવી જ રીતે પંચનદ દેશમાંના મણિમાન્, દંડધાર, સહદેવ, જયત્સેન અને મેઘસંધિ હતા. વિરાટ દેશનો રાજા શંખ આવ્યો હતો. વાર્ધક્ષેમિ, સુશર્મા, સેનાબિંદુ, અંશુમાન્, ચેકિતાન, જરાસંધ, વિદંડ, પૌંડ્રક વાસુદેવ, ભગદત્ત, મદ્રરાજ શલ્ય, રુકમાંગદ, રુકમરથ, સોમદત્ત, ભૂરિ, ભૂરિશ્રવા અને શલ, કાંબોજના સુદક્ષિણ, દઢધન્વા પૌરવ, બૃહદ્બલ, સુષેણ, શિબિ, ઔશીનર, ભગીરથ, બૃહત્ક્ષેત્ર, સૈંધવ જયદ્રથ, હ્મૃ-

દ્રથ, બાલ્હિક, ઉલૂક કૈતવ, ચિત્રાંગદ, વત્સરાજ મતિમાન્, ચેદિપતિ શિશુપાલ, ઇત્યાદિ રાજાઓ દ્રૌપદીના સાંદર્યની કીર્તિ સાંભળી આ સમારંભમાં આવ્યા હતા. પણ દ્રુપદરાજાએ મૂકેલું પણ કેઈ પણ ક્ષત્રિયથી જીતી શકાયું નહિ. શ્રીકૃષ્ણ અને સાત્યકિ સમર્થ હતા છતાં પણ ઉઠયા નહી. કર્ણ ઉઠયો, પણ તે અધિરથિ સૂત (સારથિ) હોઇ સાચો ક્ષત્રિય નહિ હોવાથી દ્રૌપદીએ તેને ધનુષ્યને હાથ લગાડવા દીધો નહિ. છેવટે બ્રાહ્મણના વેષમાં આવેલા અર્જુને પણ જીત્યું અને દ્રૌપદીએ આનંદથી તેને માળા અર્પી. અર્જુનને જોતાં જ શ્રીકૃષ્ણે તેને ઓળખ્યો. પાંચે જીવતા છે એ જોઇ તેમને પરાકાષ્ઠાનો આનંદ થયો. અર્જુન દ્રૌપદીને લઇ પોતાના ભાઇઓ સાથે ગરીબ સ્થિતિમાંના પોતાને ઘેર આવ્યો. તે વખતે પાછળ પાછળ શ્રીકૃષ્ણ પણ ત્યાં આવ્યા, અને તેમણે પૃથા (કુંતી)ના પગ ઉપર માથું મૂક્યું. પાંડવોનું સમાધાન કરી દ્રૌપદીને તેમણે પોતાની બ્હેન માની. આ પ્રમાણે હકીકત થઇ એટલે વારણાવતમાં પાંડવો અને કુંતી બળી ગયાં નથી પણ સુરક્ષિત છે, આ વાત તત્કાળ ચારે તરફ ફેલાઈ. દ્રુપદને પણ પોતાને જોઇતો હતો તે જમાઇ મળવાથી ઘણો આનંદ થયો. કાંપિલ્યપુરમાં પાંચે પાંડવોનાં એક દ્રૌપદી સાથે થાટથી લગ્ન થયાં. તે વખતે શ્રીકૃષ્ણે અને બલરામે પોતાના વૈભવાનુરૂપ પોતાના ફોઇઆઇ ભાઈઓને ભેટ અને પહેરામણી આપી (ભારત, આ० અ० ૧૮૬–૧૮૯, ૧૯૯).

પાંડવો જીવતા હોઇ તેમને દ્રુપદની કન્યા મળી અને શ્રીકૃષ્ણ બલરામે તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. આ વાત અંધ ધૃતરાષ્ટ્રના જાણવામાં આવી, એટલે તે લોભી આંધળાનાં હાંજા ગગડયાં. બહુધા યાદવ અને પાંચાલોની સહાયતા લઇ પાંડવો પોતાનો હકક માગવા માટે કુરુ દેશ ઉપર ચઢી આવશે આવી તેને ધાસ્તી પડી. કિંબહુના આપણે તેમને કપટથી કેવી રીતે બાળ્યાં એનો પણ પરિસ્ફોટ થશે આમ તેને લાગ્યું. છેવટે બીજું કપટ નાટક કરી પાંડવો જીવતા હોવા બદલ તેણે ઘણો આનંદ પ્રદર્શિત કર્યો વિદુરને મોકલી પાંડવોને અને કુંતીને શ્રીકૃષ્ણ સાથે તેણે હસ્તિનાપુરમાં આણ્યાં. "सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः" આ ન્યાયે તેણે પાંડવોને અને દુર્યોધનને સમજાવી પાંડવોને અર્ધું રાજ્ય આપ્યું. તેમાં પણ તે લોભી બુડ્ઢાએ યમુના તરફનો જંગલોથી ભરેલો મુલક પાંડવોને આપી હસ્તિના-

પુરનો ગંગા કાંઠાનો મુલુક પોતાને અર્થાત્ પોતાના પુત્ર દુર્યોધનને માટે રાખ્યો. પાંડવોએ શાંતતાપ્રિય થઇને પણ કબૂલ કર્યું અને પશ્ચિમ કુરુનું રાજ્ય યમુના કાંઠે સ્થાપ્યું. શ્રીકૃષ્ણની સલાહથી યમુના કાંઠે મૂળના ખાંડવ-પ્રસ્થ ગામની પાસે જ ઇન્દ્રપ્રસ્થ નામનું નવીન શહેર વસાવી તે રાજધાનીમાં પાંડવો નીતિથી અને પરાક્રમથી રાજ્ય કરવા લાગ્યા, એટલે થોડા જ દિવસોમાં તેમનું રાજ્ય ભરભરાટીમાં આવ્યું. આ પ્રમાણે પાંડવોની એટલે પોતાના ફોઇઆઈ ભાઇઓની વ્યવસ્થા કરી શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા આવ્યા. શ્રીકૃષ્ણ સંબંધી પાંડવોનો પ્રેમ આ દિવસથી વધતો જ ગયો. શ્રીકૃષ્ણનું અદ્‌ભુત પરાક્રમ, તેમની લોકોત્તર બુદ્ધિમત્તા, તેમનું અપ્રતિમ સૌંદર્ય ઇત્યાદિ ગુણોને લીધે તેમની ઉપર લોકોની અપ્રતિમ દેવનિર્વિશેષ ભક્તિ જડાયલી જ હતી. આ પ્રત્યક્ષ શ્રીવિષ્ણુનો અવતાર છે આમ લોકો માનતા; તે પ્રમાણે પાંડવો પણ માનવા લાગ્યા એમાં નવાઇ નથી. તેમાં ને તેમાં વળી અર્જુનનું શ્રીકૃષ્ણ સાથે અધિક સખ્ય જામ્યું. રંગે કાળા, રૂપે મનોહર અને પરાક્રમમાં ઇન્દ્રના જેવા અર્જુનનું સહજ જ શ્રીકૃષ્ણ સાથે સખ્ય અને પ્રેમ ગુંથાયો. તેમની જોડી એટલે નરનારાયણની જોડી હતી. અર્જુન શ્રીકૃષ્ણનો દરેક બાબતમાં શિષ્ય થયો. ઇતર પાંડવોનો પણ પ્રેમ શ્રીકૃષ્ણ ઉપર કમી નહોતો. ધર્મરાજ તો રાજ્યની પ્રત્યેક બાબતમાં તેમની સલાહ લેવા લાગ્યા. પણ સર્વ કરતાં અધિક ભક્તિ તો શ્રીકૃષ્ણ ઉપર દ્રૌપદીની થઇ. જે દિવસે સ્વયંવર થયો તે દિવસે જ તેને શ્રીકૃષ્ણે બ્હેન કહી, અને તે તેમનો પ્રેમ દ્રૌપદીના ગુણોથી અને ભક્તિથી દિવસે દિવસે વધતો જ ગયો. સારાંશ; પાંડવોના કુટુંબમાં શ્રીકૃષ્ણની ભક્તિ કાયમ થઇ અને તે પરસ્પરનાં નિર્વ્યાજ આચરણોથી શુક્લપક્ષના ચંદ્ર પ્રમાણે વધતી જ ગઇ (ભારત, આ૦ અ૦ ૨૦૦-૨૦૭).

દ્રૌપદી-સ્વયંવરની વખતે અર્જુનનું વય ૨૬-૨૭ વર્ષનું હશે તે પછી બે વર્ષે ઇન્દ્રપ્રસ્થની સ્થાપના થઇ, એટલે ઇ૦ સ૦ પૂર્વે સુમારે ૩૧૪૦ મા વર્ષે આ અર્વાચીન કાલમાં પણ પ્રખ્યાત થએલું શહેર સ્થાપન થયું. ઇન્દ્રપ્રસ્થમાં પાંચ પાંડવો પોતાની એક પ્રિય ભાર્યા સાથે આનંદથી રાજ્ય કરતા હતા તેવામાં એક પ્રસંગે અર્જુનને પાંચે ભાઇઓએ આપસઆપસમાં ઠરાવેલો નિયમ બ્રાહ્મણ-કાર્ય માટે દુર્દૈવે તોડવો પડયો, અને તેને

ધર્મરાજ અને દ્રૌપદી એકાંતમાં બેઠાં હતાં ત્યાં જવું પડયું. તેથી ઠરાવેલા પ્રાયશ્ચિત્ત પ્રમાણે અર્જુન બાર વર્ષની તીર્થયાત્રાએ ગયો. તીર્થયાત્રાએ જતી વખતે તેનું વય સરાસરી ૩૬ વર્ષનું હશે. તીર્થયાત્રા પૂરી થતાં અર્જુન દ્વારિકા આવ્યો. દ્વારિકા પાસે જ સોમનાથનું અને પ્રભાસ પાટણનું પ્રસિદ્ધ તીર્થ હતું. ત્યાંની યાત્રા કરી અર્જુન દ્વારિકામાં શ્રીકૃષ્ણને મળવા માટે આવ્યો, તે વખતે તેના સન્માનને માટે શ્રીકૃષ્ણે રૈવત પર્વત ઉપર મોટો ઉત્સવ કર્યો. આ ઉત્સવમાં અર્જુનની દૃષ્ટિએ સુભદ્રા પડી સુભદ્રા એ રોહિણીની છેવટની છોકરી હતી અને બલરામની સગી બહેન અને શ્રીકૃષ્ણની ઓરમાન બહેન હતી. તેનું વય આ વખતે સરાસરી સોળ સત્તર વર્ષનું હશે. તેને દુર્યોધનને આપવાનો બલરામનો વિચાર હતો. તેનું રૂપ જોતાં જ અર્જુન તેના ઉપર મોહિત થયો. તેની ભમી ગયેલી વૃત્તિ જોઇ શ્રીકૃષ્ણે તેને સુભદ્રાને બલાત્કારે હરણ કરી જવાની સલાહ આપી. અર્જુન ઉપર શ્રીકૃષ્ણને અત્યંત પ્રેમ હતો અને તેને સુભદ્રા મળે તો ઉત્તમ થાય આમ તેમને લાગ્યું. પણ બલરામ દાદા સાંભળશે કિંવા નહિં એનો ભરોંસો નહોતો. શિવાય સુભદ્રાનું મન કોને પસંદ કરશે દુર્યોધનને કે અર્જુનને, એની પણ તેમને અજમાસ થઇ નહોતી. કારણ, દુર્યોધન પોતે રાજા હતો અને અર્જુન ફક્ત રાજાનો ભાઇ હતો. અસ્તુ. એકંદર વિચાર કરી શ્રીકૃષ્ણે અર્જુનને સુભદ્રાનું હરણ કરવાની સલાહ આપી. તે પ્રમાણે અર્જુને મૃગયાએ જવાનું નિમિત્ત કર્યું અને તેને તત્કાળ હરણ કરી, રથમાં ઘાલી સ્વદેશ તરફ ચાલવા માંડયું. બલરામને સુભદ્રા લઇ જવાની હકીકત ખબર પડતાં જ તેમણે સર્વ યાદવ સૈન્ય નિકળવાની આજ્ઞા કરી. પણ શ્રીકૃષ્ણ સાથે આવતા નહોતા. એટલે ખરું ઇંગિત બલરામના જાણવામાં આવ્યું. છેવટે બલરામે સુભદ્રાસહ અર્જુનને સામોપચારથી પાછા વાળી દ્વારિકામાં તેમનો વિવાહ ઘણા થાટથી કર્યો. આ વિવાહથી અર્જુન અને શ્રીકૃષ્ણનો સંબંધ વળી વધારે દૃઢ થયો. ફોઇઆઇ ભાઇ, પ્રિય શિષ્ય, માનેલો સાળો અને પ્રત્યક્ષ સાળો આવી ચાર સગાઇ એક ઠેકાણે એકઠી થઇ (ભારત, આ૦ ૨૧૯, ૨૨૦)

શ્રીકૃષ્ણનો અને દુર્યોધનનો સંબંધ આવી રીતનો ગુંથાનાર હતો, તે જો કે ગુંથાયો નહિ તો પણ અન્ય રીતે તેમનો અને દુર્યોધનનો સંબંધ જલદીથી જ ગુંથાયો. શ્રીકૃષ્ણના પ્રથમ પુત્રનો એટલે પ્રદ્યુમ્નનો વિવાહ

રુક્મિની છોકરી સાથે સ્વયંવરથી થયો એ પૂર્વે કહેલું જ છે. શ્રીકૃષ્ણનો જાંબવતીને પેટે થયેલો પુત્ર સાંબ પણ મોટો પરાક્રમી હોઇ બલરામના શિક્ષણ નીચે શસ્ત્રવિદ્યામાં તૈયાર થયો હતો. તેણે હસ્તિનાપુરમાં જઇ દુર્યોધનની સ્વયંવરને યોગ્ય થયેલી કન્યા લક્ષ્મણા હરણ કરી. એટલે દુર્યોધન ક્રોધે ભરાઇ તેણે અને તેના કર્ણ વગેરે અનુયાયીઓએ સાંબને જીતી અને પકડી કેદમાં નાંખ્યો. આ વાતની દ્વારિકામાં ખબર પડી એટલે બલરામ દાદા શ્રીકૃષ્ણ માટે દોડયા. દુર્યોધન મારો શિષ્ય છે, તેથી તે મારૂં વચન માન્ય કરી લક્ષ્મણા સાંબને જ આપશે એવી તેમની ખાત્રી હતી બલરામ આવતાં જ સર્વ કૌરવોએ તેમનો સત્કાર કરી તેમને સભામાં બેસાડયા અને મધુપર્કથી પુજા કરી; પણ તેમણે જ્યારે લગ્નની વાત કાઢી ત્યારે માની દુર્યોધને તે મન ઉપર લીધી નહિં. " યાદવ અર્થાત્ ગોવાળીયા, તેઓ રાજ્યના અધિકારી નથી; ચામર, વ્યજન, શંખ, શ્વેતછત્ર, કિરીટ, સિંહાસન અને શય્યા એ રાજચિન્હો કેવળ અમારી ઉપેક્ષાથી તેઓ વાપરે છે. * તેમને અમારી છોકરી આપીશું નહિં. પૃથા અમે અમારા કુળમાં લીધી તેથી શું જોડા માથા ઉપર જઇ બેસશે ? " ઇત્યાદિ નિર્ભિર્ત્સનાયુક્ત ઉદ્ગાર તેણે કાઢયા, એટલે બલરામને ઘણો ક્રોધ આવ્યો. તેમણે તરત જ ઉત્તર આપ્યો,— ' અમે રાજચિન્હો વાપરીએ છીએ તે તમારી મહેરબાનીથી નહિ પણ અમારા પરાક્રમથી વાપરીએ છીએ એનો તમને હમણાં પ્રત્યય દેખાડું છું. " આમ કહી બલરામે શહેર બહાર જઇ પોતાના હળથી આખું હસ્તિનાપુર ખેંચ્યું. તેથી આખું શહેર ઉથલી ગંગામાં પડશે કે શું આવી સર્વને બ્હીક લાગવા માંડી. તે બલરામનું અદ્‌ભુત પરાક્રમનું કૃત્ય જોઈ દુર્યોધનસહિત કૌરવો બલરામને શરણે ગયા અને તેમણે સાંબને મુક્ત કરી તેને લક્ષ્મણા પણ અર્પણ કરી. વિવાહવિધિ આટોપી લક્ષ્મણા અને સાંબને લઇ બલરામ દાદા દ્વારિકા આવ્યા, એટલે શ્રીકૃષ્ણને ઘણો આનંદ થયો. આ સંબંધને લીધે દુર્યોધન શ્રીકૃષ્ણનો વ્હેવાઇ થયો. અસ્તુ. હસ્તિનાપુર આ પ્રમાણે ખેંચાઇ ઉંચુ થયું,તે તવું જ ગંગાકિનારે કેટલાંક વર્ષ વાંકુ રહ્યું † (ભાગવત, ૬૦ અ૦ ૬૮).

---

* चामरव्यजने शंखमातपत्रं च पाण्डुरम् । किरीटमासनं शय्या भुंजंत्यस्मदुपेक्षया ॥ भा. द. ६८।२८

† આ આગળ જન્મેજય પછી પાંચમી પેઢીએ ગંગામાં ઉથલી પડયું અને સમૂલ નષ્ટ થયું.

સુભદ્રાનો વિવાહ થયા પછી કેટલેક વખતે શ્રીકૃષ્ણ સુભદ્રાને પીયેર આણવા માટે ઇન્દ્રપ્રસ્થ ગયા હતા. તે વખતે સુભદ્રા અભિમન્યુના સમયની ગર્ભવતી હતી. પાંડવોએ હંમેશ મુજબ શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો. અર્જુન અને શ્રીકૃષ્ણ હમેશાં એકાંતમાં બેસતા. એક દિવસે યમુના ઉપર બન્ને જણ એકાંતમાં બેઠા હતા, તે વખતે અગ્નિએ મનુષ્યરૂપ ધારણ કરી ખાંડવવનથી મારી ભૂખ શાંત કરો આવી વિનંતિ કરી. ઇન્દ્રપ્રસ્થની પશ્ચિમે ખાંડવવન નામનું વન ઘાડ વધેલું હતું; ત્યાં હમેશાં વર્ષાદ પડતો હોવાથી તે ઇન્દ્રના સંરક્ષણનીચે હતું અને અગ્નિના ભક્ષ્યત્વમાંથી હમેશાં બચેલું રહેતું. આ અરણ્યમાં હિંસક પશુઓ અને જંગલી લોકો રહેતા હતા અને તેમના તરફથી રાજ્યને ત્રાસ પણ થતો હતો. એટલે શ્રીકૃષ્ણ-અર્જુને અગ્નિને ખાંડવ-વન આપવાનું કબૂલ કર્યું. તે પ્રમાણે તે બન્ને વીરોએ વનની બન્ને બાજુએ ઉભા રહી તે વન સળગાવી દીધું. કોઈ પણ પ્રાણી કિંવા જનાવર તેમાંથી નિકળવા પામ્યું નહિં. મયાસુર નામનો દાનવ આ વનમાં રહેતો હતો. તેને માત્ર શ્રીકૃષ્ણે જીવિતદાન આપ્યું અને તેને સુરક્ષિત બહાર જવા દીધો. તક્ષક નામનો નાગ તે વનમાં રહેતો હતો, તે એક ફક્ત ત્યાંથી જીવતો નિકળી ગયો, અને પાંડવોના વંશનો કટ્ટો શત્રુ બન્યો. અસ્તુ. ખાંડવવન બાળી નાંખવાથી એક મોટો મુલુક પાંડવોના રાજ્યમાં વસાહત અને ખેતીને માટે ખાલી થયો, એટલે તેમના રાજ્યની અધિક ભરભરાટી થઇ. મયાસુરે કૃતજ્ઞતાથી એક દિવ્ય સભા પાંડવો માટે ઇન્દ્રપ્રસ્થમાં બાંધી આપી. તેના હજાર સ્તંભ સ્ફટિકના હતા અને તે ઘણા જ શોભાયમાન જણાતા હતા. સભા આગળ એક સ્ફટિક શિલાની અને ઇન્દ્રનીલ મણીઓની જૂદી જૂદી જાતનાં રત્નોથી સુશોભિત કરેલી અને સુવર્ણ કમલોથી ભરેલી પુષ્કરિણી તૈયાર કરી. તે સભામાં મયાસુરે જૂદા જૂદા પ્રકારની કારીગરીઓ પણ કરી હતી. પાણી હોય ત્યાં જમીન દેખાવી, જમિન હોય ત્યાં પાણી દેખાવું, દરવાજો હોય ત્યાં ભિંત દેખાવી, ભિંત હોય ત્યાં દરવાજો દેખાવો, આવાં કેટલાંક આશ્ચર્યનાં કામો તેણે તે સભામાં કર્યાં હતાં. આ સભાને લ.ઘે ઇન્દ્રપ્રસ્થની કીર્તિ આખા ભરતખંડમાં ફેલાઇ ગઇ, અને પાંડવોના પરાક્રમવિષયી ખ્યાતિ ચારે તરફ ફેલાઇ (ભારત, આ૦ અ૦ ૨૨૨-૨૨૭).

અસ્તુ. આ પ્રમાણે શ્રીકૃષ્ણનું મધ્ય વય દ્વારિકામાં ગયું. તેમનો નિત્ય

ક્રમ આ પ્રમાણે હતો. બંદિજનોએ પરોઢિયામાં સ્તવન કરી બ્રાહ્મ મુહૂર્ત ઉપર તેમને જાગૃત કર્યા એટલે તેઓ આંખોએ પાણી લગાડી થોડોવખત પરમાત્માનું ધ્યાન કરતા. પછી નિત્ય વિધિ આટોપી સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્ર પહેરી સંધ્યા કરતા અને અગ્નિમાં હોમ આપતા, પછી વાગ્યત થઈ ગાયત્રીજપ કરતા. પછી ઉદય થનારા સૂર્યનું ઉપસ્થાન કરતા, પછી દેવ, પિતૃ, અને ઋષિઓનું તર્પણ કરી, દેવોનું, બ્રાહ્મણોનું અને પોતાના વૃદ્ધ સંબંધી પુરુષોનાં દર્શન અને પૂજન કરતા. સોને મઢેલાં શિંગડાંવાળી અને રૂપે મઢેલી ખરીઓવાળી સવત્સ અલંકૃત ગાયોનાં દાન બ્રાહ્મણોને યથાવિધિ રોજ આપતા. પછી પોતે પોતાને અનુલેપન, વસ્ત્રો અને ભૂષણો વિગેરેથી અલકૃત કરી ઘીમાં અને આરસામાં પોતાનું પ્રતિબિંબ જોઈ બહાર નિકળતા અને બ્રાહ્મણ, પૌર, સેવક, અંતઃપુરજન ઇત્યાદિ જે કોઇ કાંઈ કહેતા હોય તે સાંભળી અને માગતા હોય તે આપી, મિત્ર, કારભારી અને સ્ત્રીઓ સાથે ભાષણ કરી અને આવેલા બ્રાહ્મણાદિકોને બિડાં આપી વિદાય કરતા. પછી દારુકે શૈબ્ય, સુગ્રીવ, બલાહક અને મેઘપુષ્પ આ ચાર ઘોડાથી જોડી આણેલો રથ દરવાજા પાસે ઊભો કરેલો હોય; તેમાં સાત્યકિ કિંવા ઉદ્ધવના હાથમાં હાથ આપી, તેમને સાથે લઇ બેસતા અને યાદવ સભામાં જતા. નાચ-ગાયનવાળી તે દિવ્ય સુધર્મા—રાજસભામાં સર્વ યાદવો સાથે ઉત્તમ આસન ઉપર બેસી નાના પ્રકારની રાજકીય કામ સંબંધી વાતો કરી અને સર્વની સાથે હસી, રમી. નર્મ ભાષણ કરી બે પ્રહર પછી ઘેર પાછા આવતા. ભોજનોત્તર વિશ્રાંતિ લઇ પછી ઉદ્ધવ સાથે કિંવા એકાદ પ્રિય પત્ની સાથે સોગટાંનો એક દાવ રમતા. સાયંકાળે જૂદા જૂદા પ્રકારની શસ્ત્રવિદ્યા જાગૃત રાખતા; કદી અસિચર્મ, કદી ધનુષ્ય-બાણ, કદી અશ્વચર્યા, ગજચર્યા, રથચર્યા વગેરેના વ્યાયામ કરતા સાયંકાળ થયા પછી ફરી સાયંસંધ્યા કરી ભોજનોત્તર મુખ્ય બ્રાહ્મણો સાથે સંભાષણ કરતા; ઇતિહાસ, પુરાણ, શ્રવણ કરતા; વિગ્રહ, સંધિ ઇત્યાદિકોના વિચાર બલરામ સાથે કરતા, કદી ધર્મ-અર્થ-કામનો વિચાર કારભારીઓ સાથે અને સ્ત્રીઓ સાથે કરતા, પુત્ર-પૌત્રીઓના વિવાહની, ઉપનયનની. યજ્ઞોની અને વ્રતો સંબંધી વ્યવસ્થા કરતા અને પછી બીજા પ્રહરમાં નિદ્રા લેવા જતા. આ પ્રમાણે વ્યવસ્થિત રીતે ધર્માનુસાર ગૃહસ્થાશ્રમના પવિત્ર સદ્ધર્મ પાળતા, સુખ અનુભવતા અને લોકોને વર્તનનો ધડો શિખવતા શ્રીકૃષ્ણનો દ્વારિકામાં ૬૬-૬૭ વર્ષ પર્યંતનો કાળ વ્યતીત થયો ( ભાગવત, ૬૦ અ૦ ૬૯-૭૦ ).

# श्रीकृष्ण--चरित्र.



## राजसूयपर्व.



"( १ ) परित्राणाय साधूनां ( २ ) विनाशाय च दुष्कृताम्।
( ३ ) धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥"

આ વચનમાં કહ્યા પ્રમાણે અવતારકૃત્ય પૂર્ણ કરવાનો સમય ધીમે ધીમે પાસે આવ્યો. પોતાના ઉપરનો ઉન્મત્ત ક્ષત્રિયોનો ભાર હલકો કરવાની પૃથ્વીએ શ્રીવિષ્ણુને પૂર્વે પ્રાર્થના કર્યા પ્રમાણે ક્ષત્રિયોના હાથે તેમનો જ વિનાશ કરવા માટે અનન્વિત પાપો પણ ઘડાવા લાગ્યાં. મધ્ય દેશમાંથી યાદવોએ શ્રીકૃષ્ણ સાથે પગ કાઢ્યા પછી જરાસંધને કોઈ પણ શત્રુ મધ્ય દેશમાં બાકી ન રહેવાથી તેણે સેંકડો રાજાઓ જીતી કેદમાં નાંખ્યા, અને છેવટે તેમનો પુરુષ મેધ કરવાનો તેણે વિચાર કર્યો. આવી સ્થિતિમાં જરાસંધનો બંદોબસ્ત કરવા માટે કેટલાક શરણાર્થી રાજાઓ તરફથી દ્વારિકામાં દૂત આવ્યા. જરાસંધનો નિકાલ કેવી રીતે આણવો એ વિચારમાં શ્રીકૃષ્ણ યાદવ સભામાં બેઠા હતા તે વખતે ઇન્દ્રપ્રસ્થમાંથી ધર્મરાજનો ઇન્દ્રસેન નામનો દૂત શ્રીકૃષ્ણ પાસે આવ્યો. મયે બાંધેલી દિવ્ય સભાની પ્રતિષ્ઠાનો સમારંભ આટોપી શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થથી તરતના જ દ્વારિકામાં આવ્યા હતા; એટલે ધર્મરાજાનું ફરી આમંત્રણ આવેલું જોઈ તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું. "ધર્મરાજાએ આપને જલદી બોલાવ્યા છે" આવું દૂતનું વાક્ય સાંભળી શ્રીકૃષ્ણ તાબડતોબ નિકળ્યા. તેમણે આ વખતે પોતાની આઠે સ્ત્રીઓને ઇન્દ્રપ્રસ્થ દેખાડવાના હેતુથી સાથે લીધી. આનર્ત, સૌવીર, મરુ વગેરે દેશ ઓળંગી, વિનશન તીર્થ ઉપર થઈને પર્વત, નદીઓ, શહેરો, ગામો

પાછળ નાંખી, દૃષદ્વતી અને પછી સરસ્વતી આ બે મોટી નદીઓ ઉતરી, મત્સ્ય દેશમાં થઇ શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ પહોંચ્યા. શ્રીકૃષ્ણ પોતાની સ્ત્રીઓ સાથે આવે છે આ આનંદના સમાચાર ધર્મરાજાના જાણવામાં આવતાં જ તે પોતાના ભાઇઓને લઇ શહેર બહાર શ્રીકૃષ્ણનો રાજવૈભવાનુરૂપ સાજરો કરવા આવ્યા. શ્રીકૃષ્ણને જોતાં જ ધર્મરાજાએ તેમને પ્રેમભરિત આલિંગન આપ્યું અને ઇતર પાંડવોએ તેમના પગ ઉપર મસ્તક મૂક્યાં. ધર્મરાજાની સાથે આવેલા વૃદ્ધ લોકોને અને બ્રાહ્મણોને નમસ્કાર કરી શ્રીકૃષ્ણ શહેરમાં જવા માટે પાંડવો સાથે મોટા સમારંભથી નિકળ્યા. આખું શહેર પતાકા-તોરણોથી શૃંગારવામાં આવ્યું હતું અને રાજમાર્ગ ચંદનાદિકથી શીતલ અને ધૂલિરહિત કર્યો હતો. ઠેકઠેકાણે જૂદી જૂદી શ્રેણીના સન્માન્ય લોક પાનસોપારી અને હારતોરા લઇ શ્રીકૃષ્ણનો સત્કાર કરવા માટે ઉભા હતા. શ્રીકૃષ્ણને અને તેમની સ્ત્રીઓને જોવા માટે રસ્તાની બન્ને બાજુનાં મકાનોની મેડીઓની બારીઓમાં નગરવાસી સ્ત્રીઓ ઉત્સુકતાથી ઉભી હતી અને શ્રીકૃષ્ણ ઉપર અને તેમની સ્ત્રીઓ ઉપર સુવર્ણપુષ્પોના વર્ષાવ કરતી હતી. મૃદંગ, પણવ, શંખ, પટહ ઇત્યાદિ મંગલવાદ્યો ઘેરઘેર વાગતાં હતાં અને વારસ્ત્રીઓ ઠેકઠેકાણે ગાતી હતી તથા નાચતી હતી. દેવળે દેવળે બ્રાહ્મણો ઉભા રહી શ્રીકૃષ્ણને આશીર્વાદ આપતા હતા. આ પ્રમાણે મોટા ઠાટમાટથી સ્વારી પાંડવોના મહેલ પાસે પહોંચી, તે વખતે શ્રીકૃષ્ણને અને તેમની સ્ત્રીઓને જોવા માટે અન્તઃપુરમાંની સ્ત્રીઓનુ ટોળું એકઠું થયું. રાજમંદિરમાં પેસી પ્રથમ શ્રીકૃષ્ણે પૃથાના પગ ઉપર માથું મૂક્યું અને પછી તેમની આઠે સ્ત્રીઓએ તેમને નમસ્કાર કર્યા પાંડવોની પટ્ટરાણી દ્રૌપદીએ રૂક્મિણી, સત્યભામા, મિત્રવિંદા, સત્યા, કાલિંદી, જાંબવતી, કૈકેયી, અને ભદ્રા આ આઠે શ્રીકૃષ્ણ-પત્નીઓનુ ઘણા સન્માનથી સ્વાગત કર્યું અને તેમને ઉત્તમ ઉત્તમ વસ્ત્રો ભેટ કરી હારોથી શણગાર્યાં. શ્રીકૃષ્ણના આવવાથી તે સમયથી જે ઉત્સવ પાંડવોનાં રાજમંદિરોમાં શરૂ થયો અને જે આનંદ તે ઠેકાણે ફેલાયો તેનું વર્ણન કરવું શક્ય નથી (ભાગવત, ૧૦ ૭૧ ભારત સભા૦ અ૦ ૧૩).

પાંચ દસ દિવસ આનંદ અને ઉત્સવમાં ગયા પછી એક દિવસે ધર્મરાજાએ સભામાં શ્રીકૃષ્ણને કહ્યું;—“ મધુસૂદન! તમારી કૃપાથી આ પાંડ-

વોનું રાજ્ય ઉત્કર્ષને પામ્યું છે અને આજ આ વૈભવે પહોંચ્યું છે. કલાગત લાવનારા નારદ મુનિએ હમણાં જ આવી મને રાજસૂય યજ્ઞ કરવાનો આગ્રહ કર્યો. મારા બંધુ અને ઇષ્ટમિત્રોને આ વિચાર પસંદ પડેલો છે અને તેઓ પણ મને આગ્રહ કરે છે. શ્રીકૃષ્ણ, મારા દોષ અને મારી સ્થિતિમાંનું વૈગુણ્ય મને કોઇ પણ કહે નહીં, એટલા માટે મેં તમને ખાસ બોલાવેલા છે. રાજસૂય યજ્ઞ કરવાની મારી યોગ્યતા છે શું? આ ક્રતુશ્રેષ્ઠ પાંડવોના હાથથી નિર્વિઘ્ને પાર પડશે એમ તમને લાગે છે શું? દિગ્વિજય કરવો એ મારા પરાક્રમી બંધુઓને શક્ય છે શું? ખરૂં હોય તે માત્ર તમે કહો. કારણ, તમે અમારા વડિલ હોઇ સર્વદર્શી અને બુદ્ધિમાન્ છો." આ ભાષણ સાંભળી શ્રીકૃષ્ણ કિંચિત્ વિચાર કરી બોલ્યા;—

"ધર્મ, આ શ્રેષ્ઠ યજ્ઞ કરવાને તું તારા ગુણોથી સર્વતોપરિ યોગ્ય છે. પણ મને એક અડચણ જણાય છે તે હું તને કહું છું. તને ખબર છે કે, આ ભરતખંડમાં ચંદ્રવંશી અને સૂર્યવંશી ક્ષત્રિય કુલો એક દર એકસો એક છે. તેમાં હાલમાં ભોજકુલ, સર્વમાં બલાઢ્ય અને અધિક ફેલાયલું છે. પરશુરામે જીતેલા અને તેમની કત્તલમાંથી બચેલા ક્ષત્રિયોએ ત્યારથી આરંભી કોઇ પણ પોતાપૈકી એકને સાર્વભૌમ માની તેની આજ્ઞામાં સર્વેએ ચાલવું આવો નિયમ કરેલો છે, તે પણ તને ખબર છે. તે પ્રમાણે હાલમાં ભોજકુલ બલાઢ્ય હોવાથી તે કુલ પૈકી મગધ દેશના રાજા જરાસંધને સર્વ રાજાઓએ સમ્રાટ્ માનેલો છે. ચેદિપતિ શિશુપાલ તેનો સેનાપતિ છે અને વિદર્ભનો ભીષ્મક, પૌંડ્રક વાસુદેવ, કરૂષપતિ દંતવક્ર ઇત્યાદિ રાજાઓ તેના આજ્ઞાધારક છે. પશ્ચિમ તરફના પણ ઘણા ખરા રાજાઓ જરાસંધને જ અનુકૂલ છે. મધ્ય દેશમાં ફક્ત કુંતિભોજ પુરુજિત્ તારો મામો હોઇ તારી બાજુના છે. ઇતર સર્વ રાજાઓ મધ્યસ્થ કિંવા જરાસંધને અનુકૂલ જેવા જ છે. જરાસંધનું સૈન્ય એટલું પ્રચંડ છે, કે જો કે અમે તેનો કેટલીએ વખત નાશ કરેલો છે, તો પણ અમને તેના ભયથી આખરે મથુરા છોડવી જ પડી. જરાસંધના ત્રાસથી અમે સમુદ્રના પાણીમાં આશ્રય લીધો છે. અમારાં ભાઇભાંડુઓનાં દ્વારિકામાં અઢાર હજાર કુળો છે; આહુકના સો પુત્ર, ચારુદેષ્ણ, ચક્રદેવ, સાત્યકિ, હું, બળદેવ, સાંબ અને પ્રદ્યુમ્ન આટલા મહારથીઓ છીએ. કૃતવર્મા, અનાધૃષ્ટિ, સમીક, સમિતિંજય, કંક, શંકુ,

કુંતિ, અંધક ભોજના બન્ને પુત્ર અને વૃદ્ધ રાજા વસુદેવ આટલા બીજા દસ વીર છે. છતાં પણ અમે મધ્ય દેશમાં પાછા જઈ શકતા નથી. મધ્ય દેશનું સ્મરણ કરતાં દ્વારિકામાં જ રહેવું પડે છે. સારાંશ; જરાસંધ અત્યંત બલાઢ્ય છે માટે તે જીવતો છે ત્યાં સુધી દિગ્વિજય કરવો તને શક્ય નથી. અર્થાત્ રાજસૂય ક્રતુ તને સાધ્ય થશે નહિં. અસ્તુ. હવે જો કે આવી સ્થિતિ છે તો પણ જરાસંધનો વધ કરવો શક્ય છે. તે પોતે પોતાનાં પાતકોવડે જ આ વખતે મૃત્યુની સમીપ આવી પહોંચ્યો છે. તેણે સેંકડો રાજા જીતી કેદમાં નાંખેલા છે. એટલું જ નહિ, પણ તેમનો પુરુષમેધ કરી મહાદેવને સંતુષ્ટ કરવાનો તેનો વિચાર છે. માટે આ વખતે તેને ઠાર મારવાથી તેનો કાંટો નષ્ટ થશે અને વળી તેણે કેદમાં નાંખેલા સર્વ રાજા તારા સહાયકર્તા થશે. જરાસંધ ઉપર સૈન્યથી સ્વારી કરવી શક્ય નથી. કારણ, તેની પાસે અગણિત સૈન્ય હોઈ રણાંગણમાં તેને જીતવો દુરાપાસ્ત છે. પણ દ્વંદ્વયુદ્ધમાં તેને અર્જુન કિંવા ભીમ સહજ મારી શકશે. હું એ બન્નેને લઇ ગુપ્ત વેષે તેની રાજધાનીમાં જાઉં છું. તેનું અપમાન કરી તેની પાસે દ્વંદ્વયુદ્ધ માગીશું, એટલે તે ગર્વથી, અપમાનથી, અને લોભથી કદી પણ દ્વંદ્વયુદ્ધ નાકારનાર નથી. બહુધા આ ભીમ સાથે જ તે બાહુયુદ્ધ કબૂલ કરશે અને ભીમ તેને દ્વંદ્વયુદ્ધમાં ઠાર મારશે આવી મારી ખાત્રી છે. માટે આ બન્નેને સાથે લઇ જવાની મને તું તત્કાળ પરવાનગી આપ. આ વાત ઝાઝી આનાકાની ન કરતાં તાબડતોબ કરવી જોઇએ. એટલા માટે અમને જવાની પરવાનગી આપવાનો તારે ક્ષણવાર પણ વિલંબ ન કરવો.” આવું શ્રીકૃષ્ણનું સવિસ્તર ભાષણ સાંભળી ધર્મરાજે તત્કાળ પરવાનગી આપી. “ આ મારા પ્રાણથી અધિક પ્રિય બંધુ તમારા સ્વાધીનમાં છે. તમે જ્યાં જશો ત્યાં જય જ છે. તમારી ઇચ્છા કે બહુના આજ્ઞા મને શિરસાવંદ્ય છે ” આમ કહી ધર્મરાજે તે ત્રણેને તરત જ મગધ તરફ રવાના કર્યા ( ભારત, સ૦ અ૦ ૧૩ ).

ત્રણ અગ્નિ પ્રમાણે દેદીપ્યમાન તે ત્રણે વીર ઝપાટાથી કુરુક્ષેત્રમાંથી પૂર્વ તરફ આવ્યા. કુરુ જાંગલમાંથી વચ્ચોવચ જનારી ગંગા ઉતરી, પ્રફુલ્લિત કમલોવાળાં અનેક સરોવરો જોતા, કાલકૂટ પર્વત ઓળંગી, ગંડકી, મહાશોણ અને સદાનીરા આ નદીઓ ઉતરી તેઓ કોસલ દેશમાં પહોંચ્યા.

ત્યાં આવેલી સરયૂ મહાનદી ઉતરી, મિથિલા દેશમાં પહોંચી, માલા અને ચર્મણ્વતી નદીઓ ઉતરી, તેઓ દક્ષિણ તરફ ફર્યા. અનેક મોટી મોટી નદીઓ મળવાથી વિસ્તારને પામેલી ગંગા નદી તેમને ફરી મળી. તેને ઉતરી શોણ નદી ઉપર ગયા અને તે પણ પાર કરી; ગોધનથી ભરેલા, આમ્ર પલાશ ઇત્યાદિ શુભ વૃક્ષોથી મંડિત થયેલા અને પાણી ઉપર હમેશાં તરત રહેનારા મગધ દેશમાં તેઓ આવ્યા. ત્યાં ગોરથ પર્વત પાસે વસેલું ગજનગર તેમની નજરે પડ્યું. તેમણે બ્રાહ્મણોનો વેષ લીધેલો હતો અને કુશતૃણ (દાભ-ઘાસ)નાં વલ્કલો પરિધાન કરેલાં હતાં. તેમ તેમના હાથમાં કેવળ કમંડળ જ હતાં. શહેરના દરવાજામાંથી અંદર ન પેસતાં જરાસંધના બાપ બૃહદ્રથે માંસ ખાનારા મત્ત વૃષભોને મારી તેના ચમડાની ત્રણ ઢોલ કરાવી એક મંદિર બાંધ્યું હતું, તે મંદિરમાં જઇ તે ઢોલ ફોડી નાંખી અને મંદિરના પ્રાકાર ઉપરનું શિખર તેમણે ધક્કેલી પાડ્યું. પછી પ્રાકાર ઉપરથી જ તેને લગોલગ આવેલા શહેરના કોટ ઉપરથી શહેરમાં પેસી તેઓ રાજમહેલ તરફ ચલ્યા હાથી સરખા મજબૂત અને શાલવૃક્ષ સરખા ઉંચા એવા તે ત્રણે સ્વચ્છ સફેદ વલ્કલ ધારણ કરેલા બ્રાહ્મણોને જોઇ શહેરમાંના લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. ભયનો લેશ પણ જેમના અંતઃકરણમાં પેઠેલો જણાતો નથી, એવા તે તેજસ્વી બ્રાહ્મણોને જોઇ તેમને રાજમહેલમાં પેસવા માટે કોઇએ પણ હરકત કરી નહીં. તેઓ જરાસંધ પાસે પહોંચ્યા, એટલે જરાસંધે આદરથી ઉઠી તેમને માટે પાદ્ય મધુપર્કાદિ સત્કાર આગળ કર્યો; પણ તે તેમણે લીધો નહીં. "તમે પૂજાસત્કાર કેમ લેતા નથી," આવો જરાસંધે પ્રશ્ન કર્યો, તે વખતે ભીમાર્જુન કાંઇ જ બોલ્યા નહીં. પણ મહામતિ શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો કે;— "તેઓ બોલવા માટે આવ્યા નથી. કિંબહુના એમણે ન બોલવાનું વ્રત લીધેલું છે" આ ઉત્તર સાંભળી જરાસંધ ચમક્યો. ધનુષ્ય ચઢાવવાથી ઘટ્ટ થએલા તેમના તે પુષ્ટ ભુજદંડ જોઇ, તેમના કપાલમાંનુ તિલક અને ગળામાંની પુષ્પમાળા જોઇ અને તેમણે કરેલાં અપમાનાસ્પદ કૃત્યોની સેવકોદ્વારા તાબડતોબ કાને આવેલી હકીકત મનમાં આણી તે બોલ્યો, "તમે કોણ છો? તમારૂં તેજ તો ક્ષાત્ર જણાય છે! તમે બ્રાહ્મણ સ્નાતક હો તો આ ગળામાં હાર અને આ અનુલેપન કેમ? ચૈત્યનું શિખર ભાગી અદ્વારે તમે

શહેરમાં પ્રવેશ કર્યો અને મારી પાસે આવી બ્રાહ્મણને યોગ્ય કરેલો મારો સત્કાર તમે શા માટે નથી લેતા?" એટલે શ્રીકૃષ્ણે જવાબ આપ્યો:–"જરાસંધ, અમે સ્નાતક વેષી ક્ષત્રિય છીયે. પુષ્પમાં હમેશાં લક્ષ્મી વસે છે એટલા માટે અમે પુષ્પો ધારણ કરેલાં છે. શત્રુના ઘરમાં દ્વારેથી પેસવું, નહિ, મિત્રના ઘરમાં દ્વારેથી પેસવું, માટે અમે અદ્વારથી પ્રવેશ કરેલો છે. અમારૂં કાર્ય થયા શિવાય અમારે શત્રુ પાસેથી પૂજા લેવી યોગ્ય નથી, માટે અમે તારી પૂજા લેતા નથી." આ ખડખડતો ઉત્તર સાંભળી જરાસંધે તેમને નિરખીને જોયા. તે ત્રણેને તેણે ઓળખ્યા તો પણ તેણે ફરી પ્રશ્ન કર્યો;–"તમારી સાથે મારે વૈર હોવાનું મને સાંભરતું નથી. મેં તમને કોઇપણ જાતની હરકત કરી નથી છતાં, તમે શત્રુ તરીકે મારી પાસે આવ્યા એ આશ્ચર્ય છે?" શ્રીકૃષ્ણે કહ્યું—"જરાસંધ, એક રાજાએ બીજા રાજાને વિના કારણ જીતી વળી તેમને મહાદેવને બલિ આપવાનો વિચાર કરવો એ મહત્પાતક છે. એ પાતક નિવારવાનું અમારામાં સામર્થ્ય છે છતાં પણ જો અમે તેનું નિવારણ કરીયે નહીં તો તે પાતક ઉલટું અમને લાગે. અમે જ્ઞાતિના રક્ષણ માટે, જ્ઞાતિની વિનંતિ ઉપરથી, જ્ઞાતિનો ક્ષય કરવા ઇચ્છનારા તને મારવા માટે અહીં આવ્યા છીયે. હું હ્રષીકેશ શૌરિ છું. આ બન્ને પંડવ–ભીમ–અર્જુન છે. અમે તને યુદ્ધ માટે આહ્વાન કરીયે છીયે. અમારા પૈકી ફાવે તે એકની સાથે તું ફાવે તે પ્રકારે યુદ્ધ કર. નહિં તો જે ક્ષત્રિય રાજાઓ તે કેદમાં નાંખેલા છે તેમને છોડી દે.' આ સાંભળી જરાસંધે ગર્વથી તથા ક્રોધથી "એમ કે? ઠીક. તું તો મારી સામેથી નાઠેલો છું; આ અર્જુન અશક્ત છે; આ ભીમ સાથે હું બાહુયુદ્ધ કરીશ; મારી સાથે લઢવાને એ જ યોગ્ય છે," આમ કહી ભીમ સાથે બાહુયુદ્ધ કરવાની તૈયારી કરી. તેણે શરીરે રોચન ચોળ્યું; પેટમાં થકવા ન દેનારાં ઔષધો લીધાં. ગળામાં માળા ધારણ કરી. પુરોહિતે આપેલો આશીર્વાદ ગ્રહણ કર્યો; અને તે કિનારો ઓળંગી જનારા સમુદ્ર પ્રમાણે ગર્જના કરતો અખાડામાં ઉતર્યો. અહીંયાં ભીમ પણ શ્રીકૃષ્ણને નમસ્કાર કરી તેની સામે આવ્યો. પછી તે બન્ને બલિશ્રેષ્ઠોએ બાહુ ઠોકી એકમેકના હાથોને સ્પર્શ કર્યો અને પરસ્પરને વંદન કર્યું; અને ફરી પોતાના વજ્ર-



આ સાંભળતાં જ ભીમે જરાસંધને ઉંચકી નીચે નાંખ્યો, અને
તેના એક પગપર પોતાનો પગ મૂકી બીજો પગ બન્ને હાથોથી
જોરથી ઉંચકી તેને ઉભો ચીરી નાંખ્યો. [ પૃ. ૧૧૫.

પ્રાય દંડોનો ભયંકર આસ્ફોટ કરી તે શ્રેષ્ઠ મલ્લ પરસ્પર ભીડયા. એક-મેકને પકડતા, ચિત્રહસ્તક ઇત્યાદિ પેચ કરતા અને વચમાં વચમાં એક-મેકને પોતાની લોખંડી મુષ્ટિઓથી અને થપાટોથી પ્રહાર કરતા તેઓ ત્વેષથી, ક્રોધથી અને સર્વ સામર્થ્યથી લડવા લાગ્યા. તેમનું તે ભયંકર યુદ્ધ જોવા માટે હજારો નગરવાસી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એકઠા થયા. કાર્તિકમહિનાના પહેલા દિવસે તેમનું યુદ્ધ શરૂ થયું, ને રાત્રિ દિવસ આહાર શિવાય ચૌદ દિવસ ચાલ્યું. છેવટે જરાસંધ થાક્યો. જરાસંધની ઉંમર આ વખતે સુમારે એંશી વર્ષની હતી અને ભીમની પચાસના સુમારે હતી; આ જોતાં જરાસંધ થાકે એમાં આશ્ચર્ય નથી. પૂર્વ કાળે ભરત-ખંડમાં આયુષ્ય દીર્ઘ હોઇ શક્તિ પણ પ્રચંડ હતી, એની સાક્ષી સીકંદર સાથે આવેલા અરાયન વગેરે ગ્રંથકારો આપે છે. તેમણે એકસો વીસ વર્ષનાં ઘણાં અશક્ત માણસો તે વખતે હિંદુસ્થાનમાં જોયાં હતાં. તો પછી તેની પણ અઢી ત્રણ હજાર વર્ષ પહેલાં જરાસંધ સરખા એંશીમા વર્ષે પણ મલ્લ યુદ્ધ ખેલનારા આર્ય હિંદુસ્થાનમાં હોય એમાં નવાઇ નથી. અસ્તુ. જરાસંધ થાક્યો અને પડ્યો; એ જોતાં જ શ્રીકૃષ્ણે કહ્યું-"ભીમ! થાકેલો શત્રુ વારંવાર મળતો નથી. જુએ છે શું? જરાસંધ જરાએ સાંધેલો છે માટે તેના ફડશાળીયાં કરી નાંખ્યા સિવાય તે મરવાનો નથી." આ સાંભ-ળતાં જ ભીમે જરાસંધને ઉંચકી દૂરે નાંખ્યો, અને તેના એક પગ ઉપર પોતાનો પગ મૂકી બીજે પગ બન્ને હાથેથી જોરથી ઉંચકી તેને ઉભો ચીરી નાંખ્યો. તે વખતની તે બન્નેની ભયંકર ગર્જનાથી ગર્ભિણી સ્ત્રીઓના ગર્ભ પણ ગળી પડયા. અસ્તુ. આ પ્રમાણે જરાસંધને ઠાર મારી તેનું પ્રેત ત્યાં જ નાંખી તે ત્રણે વીર ઉઠયા. તેમની ક્રોધયુક્ત મુદ્રા તરફ કોઇની પણ જોવાની હામ ચાલી નહિ. શ્રીકૃષ્ણે તત્કાળ પોતે જઇ જરાસંધનો રથ જોડી આણ્યો અને કેદમાં નાંખેલા સર્વ ક્ષત્રિય રાજાઓને તેમણે કેદમાંથી છૂટા કર્યા. પછી સર્વ રાજ્ય જરાસંધના પુત્રને સ્વાધીન કરી અને ભીમાર્જુનને રથમાં બેસાડી તે ધર્મ, બલ અને જય એ ત્રણેના પૂર્ણ અધિપતિ શ્રીકૃષ્ણ રાજધાનીમાંથી બહાર પડયા અને જલદીથી ઇન્દ્રપ્રસ્થ આવી પહોંચ્યા. તે ત્રણેને સુખરૂપ અને કૃતકાર્ય આવેલા જોતાં જ ધર્મ-રાજાને જે આનંદ થયો તેનું શું વર્ણન કરવું? "કૃષ્ણ, તમારી જ સલાહથી

અને તમારા જ સામર્થ્યથી આ જગતનો કાંટો તમે કાઢી નાંખ્યો" આવી રીતે તેણે શ્રીકૃષ્ણની સવાસ્તવ સ્તુતિ કરી, અને તેમનું અંતઃકરણપૂર્વક પૂજન કર્યું. "હવે તમે દિગ્વિજય કરવા માટે બીકવિના નિકળો," આમ પાંડવોને કહી ગર્ભવતી સુભદ્રાને સાથે લઇ શ્રીકૃષ્ણ પોતાની સ્ત્રીઓ સાથે દ્વારિકા પાછા આવ્યા ( ભારત, સ૦ ૨૦-૨૪ ).

શ્રીકૃષ્ણ પાંડવોને લઇ ઓચિંતા રાજગૃહ ગયા અને ભીમ પાસે દંદ્વ યુદ્ધમાં જરાસંધને મરાવ્યો આ સમાચાર ભરતખંડમાંની પ્રત્યેક રાજધાનીમાં પહોંચ્યા; તે વખતે જૂદાજૂદા રાજાઓની ચિત્તવૃત્તિ જૂદી જૂદી રીતે શ્રીકૃષ્ણના સંબંધમાં ક્ષુબ્ધ થઇ. કેટલાકને તેમના અચિંત્ય પરાક્રમનું અને બુદ્ધિમત્તાનું આશ્ચર્ય લાગ્યું અને ખરેખર આ વિષ્ણુનો જ અવતાર છે એમ લાગ્યું; તો બીજા કેટલાકને આનું બંડ વધતું ચાલ્યું એ સંબંધમાં ખેદ ઉત્પન્ન થયો. તેમાં પૌંડ્રક વાસુદેવને તો આ વાતથી ઘણો જ ક્રોધ આવ્યો. તેનું પણ નામ વાસુદેવ (વસુદેવ-પુત્ર) હતું અને તે શ્રીકૃષ્ણ ઉપરના મત્સરથી ઘણા દિવસથી ગ્રસ્ત હતો. તે પોતાને અત્યંત પરાક્રમી અને ચતુર સમજતો હતો એટલું જ નહિં, પણ તે પોતાને સત્પુરુષ માની શ્રીકૃષ્ણની વધતી કીર્તિનો દ્વેષ કરતો હતો. એકાદ કોઇ મોટો સાધુ પુરુષ ઉત્પન્ન થાય છે અને તેની કીર્તિ ફેલાતી જાય છે એટલે બહુધા તેના પ્રતિસ્પર્ધી થવાનો મનુષ્ય સ્વભાવનો નિયમ જ છે. મહમંદનો પણ એક પ્રતિમહંમદ ઉત્પન્ન થયો હતો. બુદ્ધનો પ્રતિબુદ્ધ અને ખ્રિસ્તનો પ્રતિખ્રિસ્ત પણ નિકળ્યો હતો. અસ્તુ. હું દેવનો અવતાર છું એમ પૌંડ્રક વાસુદેવ પણ કહેતો હતો અને તે પણ શ્રીકૃષ્ણની પેઠે વનમાલા ધારણ કરી પીત વસ્ત્રો પહેરતો. તેમની માફક ચક્ર, ગદા, શાર્ઙ્ગ, શંખ, વગેરે આયુધો પણ તે ધારણ કરતો અને શ્રીકૃષ્ણ મુજબ તે પણ પોતાના રથ ઉપર ગરુડના ચિન્હવાળી ધ્વજા લગાડતો. તેણે આ વખતે ખાસ શ્રીકૃષ્ણ પાસે દૂત મોકલ્યો અને યુદ્ધ માટે આવ્હાન કર્યું. "કૃષ્ણ, અસાવધ એકલદુકલ જરાસંધને તેં ભીમ પાસે મરાવ્યો એમાં તેં કાંઇ મોટું પરાક્રમ કર્યું નથી. ભલે. હું શ્રીવિષ્ણુનો અવતાર છું એમ તું લોકોને ખોટું કહે છે અને આવાં કૃત્યોથી પોતાની મોટાઇ વધારવા ધારે છે, પણ એ ઠીક નથી. મારાં ચિન્હો ધારણ કરી તું લોકોને ભ્રમમાં નાંખે છે એ યોગ્ય છે શું? આ સવ

ચિન્હો છોડી દઇ દેવનો અવતાર તું નથી પણ હું છું આવું કબૂલ કર, નહીં તો મારી સાથે લડવા આવ." આવો પોંડ્રકનો ગાંડાઇભર્યો સંદેશો દૂતે યાદવ સભામાં આવી શ્રીકૃષ્ણને કહ્યો, તે વખતે ત્યાં બેઠેલા યાદવો હસ્યા. " મારાં ચિન્હો તેં જ વૃથા ધારણ કર્યાં છે તે તારી પાસે રણાંગણ ઉપર હું દૂર કરાવું છું " આવો ઉત્તર મોકલી શ્રીકૃષ્ણે યાદવો સાથે પૌંડ્રક વાસુદેવ ઉપર તત્કાળ સ્વારી કરી. પૌંડ્રક પણ પોતાની ફોજ સાથે પુંડ્ર દેશથી નિકળી કાશી પાસે આવ્યો અને ત્યાં તેનો મિત્ર કાશીનો રાજા પોતાની ફોજ સાથે તેને મળ્યો. યાદવોનું અને તેમનું કાશી પાસે ઘનઘોર યુદ્ધ થયું છેવટે પૌંડ્રક વાસુદેવનો શ્રીકૃષ્ણે પરાભવ કરી તેનું શિર સુદર્શન ચક્રથી ઉડાવી દીધું. આ પ્રમાણે મત્સરી પૌંડ્રક વાસુદેવને અને તેના મિત્ર કાશીરાજાને ઠાર મારી શ્રીકૃષ્ણ યાદવો સાથે દ્વારિકા પાછા આવ્યા, તે વખતે દ્વારિકાના લોકોએ શ્રીકૃષ્ણનો મોટો જયજયકાર કર્યો. શ્રીકૃષ્ણ ખરેખર શ્રીવિષ્ણુનો અવતાર છે આવી લોકોની પૂર્ણ ખાત્રી થઇ અને તેમના ઉપરની લોકોની ભક્તિ અતિશય વધી; તથા સિદ્ધ, ચારણ, ગંધર્વ મનુષ્ય વિગેરે શ્રીકૃષ્ણના યશ ગાવા લાગ્યા ( ભાગવત ૬૦ અ૦ ૬૬ ).

અહીંયાં યુધિષ્ઠિરે પોતાના ચારે બંધુને ચારે દિશા જીતવા માટે રવાના કર્યાં. ઉત્તર દિશા તરફ અર્જુનની, પૂર્વ તરફ ભીમની, દક્ષિણ તરફ સહદેવની અને પશ્ચિમ તરફ નકુલની રવાનગી કરી. તે સર્વેએ પોતપોતાને સોંપાયલી દિશા તરફના રાજાઓ જીતી તેમને ધર્મરાજાના સાર્વભૌમત્વને અનુકૂલ કર્યા. અને તે રાજાઓએ પણ કારભાર લઇ રાજસૂય યજ્ઞમાં આવવાનું માન્ય કર્યું. કેટલાકોએ આ પાંડવોનું વર્ચસ્વ આનંદથી સ્વીકૃત કર્યું, તો કેટલાકને સમરમાં જીતી કબૂલ કરાવવું પડ્યું. સહદેવ દક્ષિણ દિશા જીતતો જીતતો દ્વારિકા આવ્યો, તે વખતે શ્રીકૃષ્ણ-બલરામે તેનું સ્વાગત કર્યું અને પાંડવોનું સામ્રાજ્ય શિરસાવંદ્ય કર્યું તથા તેને ધર્મરાજાના યજ્ઞ માટે રત્નાદિ સંપત્તિ અર્પણ કરી. આ પ્રમાણે ચારે બંધુઓએ ચારે દિશા જીતી સ્વાધીન કરી અને ઇન્દ્રપ્રસ્થમાં દ્રવ્યનો રાશિ આણ્યો; એટલે ધર્મરાજાએ રાજસૂય યજ્ઞનો નિશ્ચય ઠરાવી શ્રીકૃષ્ણને બોલાવવા મોકલ્યું. બીજાં સર્વ કર્મ દૂર કરી શ્રીકૃષ્ણ ધનરાશિ લઈ ઇન્દ્રપ્રસ્થ પહોંચ્યા; તે વખતે જેમ સૂર્યરહિત દેશમાં સૂર્ય

જવાથી આનંદ થાય છે, તે પ્રમાણે ઇન્દ્રપ્રસ્થ નગરમાં અત્યાનંદ થયો. શ્રીકૃષ્ણે ધર્મરાજાને કહ્યું;—"ધર્મ, હવે તું રાજસૂય યજ્ઞ ખુશીથી કર. હું, તું કહીશ તે કામ કરવા તૈયાર છું, માટે મને યજ્ઞમાંનું કામ કહે." આ સાંભળી ધર્મરાજાએ તેમની સ્તુતિ કરી અને કામો કરવા માટે માણુસો ઘણાં છે, તમે અમારા ઉપર પ્રસન્ન રહો એટલે અમારાં સર્વ કાર્યો સંપન્ન થશે, આમ તેમને કહ્યું. પછી ધર્મરાજાએ અને દ્રૌપદીએ યજ્ઞની દીક્ષા લીધી. દ્વૈપાયન વ્યાસના નિમન્ત્રણથી મોટા મોટા વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણો યજ્ઞ માટે આવ્યા હતા. વ્યાસ મહર્ષિ પોતે બ્રહ્મા થયા, યાજ્ઞવલ્કય અધ્વર્યુ થયા, ધનંજય સામગાન કરનારા થયા, પૈલ ધૌમ્ય સાથે હોતા થયા. યોગ્ય મુહૂર્ત ઉપર પુણ્યાહવાચન કરી તેમણે યજ્ઞભૂમિ આંકી અને જૂદાં જૂદાં યજ્ઞાયતનો (પીઠો) તૈયાર કરાવ્યાં. દીક્ષા લીધેલા ધર્મરાજા યજ્ઞમંડપમાં આવી રહ્યા. સર્વ રાજાઓ કારભાર લઇ આવ્યા, તેમનો સત્કાર કરી ઊંચાં અને શુભ્રકૈલાસ-શિખર સરખાં, સર્વ સામગ્રીથી ભરેલાં, જૂદાં જૂદાં, નવીન તૈયાર કરાવેલાં મંદિરોમાં તેમને ઉતાર્યાં. નકુલે પોતે હસ્તિનાપુર જઇ ભીષ્મને અને ધૃતરાષ્ટ્રને પુત્રોસહિત ઇન્દ્રપ્રસ્થમાં આણ્યા, અને તેમને પણુ જૂદાં જૂદાં દિવ્ય મંદિરોમાં ઉતાર્યાં. પછી તેમને યજ્ઞકૃત્યમાંના યોગ્ય અધિકાર વ્હેંચી આપ્યા. સર્વની મીજબાનીની દેખરેખ અને તૈયારી કરવાના કામ ઉપર દુ:શાસનની નિમણૂક કરી. બ્રાહ્મણોનો સત્કાર કરવાના કામ ઉપર અશ્વત્થામાની યોજના કરી. ભીષ્મ-દ્રોણે યજ્ઞમાં બેસી કૃત-અકૃત જોવું. કૃપાચાર્યે સોનાની અને રત્નોની પરીક્ષા કરવી અને દક્ષિણા વ્હેંચવી. વિદુરે જમાખર્ચ રાખવો. દુર્યોધને રાજા લોક તરફનો કરભાર અને નજરાણાં લેવાં. આ પ્રમાણે પોતાના બંધુવર્ગોને ધર્મરાજાએ કામો સોંપ્યાં, એટલે શ્રીકૃષ્ણે પોતે પોતાની મેળે બ્રાહ્મણોનું પૂજન કરતી વખતે ચરણપ્રક્ષાલન કરવાનું કામ પોતાની પાસે લીધું. આ પ્રમાણે આ મહાન્ મહાન્ વિભૂતિ તે યજ્ઞાયતનમાં કામ કરવા લાગી, તે વખતે લક્ષ્મીનું મહીએર બનેલું તે યજ્ઞસદન ઘણું જ શોભવા લાગ્યું. હજારો ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, તે યજ્ઞ જોવા માટે એકઠા થયા. યજ્ઞમાંનો સુસ્વર વેદઘોષ, બ્રાહ્મણુ-ભોજનમાંના 'લાવો' 'મૂકો' ઇત્યાદિ એક સરખા નિકળતા ઘાંટા, હજારો દક્ષિણા રોજ વ્હેંચાતી તે વખતનો બ્રાહ્મણોનો આશીર્વાદ, ક્ષત્રિય

વૈશ્ય વગેરે લોકોને માટે નિત્ય થનારી મીજલસોમાંના નૃત્યનો અને ગાનનો સુસ્વર ધ્વનિ ઇત્યાદિ જૂદા જૂદા શબ્દોથી તે વિસ્તીર્ણ યજ્ઞાયતન એક મહિના સૂધી રાત્રિ દિવસ દમદમતું હતું. તે યજ્ઞસમારંભમાં દેવો હવિથી, બ્રાહ્મણો દક્ષિણાથી, રાજા લોકો અનુપમ સત્કારથી અને ઇતર જન સુમૃષ્ટ પકવાન્નોથી આકંઠ તૃપ્ત થયા (ભારત, સ૦ ૨૫-૩૫).

આ પ્રમાણે સર્વ રીતે આનંદમય થયેલા તે યજ્ઞનું છેવટ પણ આનંદમય થવું જોઇતું હતું. પણ રાજસૂય યજ્ઞ નિર્વિઘ્ન રીતે સિદ્ધિને પામતો નથી એ દર્શનિક વાત છે. નારદે કલહનાં બીજ વાવવા માટે જ આ યજ્ઞ કરવાનો ઉપદેશ ધર્મરાજાને કર્યો હતો. યજ્ઞ યથાવિધિ પૂરો થયા પછી અવભૃથ સ્નાનના સમય પહેલાં, અર્ધાદરણ એટલે આવેલી મોટી મોટી વ્યક્તિઓનું પૂજન કરવાનો આરંભ શરૂ થયો. એકઠી થયેલી મંડળીમાંથી અગ્રપૂજા કોની કરવી આવો પ્રશ્ન ધર્મરાજાએ કૃતાકૃત અને સૂક્તાસૂક્ત જોવા માટે નીમેલા ભીષ્મને કર્યો. એટલે ભીષ્મે એકઠા થયેલા સર્વ લોકોમાં ગોવિંદ શ્રેષ્ઠ છે અને તેમને જ અગ્રપૂજાનું માન શોભે છે આવો ઉત્તર આપ્યો. સાહજિક જ ધર્મરાજાને અને સર્વ પાંડવોને તે વચન અત્યંત માન્ય થયું. સહદેવે તરત જ શ્રીકૃષ્ણને પ્રથમ અર્ધ આપી તેમની પૂજા કરી અને તે તેમણે પ્રેમથી અને સંતોષથી ગ્રહણ કરી. પણ આ શ્રીકૃષ્ણનું અગ્ર સન્માન શિશુપાલથી સહન થઇ શક્યું નહિં. ક્રોધથી લાલચોળ થઇ તે રાજસભામાં ઉભો થયો અને બોલ્યો;—"પાંડવો! તમે મને મૂર્ખ જણાઓ છો! તમે સૂક્ષ્મ ધર્મ બિલકુલ સમજતા નથી. અહીંયાં આટલા રાજાઓ અને મોટ મોટા બ્રાહ્મણો બેઠેલા છે છતાં તમે શ્રીકૃષ્ણને પ્રથમ માન આપ્યું એનું કારણ શું? આ બુઢ્ઢો ભીષ્મ પણ અક્કલશૂન્ય જણાય છે. એ કેવળ પાંડવોને પ્રિય હોય તેવું જ બોલે છે. અરે મૂર્ખો, વૃદ્ધ તરીકે તમે કૃષ્ણની પૂજા કરી હોય તો અહીંયાં તેના બાપ વસુદેવ હાજર છે, તેમની પૂજા કરવી જોઇતી હતી. આચાર્ય તરીકે તમે તેની પૂજા કરી હોય તો અહીંયાં દ્રોણાચાર્ય હાજર છે. છતાં તમે તેમનું કેમ અપમાન કરો છો? વેદવિત્ તરીકે કૃષ્ણની પૂજા કરી હોય તો પ્રત્યક્ષ વ્યાસ મહર્ષિ સર્વ વેદ જાણનારા અહીંયાં છે. રાજા તરીકે પૂજા કરી હોય તો રાજશ્રેષ્ઠ દુર્યોધન, દુરાધર્ષ ભીષ્મક, કૃતલક્ષણ પાંડય, તેમ જ રુક્મી, શાલ્વ, શલ્ય ઇત્યાદિ

મહાન મહાન્ રાજા અહીંયાં હાજર છે, છતાં તેમને પાછળ મેલી શું વિચારી તમે કૃષ્ણની પ્રથમ પૂજા કરી? એ આચાર્ય નથી, ઋત્વિક્ નથી, રાજા નથી, એની પૂજા કેવળ તમને એ પ્રિય છે, માટે જ તમે કરી. પણ એની પૂજા તમારે પ્રથમ કરવી હતી, તો અમને અહીંયાં બોલાવ્યા શા માટે? અમે બ્હીકથી, લોભથી કિંવા તમારા સમજાવવાથી તમને કરભાર આપ્યો નથી; પણ કેવળ આ ધર્મરાજા ધર્મશીલ છે, એમને સાર્વભૌમ માનવા યોગ્ય છે, આમ ધારી આપ્યો છે. તે તમે આવું મૂર્ખપણું કરો છો? પણ એ મૂર્ખ પાંડવો! રહો. કૃષ્ણ, તને પણ અગ્રપૂજા લેતાં શરમ કેમ ન આવી? અરે અહીંયાં આટઆટલા સન્માન્ય લોક બેઠા છે છતાં તું જ તેમાં શ્રેષ્ઠ? કલીબને સ્ત્રી, કિંવા આંધળાને અરીસો, તે પ્રમાણે અરાજા એવા તને આ રાજાની પૂજા વ્યર્થ છે! આ યુધિષ્ઠર જોયો, આ ભીષ્મ જોયો, આ કૃષ્ણ પણ જોયો; સઘળા એક જ માળાના મણુકા છે!" આવું શિશુપાલનું ભયંકર ભાષણ સાંભળી સર્વ રાજસભા સુન્ન થઇ. પરંતુ ભીષ્મે ચત્કિંચિત પણ મનનું સમતોલપણું ન ખોતાં ઉત્તર આપ્યો કે, "જે ક્ષત્રિય રાજાને જીતી તેને છોડી દે છે તે તેનો ગુરુ છે. આ સભામાં એક પણ રાજા મને એવો જણાતો નથી, કે જેને શ્રીકૃષ્ણે જીત્યો ન હોય કિંવા જીતે નહીં. આ અચ્યુત અમને જ પૂજ્યતમ છે એટલું જ નહિ પણ ત્રણે લોકને પૂજ્યતમ છે. જ્ઞાનવૃદ્ધત્વથી બ્રાહ્મણ સર્વમાં પૂજ્ય થાય છે; બલવૃદ્ધત્વથી ક્ષત્રિય સર્વમાં પૂજ્ય થાય છે. અને વૈશ્ય ધનવૃદ્ધત્વથી પૂજ્ય થાય છે. ફક્ત શૂદ્રમાં વયોવૃદ્ધત્વથી મનુષ્ય પૂજ્ય હોય છે. આ શ્રીકૃષ્ણ સર્વમાં વયોવૃદ્ધ નથી, પણ એ જ્ઞાનવૃદ્ધ, બલવૃદ્ધ અને ધનવૃદ્ધ છે. સારાંશ; સર્વ દ્વિજમાં તે શ્રેષ્ઠતમ છે. વેદવેદાંગવિદ્ અને સત્વબલસંપન્ન આ શ્રીકૃષ્ણ સર્વના આચાર્ય, પિતા અને ગુરુ છે. માટે હે રાજાઓ! અમે જે અગ્રપૂજા કરી, તે બદ્દલ તમે સર્વ અમને ક્ષમા કરશો. આ શિશુપાલ બાલક છે, શ્રીકૃષ્ણની કેવળ મૂર્ખપણાથી જ્યાં ત્યાં નિંદા કરે છે, એનું કહેવું તમે મન ઉપર લેશો નહીં." આવું ભીષ્મનું ભાષણ સાંભળી શિશુપાલ છલંગ મારી ઉઠયો અને બોલ્યો;— "ડોકરા, કુલકલંક ભીષ્મ! અમથો ધાકનો રાક્ષસ બનાવી લોકોને બીવડાવતાં તને શરમ કેમ નથી આવતી? હાડકાને હોડકાં બાંધવાં કિંવા આંધળાની પાછળ

આંધળો દોરવવો, તે પ્રમાણે ભીષ્મ, તું આંધળાનો આંધળો આગેવાન છે. કૃષ્ણની ખોટી સ્તુતિ કરતાં તારી જીભ કેમ ન કપાઇ ગઈ? તેં કદી ધર્મ સાંભળ્યો હોય તેમ નથી જણાતું, માટે તે મારી પાસેથી સાંભળ. ગાય, સ્ત્રી, બ્રાહ્મણ, પોતાનો અન્નદાતા; એમના ઉપર શસ્ત્ર ઉપાડવાં નહીં આવો ધર્મ છે. આ શ્રીકૃષ્ણે આ સર્વ ઉપર શસ્ત્ર ચલાવેલ છે અને તેમને ઠાર મારેલ છે. આવો આ ધર્મ કરનારો છે છતાં તમે તેને જગતનો પ્રભુ, શ્રીવિષ્ણુનો અવતાર માનો છો, ત્યારે તમે આંધળા નહીં શું? કિંવા પોતાની જ જ્ઞાતિનો ક્ષય કરનારા હંસ પ્રમાણે ભીષ્મ, તારૂં કૃત્ય નથી શું? ગમે તે હો. સર્વ જ્ઞાતીએ મળી તને આ વખતે બાળી નાંખવો જોઇએ, કિંવા પથ્થરથી ટીચી ટીચી મારી નાંખવો જોઇએ।" આ શબ્દ સાંભળી માત્ર ભીષ્મને ક્રોધ આવ્યો, અને તેણે ઉત્તર આપ્યો "હું ઇચ્છામરણી છું. આ રાજા લોકોના હાથથી મારો કેશ પણ વાંકો થવાનો નથી. હું સર્વને તૃણસમાન ગણું છું." ભીષ્મની આ ગર્વોક્તિ સાંભળી રાજા લોકોમાં ખળભળ ઉઠી. કોઇને આનંદ થયો કોઇ તો ક્રોધથી ધિક્ ધિક્ આમ આરડવા લાગ્યું. એટલે ભીષ્મે ફરી કહ્યું;—"ઉત્તર પ્રત્યુત્તરનો કદી અંત આવતો નથી. આ માધવને અમે સર્વથી પ્રથમ પૂજેલા છે. જેમને તે માન્ય ન હોય તેમણે માધવ સાથે યુદ્ધ કરવા ઉભા રહેવું." શિશુપાલ તત્કાળ ઉઠી ઉભો થયો અને બોલ્યો;—"કૃષ્ણ, તારી સાથે દ્વંદ્વ યુદ્ધ ખેલી હું આજ પાંડવો સહ તારો ક્ષય કરૂં છુ. તેં ન્હાનપણમાં અનેક અદ્ભુત પરાક્રમ કર્યાં છે એમ લોક કહે છે અને તારા ભક્ત તારૂં જુથ જમાવે છે. તો તે હું આજ ફોલ કરી દેખાડું છું તે તારા મામાને કપટથી ઠાર માર્યો, તેનું પ્રાયશ્ચિત્ત હું તને આજ આપું છું." આમ કહી ક્રોધથી જ્યાં શિશુપાલ કૃષ્ણ ઉપર શસ્ત્ર ઉગામે છે, ત્યાં જ કૃષ્ણે ચક્ર ફેંકી શિશુપાલનું માથુ કાપી નાંખ્યું. શ્રીકૃષ્ણનું તે અદ્ભુત કૃત્ય જોઇ સર્વ સભા સ્તિમિત થઇ. કોઇએ પણ ત્યાં અધિક શબ્દ ઉચ્ચાર્યો નહીં. પરંતુ કેટલાકોએ ક્રોધથી હાથે હાથ મસળ્યા અને કેટલાકે દાંતોથી હોઠ કચર્યા. અલબત્ત, ઇતર લોકોએ અંતઃકરણમાં શ્રીકૃષ્ણની પ્રશંસા કરી, અને મહર્ષિ બ્રાહ્મણોએ ઉઘાડી રીતે આનંદ માની દુષ્ટ શિશુપાલનો વધ કર્યા બદલ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી (ભારત. સ. ૩૬-૪૫).

રાજસૂયમાં આવેલું વિઘ્ન આ પ્રમાણે શ્રીકૃષ્ણે ધૈર્યથી, પરાક્રમથી અને પોતાની હમેશની ચપલતાથી નિવાર્યું; એટલે યજ્ઞનો છેવટનો કાર્યભાગ ઘણા ચાટથી સિદ્ધિને પામ્યો. યુધિષ્ઠિરે સર્વ રાજા સાથે અને બ્રાહ્મણો સાથે અવભૃથ સ્નાન કર્યાં પછી તેને સર્વ રાજાએ સામ્રાજ્યપદનો અભિષેક કર્યો. અનેક મૌલ્યવાન્ નજરાણાં અર્પણ કર્યાં. પછી સર્વ રાજાઓ યુધિષ્ઠિરની રજા લઇ સ્વદેશ જવા લાગ્યા, તે વખતે યુધિષ્ઠિરે તેમને યથાયોગ્ય પાછો સત્કાર કરી તેમને સન્માનથી રવાના કર્યા. પાંડવોએ ગોવિંદને પણ પ્રેમપુરઃસર નિરોપ આપ્યો અને તેમને અનેક બહુમોલ રત્નો નજર કર્યાં. સર્વ રીતે પાંડવોનો ભાર શ્રીકૃષ્ણે ઉંચક્યો હતો, એથી પાંડવોને કૃતજ્ઞતા લાગે એમાં નવાઈ શી? અસ્તુ. રાજસૂય યજ્ઞ આ પ્રમાણે સિદ્ધિને પામ્યો. પરંતુ તેણે ભાવી કલહનાં બીજ સારી રીતે રોપ્યાં. અનેક રાજાલોક અંતર્યામી શ્રીકૃષ્ણ ઉપર અને પાંડવો ઉપર જળફળતા પાછા ગયા. એ રાજાના અંતઃકરણમાં જે દ્વેષાગ્નિ અને મત્સરાગ્નિ સળગ્યો તે તો અનિવાર હતો. શ્રીકૃષ્ણના કટ્ટા શત્રુ પૈકી શાલ્વ અદ્યાપિ શિલ્લક રહ્યો હતો. કંસ, કાલયવન, જરાસંધ, પૌંડ્રક–વાસુદેવ, અને શિશુપાલ એમને પોતે કિંવા બીજા પાસે ઠાર મરાવી શ્રીકૃષ્ણે પોતાનો દિવ્ય પ્રભાવ જગતમાં વ્યક્ત કર્યો હતો. ફક્ત શાલ્વ અને રુકમી એ તેમના શત્રુ બાકી હતા. પણ તે પૈકી રુકમી શ્રીકૃષ્ણનો સાળો હોવાથી બન્ને તરફ શાંતિ હતી. રુકમી પોતે આગળ થઇ શ્રીકૃષ્ણ સામે આંગળી કરી શકતો નહોતો, અને શ્રીકૃષ્ણ પણ રુકિમણીના પ્રેમને લીધે તેના ઉપર તલવાર ચલાવવા તૈયાર નહોતા. પણ શાલ્વનો ક્રોધ અને દ્વેષ કમી થવાને કાંઈ પણ કારણ નહોતું. તેની સામે થયેલા શિશુપાલના વધથી તેનો ક્રોધ ભડભડ્યો. અર્જુન પ્રભૃતિ પાંડવો, ભીષ્મ પ્રભૃતિ કૌરવ અને શ્રીકૃષ્ણ પ્રભૃતિ યાદવો આ ત્રણેના એકઠા તેજ પાસે તે વખતે તેનાથી કાંઈ કરી શકાયું નહીં એ ઉઘાડું છે. પણ સ્વદેશ પાછા આવ્યા પછી શ્રીકૃષ્ણનું વેર કેવી રીતે લેવું એનો તેને નિદિધ્યાસ લાગ્યો. છેવટે શંકરની કૃપા શિવાય આ દુષ્કર કર્મ સાધ્ય થનાર નથી એમ માની તેણે શંકરની આરાધના શરૂ કરી. અહીં યાં દુર્યોધનની પણ પાંડવોના સંબંધમાં આવી જ સ્થિતિ થઇ. તેને અને પાંડવોને ન્હાનપણમાંથી વેર હતું. પિત્રાઈ ભાઇઓનાં વેર એટલે કેવળ હડકાયાં

કુત્રાનું ઝેર; જે કદી પણ નષ્ટ થાય નહીં પણ ઉલટું દિવસે દિવસે વધતું જ જનારૂં હોય છે. ભ્રાતૃવ્ય ( કાકા કાકાના છોકરા ) આ શબ્દ વેદમાં શત્રુનો જ વાચક થયેલો છે. અસ્તુ. પિત્રાઇ ભાઇ પાંડવોનો નાશ કરવા માટે દુર્યોધને ન્હાનપણમાંથી અનેક પ્રયત્નો કર્યા, છતાં પણ તેમનો વૈભવ વૃદ્ધિંગત થતો ગયો; અને તે એટલો કે છેવટે તે હિંદુસ્થાનના સમ્રાટ્ થયા. રાજસુય યજ્ઞમાં રાજા લોકો તરફથી આવનારો કરભાર લેવાના કામમાં દુર્યોધનની યોજના થઇ હતી એટલે તે વખતનો અપાર કરભાર જોઇ તેને આનંદ થવાના બદલામાં ડગલે ડગલે દુઃખ માત્ર થયું. છેવટે જે વખતે યુધિષ્ઠિરને સમ્રાટ્ તરીકે સર્વ રાજાઓએ નમ્રતાથી વંદન કર્યું, અને કોઇએ છત્ર, કોઇએ ચામર, કોઇએ તાંબૂલકરક આ પ્રમાણે ધારણ કરી સમ્રાટનું દાસ્ય સ્વીકાર્યું તેવખતે યુધિષ્ઠિરનું અને દ્રૌપદીનું અપરિમત ઐશ્વર્ય જોઈ તેના પેટમાં મત્સરની આગ સળગી! જર્મનીના રાજાઓમાં સમ્રાટ નિવડવાનો અને તેનાં દાસ્યચિન્હો જૂદા જૂદા રાજાઓએ ધારણ કરવાનો જેવો ચાલ હતો, તે જ પ્રકારનો ચાલ આ વખતે હિંદુસ્થાનમાં હતો એમ જણાય છે. જર્મન ક્ષત્રિયો અને ભારતવર્ષીય ક્ષત્રિયોનું ઘણા અંશમાં સાદૃશ્ય છે. તે બન્ને પરાક્રમી હોઇ ધર્મનિષ્ઠ હતા અને બન્નેને મદ્ય અને દ્યૂતનું વ્યસન હતું. અસ્તુ. ધર્મરાજાનો સામ્રાજ્યવૈભવ જોઇ દુર્યોધનને વૈરાગ્ય લાગ્યું; તેમાં તેમની મયસભા જોઇને તો તે અધિક જ બળી ઉઠયો. આવા પ્રકારની દિવ્ય સભા હિંદુસ્થાનમાં બીજે કોઇ પણ ઠેકાણે નહોતી. એ શિવાય તે સભામાં જતી વખતે પાણી હોય ત્યાં જમીન ભાસવાથી દુર્યોધનનાં વસ્ત્ર ભીંજાયાં અને જમીન હતી ત્યાં પાણી ભાસવાથી તેણે પોતાનાં વસ્ત્ર ઉંચાં લીધાં, તે વખતે ભીમને હસવું આવ્યું. આ અપમાનથી તે માની રાજા ઘણો જ ચીડાયો. હસ્તિનાપુરમાં પાછા આવ્યા પછી તે, મત્સરનો અને દ્વેષનો એટલો ભોગ થઇ પડયો કે તે દિવસે દિવસે કૃશ થતો ગયો. પુત્રપ્રિય અંધ ધૃતરાષ્ટ્રે તેના અંગ ઉપર એક દિવસે પ્રેમથી સહજ હાથ ફેરવ્યો, ત્યારે તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. "સર્વ સુખ અનુકૂલ છે છતાં તારી આવી સ્થિતિ કેમ?" આવું તેણે દુર્યોધનને પૂછ્યું તે વખતે દુર્યોધને જવાબ આપ્યો;—"પાંડવોની સંપત્તિ અને તેમનું ઐશ્વર્ય મને દુઃસહ થયું છે. તેમનો રાજસૂય યજ્ઞ જોઇ આવ્યા, ત્યારથી તો ઉઠતાં

બેસતા તેમનું ઐશ્વર્ય મારી આંખોને સામે ઊભું રહે છે. મારી સ્થિતિ તેમની અપેક્ષાએ કેવળ કંગાલીયત ભરી! તમે ભાઇનાં છોકરાંને ઘરમાં આણી પોષ્યાં તેનું આ પરિણામ છે એમ હું માનું છું!" આ સાંભળી ધૃતરાષ્ટ્રને ઘણું ખરાબ લાગ્યું. દુર્યોધન, શકુનિ અને કર્ણ એમણે પાંડવોની સંપત્તિ હરણ કરી લેવાની તેને એક દુષ્ટ યુક્તિ સુઝાડી તે તે લોભી બુઢ્ઢાએ તત્કાળ પસંદ કરી. યુદ્ધને મા. કોઇએ આહ્વાન કર્યું તો તેનો અસ્વીકાર કરવો એ તે વખતના ક્ષત્રિયો અયશસ્કર માનતા, તેમ જ દ્યૂતના આહ્વાનનો અસ્વીકાર એ પણ ક્ષત્રિયોને હીનતા પમાડનાર છે એમ તેઓ માનતા. ભોળા ધર્મરાજાને દ્યૂતને માટે બોલાવી કપટથી પાસા નાંખી તેમની સંપત્તિ હરણ કરવી આવો તે ચંડાળ-ચોકડીએ વિચાર કર્યો. તરત જ પાંડવોની સભા સરખી એક દિવ્ય સભા બાંધવાનો ધૃતરાષ્ટ્રે હુકમ કર્યો. એક વર્ષમાં સભા તૈયાર કરાવી પાંડવોને હસ્તિનાપુરમાં સભા જોવા માટે પોતાની સ્ત્રીઓ સાથે આવવાનું આમંત્રણ કર્યું. ભાવી પરિણામ ખરાબ છે આમ જાણતાં છતાં પણ ક્ષત્રિયના યશને બટ્ટો લાગે નહીં એટલા માટે "आहूतोऽहं न निवर्ते कदाचित्" આમ કહેતા, અને ધૃતરાષ્ટ્રના પ્રેમ ઉપર વિશ્વાસ રાખતા ધર્મ પોતાના બંધુઓ, પાંચેની એક ભાર્યા સતી દ્રૌપદી અને ચારની ઇતર સુભદ્રાદિ પત્નીઓ અને રાજમાતા કુંતી, એમની સાથે પોતના પિત્રાઇ ભાઇઓને મળવા માટે હસ્તિનાપુર ગયા ( ભારત, સ૦ અ૦ ૬૦ ).

ભાઇઓએ ભાઇઓનું અને ભોજાઇઓએ ભોજાઇઓનું આદરથી અને પ્રેમથી સ્વાગત કર્યું. બે ચાર દિવસ આનંદમાં ગયા પછી કૌરવસભામાં એક દિવસે શકુનિએ યુધિષ્ઠિરને કહ્યું;–"ધર્મ, આજના આનંદના પ્રસંગે પાસાથી ( દ્યૂત ) રમીએ આવ બાકી તને હરકત હોય તો ન રમીશ." ધર્મે ઉત્તર આપ્યો કે;—"શકુનિ, પાસાથી ( દ્યૂત ) રમવામાં મોટું પાપ છે, વળી એનાથી અનેક અનર્થ ઉત્પન્ન થાય છે." શકુનિએ કહ્યું;—"ચતુરે ગાંડાને ભમાવવા, સશક્તે અશક્તને લુંટવા, એ જો પાતક નથી, તો દ્યૂતમાં કુશલ માણસે અકુશલને જીતવા એમાં પાતક શું? તમે દિગ્વિજયમાં અશક્ત રાજાઓને જીત્યા એમાં ન્યાય હતો શું ? બાકી મારો તને આગ્રહ નથી." આવો શકુનિનો ટોણાદાર ઉત્તર સાંભળી ધર્મરાજે કહ્યું;—"ઠીક છે. શકુનિ

નાંખ પાસા, દૈવી હશે તે થશે." આ પ્રમાણે ઉત્તર પ્રત્યુત્તર થયા પછી દ્યૂત શરૂ થયું. જેમ જેમ ધર્મરાજા દાવ ઉપર દાવ હારવા લાગ્યા, તેમ તેમ દ્યૂતનું ભૂત તેમના માથા ઉપર ચઢવા લાગ્યું. હજાર રૂપિયા હાર્યાં, લાખ હાર્યાં, કરોડ હાર્યાં, રથ-સંપત્તિ હારી, અશ્વ-ગજ-સંપત્તિ હારી, છેવટે રાજ્ય હાર્યા! પછી ધર્મરાજા પોતાના પાંચ ભાઇઓને એક પછી એક મેલી હાર્યાં, છેવટે પોતે દાસ થવાનું પણ મેલી હાર્યાં. અંધ ધૃતરાષ્ટ્ર ઘણા ઉત્સાહથી વારંવાર "શું જીત્યું! શું જીત્યું!" એમ પૂછતો, અને "અમુક જીત્યું, અમુક જીત્યું" આમ લોક તેમને કહેતા. તે વખતે તેના અંતઃકરણમાં આનંદ ઉછળી રહેતો. પણ ઇતર રાજાઓના હૃદયમાં તે જ શબ્દ ભાલા પ્રમાણે ખુંચતો. છેવટે શકુનિએ કહ્યું;—ધર્મ, હજી એક પણ બાકી છે, અને એ પણ જીતીશ તો સર્વ પાછું આપીશું. તારી સ્ત્રીને પણમાં મૂક." તે વખતે આખી સભામાં 'ધિક્ ધિક્' આવા શબ્દ નિકળ્યા! પણ વારંવાર પરાજયથી ઉત્પન્ન થયેલા ઉદ્વેગથી-અંધ થયેલા ધર્મરાજા બોલ્યા;— "શકુનિ! એક વળી બીજું પણ તારા કહેવા પ્રમાણે આનું મૂકું છું. કૃશ નથી અને જાડી પણ નથી. ઠીંગણી નથી અને ઉંચી પણ નથી, શરદ્ઋતુમાંના કમલ પ્રમાણે જેની આંખો વિશાળ છે અને શરદ્ઋતુમાંના કમલપુષ્પ પ્રમાણે જેના અંગમાં સુગંધ છે, જે મારા ઉંઘી ગયા પછી ઉંઘી જાય છે, અને મારી પહેલાં જાગૃત થાય છે, જે ન્હાના નોકરથી માંડીને તે કુલગુરુ ધૌમ્ય સુધીના સર્વને એકસરખા જુએ છે. સારાંશ; આ સંસારમાં જેવા સ્ત્રી હોવી જોઇએ એમ મનુષ્યને લાગે છે, તેવી મારી પ્રિય ભાર્યા સતી દ્રૌપદીને હું પણમાં મૂકું છું; ચાલ નાંખ પાસા." તરત જ શકુનિએ પાસા નાંખ્યા અને "જીત્યા, જીત્યા" આવી બૂમ મારી. તે વખતે ચંડાળચોકડીએ આનંદથી તાળીઓ પીટી અને ઇતર સભાજનોએ કાનમાં આંગળાં ઘાલ્યાં. ઉન્મત્ત દુર્યોધને પ્રાતિકામી દૂતને કહ્યું;—"પ્રાતિકામી, જા, દ્રૌપદીને સર્વ હકીકત કહે અને તું દુર્યોધનની દાસી થયેલી છે, તેણે તને સભામાં બોલાવેલી છે આમ કહે." દૂત અંતઃપુરમાં જઇ પાછો આવ્યો, અને "જો ધર્મરાજા દ્યૂતમાં પ્રથમ દાસ થયા તો તેમને મને પણમાં મૂકવાનો અધિકાર રહ્યો છે શું?" આવો દ્રૌપદીનો પ્રશ્ન તેણે સભામાં પૂછ્યો. દુર્યોધન દુઃશાસનને કહ્યું;—"આ દૂત સાંગકામી છે." દુઃશાસન

તત્કાળ અંતઃપુરમાં ગયો અને દ્રૌપદીને અંતઃપુરમાં આવવાનો આગ્રહ કરવા લાગ્યો. "હું રજસ્વલા છું! હું એકવસ્ત્રા છું!" ઇત્યાદિ તેણે ઘણી હરકત લીધી, પણ તે દુષ્ટ શેનો માને? છેવટે દુઃશાસનનો દુષ્ટ વિચાર જોઇ દ્રૌપદીએ ગાંધારીના મહેલ તરફ દોટ મૂકી. પણ દુઃશાસને બે ચાર પગલામાં જ તેને કેશમાંથી પકડી. એકવસ્ત્રા હોય તો એ શું અને વિવસ્ત્રા હોય તો એ શું. તું હવે દાસી છે, તને સભામાં લઇ જવાની કાંઇ હરકત નથી;" આમ કહી તેણે તેને સભામાં કેશ પકડી ખેંચી આણી. તેની તે અનન્વિત દુર્દશા જોઇ સભામાંના લોકોએ પોતપોતાનાં મોઢાં નીચે ઘાલ્યાં! ધર્મરાજાએ પણ મોઢું નીચું ઘાલ્યું! ક્રોધી ભીમ માત્ર સંતાપથી લાલ થઇ ઉઠ્યો અને બોલ્યોઃ—'જુગારીઓ હજારો જોયા, પણ પોતાની સ્ત્રીને પણમાં મૂકનાર આ જ જોયા! આના આ પાસા પકડનારા હાથ બાળી નાંખું છું!" પણ અર્જુને ભીમને કાલૂદીથી કહ્યું;—' ભીમ! આજ સુધી તેં કદી પણ વડીલની અમર્યાદા કરી નથી. તું તારું સત્વ આજ ગુમાવીશ શું?" આ પ્રશ્ન સાંભળી ભીમ પણ નીચે બેઠો. એટલે દ્રૌપદીએ નિરાશ થઇ સભ્યોને કહ્યું;—"મહારાજા, હું દાસી છું શું? એનો મને ઉત્તર આપો. રાજસભામાં બેસી જે ધર્મશાસ્ત્ર પ્રમાણે આર્તનો જવાબ આપતા નથી તેનો અધઃપાત થાય છે, એટલા માટે મારા પ્રશ્નનો યોગ્ય જવાબ તમે આપો." તે વખતે ભીષ્મે ઉત્તર આપ્યો કે,— "ધર્મરાજાએ પ્રથમ પોતે દાસ થઇ પછી તને પણમાં મૂકી છે એ જોતાં, અને બીજા પક્ષમાં પતિની સ્ત્રી ઉપરની સત્તાનો વિચાર કરતાં, તું દાસી થઇ કે નહિ એનો નિર્ણય કરવો કઠિણ છે." ભીષ્મનો આ મુગ્ધ ઉત્તર સાંભળી દુર્યોધનને અત્યંત આનંદ થયો. જે ધર્મરાજ-દ્રૌપદીને તેણે સામ્રાજ્યના અભિષેક વખતે વૈભવના શિખર ઉપર બેઠેલાં જોયાં હતાં, તે પિત્રાઇ ભાઇ અને ભોજાઇને દાસ્યરૂપી દૈન્યના રસાતળે પહોંચેલાં જોઇને તેનાં નેત્રનાં પારણાં ફીટયાં. તેણે તરત જ દુઃશાસનને કહ્યું:—'પાંડવોનાં અને દ્રૌપદીનાં વસ્ત્રો હરણ કર. એ સર્વ દાસ થયેલાં છે." પાંડવોએ પોતાનાં મૌલ્યવાન્ વસ્ત્રો ફેંકી દીધાં અને તેઓ ઉઘાડા બેઠા. પણ દ્રૌપદી પોતાનું મૌલ્યવાન્ વસ્ત્ર કેવી રીતે કાઢે? તે જાળમાં સપડાયલી હરિણી પ્રમાણે બાવરી બાવરી થઇ અને દુઃશાસન તરફ કાકલૂદીભરી નજરે જોવા લાગી! પણ

દુઃશાસનને તેની યત્કિંચિત્ પણ દયા આવી નહિ. તેણે તેનાં વસ્ત્રને હાથ લગાડયો. દ્રૌપદીએ પાંડવો તરફ જોયું; પણ તેમણે પોતાનાં મોઢાં નીચે ઘાલ્યાં હતાં! આવી સ્થિતિમાં કોઇ પણ તેનો વાલી ઉભો થયો નહીં. વિવસ્ત્ર થવાની બીકથી ઓશીઆળી થયેલી મહાસતી દ્રૌપદી હાથથી પોતાનું મુખ ઢાંકી ગદ્દદ્ સ્વરથી રુદન કરતી જગતના વાલી પ્રભુ શ્રીકૃષ્ણનો આશ્રય લઇ કહેવા લાગી:—"હે દ્વારિકાવાસિન્ ગોવિંદ! હે ગોપીપ્રિય કૃષ્ણ! કૌરવોએ મારો છળ કરવા માંડયો છે, તે હે સર્વજ્ઞ કેશવ! તને ખબર નથી શું? હે અનાથના નાથ! હે રમાનાથ! હે વ્રજના નાથ! હે દુઃખનાશન જનાર્દન! કૌરવોના અન્યાય-સમુદ્રમાં ડુબી ગયેલી આ દ્રૌપદીને હાથ આપ! હે કૃષ્ણ! હે મહાયોગિન્ શ્રીકૃષ્ણ! હે વિશ્વાત્મન્! હે વિશ્વભાવન ગોવિંદ! હું તારે શરણે આવી છું! કૌરવરૂપી કર્દમમાં ફસાયેલી આ ગાયનું રક્ષણ કર! * આ રીતે અનન્ય ભાવથી દ્રૌપદીએ રુદન કરી શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, એટલે તે જગતનો પ્રભુ દયાર્દ્ર થયો. તે કૃપાસાગર કૃપાથી ખળભળી ગયો અને દુઃશાસન જેમ જેમ દ્રૌપદીનું વસ્ત્ર ઉતારતો તેમ તેમ ધર્મસ્વરૂપી શ્રીકૃષ્ણ તેને બીજું પહેરાવતા. લુગડાં ઉપર લુગડાં ઉતારી દુઃશાસન થાકયો તો પણ દ્રૌપદી મહાવસ્ત્ર પહેરેલી જ! છેવટે દુઃશાસન લજ્જાથી અને થાકથી નીચે બેઠો, તે વખતે સભ્ય જનોએ તેનો ધિક્કાર કર્યો, અને દ્રૌપદીની "ધન્ય! ધન્ય! દ્રૌપદી મહાસતી!" આવી સ્તુતિ કરી. અંધ ધૃતરાષ્ટ્રને તે ભયંકર બનાવ દેખાયો નહીં. પણ તેનું અંતઃકરણ આ ધન્યવાદથી કળવિકળ પામ્યું. વિદુરે તેને વસ્તુસ્થિતિ સમજાવી; એટલે તેણે કહ્યું;—"વહુ બેટા, મહાસાધ્વી દ્રૌપદી તારી અલૌકિક ધર્મપરતાથી તું આ અમારા કુળનું ભૂષણ થઇ છું. હું તારા ઉપર આ વખતે પ્રસન્ન છું.

---

* મહાભારતમાંની દ્રૌપદીની સ્તુતિ ન્હાની હોઇ મીઠી છે. તે, પહેલાં, લોક પ્રાતઃસ્મરણમાં બોલતા હતા. તે અહીં આપવા સરખી છે.

"गोविंद द्वारिकावासिन् कृष्ण गोपीजनप्रिय। कौरवैः परिभूतां मां किं न जानासि केशव॥ हे नाथ हे रमानाथ व्रजनाथार्तिनाशन। कौरवार्णवमग्नां मामुद्धरस्व जनार्दन॥ कृष्णकृष्ण महायोगिन् विश्वात्मन् विश्वभावन। प्रपन्नां पाहि गोविंद कुरुमध्येऽवसीदतीम्॥"

તારે જોઇએ તે તું માગ." એટલે દ્રૌપદીએ "મારા પતિ દાસ્યમાંથી મુક્ત થઇ મને મળે" આવો વર માગ્યો અને તે ધૃતરાષ્ટ્રે આપ્યો. "બીજો માગ" આમ ધૃતરાષ્ટ્રે બીજો વર આપ્યો એટલે દ્રૌપદીએ પતિનું રાજ્ય પાછું માગ્યું. ધૃતરાષ્ટ્રે તે પણ આપ્યું અને તેણે યુધિષ્ઠિરને કહ્યું;— "ધર્મ, તારૂં કલ્યાણ થાઓ. તું તારી પતિવ્રતા સ્ત્રી સાથે અને તારા ભાઇઓ સાથે તારી રાજધાનીમાં પાછો જા અને તારૂં રાજ્ય સંભાળ. મારા સામું જોઇ દુર્યોધનના અવગુણ ભૂલી જજે, ગુણ હોય તેટલા લક્ષમાં રાખજે, અને થયેલી વાત બદલ તેને ક્ષમા કરજે. સજ્જન મૃદુ ઉપર શસ્ત્રપાત કરતા નથી, તીક્ષ્ણ ઉપર કરે છે એ લક્ષમાં રાખજે." આ સાંભળી યુધિષ્ઠિર પોતાના બંધુઓ સાથે ઉઠયો અને ત્યાંથી નિકળી માતા પાસે જઇ તેને અને ઇતર સ્ત્રીઓને લઇ ઇન્દ્રપ્રસ્થ જવા માટે નિકળ્યો. અહીંયાં અંધ ધૃતરાષ્ટ્રને દુર્યોધન, દુઃશાસન, કર્ણ અને શકુનિ આ ચંડાળ ચોકડીએ ફરીથી ઘેર્યો. "સાપની પુંછડી ઉપર પગ દઇ તમે તેમને જવા દો છો એ શું? એમાં અમારો સર્વસ્વ રીતે નાશ થશે. અર્જુન ગાંડીવ ધનુષ્ય ઉપર દોરી ચઢાવી ટણ્કાર કરતો રથમાં બેઠો છે એમ કહે છે. ભીમ પણ ક્રોધથી માથાની આગળ પાછળ એક સરખી ગદા ફેરવે છે. માટે ભવિષ્યની આપત્તિ ટાળવી હોય તો ધર્મને ફરી દ્યૂત રમવા માટે બોલાવો. અમે એક જ પણ મૂકીશું. તે તેણે જીત્યું તો અમે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ ભોગવીશું. અમે પણ જીતીએ તો પાંડવોએ વનવાસ જવું. તો મહેરબાની કરી ધર્મને પાછા બોલાવો." ઇત્યાદિ છોકરાંની કાકલુદી ઉપરથી ડોસાએ ફરી ધર્મ-રાજાને બોલાવવા મોકલ્યું. રથમાં પગ મૂકતાં મૂકતાં ધર્મરાજ ફરી પાછા ફર્યા અને તે ફરી પણ હાર્યા. છેવટે ધર્મરાજા અને ચારે પાંડવો વલ્કલ પહેરી વનવાસ માટે નિકળ્યા. સતી દ્રૌપદીએ તેમને છોડયા નહી. તે પણ વલ્કલ પહેરી તેમની સાથે નિકળી! વૃદ્ધ કુંતી નિરુપાયે વિદુરના ઘેર રહી; અને પાંડવોની ઇતર સ્ત્રીઓ સુભદ્રાસહ પોતપોતાના મહીએર દુઃખ કરતી ચાલી ગઇ! (ભારત. સ૦).

પાંડવો ઉપર આ પ્રમાણે કહેર ગુજર્યો તે વખતે આં શ્રીકૃષ્ણ ઉપર અને દ્વારિકા ઉપર પણ કહેર વર્તી રહ્યો હતો. શાલ્વે શંકરને પ્રસન્ન કરી

તેમની પાસેથી દ્વારિકા ઉપર સ્વારી કરવા માટે એક પ્રચંડ વિમાન માગી લીધું. દ્વારિકાની ચારે બાજુ મજબૂત કોટ હોવાથી અને સમુદ્રથી વીંટાયલા બેટમાં દ્વારિકાની સ્થાપના હોવાથી દ્વારિકા ઉપર હલ્લો કરવો એ ઈંગ્લંડ ઉપર સ્વારી કરવા સરખું જ કઠિણ, ઘણે ભાગે અશક્ય જ હતું. આવી સ્થિતિમાં જે પ્રમાણે જર્મન લોકોએ વિમાનોની ફોજ તૈયાર કરવાની કલ્પના હાલમાં કાઢેલી છે, તે પ્રમાણે શાલ્વે વિમાનમાંથી, દ્વારિકા ઉપર હલ્લો કરવાની યુક્તિ યોજી. * "સૌભ" અથવા એક પ્રશસ્ત વિમાન તૈયાર કરી તેમાં સર્વ શસ્ત્રોની સામગ્રી ભરી તેણે દ્વારિકા ઉપર સ્વારી કરી. દ્વારિકાની આગળ પાછળ તેણે પોતાનું સૈન્ય ગોઠવી દીધું અને વળી તેણે સૌભ ઉપરથી દ્વારિકા ઉપર પથ્થર, બાણ, શતઘ્ની વગેરે શસ્ત્રો નાંખવાની શરૂઆત કરી. આથી દ્વારિકાના લોક 'ત્રાહિ, ત્રાહિ' થયા. શ્રીકૃષ્ણ આ વખતે બલરામ સાથે આનર્ત દેશમાં ગયા હતા, પરંતુ પ્રદ્યુમ્ને ઘેરાનો પ્રતિકાર સારો કર્યો. તેણે સર્વ યુદ્ધનાં યંત્રો સજ્જ કર્યાં. શહેરમાં આવવાના રસ્તા તોડી નાંખ્યા. ખાઇઓમાં તીક્ષ્ણ ખીલા ઉભા કર્યા. ખાઇ ઉપરની અને સમુદ્ર ઉપરની નાવો બંધ કરી. કોઇએ પણ પરવાના શિવાય શહેરની અંદર અગર બહાર જવું નહીં, આવો નિર્બંધ કર્યો. સેનામાંના પ્રત્યેક સિપાઇને ભરપૂર પગાર આપી તેમને સર્વ આયુધો આપ્યાં અને પરિત્રાણ (કવચ) પણ આપ્યાં. પછી ઠેકઠેકાણે સિપાઇઓના પહેરા મૂકયા. શહેરના મધ્ય ભાગમાં એક ગુલ્મ (થાણું) સ્થાપન કર્યું. તેવી જ રીતે જૂદા જૂદા ભાગોમાં પણ ન્હાનાં ગુલ્મ સ્થાપન કર્યાં. દરવાજા ઉપર શતઘ્ની (તોપ) મૂકી. આ પ્રમાણે વ્યવસ્થા કરી કોઇએ પણ દારૂ પીવો નહિ આવી દાંડી પીટાવી. પ્રદ્યુમ્ને શાલ્વના ઘેરાનો આવો પ્રતિકાર કરી તેણે સૌભ ઉપર અસ્ત્રો છોડવાની શરૂઆત કરી. ઉપરથી પથ્થરનો અને બાણોનો વર્ષાદ થાય તેટલામાં તેણે પોતાનાં અસ્ત્રોનો પ્રતિકાર કર્યો. છેવટે સૌભપતિ શાલ્વ નિરુપાય થઇ ઘેરો ઉઠાવી પોતાના દેશમાં પાછો ગયો. શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા આવ્યા, તે વખતે

* "સૌભ" કાલ્પનિક માનીએ તો એઅરશિપ મારફતે ઉંચવી કિલ્લા ઉપર હલ્લો કરવાની કલ્પના પૂર્વની જ છે, એ જોઇ There is nothing new under the sun પૃથ્વી ઉપર નવું કાંઈ નથી,—આ અંગ્રેજી કહેવતની સત્યતા જણાઇ આવે છે.

દ્વારિકાની દુર્દશા થયેલી જોઈ તેમને અતિશય ક્રોધ આવ્યો અને તેમણે તત્કાળ શાલ્વનો પીછો પકડયો. મોટું સૈન્ય લઇ શ્રીકૃષ્ણે શાલ્વના દેશ ઉપર ચઢાઇ કરી અને અનેક દેશ ઓળંગી તેમણે આખરે તેને માર્તિકાવત પાસે પકડી પાડયો. પણ શાલ્વ પોતાની રાજધાની છોડી સૌભમાં બેસી સમુદ્ર તરફ દોડયો. શ્રીકૃષ્ણે ત્યાં પણ તેનો પીછો લીધો અને તેને સમુદ્ર કિનારા ઉપર પકડયો. સૌભમાંથી શાલ્વે શ્રીકૃષ્ણ ઉપર અનેક શસ્ત્રો નાંખ્યાં, પરંતુ શ્રીકૃષ્ણે તે સર્વનો પ્રતિકાર કરી છેવટે પોતાના સુદર્શનથી સૌભના બે કડકા કર્યા. એટલે શાલ્વ જમિન ઉપર આવ્યો. શ્રીકૃષ્ણે ફરી શસ્ત્ર ફેંકી શાલ્વનું માથું ઉડાવી દીધું. આ પ્રમાણે શ્રીકૃષ્ણના શત્રુ પૈકી શાલ્વ એ એકલો શિલ્લક રહ્યો હતો, તેનો શ્રીકૃષ્ણે નાશ કર્યો અને તેઓ દ્વારિકા પાછા આવ્યા ( ભારત, વ૦ ).

શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા આવ્યા પછી પાંડવો દ્યૂતમાં હાર્યાની દુઃખકારક હકીકત તેમના જાણવામાં આવી. એટલામાં સુભદ્રા પણ અભિમન્યને લઈ મહીયેર આવી. તેના મોઢે પાંડવોનો અને વિશેષતઃ દ્રૌપદીનો થયેલો છળ સાંભળી તેમને ઘણું જ ખરાબ લાગ્યું. પાંડવોને વનમાં મળી તેમનું સાંત્વન કરવા માટે શ્રીકૃષ્ણ તત્કાળ નિકળ્યા. તેમની સાથે વસુદેવ, બલરામ ઇત્યાદિ યાદવો પણ નિકળ્યા. પૂર્વ કાળમાં પ્રત્યેક બે રાજ્યોની વચ્ચેની સરહદ અરણ્યની હોવી જ જોઇએ આવો નિયમ હતો. આ અરણ્યો કોઇ પણ રાજાની માલીકીનાં ન હોઇ તેમાં ફાવે તેને રહેવા માટે અને ફરવા માટે છૂટ હતી. આવા અરણ્યમાં વનવાસ માટે ગયેલા ક્ષત્રિય મેધ્ય વન્ય પશુ મારી પોતાનો ચરિતાર્થ ચલાવતા; યોગી અને બ્રાહ્મણ વન્ય ફલ–મૂલો ખાઇ રહેતા, અને ભરવાડ લોકો પોતાનાં ઢોરો ચારતા અહીં તહીં ફરતા હતા. આવા એક અરણ્યમાં પાંડવો દ્રૌપદી સાથે જઇ રહ્યા હતા; ત્યાં શ્રીકૃષ્ણ, બલરામ, વસુદેવ, સાત્યકિ ઇત્યાદિ યાદવો તેમને જઈ મળ્યા. પરસ્પર મળી ભેટી દુઃખ કરતા સર્વ જણ યુધિષ્ઠિર પાસે બેઠા, તે વખતે દ્રૌપદી શ્રીકૃષ્ણને શરણે આવી અને બોલી; —"કૃષ્ણ, તું પ્રત્યક્ષ શ્રીવિષ્ણુનો અવતાર છે. તું સત્ય છે, તું યજ્ઞ છે, તું પ્રજાપતિ છે. તેં જ આ ચરાચર સૃષ્ટિ ઉત્પન્ન કરેલી છે. તું જ એને

ધારણ કરે છે. તું પ્રભુ, તું વિભુ, તું લોકપાલ છે. તું મનુષ્યોનું મર્ત્યત્વ છે, દેવોનું અમર પણ તું જ છે. તે તને હે દેવ, હું મારું દુઃખ નિવેદન કરું છું! પાંડવોની ભાર્યા, અને શ્રીકૃષ્ણ, તારી પ્રિય સખી, તે હું આ કેશમાંથી પકડાઈ ફટ ફટ થતી સભામાં ખેંચાઇ ગઈ! સ્ત્રીધર્મમાં છતાં, એકવસ્ત્રા છતાં, મને કૌરવસભામાં દુઃશાસન ખેંચી લઇ જાય શું? મારી તે અનન્વિત દશા જોઇ સભામાં બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્રો ખડખડ હસ્યા. પાંડવ, પાંચાલ અને વૃષ્ણિ, જીવતાં છતાં મારો દાસીભાવથી ઉપભોગ લેવાની તે દુર્યોધનની દુષ્ટ ઇચ્છા હતી. હું ધૃતરાષ્ટ્રની અને ભીષ્મની સ્નુષા છતાં તેમણે મને બળાત્કારે દાસી કરી! કૃષ્ણ, હું મારા પતિને જ દોષ આપું, તે દુષ્ટ ધાર્તરાષ્ટ્રને શા માટે આપું? મારા પતિ જીવતાં અને સામે છતાં તેમણે મારી આ દુર્દશા મુગા મુગા જોવી? પતિ તદ્દન ગરીબ કિંવા અશક્ત હોય તો તે પણ પોતાની સ્ત્રીનું રક્ષણ કરે છે; તો પછી આ સમર્થ હોઈ એમણે મારી ઉપેક્ષા કરી! મારા તરફ એમણે જોયું સુદ્ધાં નહીં! મારા આ પાંચ પતિઓથી થયેલા પાંચ પુત્રો તરફ જોઇને તો મારી એમણે દયા કરવી હતી! આ દુષ્ટ દુર્યોધન હજી જીવતો છે, તો ભીમના સામર્થ્યને પણ ધિક્કાર હો! અર્જુનના પૌરુષને પણ ધિક્કાર હો! હું પાંચ સમર્થ પાંડવોની પ્રિય પત્ની! દ્રુપદની કન્યા! પાંડુની પુત્રવધુ! તે રાજસૂય યજ્ઞમાં પુણ્યજલે સિંચિત કરેલા આ મારા કેશ પકડી દુઃશાસન મને ફર ફર ખેંચી સભામાં લઈ ગયો!" આમ કહેતાં કહેતાં દ્રૌપદી હાથથી મ્હોં ઢાંકી રડવા લાગી. તેનું રુદન ~~અનાવર~~ થયું, તેની આંખોમાંથી અશ્રુધારા તેનાં સ્તન ઉપર ટપ ટપ પડવા લાગી અને તેનો ઉરોભાગ થરથર કંપવા લાગ્યો છેવટે તે રડતી રડતી જ બોલી:—"મને પતિ પણ નથી, મને પુત્ર પણ નથી, મને બંધુ નથી, મને બાપ પણ નથી, કૃષ્ણ! મને તું પણ નથી! તે ક્ષુદ્રોએ મારી આવી દુર્દશા કરી અને તે આ બધા ગળી બેઠા. તો હું બીજું શું કહું?" આમ કહી પોતાનું મુખ ઢાંકી તેણે મુક્ત કંઠે રડવાની શરૂઆત કરી. એટલે શ્રીકૃષ્ણે તેનું સાંત્વન કરી કહ્યું;—"દ્રૌપદી! જેમના ઉપર તું યોગ્ય કારણસર ક્રુદ્ધ થઇ છું, તેમની સ્ત્રીઓ આ પ્રમાણે ડુસકે ડુસકે રડશે. કૃષ્ણે! તેમના પતિ

અર્જુનનાં બાણોથી વિદ્ધ થઈ સમરાંગણમાં ગતપ્રાણ થઇ પડશે, એ તું નિશ્ચય સમજ! હું પ્રતિજ્ઞા કરી તને સત્ય કહું છું કે, તું, સર્વ રાજાઓની મહારાણી થઇશ. આ આકાશ ઢળી પડશે! આ હિમાલય ફાટી જશે! આ પૃથ્વીના કડકા થઇ પડશે! કિંબહુના સમુદ્ર પણ સુકા પડશે! પણ મારી પ્રતિજ્ઞા ખોટી પડશે નહીં!" આ સાંભળી દ્રૌપદીએ પોતાના મધ્યમ પતિ અર્જુન તરફ તિર્યક્ દૃષ્ટિથી જોયું. એટલે અર્જુને પણ તેનુ સમાધાન કરી કહ્યું;—"શુભદર્શને દ્રૌપદિ! રડ નહી! મધુસૂદન કહે છે તે પ્રમાણે જ થશે. મિથ્યા કદી પણ થશે નહિં." છેવટે શ્રીકૃષ્ણે કહ્યું;— "હું દ્વારિકામાં હોત તો આ નિંદ્ય દ્યૂત જ થવા દીધું ન હોત. પણ હું શાલ્વ ઉપર ચઢાઇ કરવા માટે દ્વારિકાથી ઘણો દૂર ગયો હતો. મને આ ખબર આ દ્વારિકામાં મળી હોત તો મેં તાબડતોબ આવી ભીષ્મ, દ્રોણ અને ધૃતરાષ્ટ્રને સમજાવ્યા હોત. સ્ત્રીઓ, પાસા, મૃગયા અને મદ્ય આ ચાર રાજાનાં ભયંકર વ્યસનો છે. પ્રત્યેક શાસ્ત્ર જાણનારે એના સંબંધમાં રાજાને હમેશાં બોધ કરવો. વિશેષતઃ દ્યૂત માટે તો જરૂર જ બોધ કરવો. કારણ, એમાં વર્ષોથી મેળવેલી સંપત્તિ એક દિવસમાં નાશ પામે છે, અને તે પણ ઉપભોગ લીધા સિવાય નષ્ટ થાય છે. સિવાય પરસ્પર કટુ વચનો અને નિંદા એ તો ઠરેલાં જ. આ સર્વ વાત મેં કૌરવોને સમજાવી હોત, અને દુર્યોધનને દ્યૂતમાંથી પરાવૃત્ત કર્યો હોત. અને એટલું કરતાં છતાં પણ તેણે ન સાંભળ્યું હોત તો તેને તત્કાળ બાંધી દીધો હોત. અસ્તુ. અમારા નસીબમાં તમારૂં આ દુઃખ જોવાનુ હતું. તમારી આ દુર્દશા જોઇ પાષાણને પણ દયા આવે. તમે આ કેવી રીતે સહન કરશો એનો મને વિચાર થઇ પડ્યો છે. તથાપિ ધર્મરાજા પોતાની ધર્મપરાયણતાથી આ સંકટમાંથી પણ પાર પડશે; અને તેર વર્ષ પછી બહુધા તે દુષ્ટ તમને રાજ્ય આપશે નહીં. તે વખતે મારૂં સર્વ સામર્થ્ય પ્રકટ કરી હું તે દુષ્ટોનો તમારે હાથે નાશ કરાવીશ. તમે શાંતપણાથી અને ધૈર્યથી આ દુઃખના દિવસો કાઢો!" આ પ્રમાણે પાંડવોનુ અને દ્રૌપદીનું સાંત્વન કરી શ્રીકૃષ્ણ અને ઇતર યાદવો દ્વારિકા પાછા આવ્યા (ભારત, ૧૦).

વનવાસનાં બાર વર્ષ અને અજ્ઞાતવાસનું એક વર્ષ, એવી રીતે તેર વર્ષ જેમ પાંડવોનાં દુઃખમાં ગયાં તેમ શ્રીકૃષ્ણનાં પણ ગયાં. તેમનું વર્ષ

રાજસૂય યજ્ઞની વખતે બહુ તો ૬૯ વર્ષનું હતું અને કૌરવોના દ્યૂત વખતે સીત્તર વર્ષનું હતું. મધ્યમ વયનો એટલે ગૃહસ્થાશ્રમનો કાળ પૂર્વોક્ત છાંદોગ્યમાંના ઉતારા પ્રમાણે ૬૮ વર્ષનો હોઇ તે પછી તૃતીય સવનનો એટલે ઉત્તર વયનો કાળ આવે છે. આ કાળમાં મનુષ્યે ગૃહસ્થાશ્રમમાંથી મન કાઢી ઉપનિષદ્ તરફ લગાડવું, ધર્મ–અર્થ–કામ આ ત્રિવર્ગને પાછળ નાંખી મોક્ષ તરફ મન વાળવું, આમ ધર્મશાસ્ત્ર કહે છે. પુત્રનો પુત્ર થયા પછી અરણ્યનો આશ્રય કરવો આવું મનનું વચન છે શ્રીકૃષ્ણનો પૌત્ર અનિરુદ્ધ આ વખતે મોટો થયો હતો. પાંડવોની દુર્દશાથી શ્રીકૃષ્ણને ઉદ્વેગ પણ થયો હતો. સારાંશ, એથી આગળ સંસારમાં મન ન પરોવતાં શ્રીકૃષ્ણે મોક્ષ તરફ લક્ષ લગાડયું. ઔપનિષદ્ તત્ત્વોનું શ્રવણ–મનન શરૂ કરી તેમણે ઘોર આંગિરસ પાસેથી આત્મવિદ્યા ગ્રહણ કરી (છાંદોગ્ય૦ અ૦ ૩). જૂદાજૂદા મતોનું અને તત્ત્વોનું સંપૂર્ણ આકલન કર્યું. વિદ્વાન્ અને બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણોનું પૂજન કરી તેમનાં પાસેથી મોક્ષવિદ્યા શ્રવણ કરવામાં તેમણે આ વખત ગાળ્યો. ન્હાનપણમાં મલ્લશ્રેષ્ઠ અને તરુણપણે ધનુર્ધરશ્રેષ્ઠ, આવી તેમની કીર્તિ હતી, તે અત્યારે યોગિશ્રેષ્ઠ એવી તેમની કીર્તિ ફેલાઇ. જગતને મોક્ષ માર્ગ ઉત્તમ રીતે સમજાવી ધર્મસંસ્થાપન હજી કરવાનું હતું. એટલા માટે શ્રીકૃષ્ણે આ તેર વર્ષ દ્વારિકામાં રહી તપશ્ચરણમાં અને વૈરાગ્યમાં કાઢયાં. પાંડવોએ અજ્ઞાતવાસમાંથી પ્રકટ થઈ વિરાટના રાજ્ય ઉપર આવેલી કૌરવોની સ્વારીનો પ્રતિકાર કર્યો, તે વખતે વિરાટરાજા સંતુષ્ટ થઇ પોતાની સુંદર કન્યા ઉત્તરા અર્જુનને આપવા લાગ્યો, પરંતુ તે મારી શિષ્ય છે અને મારી પુત્રી સરખી છે. મારો પુત્ર અભિમન્યુ છે, તેને માટે હું તેનો સ્વીકાર કરું છું, આમ અર્જુને કહ્યું અર્થાત જ વિરાટ નગરમાં શ્રીકૃષ્ણ આનંદથી યાદવો સાથે સુભદ્રાને અને અભિમન્યુને લઇને ગયા. અભિમન્યુની ઉંમર આ વખતે સોળ વર્ષની હતી. તેનો જન્મ રાજસૂય યજ્ઞ પહેલાં દિગ્વિજય વખતે દ્વારિકામાં થયો હતો. દ્યૂત પછી તે દ્વારિકામાં પોતાની મા સાથે ત્રણ વર્ષનો હતો ને આવ્યો તે તેર વર્ષ ત્યાં જ રહ્યો હતો. શ્રીકૃષ્ણે તેને પોતે ધનુર્વિદ્યા શિખવી હતી. અર્જુનનો પુત્ર અને શ્રીકૃષ્ણનો શિષ્ય પછી તે મહાધનુર્ધર બને તેમાં શું આશ્ચર્ય ? વિરાટની નગરીમાં અભિમન્યૂનો અને ઉત્તરાનો વિવાહ

થયા પછી પાંડવોએ દુર્યોધન પાસે પોતાનું રાજ્ય પાછું માગવાના સબંધમાં દૂત મોકલ્યો. તમે તેર વર્ષ પૂરાં થતાં પહેલાં પ્રકટ થયા, માટે તમે ફરી તેર વર્ષ વનવાસ અને અજ્ઞાતવાસ કરો. આમ તેણે ભીષ્મના મત વિરુદ્ધ જવાબ મોકલ્યો. છેવટે પૂર્વે ધાર્યા પ્રમાણે વાત લઢાઇ ઉપર આવી અને વિરાટ અને દ્રુપદનાં સૈન્યો સાથે પાંડવો ઉપપ્લવ્ય નામનું કૌરવોના રાજ્યની સીમા ઉપર શહેર હતું ત્યાં છાવણી નાંખી બેઠા. અહીંથી તેમણે સર્વ રાજા ઉપર સદેશા મોકલી મદદ માગી. દુર્યોધને પણ પોતાના દૂત દરેક રાજા તરફ મોકલ્યા અને તેમને સમજાવી પોતાની મદદે બોલાવ્યા. આ સામ્રાજ્યનો ટંટો સાહજિક જ આખા હિંદુસ્થાનમાં વ્યાપી ગયો, અને જૂદા જૂદા રાજાઓ પોત પોતાના સંબંધ પ્રમાણે પાંડવોને કિંવા કૌરવોને આવી મળ્યા. દ્વારિકા મદદ માગવા માટે અર્જુન પોતે દોડયો. તે સાંભળી દુર્યોધન પોતે પણ દ્વારિકા ગયો. બન્ને જણ એક જ વખતે શ્રીકૃષ્ણને મળ્યા. શ્રીકૃષ્ણ ઉંઘતા હતા તેમના માથા પાસે દુર્યોધન અભિમાનથી બેઠો. અર્જુન શિષ્ય હતો, તે સહજ જ પગ પાસે બેઠો. શ્રીકૃષ્ણ થોડી વારે ઉઠી બેઠા થયા. પ્રથમ તેમને અર્જુન જણાયો. અર્જુને હાથ જોડી પોતાનો હેતુ જણાવ્યો. એટલામાં દુર્યોધન જણાયો. તેણે પણ પોતાનો અભિપ્રાય જણાવ્યો. એટલે શ્રીકૃષ્ણે જવાબ આપ્યો;— "તમે બન્ને મારા સરખા જ સંબંધી છો, (અર્જુન સાળો અને દુર્યોધન વ્હેવાઇ) અને મને સરખા જ માન્ય છો. પણ હું અત્યારે ઘરડો ૮૩ વર્ષનો થયો છું. મારાથી લઢી શકાતું નથી યુક્તિની ચાર વાત જોઇતી હશે તો કહીશ. એકે મને લેવો અને બીજાએ મારૂં સૈન્ય લેવું. અર્જુન ન્હાનો છે, માટે પ્રથમ માગવાનો હકક તેને છે. બોલ અર્જુન, તારે શું જોઇએ છીએ?" અર્જુને તત્કાળ શ્રીકૃષ્ણને પસંદ કર્યા. દુર્યોધનને તો શ્રીકૃષ્ણની જરૂર જ નહોતી, એટલે તેને સૈન્ય મળ્યું. આ પ્રમાણે તે બન્ને સંતુષ્ટ થયા. પછી દુર્યોધન બળરામ પાસે ગયો; તેમણે શ્રીકૃષ્ણ અર્જુન તરફ ગયા એ વાત સાંભળી દુર્યોધનના પક્ષમાં જવાનું મન હતું છતાં પણ તે બાજુએ રાખ્યું અને "હું કોઇના તરફ પણ આવી શકતો નથી, મારે તીર્થયાત્રાએ જવાનું છે" આમ કહ્યું. બાકીના યાદવ વીરો બે બાજુ વ્હેંચાઇ ગયા. સાત્યકિ અથવા યુયુધાન અર્જુનના શિષ્ય હતા તે અર્જુન તરફ ગયા,

અને કૃતવર્માં હાર્દિક્ય આ પહેલેથી શ્રીકૃષ્ણની વિરુદ્ધ જ હતો; સ્યમંત મણીની વખતે તેણે શ્રીકૃષ્ણની વિરુદ્ધ શતધન્વાને સહાય કરી હતી; તે ભોજ, અંધક, કુકુર ઇત્યાદિ સેના લઇ દુર્યોધન તરફ ગયો. આ પ્રમાણે ઇતર રાજાઓ પણ કોઇ આ બાજુ તો કોઇ તે બાજુ વ્હેંચાઈ ગયા. પાંડવો પાસે સાત અક્ષોહિણી સૈન્ય જમા થયું અને દુર્યોધન પાસે અગીઆર અક્ષોહિણી સૈન્ય જમા થયું. * દુર્યોધને તેર વર્ષની અવધિમાં ભાવી યુદ્ધને અનુલક્ષીને જ ઘણાઓને પ્રસન્ન કર્યાં હતા. અસ્તુ. હિંદુસ્થાનના સર્વ રાજા બન્ને પક્ષમાં વ્હેંચાઇ ગયા અને હસ્તિનાપુરમાં અને ઉપપ્લવ્યમાં સૈન્ય સાથે આવ્યા, તે વખતે દાક્ષિણાત્ય રુક્મી (કૃષ્ણનો) સાળો કોઇની પણ તરફ થયો નહીં. તે ગર્વિષ્ઠ રાજાએ ઉપપ્લવ્યમાં આવી પાંડવોને

* બન્ને પક્ષ તરફ એકઠી થયેલી ફોજોની તપસીલ નીચે પ્રમાણેઃ—

**પાંડવો તરફ**

૧ યુયુધાન, સાત્યકિ, યાદવો સાથે અક્ષૌ૦ ૧
૧ વિરાટ, મત્સ્ય સાથે. ”
૧ દ્રુપદ, પાંચાલો સાથે. ”
૧ શિશુપાલ પુત્ર, ચેદી સાથે (શિશુપાલ અને પાંડવો મશીઆઈ ભાઇ હતા ) ”
૧ જયત્સેન જરાસંધ પુત્ર, મગધ સાથે (જરાસંધને માર્યા પછી જરાસંધની છોકરી સહદેવે પરણી હતી) ”
૧ પાંડ્ય, સમુદ્રવાસીઓ સાથે. ”
૧ ધૃષ્ટકેતુ, ચેકિતાન, પુરુજિત્ કુંતિભોજ ઇત્યાદિ મળી. ”
૭

**કૌરવો તરફ**

૧ ભગદત્ત, પ્રાગ્જ્યોતિષપતિ(ચીન, કિરાત વગેરે પીળા લોકો સાથે). અક્ષૌ૦ ૧
૧ ભૂરિશ્રવા, પંજાબી. ”
૧ શલ્ય, મદ્રો સાથે. ”
૧ કૃતવર્માં ભોજાદિકો સાથે. ”
૧ જયદ્રથ સિંધુસૌવીરો સાથે. ”
૧ સુદક્ષિણ, (કાંબોજ, યવન, અફગાન ઇત્યાદિ દાઢિવાળાઓ સાથે.)”
૧ નીલ. માહિષ્મતી (દાક્ષિણાત્યો સાથે.) ”
૧ વિંદ, અનુવિંદ, આવંત્ય (માલવો સાથે). ”
૧ કૈકય બંધુ પાંચ પંજાબી. ”
૧ ઇતર રાજા. ”
૧ પોતે કૌરવ. ”
૧૧

કહ્યું;—"તમે બ્હીઓ છો કેમ? હું એકલો જ દુર્યોધનના સમાચાર લઉં છું." એટલે પાંડવોએ "અમે કોઇથી પણ બ્હીતા નથી, તમે ખુશીથી દુર્યોધન તરફ જાઓ" આવો ઉત્તર આપ્યો. તે દુર્યોધન પાસે ગયો પણ ત્યાંથી પણ પોતાના ઉન્મત્તપણાની લીધે તેને નકાર જ મળ્યો. એટલે તે સ્વદેશ પાછો ગયો. અસ્તુ. આ પ્રમાણે ભરતખંડમાંના ઘણાખરા સર્વ ક્ષત્રિઓ પોતપોતાની ફોજો લઇ ભિન્ન પક્ષને મળ્યા અને લઢાઈ માટે સિદ્ધ થયા (ભારત, ઉદ્યો૦).

પ્રત્યક્ષ લઢાઇ શરૂ કરતાં પહેલાં શિષ્ટ સંપ્રદાયને અનુસરીને સામથી ટંટાનો નિકાલ લાવવાના સંબંધમાં ધર્મપ્રિય અને દયાશીલ ધર્મરાજાએ ઘણો પ્રયત્ન કર્યો પણ તે સિદ્ધિને પામ્યો નહીં. ધૃતરાષ્ટ્રે ધર્મરાજા તરફ સંજય સાથે "તું ધર્મશીલ છે છતાં વ્યર્થ પ્રાણહાનિ કેમ કરે છે?" આવો કપટનો સંદેશો મોકલ્યો, એટલે તેનો ધર્મરાજાએ નમ્રતાથી ઉત્તર આપ્યો, "અમે સર્વથૈવ તમારા હાથમાં છીએ, તમે અમારા સર્વના પિતા છો અને સ્વામી છો. દુર્યોધને અને દુઃશાસને જે જે નિંદ્ય કર્મ કર્યાં તે તે અમે વિસરી ગયા છીએ. તમે જ અમને રાજ્ય વ્હેંચી આપ્યું છે અને અત્યારે અમારૂં રાજ્ય અમને પાછું આપવાને તમે જ સમર્થ છો. કાકા, શાન્તિ માટે હું એટલું પણ કબુલ કરૂં છું કે, અમો પાંચ ભાઇઓને પાંચ ગામ કુશસ્થલી, વૃકસ્થલી, માકંદી, વારણાવત અને કોઈ પણ બીજું પાંચમુ તમે આપશો તો તેમાં અમે સંતુષ્ટ છીએ. એના કરતાં હુ વધારે શુ કહુ? મારૂં બોલવું અન્યાયનું હોય તો આ ધર્મશ્રેષ્ઠ વાસુદેવે કહેવું." એટલે શ્રીકૃષ્ણે સંજયને કહ્યું;—"આ ભયંકર ભાવી અનર્થ ન થાય આ હેતુથી હું પોતે આવી કૌરવ સભામાં ધૃતરાષ્ટ્રને અને દુર્યોધનને સમજાવવાનો યત્ન કરૂં છું." સંજય પાછો ગયા પછી શ્રીકૃષ્ણે, દુષ્ટને સમજાવવો કઠિણ છે એ જાણતાં છતાં પણ, જે પ્રમાણે મૃત્યુ પોતે મારતો નથી, પણ કોઇ પણ રોગને આગળ કરીને મારે છે તે પ્રમાણે દુષ્ટોનો સંહાર કરતાં પહેલાં તેમનો પૂર્ણ અપરાધ તેમની પાસે જ ભરાવવા માટે, પોતે હસ્તિનાપુર જવાનો નિશ્ચય કર્યો (ભારત, ઉ૦).



# श्री[illegible]ष्ण–चरित्र.



## भगवद्गीतापर्व.



શરદ્ ઋતુ પૂરી થતાં હેમંત ઋતુની શરૂઆતના સુમારમાં, કાર્તિક મહિનામાં, સર્વ દેશમાં ઘાસના અને ધાન્યના સમૃદ્ધિ થતાં, રેવતી નક્ષત્ર પર પ્રાતઃકાલે સૂર્યનાં મૃદુ કિરણ ચારે બાજૂ ફેલાવા લાગ્યાં એવા એક શુભ સમયે, મૈત્ર મુહૂર્તમાં. શ્રીકૃષ્ણ કૌરવો પાસે જવા માટે નિકળ્યા. તેમણે પરોઢિયામાં ઉઠી, સ્નાન કરી, સર્વ પૌર્વાહ્ણિક ક્રિયા આટોપી પોતાને અલંકૃત કર્યા હતા. સૂર્યોદય થતાં જ સૂર્યની અને અગ્નિની ઉપાસના કરી તે તંબુ બહાર પડયા. પછી વૃષભની પીઠ ઉપર સ્પર્શ કરી અને બ્રાહ્મણોને નમસ્કાર કરી તેઓ રથમાં બેઠા અને સાત્યકિને રથ ઉપર લઇ પ્રયાણ કર્યું. તે વખતે રથના શબ્દથી પૃથ્વી અને આકાશ ભરાઇ ગયાં. યોગીશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણ હસ્તિનાપુર જાય છે એ વાત ચારે તરફ ફેલાયલી જ હતી ઉપપ્લવ્યથી માંડીને જ રસ્તાની બન્ને બાજુએ હજારો લોકોનાં ટોળાં શ્રીકૃષ્ણનાં દર્શન લેવા માટે ઉભાં હતાં. તેમના નમસ્કાર લેતા લેતા અને પરચક્રના દુઃખમાંથી સદોદિત મુક્ત હોવાથી અત્યંત સમૃ થયેલા તે કુરુરાષ્ટ્રમાંના લોકોની સુસ્થિતિ જોતા જોતા, શ્રીકૃષ્ણ બપોરના વખતે શાલિભવન નામના એક રમણીય નગરમાં પહોંચ્યા. પણ ત્યાં મુકામ ન કરતાં શ્રીકૃષ્ણ આગળ નિકળ્યા તે સાયંકાળે અસ્તપામતા સૂર્યનાં રક્ત કિરણોથી આકાશ લાલ થવા લાગ્યું, એવા વખતે વૃકસ્થલ પહોંચ્યા. ત્યાં રથમાંથી નીચે ઉતરી તેમણે ઘોડા છોડવાની આજ્ઞા કરી, પછી શુચિર્ભૂત થઈ, સંધ્યાની ઉપાસના કરી, એકઠા થયેલા બ્રાહ્મણો,

સાથે તેમણે સુમૃષ્ટ અન્નનું ભોજન કર્યું અને ત્યાં જ રાતવાસો કર્યો. બીજે દિવસે પ્રાતઃકાલે સર્વ આન્હિક ક્રિયા આટોપી તેમણે ફરી પ્રયાણ કર્યું, તે સાયંકાળના સુમારે તેઓ હસ્તિનાપુર પહોંચ્યા. તેમનાં દર્શન લેવા માટે એકઠા થયેલા લોકોની ભીંડ આખા રસ્તા ઉપર વધતી જતી હતી. હસ્તિનાપુર બહાર તો, પ્રચંડ જનસમુદાય શ્રીકૃષ્ણનાં દર્શન લેવા માટે ઉભો હતો. ભીષ્મ, દ્રોણ વગેરે કૌરવોના અધિકારી અને દુર્યોધન સિવાયના ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો શ્રીકૃષ્ણનું સ્વાગત કરવા માટે સામઇએ આવ્યા હતા. ભીષ્મની સાથે થોડું ભાષણ થયા પછી સર્વ મંડળી શહેરમાં જવા માટે નિકળી. આખું નગર ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી અલંકૃત કરવામાં આવ્યું હતું. અને રસ્તા ઉપર ઠેકઠેકાણે રત્નાદિકોનાં ઉત્તમ આરકાં ઉભાં કરવામાં આવ્યાં હતાં. રસ્તાની બન્ને બાજુનાં ઘરો, જોવા માટે બેઠેલી સ્ત્રીઓથી એટલાં ખીચોખીચ ભરાઇ ગયાં હતાં કે તે ઘરો હાલતાં હોય એમ લાગતું. ધોળા રંગથી (કળી ચુનાથી) રંગાવેલાં અનેક મંદિરોથી શોભાવાળા થયેલા ધૃતરાષ્ટ્રના મહેલ પાસે આવતાં જ શ્રીકૃષ્ણ રથમાંથી નીચે ઉતર્યાં અને રાજમહેલમાં દાખલ થઇ ત્રણ ઉમરા ઓળંગી જ્યાં વૈચિત્રવીર્ય ધૃતરાષ્ટ્ર બેઠા હતા ત્યાં પહોંચ્યા. ભીષ્મ દ્રોણ—સાથે ધૃતરાષ્ટ્રે ઉઠી તેમનું સ્વાગત કર્યું અને એક ખાસ પહેલેથી આણી મૂકેલા સુવર્ણના આસન ઉપર તેમને સન્માનથી બેસાડયા. પછી પુરોહિતોએ મધુપર્કથી તેમની પૂજા કરી તે તેમણે આદરથી લીધી. કેટલોક વખત સ્વાગતનાં પ્રશ્નોત્તરો અને વ્હેવાઇપણાના સંબંધનાં ઠઠ્ઠા મશ્કરીનાં ભાષણો કૌરવો સાથે થયા પછી ધૃતરાષ્ટ્રની રજા લઇ શ્રીકૃષ્ણ વિદુરને ઘેર જવા માટે નિકળ્યા. દુર્યોધને પોતાને ત્યાં રહેવા માટે તેમને પુષ્કળ આગ્રહ કર્યો, પણ શ્રીકૃષ્ણે માન્યું નહીં. વિદુરે પોતાને ઘેર અત્યંત મનોભાવથી ગોવિંદનું આતિથ્ય કર્યું. ધર્મ-અર્થના સંબંધમાં નિત્ય દક્ષ અને મત્સરરહિત વિદુરે પાંડવોના સંબંધમાં અનેક કુશલ પ્રશ્નો કર્યા. તેનાં સમર્પક ઉત્તરો આપી શ્રીકૃષ્ણે પણ તેને પાંડવો તરફના વર્તમાન અવિસ્તર કહ્યા. કિંબહુના તે બન્ને મહાત્માઓનાં ભાષણો રાતભર પૂરાં થયાં નહિં.

બીજે દિવસે પ્રાતઃકાલે ઉઠી નિત્ય પ્રમાણે આન્હિક આટોપી શ્રીકૃષ્ણ રાજસભામાં જવા માટે તૈયાર થયા, ત્યાં દુર્યોધન અને શકુનિ તેમને મળવા

માટે આવ્યા અને તેમણે ધૃતરાષ્ટ્ર રાજસભામાં જઇ બેઠા છે એમ શ્રીકૃષ્ણને જણાવ્યું. પછી બ્રાહ્મણોને હિરણ્ય, વસ્ત્રો, ગાયો, વગેરેનાં દાન કરી શ્રીકૃષ્ણે અગ્નિને પ્રદક્ષિણા કરી, અને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાં. પછી ગળામાં કૌસ્તુભ મણિ ધારવાથી અધિક દેદીપ્યમાન થએલા શ્રીકૃષ્ણ, કૌરવોની મંડળીમાંથી, રક્ષણ કરનારા યાદવો સાથે રથ પાસે આવ્યા, અને રથમાં વિદુર સાથે બેસી નિકળ્યા. શ્રીકૃષ્ણના રથનો પાસે આવતો શબ્દ સાંભળતાં જ કૌરવસભામાંના સર્વ રાજાઓ આનંદથી અને ઉત્સુકતાથી સભાદ્વાર તરફ જોવા લાગ્યા. ક્ષણ વારમાં સર્વ બળવાનોના અને બુદ્ધિમાનોના અગ્રણી જનાર્દન સભામાં પેસતાં જ ધૃતરાષ્ટ્ર સહિત ભીષ્મ–દ્રોણ ઉભા થયા અને તેમની સાથે જ ઉત્થાપન આપનારા સેંકડો રાજાની તલવારોનો ખણખણતો અવાજ તે વિસ્તીર્ણ સભામાં ભરાઇ ગયો. શ્રીકૃષ્ણ માટે ધૃતરાષ્ટ્ર પાસે એક રત્નખચિત સુવર્ણસિંહાસન મુકયું હતું, તેના ઉપર શ્રીકૃષ્ણ વિદુરને લઇને બેઠા; એટલે દુ:શાસને સાત્યકિને પોતાના આસનપર જગા આપી. દુર્યોધન અને કર્ણ એક જ આસન ઉપર શ્રીકૃષ્ણથી થોડા અંતરે બેઠા. આ પ્રમાણે સર્વ લોક પોતપોતાના સ્થાને બેઠા પછી શ્રી કૃષ્ણનું ભાષણ સાંભળવા માટે તે રાજસભા સ્તબ્ધ થઈ. એટલે શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્ર તરફ વળી બોલવાનો પ્રારંભ કર્યો;—"ધૃતરાષ્ટ્ર! કૌરવ–પાંડવોમાં સ્નેહ થાય અને લક્ષાવધિ વીરોનો પ્રાણનાશ થાય નહિ એવો પ્રયત્ન કરવા માટે હું અહીં આવેલો છું. રાજન્, આ કૌરવ કુલ સર્વ રાજકુલોમાં શ્રેષ્ઠ હોઈ શ્રુત અને વૃત્ત સદ્‌ગુણોથી સંપન્ન છે. આવા આ કુલમાં, વિશેષત: તારા નિમિત્તે, આ ભયંકર બનાવ બનતો જણાય છે એ યોગ્ય નથી. અંતર્બાહ્ય કોઇ પણ રીતે આ કુલમાં મિથ્યા આચરણ કરનારા ઉપર તારી સર્વથા સત્તા છે. આમ છતાં તારા દુર્યોધનાદિ પુત્રો ધર્મ અને અર્થ એ બન્નેનો અનાદર કરતા જણાય છે એ શું? એમનાથી ઉત્પન્ન થનારી આપત્તિ કૌરવ કુળનો જ નહીં પણ સર્વ પૃથ્વીનો નાશ કરશે. રાજન્! તારા હાથમાં શમ છે. પાંડવો પરાક્રમી છે તેમને તું તારા કરી લઇશ તો આ કુરુરાજ્ય ઉપર દેવસેનાસહ ઇન્દ્ર પણ સ્વારી કરી શકનાર નથી, તો પછી ઇતર રાજાઓની તો શી વાત? માટે પાંડવોને સમજાવી અને પૂર્વ પ્રમાણે જ તેમને તારા છોકરાઓની માફક રાખી, તું આખી પૃથ્વીનું સામ્રાજ્ય ભોગવ.

યુદ્ધ થતાં ઉભય પક્ષનો ક્ષય થશે, એમાં હિત કોનું ? પાંડવો રણાંગણમાં પડશે કિંવા તારા પુત્રો પડશે. બન્ને પક્ષમાં તને શું મળશે એ મને કહે! રાજન્, આ પાંડવો પણ તારા જ છે અને આ પુત્રો પણ તારા જ છે; એમનો તું નાશ ન કર. તું જો તારી પ્રકૃતિ ઉપર સ્થિર રહીશ તો સર્વ વાત બનશે. તેં પાડવો ઉપર પૂર્વે જે પ્રેમ કર્યો હતો તે જ તું આજ મૃત્યુની સમીપ આવતાં કર, અને કૌરવ-પાંડવોની સલાહ કરાવી આપ. આ એકઠા થએલા રાજાઓને એકમેકને મળીને અને એક ઠેકાણે ભોજન-પાન કરીને શાંતતાથી પોતપોતાને દેશ જવા દે. એમાં તારા ધર્મ અને અર્થ એ બન્નેનું રક્ષણ થશે. ધૃતરાષ્ટ્ર! પાંડવોએ તારી મહેરબાની માગી વિનંતી કરી છે, કે—"તાત! તમારી આજ્ઞાએ અમે સર્વ દુઃખ મુગા મુગા સહન કર્યાં છે. અમારા જ્યેષ્ટ પિતા પોતાનું વચન વનવાસને અંતે જરૂર પાળશે, આ ભરોંસા ઉપર. અમે અમારા કરાર બહાર વર્ત્યા નથી, એ સંબંધમાં હજારો બ્રાહ્મણો સાક્ષી છે. માટે અમે અમારું વચન પાળીએ છીએ, તે પ્રમાણે તમે પાળો અને અમને અમારો રાજ્યાંશ આપો." આ રાજસભાને પણ પાંડવોની આ જ વિનંતિ છે. તમે સર્વ ધર્મજ્ઞ છો. સભાસદોની સમક્ષ, જો અધર્મથી ધર્મનો અને અસત્યથી સત્યનો નાશ થાય તો તે પાતક સભાસદોને લાગે છે. એટલા માટે જો મારું વચન કોઈ પણ રીતે અયોગ્ય તો તમે કહો. ધૃતરાષ્ટ્ર! આ સવ રાજા લોકોને મૃત્યુપાશથી છોડવ, અને ક્રોધનો આશ્રય ન કરતાં શાન્તિનો આશ્રય કર. હું પાંડવોનું નહીં, પણ સર્વનું જ શ્રેય ઇચ્છું છું. અર્થને અનર્થ સમજી અને અનર્થને અર્થ માની અતિ લોભમાં ગુંથાયલા આ તારા પુત્રોનો તું નિગ્રહ કર તું કહીશ તે સાંભળવાને પાંડવો તૈયાર છે. તું તેમ જ કહીશ તો તેઓ યુદ્ધને માટે પણ તૈયાર છે. માટે આ વખતે જે અત્યંત યુક્ત છે, તે તું કર. આમ હું તને વિનંતી કરીને કહું છું." કેશવનું આ ધર્મ-અર્થ સહિત ભાષણ સાંભળી સર્વ સભા રોમાંચિત થઇ. કોઇએ પણ વિરુદ્ધ ભાષણ કરવાનો મનમાં વિચાર કર્યો નહિં. છેવટે ધૃતરાષ્ટ્રે કહ્યું;—"ધર્મ અને ન્યાયને અનુસરીને આ લોકમાં અને પરલોકમાં સુખકર થાય એ વચન ત્હેં મને કહ્યું છે. આ મૂર્ખ દુર્યોધન જે કરે છે તે મને પણ પસંદ નથી. પણ તેના ઉપર મારા બોલવાની અસર થતી નથી. માટે જનાર્દન! તું

તેને કહી જો." આ સાંભળી શ્રીકૃષ્ણે દુર્યોધન તરફ વળી કહ્યું:—"બંધુ દુર્યોધન! તારા બંધુસહવર્તમાન તને શાન્તિના હેતુથી હું જે કહું છું તે તરફ લક્ષ આપ. તું મહા-પ્રાજ્ઞોના કુળમાં ઉત્પન્ન થએલો છે. પ્રાજ્ઞ, સુજ્ઞ, ઉત્સાહી, બહુશ્રુત અને આત્મવાન્ એવા પાંડવો સાથે સલાહ કરવી એ જ તને શ્રેયસ્કર છે. કારણ, શાન્તિથી જ્ઞાતિનું અને મિત્રોનું કલ્યાણ થાય છે એટલું જ નહિ, પણ સર્વ જગત્નું કલ્યાણ થાય છે. વિશેષતઃ તારા સરખા શ્રુતવાન્, હ્રીમાન્, અને આનૃશંસ્યવાન્ પુરુષોએ માતા-પિતાનું વચન અવશ્ય સાંભળવું જોઈએ. અત્યંત આપત્તિ આવી પડે છે ત્યારે મનુષ્યને પોતાના પિતાના વચનની સ્મૃતિ થાય છે. જે સુહૃદોનું આપણું વખતસર સાંભળતો નથી તેને પરિણામે પશ્ચાત્તાપ થાય છે. જે સુહૃદોનાં વચન બાજુ મૂકી અસતોના નાદે લાગે છે તે ઘોર વિપત્તિમાં પડે છે પછી તેનો કોઈ ત્રાતા રહેતો નથી. ઇન્દ્રતુલ્ય પરાક્રમી બંધુઓને છોડી પરનો આશ્રય તારા શિવાય કોણ ગાંડો કરશે? તું જન્માન્તનો પાંડવોનો વિના કારણ દ્વેષ કરે છે પણ તે તારો દ્વેષ કરતા નથી. કારણ, તેમનું સર્વ લક્ષ ધર્મ ઉપર છે. ચતુર માણસે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે તરફ લક્ષ આપવું જોઈએ. એ ત્રણે સધાતાં ન હોય તો ધર્મ અને અર્થ તરફ આપવું. અન્યોન્ય વિરોધ હોય તો ધીર મનુષ્યે ધર્મના અનુરોધે ચાલવું. કારણ, ધર્મના અનુરોધથી અર્થ અને કામ એ છેવટે મળનાર જ છે. ધર્મને છોડી અર્થ અને કામ કદી પણ પ્રાપ્ત થતાં નથી. એટલા માટે ધર્મના આશ્રય કરી તું પાંડવો સાથે સંધિ કર. જે મનુષ્ય પોતાની કિંમત જાણે છે તે બીજાનું અપમાન કદી પણ કરતો નથી. પ્રાકૃત (સાધારણ) મનુષ્યની કિંમત પણ કેમ ઓછી આંકતું નથી. તો પછી પાંડવો સરખા નરર્ષભોને બાજુ મૂકી બીજાઓ પાસેથી તું રક્ષણ ઇચ્છે છે એ ઠીક નથી. દુઃશાસન, શકુનિ, કર્ણ કિંબહુના ભીષ્મ-દ્રોણ સુદ્ધાં અર્જુન સાથે બરાબરી કરી શકતા નથી, અને વળી મારી સહાયતા અર્જુનને મળ્યા પછી પુરંદર સુદ્ધાં તેની સાથે સામનો કરવા સમર્થ નથી, એ ધ્યાનમાં રાખ. તું તારી હઠથી બંધુ, પુત્ર અને આ હજારો રાજાઓને માર નહિ. તે તો રહ્યું; પણ, આ તારા કુળનો નાશ થઇ કુલઘ્ન એવી તારી અપકીર્તિ થશે; તે તું ધરા

દે નહિ," આવું શૌરીનું અર્થપૂર્ણ ભાષણ સાંભળી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું;—"દુર્યોધન! મહાત્મા શૌરી જે કહે છે તે તું ધ્યાનમાં લે, અને તેમનું અત્યંત કલ્યાણકારક વચન માન. વાસુદેવ સર્વમાં સમર્થ છે. તેમની સાથે તું વિરોધ માંડ નહિં. મને કાલપ્રાપ્ત એમ જ લાગે છે કે તેમના વચનની બહાર તારે જવું નહીં." ભીષ્મ-દ્રોણે પણ આ જ ઉપદેશને પુષ્ટિ આપી, અને કહ્યું;—"જ્યાં સુધી અર્જુન અને કૃષ્ણ કમ્મર કસી યુદ્ધને માટે સજ્જ થયા નથી, જ્યાં સુધી ભીમ પોતાની ગદા લઇ સૈન્યના શિરોભાગે ઉભો રહ્યો નથી, ત્યાં સુધી જ આ યુદ્ધ બંધ કર; અને તને તારા વીર બંધુઓ સાથે સંગત થયેલો જોઈ આ સર્વ રાજાઓનાં નેત્રોમાંથી આનંદાશ્રુ પડવા દે." આ જૂદાં જૂદાં ભાષણો સાંભળતાં દુર્યોધનનું મુખ ક્રોધથી લાલ થયું હતું. છેવટે તે બોલ્યો;—"તમે બધાએ મને દોષ દો છો એનું મને આશ્ચર્ય લાગે છે. રાજા, વિદુર, ભીષ્મ અને કૃષ્ણ, તમે મારો જ અપરાધ છે એમ ધારી ચાલો છો એનું કારણ શું? પાંડવો દ્યૂત રમ્યા અને પણ હાર્યા એ શું મારો જ અપરાધ? અમારા કયા અપરાધને લીધે પાંડવો અને સંજય અમારા ઉપર ચાલી આવેલા છે? અમે એવી બ્હીવરામણીથી કિંવા તૈયારીથી બ્હીવાના નથી. ભીષ્મ, દ્રોણ અને કર્ણ એ દેવોથી પણ જીતાયા જાય તેમ નથી, તો પછી પાંડવોની તો વાત જ શી? વારુ, ધર્માનુસાર યુદ્ધ કરતાં અમને મરણ આવશે તો તે પણ શ્રેયસ્કર જ છે. હમેશ ઉદ્યોગ કરવો, પણ બીજાને નમ્ર થવું નહિં; કિંબહુના શેરડી જેમ વચમાંથી ભાંગે છે, પણ વાંકી થતી નથી તે પ્રમાણે અકાળે સુદ્ધાં મરવું, પણ વાંકું વળવું નહીં, આવો સર્વ ક્ષત્રિય પ્રમાણે મારો મત છે. મારા પિતાએ પૂર્વે જે રાજ્યાંશ ભૂલથી પાંડવોને આપ્યો તે હું જીવતો છું, ત્યાં સુધી તો હવે તેમને મળનાર નથી. પાંડવો પાંચ ગામ ઉપર પણ તુષ્ટ થતા હશે, પણ સોયના અગ્રભાગ (અણી)થી ઉખડે એટલી માટી પણ તેમને આપવા હું તૈયાર નથી." દુર્યોધનનું આ ભાષણ સાંભળી શ્રીકૃષ્ણનાં નેત્ર ક્રોધથી લાલ થયાં અને બોલ્યા:—"ઠીક છે! તારી ઇચ્છા પ્રમાણે જ થશે. મહા ઘોર સંગ્રામ થાય, ત્યારે તું સ્થિર રહેજે; એટલે તારી માગણી પ્રમાણે તને વીરશયન જ મળશે. પણ તું જે કહે છે

કે પાંડવોનો મ્હેં અપરાધ કર્યો નથી તો ત્હેં કરેલા અપરાધ સાંભળ. સજ્જનોની પણ બુદ્ધિને ભ્રષ્ટ કરનારૂં દ્યૂત ખેલી પાંડવોની સંપત્તિ હરણ કરવાની દુષ્ટ બાજી શકુનીની સહાયતાથી ત્હેં રચી. જે કોઇ પણ અન્ય મનુષ્ય કરે નહિં, તે ભ્રાતૃપત્નીને સભામાં ખેંચી આણવાનું અને તેને અયોગ્ય ભાષણો કહેવાનું નીચ કૃત્ય ત્હેં કર્યું. વારણાવતમાં પાંડવોને કુંતીસહ બાળી નાંખવાનો પ્રયત્ન ત્હેં કર્યો. અને હવે ન્યાયથી પોતાનું રાજ્ય પાછું માગતાં પાંડવોને તે આપવાને તું હરકત કરે છે. વડિલોના અને સુહૃદોના ઉપદેશનો તિરસ્કાર કરી ત્હેં આ અનર્થ ઉત્પન્ન કર્યો છે! ભલે ભ્રષ્ટૈશ્વર્ય થઇ રણમાં પડીશ ત્યારે તું આ રાજ્ય પાંડવોને આપીશ." આમ શ્રીકૃષ્ણ બોલે છે, ત્યાં દુઃશાસન કુત્સિત બુદ્ધિથી વચમાં જ બોલ્યો;— "દુર્યોધન! કૃષ્ણનું કહેવું સાંભળ. નહીં તો તને બાંધી ારવો પાસેથી આ કેશવ તને પાંડવોને સ્વાધીન કરશે. તને, મને અને કર્ણને, ભીષ્મ, આ દ્રોણ અને તારા પિતા અનર્થનું મૂળ સમજી, બાંધી પાંડવોને સ્વાધીન કરશે એમ મને લાગે છે." આ સાંભળતાં જ દુર્યોધન ક્રોધથી ઉઠયો, અને પિતાની પરવાનગી ન લેતાં અને ભીષ્મ, દ્રોણ, કૃપ, વિદુર, શલ્ય ઇત્યાદિકોનો અનાદર કરી સભામાંથી ચાલતો થયો. એટલે શ્રીકૃષ્ણે કહ્યું;— "હે કુરુવૃદ્ધો! આ તમો સર્વનું અપમાન છે. એટલા માટે આ મંદ-બુદ્ધિ દુર્યોધનને ખરેખર જ બંધનમાં નાંખો અને સર્વનું હિત સાધવા માટે પાંડવો સાથે સખ્ય કરો. જ્ઞાતિનું કલ્યાણ થાય એટલા માટે મેં કંસને ઠાર માર્યો. દૈત્ય-દાનવોનું અને દેવોનું ભયંકર યુદ્ધ થઇ અતિશય પ્રાણહાનિ થવા લાગી, તે વખતે પ્રજાપતિએ દૈત્ય-દાનવોને પાશથી બાંધી વરુણને સ્વાધીન કર્યાં, તે અદ્યાપિ તેના તાબામાં સમુદ્રમાં છે. દુર્યોધન, શકુનિ અને કર્ણ એમને બંધનમાં નાંખી સંધિ કરવી, એ કલ્પના ખોટી નથી. આખા કુટુંબ માટે એક મનુષ્યનો ત્યાગ કરવો, આખા ગામ માટે એક કુલનો ત્યાગ કરવો અને આખા દેશને માટે એક ગામનો પણ નાશ કરવો, આવી નીતિ છે. માટે રાજન્, દુર્યોધનનો ત્યાગ કરી પાંડવો સાથે સખ્ય કર એટલે લક્ષાવધિ વીર પુરુષોનો નાશ થાય નહીં." આમ શ્રીકૃષ્ણ બોલે છે, એટલામાં બહાર દુર્યોધને અને શકુનિએ "તડાક ને ભડાક કામ કરનાર કૃષ્ણ આપણને કેદ કરે તે પહેલાં તેને જ આપણે કેદ કરીએ,

આવો," એવો વિચાર કર્યો. "કૃષ્ણ કેદમાં પડતાં પાંડવો સહજ જ હતવીર્ય થશે" આમ તેઓ કહેવા લાગ્યા. તે બાતમી દૂતે વિદુરના કાનમાં કહી એટલે વિદુરે ધૃતરાષ્ટ્રને તેના પુત્રના ઉન્મત્ત વિચારવિષયના વર્તમાન કહ્યા. ત્યારે શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને કહ્યું;—રાજન્, મને દુર્યોધનને કેદ કરવાની પરવાનગી આપ. તે મને કેદ કરે છે કે હું તેને કેદ કરૂં છું તે જો. ભાવી યુદ્ધનો નિકાલ અહીં જ થશે? પરંતુ તારી પરવાનગી શિવાય હું આ કર્મ કરી શકતો નથી." આ સાંભળી અંતર્યામી પુત્ર માટે ગભરાયલા પુત્રપ્રિય ધૃતરાષ્ટ્ર વિદુરને 'તું મૂર્ખ રાજ્યલુબ્ધ દુર્યોધનને સભામાં લઇ આવ,' આવી આજ્ઞા કરી. તે પ્રમાણે વિદુરે બહાર જઇ દુર્યોધનને સભામાં આણ્યો. ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું;— "દુષ્ટ, પાપી પુરુષોની સહાયતાથી પાપ-કર્મ કરવા ઇચ્છે છે! પણ મૂર્ખ! આ કેશવ દેવ, મનુષ્ય, ગંધર્વ, અસુર એમને સુદ્ધાં અજિંક્ય છે, એ તને ખબર નથી શું? જેમ મનુષ્ય ચન્દ્રને સ્પર્શ કરી શકતો નથી, કિંવા વાયુને પકડી શકતો નથી, તે પ્રમાણે આ કેશવને કોઇ પણ ગ્રહણ કરી શકતું નથી." ધૃતરાષ્ટ્ર આમ બોલતો હતો તે વખતે સાત્યકિનો હાથ ઝાલી શ્રીકૃષ્ણ ઉઠયા અને સર્વ ઋષિઓની અને રાજાઓની આજ્ઞા લઇ સભાની બહાર નિકળ્યા. તેમની પાછળ પાછળ ભીષ્મ-દ્રોણ સહિત ધૃતરાષ્ટ્ર દોડયો અને સર્વ રાજા પણ દોડયા; ત્યાં દારુકે શ્રીકૃષ્ણના રથ લાવી ઉભો કર્યો. તે વખત ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણને ફરી કહ્યું;— "કૃષ્ણ, મારા પુત્રો ઉપર મારું કેટલું બળ છે, એ તેં પ્રત્યક્ષ જોયું છે. શાન્તિ થાય એવી મારી ઘણી ઇચ્છા છે, પણ મારું કાંઇ ચાલતું નથી. પાંડવો વિષયે મારો અભિપ્રાય દુષ્ટ નથી, એ સંબંધમાં સર્વ કૌરવો અને આ સર્વ રાજાઓ સાક્ષી છે." એટલે શ્રીકૃષ્ણ તે જ શબ્દ ઉંચકી બોલ્યા;— "હે કૌરવો! અને હે સર્વ રાજાઓ! આજની સભામાં શું થયું અને મંદ-બુદ્ધિ દુર્યોધન ક્રોધથી કેવો ઉઠી ગયો એ સર્વ તમે પ્રત્યક્ષ જોયેલું જ છે. ધૃતરાષ્ટ્ર 'મારા પુત્રો ઉપર મારૂં કંઇ ચાલતું નથી' એમ કહે છે તે પણ તમે સાંભળ્યું છે. માટે આપ સર્વની રજા લઇ હું પાંડવો પાસે પાછો જાઉં છું." આમ કહી શ્રીકૃષ્ણે સાત્યકિ સાથે રથમાં આરોહણ કર્યું અને તે પોતાની ફોઇનો નિરોપ લેવા માટે વિદુરને ઘેર ગયા.

કુંતીને સભામાં થયેલી હકીકત થોડામાં કહી અને તેનો વિદુલા-સંવાદ રૂપી ઉદ્ધર્ષણ સંદેશો પાંડવો માટે લઇ શ્રીકૃષ્ણે તેના પગ ઉપર પ્રેમથી અને આદરથી માથું મૂક્યું; અને પછી હસ્તિનાપુરથી તત્કાળ કુચ કરી ઝપાટામાં ઉપપ્લવ્ય આવી તે પાંડવોને મળ્યા. શ્રીકૃષ્ણની આ મધ્ય-સ્થી ફોકટ ગઇ અને છેવટે યુદ્ધનો જ પ્રસંગ આવી ઠોકાયો એ જોઈ ધર્મ-રાજાને ઘણું ખરાબ લાગ્યું. પરંતુ પ્રાપ્ત થયેલી વાત કરવી જ જોઇએ એમ જાણી તે યુદ્ધની તૈયારીએ લાગ્યા. તેમણે પોતાના સૈન્યના સાત વિભાગ કરી તેના ઉપર સાત સેનાપતિ નીમ્યા અને ધૃષ્ટદ્યુમ્નને સમગ્ર સૈન્યનો અધિપતિ કર્યો. તે સર્વને મદદ અર્જુને કરવી અને અર્જુનને શ્રીકૃષ્ણે સલાહ આપવી આમ તેમણે ઠરાવ્યું. શ્રીકૃષ્ણે પહેલેથી જ પોતે શસ્ત્ર ઝાલવાની ના પાડી હતી, એટલે તેમણે પોતાના પ્રિય શિષ્ય અર્જુ-નના રથનું સારથ્ય સ્વીકારી તેના ઘોડાની લગામ પોતાના હાથમાં લીધી. પાંડવ સૈન્યનો આત્મા અર્જુન હતો તેને છોડી જૂદા રહેવું શ્રીકૃષ્ણને શક્ય જ નહોતું. અર્જુનનો જય થવો પણ તેમના સતત સાંનિધ્ય ઉપર અવલંબેલો હતો. સારાંશ; શ્રીકૃષ્ણે સર્વ વાત ધ્યાનમાં આણીને જ એ બાહ્ય સ્વરૂપથી હલકું જણાતું કામ પોતાની પાસે લીધું. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા થઇ અને પાંડવોના સૈન્યે કુરુક્ષેત્ર તરફ ચાલ કરી. “ કુરુક્ષેત્રમાં સામો ઘા ખાઈ મરણ આવતાં મુક્તિ મળે છે ” આવી તે વખતની સમ-જૂત હોવાથી બન્ને સૈન્યોએ આ જ ધર્મક્ષેત્રમાં લઢવાનું ઠરાવ્યું. પાંડવોએ કુરુક્ષેત્રમાં પહોંચી પોતાના તંબુ ઠોકયા. તેમ જ દુર્યોધને પણ પોતાનું સૈન્ય ઉપાડી કુરુક્ષેત્રમાં આણ્યું અને વચમાં પાંચ યોજન લાંબું અને પાંચ યોજન પહોળું રણ-મેદાન છોડી બીજી બાજુ પોતાના તંબુ કાયમ કર્યા. આ પ્રમાણે એ પ્રચંડ સૈન્યો રણાંગણ ઉપર ઉતરી, એક દિવસે પ્રાતઃકાળે પરસ્પર સાથે ભિડવા માટે તૈયાર થઇ રણમેદાન ઉપર સામસામાં આવ્યાં. તે કાળમાં ધર્મ-યુદ્ધનો નિયમ કડકડતો હોઇ ગેરસાવધ કિંવા કપટથી શત્રુ ઉપર તુટી પડવાની બાજી બહુધા કોઇ પણ ઉપયોગમાં આણતું નહોતું. પ્રાતઃકાળે સ્નાન કરી, અગ્નિ અને સૂર્યની ઉપાસના કરી, અલંકૃત થઈ બન્ને પક્ષના ક્ષત્રિઓ પોતપોતાનાં સૈન્યો લઇ રણાંગણ

ઉપર આવ્યા અને બન્ને પક્ષમાંના મુખ્ય સેનાપતિઓએ પોતપોતાની કલ્પના પ્રમાણે સૈન્યોના વ્યૂહ રચવાની શરૂઆત કરી. જેના સફેદ ઘોડાની દોરી શ્રીકૃષ્ણે પોતે પોતાના હાથમાં લીધેલી છે એવા અર્જુનનો રથ પાંડવોના સૈન્યના અગ્રભાગે આવ્યો, તે વખતે તેના તરફના સૈન્યે પ્રચંડ ગર્જના ઠોકી તેનું ગૌરવ કર્યું. બીજી બાજુ ધોળા કેશવાળા, ધોળી પાઘડીવાળા, માથા ઉપર સેનાપતિના ધોળા છત્રવાળા, ધોળા ઘોડાથી જોડેલા રથમાં બેઠેલા અને રથ ઉપર ધોળા જ નિશાનવાળા વૃદ્ધ ભીષ્મ કૌરવ સૈન્યના અગ્રભાગે આવ્યા; તે તખતે કૌરવ સૈન્યે પણ જયની પ્રચંડ ગર્જનાથી તેમનું સ્વાગત કર્યું. એ પ્રમાણે લાખો લોકોની વીર ગર્જનાથી વીરોના હૃદયમાં વીરશ્રી ઉત્પન્ન થાય છે, એવા સમયે કોણ કોણ વીર આપણી સાથે લઢવા માટે આવેલા છે એ નિરખી જોવાના હેતુથી અર્જુને શ્રીકૃષ્ણને પોતાનો રથ કૌરવ સેના પાસે લઇ જઇ મેદાનના મધ્યભાગે ઉભો કરવા કહ્યું; એટલે શ્રીકૃષ્ણે અર્જુનનો રથ રણમેદાનના મધ્ય ભાગે લઇ જઇ ઉભો કર્યો.

અર્જુને બન્ને સૈન્ય તરફ નજર ફેંકી તો જ્યાં સુધી દૃષ્ટિ પહોંચતી હતી ત્યાં સુધી, બન્ને બાજુ લક્ષાવધિ વીર મારૂં કિંવા મરૂં આવી વીરશ્રીથી યુદ્ધ માટે તૈયાર થઇ ઉભા રહેલા તેની નજરે પડયા. અહીંયાં કૌરવોના નિશાન પાસે ભીષ્મ, દ્રોણ, શલ્ય ઇત્યાદિ મહાન્ મહાન્ મહારથી અને લક્ષ્મણ વિગેરે કૌરવોના પુત્રો પોતપોતાના રથમાં બેસી એકઠા થયેલા નજરે પડયા, ત્યારે બીજી બાજુ પાંડવોના સૈન્ય પાસે ધૃષ્ટદ્યુમ્ન, ભીમ, વિરાટ ચેકિતાન, પાંડય ઇત્યાદિ મહારથી અને અભિમન્યુ વગેરે પાંડવોના પુત્રો અને વિરાટ –દ્રુપદના પૌત્ર વગેરે, યુદ્ધના ભયંકર પ્રસંગે પણ ન બ્હીનારા, વીરશ્રીથી ફરફરતા બાલવીર એકઠા થયેલા તેની નજરે પડયા. આ લક્ષાવધિ વીર અને આ પૂજ્ય તથા પ્રિય પિતામહ, આચાર્ય, સસરા, સાળા, પુત્ર, પૌત્ર, બંધુ આપ્ત, મિત્ર એકમેકને મારી ઠાર થયા પછી તેમના રક્તથી અને માંસથી કમ્મર સુધી ભરેલા રણાંગણમાંથી હું બચ્યો તો હસ્તિનાપુરના રાજ્ય તરફ જવા માટે મને રસ્તો મળશે એ વિચારે અર્જુનનું હૃદય લાખો જીવોની દયાથી અને આપ્તોના પ્રેમથી ધડક ધડક થવા લાગ્યું, તેની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં અને તેના હાથ પગ ગળી ગયા છેવટે શ્રીકૃષ્ણને ગદ્‌ગદ સ્વરથી તેણે કહ્યું;—ગોવિંદ! આ લાખો વીરોને, પ્રિય બંધુઓને

અને પૂજ્ય ગુરુઓને ઠાર મારી મ્હેં રાજ્ય મેળવ્યું તો પણ તે શા કામનું ? જનાર્દન! જેમને માટે રાજ્ય મેળવવાનું તે આ દાદા, ગુરુ, બંધુ, સાળા, પુત્રો વગેરે તો પ્રાણ હાથમાં લઈ સર્વસ્વનો ત્યાગ કરી મારી સાથે લઢવા માટે ઉભા રહેલા છે; ત્રૈલોકયના રાજ્ય માટે સુદ્ધાં એમના ઉપર મારો હાથ ચાલશે નહીં; તો પછી એક ન્હાના કુરુરાજ્ય માટે હું શું એમના ઉપર શસ્ત્ર ઉગામું ? આ કુલક્ષયના કૃત્યમાંથી અમને કયું સુખ મળનાર છે? જો કે આ લોભના બળી થઈ પડી કુલક્ષય કરવા માટે અમે તૈયાર થયા છીએ, છતાં પણ અમે અમને ધર્મશીલ કહેવરાવીએ છીએ; અમે કુલક્ષયનું પાતક કેટલું ભયંકર છે એ જાણીએ છીએ, છતાં પણ અમારે તેમની સાથે લઢવા માટે કેમ ઉભું રહેવું? અરેરે! આ વખતે અમે અત્યંત નિંદ્ય કર્મ કરવા માટે ઉદ્યુક્ત થયા છીએ! આ કરતાં તેઓ જ અમારા ઉપર ભલે શસ્ત્ર નાંખે અને અમને રણાંગણમાં ભલે ઠાર મારે; અમને તે અધિક શ્રેયસ્કર થશે;" આમ કહી અર્જુન રથની પાછલી બાજુ ધનુષ્ય-બાણ નાંખી દઈ ઉદ્વેગથી નીચે બેઠો. અર્જુનની આવી વિલક્ષણ સ્થિતિ થએલી જોઈ શ્રીકૃષ્ણને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તેમણે કહ્યું:—"અર્જુન! તારા આર્ય પૂર્વજોને કદી પણ ન સૂઝેલો, તારી કીર્તિને કલંક લગાડનારો અને અંતે અધર્મને લીધે તને નર્કમાં લઈ જનારો આ કાળકૂટ ભ્રમનો પડદો તારી બુદ્ધિ ઉપર એકાએક કઇ બાજુથી આવ્યો? બંધુ! આવો નપુંસક ન થા; આ નપુંસકપણું તને શોભતું નથી; આ મનની ક્ષુદ્ર દુર્બલતા દૂર કરી યુદ્ધ માટે ઉભો રહે." શ્રીકૃષ્ણના આ ચાબકા સરખા તીક્ષ્ણ શબ્દો સાંભળીને પણ અર્જુને ફરી કહ્યું;—"શ્રીકૃષ્ણ! જે દાદાના ખોળા ઉપર હું ન્હાનપણમાં આળોટ્યો તેની છાતી ઉપર શું હું આજ શસ્ત્ર નાંખું? જે દ્રોણ ગુરુએ મને પોતાના પુત્ર કરતાં પણ શસ્ત્રવિદ્યામાં અધિક નિપુણ કર્યો તેમની આપેલી વિદ્યા તેમના ઉપર જ હું ચલાવું શું? ગોવિંદ! આ અત્યંત પૂજ્ય અને પ્રિય ભીષ્મ દ્રોણ ઉપર હું બાણ નાંખું પણ કેમ? એ કરતાં ભીખ માગી પેટ ભરવું કિંવા અમે વનમાં રહી મૃગ મારી નિર્વાહ કરતા હતા તે પ્રમાણે કરવું સોગણું સારૂં એમ મને લાગે છે! જનાર્દન! આ આપ્તજનોના મોહપાશથી મારી બુદ્ધિને ખરેખર દુર્બલતા આવી છે. તું સર્વ સૂક્ત-અસૂક્ત છે, તું પ્રત્યક્ષ વિષ્ણુ જ છે, તને હું

મનોભાવે શરણ આવ્યો છું. આ વખતે અને આ પ્રસંગે જે કરવું ખરેખર ન્યાય્ય અને શ્રેયસ્કર હોય તે તું કૃપા કરી મને કહે." સંસારમાંના અનેક દુઃખના અને અડચણના પ્રસંગે જૂદી જૂદી રીતના વિકટ, ન છૂટનારા વિચાર મનમાં ચારે બાજુથી દોડી આવે છે અને તેથી સેંકડો મનુષ્યો આવી જ રીતે ભમી જાય છે અને પોતાનું યોગ્ય કર્તવ્ય શું છે તે તેમને સુઝતું નથી. આવા ભ્રાંત લોકો માટે અર્જુનને આગળ કરી ભગવાન્ શ્રીકૃષ્ણે આ વખતે જે દિવ્ય, ત્રિકાલાબાધિત, મનોહર ઉપદેશ કર્યો, તે ઉપનિષદો સમાન યોગશાસ્ત્રસંમિત ભગવદ્ગીતા–ગ્રંથમાં મહર્ષિ વ્યાસે ભારતના મધ્ય ભાગમાં ગ્રથિત કરેલો છે. તેનું આપણે યથામતિ અહીં ગુજરાતી ભાષામાં ભાષાંતર કરીએ.

શ્રીકૃષ્ણે કહ્યું;—" અર્જુન ! જે લોકોના સંબંધમાં શોક કરવો યોગ્ય નથી, તેમના સંબંધમાં તું શોક કરે છે અને વળી તત્ત્વજ્ઞાનની વાત કરે છે એનું મને આશ્ચર્ય લાગે છે. બંધુ ! જીવંત કિંવા મરેલા મનુષ્યના સંબંધમાં શોક કરવો એ પંડિતનું લક્ષણ નથી. હું, તું અને આ સર્વ રાજાઓ આ પહેલાં નહોતા અને હવે પછી થનાર નથી એમ બિલ્કૂલ જ નથી. જે પ્રમાણે આત્માના દેહને બાળપણ, તરુણપણ અને વૃદ્ધપણ એવી જૂદી જૂદી અવસ્થા આવે છે, તે જ પ્રમાણે આત્માને માટે આ દેહપછી બીજા દેહની પ્રાપ્તિ રાખેલી જ છે, એટલા માટે કોઇના પણ મરણ માટે ધીર પુરુષો શોક કરતા નથી (૧૪,૧૫). જે અસત્ એટલે કદી જ નહોતું, તે ઉત્પન્ન થાય કેવી રીતે, અને જે સત્ એટલે છે તેનો નાશ કેવી રીતે થાય ? તત્ત્વવેત્તાને સત્ અને અસત્ એ બન્નેનો પૂર્ણ નિશ્ચય થયેલો હોય છે. સત્ અને અસત્ એની પણ પેલી તરફ રહેલા અવિનાશી તત્ત્વથી આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે, તેનો જ અંશ આત્મા હોવાથી તે અવિનાશી છે. આ અવ્યય આત્માનો નાશ કોઇ પણ કરી શકતું નથી. આત્માનો આ દેહ જો કે અન્ત પામે છે તો પણ દેહનો અધિષ્ઠાતા આત્મા અંત પામતો નથી. એટલા માટે અર્જુન ! તું નિઃશંક થઇ યુદ્ધ કર. આ આત્મા મારનારો કિંવા મરનારો છે, એમ માનવું ભૂલ ભરેલું છે. એ મારતોયે નથી અને મરતો પણ નથી. આ આત્મા અજ, નિત્ય, શાશ્વત અને પુરાણ છે. શરીરનો નાશ થાય છે તો પણ એનો નાશ

થતો નથી. ( ૨૧ ). જેમ આપણે જુનું થયેલું વસ્ત્ર કાઢી નાંખી નવું પહેરીયે છીયે, તે પ્રમાણે દેહનો અધિષ્ઠાતા આત્મા જીર્ણ થયેલું શરીર કાઢી નાંખી ફરી ફરી બીજો નવીન દેહ ધારણ કરે છે. આ આત્મા શસ્ત્રોથી કપાતો નથી. કિંવા આગથી બળાતો નથી એ પાણીથી. ભિંજાતો નથી કિંવા વાયુથી સૂકાતો નથી. એ નિત્ય, સર્વવ્યાપી, અચલ, સનાતન, અવ્યક્ત, અચિંત્ય અને અવિકાર્ય છે. આ આત્માનું પૂર્ણ સ્વરૂપ.હે જાણ્યું એટલે તને શોક કરવાનું કારણ રહેશે નહિં. કદાચિત્ તું ' આત્માને જ જન્મ મરણ છે ' એમ માનતો હઈશ તો પણ સુદ્ધાં તને શોક કરવાનું કારણ નથી. તારી સમજણ મુજબ જે આત્મા જન્મે આવ્યો છે તે મરનાર જ છે. અને જે મરણ પામ્યો તે ફરી જન્મનાર જ છે. માટે જન્મ મરણ અપરિહાર્ય હોવાથી તે સંબંધમાં શોક કરવો યોગ્ય નથી. ' કેવળ પ્રત્યક્ષ વાત જ માની અને ' પ્રાણિમાત્ર જીવંત છે ત્યાં સુધી જ વ્યક્ત છે, તે આવે છે કયાંથી અને જાય છે કયાં, એ અવ્યકત છે, એમ માનીયે તો પણ સુદ્ધાં શોક શા માટે કરવો ? ' જો મનુષ્ય જન્મ્યાનો શોક નથી તો તે મરણ પામ્યાનો પણ શોક શા માટે ? ' અર્જુન ! આત્માનું ખરૂં સ્વરૂપ જાણનારા ઘણા કહિણ હોય છે. તેનું પ્રત્યક્ષ સ્વરૂપ જોનારા અતિ વિરલા. તેનું સ્વરૂપ વર્ણવનારા તેથી પણ વિરલા. આત્માનું યથાર્થ સ્વરૂપ સાંભળનાર મળવા દુર્લભ, અને સાંભળીને પણ તેનું યથાર્થ જ્ઞાન થવું તે તેથી પણ દુર્લભ. 'તથાપિ' સર્વના દેહમાં રહેલો દેહી નિશ્ચયથી હમેશ અવધ્ય છે, એટલા માટે કોઇ પણ મનુષ્યના સંબંધમાં શોક કરવો તને ઉચિત નથી, અને ' એમ જો છે તો ' સ્વધર્મ તરફ લક્ષ આપી યુદ્ધ કરવા માટે આગળ પાછળ જોવાનું તને કારણ શું ? તારા જેવા ક્ષત્રિઓને, પ્રાપ્ત થયેલા યુદ્ધ કરતાં પણ અધિક શ્રેયસ્કર તે શું ? ' સત્ય તારી બાજૂ છે, અને યુદ્ધ માટે ઉભા રહેતા પહેલાં સામ કરવા માટે બનતો પ્રયત્ન કરેલો છે; એવી સ્થિતિમાં ધર્મને અનુસરી આપણે જે યુદ્ધ કરીએ છીએ ' તે કેવળ અકલ્પિત સ્વર્ગદ્વાર જ આપણે માટે ઉઘડયું છે એમ સમજ. જે ક્ષત્રિય ભાગ્યશાળી હોય છે તેને જ આવું યુદ્ધ કરવું પ્રાપ્ત થાય છે. વારૂ, તું આ ધર્મ્ય યુદ્ધ ન કરતાં પાછો ફરીશ તો પણ તને ધર્મ તો મળનાર જ નથી; પણ ઉલટી તારી અપકીર્તિ થશે અને તને પાતક માત્ર લાગશે. 'ભીષ્મ-

દ્રોણની પ્રીતિથી તું તેમના ઉપર બાણ ન નાંખતાં પાછો ફરીશ તો પણ' તારા શત્રુ તુ ભીષ્મ–દ્રોણની બ્હીકથી પાછો ફર્યો એમ જ કહેશે અને તારા પરાક્રમની પરસ્પર નિંદા કરશે. સંભાવિત પુરુષને અપકીર્તિ મરણ કરતાં પણ અધિક દુઃખ આપે છે. 'શિવાય, કોઇની પણ અપકીર્તિ થવી એ પાતક જ છે.' 'અર્જુન? આ ધર્મ યુદ્ધમાં પાછા ન પડતાં આગળ થવું તને ઉભય પક્ષે શ્રેયસ્કર છે.' એમાં તને મરણ આવશે તો પણ તને સ્વર્ગ મળશે અને એમાં જય આવ્યો તો પણ તને પૃથ્વીનું રાજ્ય મળશે. એટલામાટે જય, અપજય, લાભ, અલાભ, સુખ–દુઃખ એનો વિચાર બાજૂએ મૂકી કિંબહુના એમને સરખાં માની તું સ્વકર્તવ્યનો જ નિશ્ચય કર અને યુદ્ધને માટે ઉભો રહે. એમ કરતાં તને કોઈ પણ પ્રકારનું પાતક લાગશે નહિં."

અર્જુન! અહીં સુધી આત્મા અમર છે આ સાંખ્યની એટલે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સ્વકર્તવ્ય કરવું તને કેમ શ્રેયસ્કર છે એ મ્હેં કહ્યું. હવે એના કરતાં યોગની 'એટલે કર્મકૌશલ્યની દૃષ્ટિએ એ જ કરવું કેમ અધિક શ્રેયસ્કર છે એનો સૂક્ષ્મ' વિચાર હું તને કહું છું. "આ વિચાર કરવાથી કર્મથી ઉત્પન્ન થતાં પાપ–પુણ્યોનું બંધન જ રહેતું નથી. આ વિચારમાં પ્રયત્ન કરેલો ફોકટ જતો નથી કિંવા દોષ ઉત્પન્ન થઈ પ્રત્યવાય–પ્રાયશ્ચિત્ત આવતું નથી. આ વિચારની થોડી પણ સત્તા જો મન ઉપર બેસે છે તો પણ મોટાં મોટાં સંકટોમાંથી મનુષ્ય મુક્ત થાય છે. નિશ્ચયાત્મક આ વિચાર એક જ છે. આ નિશ્ચયને છોડીને જેઓ વિચાર કરે છે તેમને માત્ર અનંત શાખા ફુટેલી દેખાય છે. જો જે અજ્ઞાની લોક વેદમાં 'કામ્ય કર્મોનું જ વિધાન છે,' તેમાં બીજું કાંઇ નથી આવો વાદ લઇ અલંકારયુક્ત ભાષણ કરે છે, જે કેવળ અનેક કામનાઓથી વ્યાપ્ત થઇ સ્વર્ગની ઇચ્છા કરે છે; કિંવા નાના પ્રકારના ભોગ માટે અને ઐશ્વર્ય માટે જૂદાં જૂદાં અનેક કર્મો કરવાં એમ કહે છે તેમને આ નિશ્ચય રૂપી વિચાર આવતો નથી અને તેમનું મન સમાધાન અને શાંતિમાં કાયમ રહેતું નથી. વેદમાં ત્રણે ગુણોથી મિશ્ર એવો વિષય છે. પણ અર્જુન! તું આ ત્રિગુણ મિશ્રિત સ્થિતિની પેલી તરફ જા. રાગ–દ્વેષ છોડી, રજ–સ્તમનો ત્યાગ કરી તું હમેશાં સત્ત્વગુણમાં રહે અને પોતાના યોગક્ષેમની ચિંતા ન કરતાં આત્મામાં જ સ્થિત થા. 'એમ

થતાં તને બ્રહ્મનું પણ જ્ઞાન થશે.' સર્વ જ જલમય થયા પછી જે પ્રમાણે કુવા, તળાવ વિગેરેની કિંમત રહેતી નથી, તે પ્રમાણે જ્ઞાની બ્રહ્મવેત્તા પુરુષને સર્વ વેદોની પણ જરૂરીઆત રહેતો નથી. અસ્તુ. આ નિશ્ચયાત્મક વિચાર કર્યો એ હું તને કહું છું. તારો અધિકાર કર્મ કરવા પુરતો છે, ફલ–વિષયમાં તારો અધિકાર નથી, એ તું લક્ષમાં રાખ. અને એ પ્રમાણે સમજી ફલની ઇચ્છાથી તું કર્મ કર પણ નહિ અને કર્મ કરવાં છોડ પણ નહિં. ફલમાં આસક્ત ન થતાં, યોગમાં દઢ થઈ તું કર્તવ્ય કર્મ કર. કર્મ ફલીભૂત થાઓ અગર ન થાઓ બન્ને સ્થિતિમાં ચિત્તવૃત્તિ સરખી રાખવી એનું જ નામ યોગ. એવી માનસિક સ્થિતિથી કર્મ કરવા એ ફલ તરફ નજર રાખી કર્મ કરવા કરતાં કેટલાં શ્રેયસ્કર છે? એટલા માટે આ બુદ્ધિને અને આ મનની સમતોલ સ્થિતિને તું શરણે જા. જે ફલ ઉપર નજર આપી કર્મ કરે છે તે દયા કરવા લાયક થાય છે. અને આ બુદ્ધિથી એટલે ફલેચ્છારહિત કર્મ કરનારા મનુષ્યને સુકૃત અને દુષ્કૃત, પાપ અને પુણ્ય એ બન્નેનો પણ સ્પર્શ થતો નથી. એટલા માટે આ યોગનો તું પ્રયત્ન કર. આ યોગ એટલે કર્મ કરવાનું ખરૂં કૌશલ્ય છે. આ બુદ્ધિથી કર્તવ્ય કર્મ કરનારા કર્મના ફલને છોડવાથી જન્મબંધનમાંથી મુક્ત થઈ અંતે અનામય પદે પહોંચે છે. આ બુદ્ધિ તારામાં ઉત્પન્ન થઈ તારા મોહતમનો નાશ કરશે, ત્યારે તને અધિક કહેવાની કિંવા વિચાર કરવાની જરૂર રહેશે નહીં. નાના પ્રકારના વેદ–વાદો છોડી તારી બુદ્ધિ સમાધિમાં જ્યારે નિશ્ચલ થશે ત્યારે તને આ યોગ સહજ પ્રાપ્ત થશે." અહીંયાં અર્જુને 'મનમાં કાંઇ શંકા આવવાથી' શ્રીકૃષ્ણને પ્રશ્ન કર્યો;–"કેશવ! સ્થિતપ્રજ્ઞ કોને કહે છે? સમાધિસ્થનું લક્ષણ શું? સ્થિતપ્રજ્ઞ શું બોલે છે, ક્યાં બેસે છે, કેવું વર્તન કરે છે?" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;—"અર્જુન! જ્યારે મનુષ્ય સર્વ ઇચ્છાનો, 'બાહ્યસ્વરૂપથી જ નહીં પણ.' મનથી સુદ્ધાં ત્યાગ કરે છે અને પોતે પોતામાં જ સંતુષ્ટ રહે છે, ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહે છે. દુઃખથી જેનું મન ઉદ્વિગ્ન થતું નથી, અને સુખથી જેના મનમાં ભોગની ઇચ્છા ઉત્પન્ન થતી નથી; જેના પ્રીતિ, ભય, રાગ વગેરે વિકાર જતા રહ્યા છે, એવા મનુષ્યને સ્થિતધી કહે છે. જે કોઈ પણ ઠેકાણે પ્રીતિ ન રાખતાં, શુભ કિંવા અશુભ પ્રાપ્ત થતાં આનંદ માનતો નથી, કિંવા દ્વેષ કરતો નથી, તેની પ્રજ્ઞા સ્થિર થયેલી છે, એમ

સમજવું. જેમ કાચબો પોતાના પગને અને મુખને અંદર ખેંચી લે છે, તે પ્રમાણે જે ઇન્દ્રિયોને તેમના વિષયોમાંથી પરાવૃત્ત કરી પોતાનામાં જ તેનો સંયમ કરે છે, તેની પ્રજ્ઞા સ્થિર હોય છે. ઇન્દ્રિયોને ભોગ મળે નહીં, એટલે વિષય આપોઆપ છૂટે છે. મનમાં રહેનારી વિષયોની પ્રીતિ કેટલાક દિવસ બાકી રહે છે પણ તે પણ પરમાત્માનું જ્ઞાન થતાં નષ્ટ થાય છે. 'આવા પ્રકારનો ઇન્દ્રિયોનો સંયમ કરવો ઘણો કઠિણ છે.' કારણ, મોટામોટા ચતુર માણસોની પણ ઇન્દ્રિયો નિયમનનો પ્રયત્ન કરતાં છતાં પણ 'એફામ ઘોડા પ્રમાણે તે પ્રયત્નોને ન ગણકારતાં' એકાદ વખત તેના મનને ભળતી બાજુયે જ લઇ જાય છે, 'એ આપણે જોઇયે છીયે.' તો એવી સ્વભાવતઃ જ લુચ્ચી ઇન્દ્રિયોનો નિરોધ કરી તેમને જે પોતાના તાબામાં રાખે છે તેની પ્રજ્ઞા સ્થિર થયેલી હોય છે. 'અર્જુન ! વિષયોનું ધ્યાન છોડવું એ ઇન્દ્રિયોનો સંયમ કરવાનો મુખ્ય ઉપાય છે.' વિષયોનું ધ્યાન કરવા લાગ્યા એટલે તેમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે; પ્રીતિથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી મોહ, મોહથી સ્મૃતિભ્રંશ, સ્મૃતિભ્રંશથી વિવેકનાશ અને વિવેકનો નાશ થયો એટલે એકંદર સર્વ નાશ પામે છે. "એટલા માટે પ્રથમ મનથી વિષયોનું ધ્યાન છોડવું જોઈયે. તે તે ઇન્દ્રિયોનો તે તે વિષયો સાથે સંબંધ તો થવાનો જ પણ," એવો સંબંધ રાગ અને દ્વેષથી રહિત થયો એટલે મનુષ્યનું મન ધોળાઈ ન જતાં પ્રસન્ન થાય છે અર્થાત્ મનુષ્યની બુદ્ધિ સ્થિર થાય છે. (૬૬) ઇન્દ્રિયોનો વ્યાપાર ચાલતાં તેમાં આપણું મન પરોવવાથી મનુષ્યની બુદ્ધિ જે પ્રમાણે પાણીમાં ચાલતી હોડી પવનથી આમ તેમ હેલકારા ખાતી દોડે છે તે પ્રમાણે દોડવા લાગે છે. એટલા માટે ઇન્દ્રિયોને ખરા મનથી જેણે વિષયોમાંથી પરાવૃત્ત કરેલી છે તેની પ્રજ્ઞા સ્થિર થયેલી છે. આવા સંયમી મનુષ્યોને લોકોની જે રાત તે દિવસ અને લોકોનો જે દિવસ તે, તે જોનારા મુનિની રાત હોય છે. 'સામાન્ય મનુષ્યો જે વિષયમાં નિદ્રિત હોય છે તેમાં તે મુનિ જાગૃત હોય છે અને જે વાતમાં તે જાગૃત રહી ઘાલમેલ કરે છે તેના સંબંધમાં તે મુનિ આંખો ઉઘાડી છતાં પણ નિદ્રિત હોય છે.' સમુદ્રમાં હજારો નદીઓ મળતાં છતાં પણ જેમ તેનું પાણી વધતું નથી, તે પ્રમાણે જેના મનરૂપી સમુદ્રમાં હજારો ઇચ્છારૂપી નદીઓ લુપ્ત થઇ જાય છે, તે જ અક્ષય

શાંતિનો અનુભવ લે છે. કામનાની પાછળ દોડાદોડ કરનાર મનુષ્યને આવી શાંતિનો લેશ પણ મળતો નથી. સર્વ ઇચ્છા છોડી નિસ્પૃહ થઈ જે વ્યવહાર કરે છે તે મમત્વ અને અહંકારથી મુક્ત થયેલા પુરુષને શાંતિ મળે છે. આ સ્થિતિને, અર્જુન ! બ્રાહ્મી સ્થિતિ કહે છે; આ સ્થિતિમાં મનુષ્યને મોહ થતો નથી; અને આ સ્થિતિમાં રહી મનુષ્યને મરણ આવે તોપણુ તેને બ્રહ્મપદનો અક્ષય્ય આનંદ પ્રાપ્ત થાય છે " (ભ૦ અ૦ ૨).

'અર્જુનને ધનુષ્યબાણુ નાંખી દઇ અરણ્યમાં જવાની જે ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ હતી તે જ ઇચ્છા બ્રાહ્મી સ્થિતિ તરફ લઇ જનારી છે આમ સમજવાથી તેણે આ પ્રશ્ન કર્યો હતો. આ સ્થિતિની પ્રશંસા સાંભળી અર્જુને પોતાની શંકા શ્રીકૃષ્ણુ પાસે સ્પષ્ટ રજૂ કરી !' તેણે કહ્યું;—"શ્રીકૃષ્ણુ ! 'સ્થિતપ્રજ્ઞની સ્થિર' બુદ્ધિ જો કર્મ કરતાં તારા કહેવા ઉપરથી અધિક શ્રેયસ્કર જણાય છે, તો મને કર્મ, કિંબહુના ઘોર કર્મ, કરવા માટે તું કેમ પ્રવૃત્ત કરે છે ? તારૂં બોલવું મને ઢંધધડા વિનાનું જણાય છે. આથી મારી સમજણમાં ગોટાળો ઉત્પન્ન થાય છે. એટલા માટે જે પ્રમાણે આચરણ કરતાં મારૂં કલ્યાણુ થાય, તે નિશ્ચયરૂપી મત તું મને કહે." શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;—"અર્જુન ! મારૂં બોલવું ઢંગધડા વિનાનું નથી. હું શું કહું છું એ તરફ બરોબર લક્ષ આપ." મ્હેં પૂર્વે કહ્યા પ્રમાણે આ લોકમાં સાંખ્ય અને યોગ એવી બે 'નિષ્ઠા અથવા બુદ્ધિ' છે. સાંખ્ય એ જ્ઞાનનિષ્ઠ છે અને યોગી એ કર્મનિષ્ઠ છે. 'પણ અર્જુન ! સાંખ્ય જ્ઞાન માર્ગ તરફ જનાર હોય તો પણ તેનું કર્મ કરવું કાંઇ દૂર થતું નથી.' 'તેનું સાધ્ય નૈષ્કર્મ્ય એટલે મોક્ષ હોય અને સાધન સંન્યાસ હોય તો પણ' કર્મનો આરંભ ન કરવાથી નૈષ્કર્મ્યનો અનુભવ થતો નથી. અને કેવળ કર્મનો સંન્યાસ કરવાથી જ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. 'અર્જુન ! સંસાર ત્યાગ કરી અરણ્યમાં જઇ બેસવાથી કર્મ છૂટે શું ? એમ કરવાથી મનુષ્ય આ પંચ મહાભૂતોની સૃષ્ટિમાંથી બહાર ગયો શું ? ભૂખ લાગતાં તું મૃગોની પાછળ પડવાનો જ. નિરાહાર રહેવાનો નિશ્ચય કરીશ તો પણ તારો શ્વાસોચ્છ્વાસ ચાલવાનો જ. વારૂ, શ્વાસોચ્છ્વાસ પ્રાણાયામથી બંધ કર્યો તો પણ તે પ્રાણાયામ કર્મ જ થશે.' સારાંશ; આ સૃષ્ટિમાં કોઇ પણ જીવંત મનુષ્ય એક ક્ષણવાર

સુદ્ધાં કર્મ કર્યાં શિવાય રહી શકતો નથી. 'કર્મ ન કરવાનો નિશ્ચય કર્યો' તો પણ પ્રકૃતિના ગુણ મનુષ્યને મુસ્કેટાટ બાંધી કર્મ કરવા લગાડે છે. 'કર્મેન્દ્રિયોનો અત્યંત નિગ્રહ કરતાં છતાં પણ મન ક્યાં સ્વસ્થ બેસે છે ? તે પોતાના વિષયોનાં ધ્યાનનાં કર્મો એકસરખાં કરતો જ હોય છે.' બાહ્યાત્કારી ઇન્દ્રિયોનો નિગ્રહ કરી મનથી વિષયોનું ચિંતન કરનાર મનુષ્ય નિંદ્ય અને મિથ્યાચારી હોય છે; માટે મનથી વિષયોનો ત્યાગ કરી જે ઇન્દ્રિયોનો નિગ્રહ કરે છે, અને આસક્તિ રહિત થઇ કર્મનો આરંભ કરે છે, તે જ ખરો યોગી છે. અર્જુન ! તું નિશ્ચયથી કર્મ કર. કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં સારાં. તુ અકર્મ સ્વીકારીશ તો તેથી તારો ચરિતાર્થ સુદ્ધાં ચાલશે નહિં. આ લોક કર્મો સાથે જ બાંધેલો છે. પરંતુ કર્મ કરવાં તે મુક્તસંગ થઇ કરવાં એવું મારૂં કહેવું છે. 'મ્હેં પહેલાં વેદવાદની નિંદા કરી, એ ઉપરથી મારા મતે વૈદિક કર્મ કરવામાં તાત્પર્ય જ નથી એમ તને કદાચિત્ લાગ્યું હશે; પણ એમ નથી.' યજ્ઞ–યાજ્ઞાદિક ક્રિયા પ્રજાની ઉત્પત્તિ સાથે જ ઉત્પન્ન થએલી છે. પ્રજાયે યજ્ઞોથી દેવોને સંતુષ્ટ કરવા અને દેવોએ પર્જન્ય (વરસાદ) થી પ્રજાને તુષ્ટ કરવી, આવો પરસ્પરનો સંબંધ પ્રજાપતિયે જોડી આપેલો છે. દેવોએ આપેલી અર્થાત્ ઉત્પન્ન કરેલી અન્ન સામગ્રીથી જે દેવોની આરાધના કરતો નથી તે ચોર કહેવાય છે. એટલા માટે દેવતાઓને યજ્ઞમાં અન્નનો ભાગ અર્પણ કરી પછી બાકી રહેલું અન્ન આપણે ખાવું એ જ સન્માર્ગ છે, અને એમ કરવાથી જ મનુષ્યની પાપમાંથી મુક્તતા થાય છે. પ્રાણી અન્નથી, અન્ન વર્ષાદથી, વર્ષાદ યજ્ઞથી અને યજ્ઞ કર્મથી એવું આ ચક્ર ચાલેલું છે. (૧૫) તે જે મનુષ્ય કર્મનો ત્યાગ કરી ચલાવતો નથી તેનું આયુષ્ય વ્યર્થ છે. કિંબહુના તેનુ લક્ષ ઇન્દ્રિયોના ભોગ તરફ કિંવા ઉદરપૂર્તી તરફ જ હોવાથી તેનું આયુષ્ય પાપમય કહેવાને હરકત નથી. હવે જે મનુષ્ય આત્મામાં રત થઇ આત્મતુષ્ટ હોય છે તેને અમુક એક કર્મ કર્તવ્ય છે એમ નથી હોતું. તે કર્મ કરે તો પણ તેમાં તેનો કાંઇ હેતુ નથી હોતો અને ન કરે તો પણ તેમાં કોઇ પણ પ્રકારનો હેતુ નથી હોતો ' એ ખરૂં છે. તો પછી તેણે આ ચક્ર શા માટે ચલાવવું એમ તું કહીશ. પણ ' એવા મનુષ્યને જગતમાં કોઇ પણ પ્રકારનો અર્થ ઉદ્દિષ્ટ ન હોય તો પણ તેણે

આસક્તિરહિત થઇ કર્તવ્ય કર્મ કરવાં. આસક્તિવિરહિત કર્મ કરતાં મનુષ્યને પરમ પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. જનકાદિ વિરક્ત મહાત્માઓ એવી જ રીતે કર્મ કરી સિદ્ધિને પામ્યા છે. સામાન્ય લોકોને સન્માર્ગે લાવવા માટે પણ વિદ્વાન્ મનુષ્યે કર્મ કરવાં જોઇએ. કારણ, શ્રેષ્ઠ લોક જે જે કરે છે તે તે સામાન્ય લોક કરવા ઇચ્છે છે, તે જે વાત પ્રમાણ માને છે તેને અનુસરી ઇતર લોક ચાલે છે, 'આવો જગત્નો નિયમ છે.' મારી તરફ જ જો આ ત્રણે લોકમાં મારે કાંઈ પણ કર્તવ્ય નથી. મને કાંઈ ન મળેલું નથી કિંવા કાંઇ મેળવવાનું પણ નથી. આમ હોઇ હું હજુ કર્મ જ કરૂં છું. જો હું 'ધર્મ, નીતિ, અને વ્યવહારને અનુસરીને' લક્ષ્યપૂર્વક કર્મ કરૂં નહિ તો લોક મારા માર્ગે અનુસરશે. હું જો કર્મ છોડી બેસું તો આ લોક ઉત્સન્ન થાય અને મારા ઉપર સંકરનો દોષ આવે તથા આ પ્રજાનું નુકસાન થાય. 'અર્જુન ! જે વખતે શરીરે કરચલી પડે અને કેશ ધોળા થાય તે વખતને ધર્મશાસ્ત્રે કર્મસંન્યાસની વખત કહી છે, તે છોડી ભળતી જ વખતે ક્ષણિક વૈરાગ્યથી સંન્યાસ લીધેલો તરુણ ઇન્દ્રિય–નિગ્રહ ન થવાથી કુમાર્ગ ચઢે છે અને વર્ણસંકર થવાને અને લોકોની નીતિ ભ્રષ્ટ કરવાને કારણ થાય છે, એ તું જુવે છે. એટલા માટે, અર્જુન ! અજ્ઞાની લોક જે પ્રમાણે સક્ત થઈ કર્મ કરે છે તે જ પ્રમાણે વિદ્વાન્ મનુષ્યે અસક્ત થઇ કર્મ કરવાં. 'પણ મઝા શી છે ?' ચારે તરફ પ્રકૃતિના ગુણોથી કર્મ ઘડાતાં છતાં મનુષ્યને કર્તાપણાનો અહંકાર ઉત્પન્ન થાય છે અને તેનુ મન મૂઢ થાય છે તથા તે તે કર્મો હું કરૂં છું એમ માની તે તે કર્મમાં તે આસક્ત થાય છે. 'એટલા માટે આસક્ત ન થવાનો મુખ્ય ઉપાય કહ્યો એટલે ગુણ અને કર્મના વિભાગનું યથાર્થ જ્ઞાન કરી લેવું એ જ છે.' પ્રકૃતિના ગુણ જૂદાં જૂદાં કર્મો પ્રવૃત્ત કરે છે એ લક્ષમાં રાખ્યું એટલે મનુષ્ય આસક્ત થતો નથી. (૨૯) બીજો એક આસક્ત ન થવાનો ઉપાય, અર્જુન ! હું તને કહું છું. પૂર્વે કહ્યા પ્રમાણે મમત્વરહિત થઈ અને સુખદુઃખ તરફ લક્ષ ન આપતાં અને પરમેશ્વરમાં ચિત્ત રાખી તું સર્વ કર્મ પરમેશ્વરને નિવેદન કર અને પાપપુણ્યની સર્વ કલ્પના છોડી ખુશીથી યુદ્ધ કર. જે લોક શ્રદ્ધાપૂર્વક, કોઇ પણ શંકા મનમાં ન આણતાં આ મારા મતનું આચરણ કરે છે તે કર્મના

પાપ–પુણ્યથી મુક્ત થાય છે. પરંતુ જે અજ્ઞાની મનુષ્ય આ પ્રમાણે વર્તતો નથી તે નષ્ટ અને પાપી થાય છે. ' કારણ, ' જ્ઞાની મનુષ્ય સુદ્ધાં પોતાની પ્રકૃતિ–અનુસાર પ્રસંગવશાત્ પાપ કર્મ કર્યાં શિવાય રહેતો નથી. પ્રકૃતિ આગળ એકલા ઇન્દ્રિયનિગ્રહનું શું ચાલે ? પ્રત્યેક ઇન્દ્રિયોના વિષયમાં રાગ દ્વેષ એ રાખેલા જ છે. ' તે પાપ–પુણ્ય ઉત્પન્ન કરે છે. ' તેના તડાકામાંથી છુટવાનો પ્રયત્ન કરવો જોઇયે. એથી પ્રકૃતિ–અનુસાર સ્વધર્મ ગુણહીન હોય તો પણ તેનું અનુષ્ઠાન પરધર્મના અધિષ્ઠાન કરતાં અધિક શ્રેયસ્કર છે. સ્વધર્મમાં મરણ આવે તો પણ તે ચાલે. પણ પરધર્મ ભયંકર છે. " કારણ તેનાથી પાપાચરણ થવાની ઘણી બ્હીક છે."—

જ્ઞાની મનુષ્ય સુદ્ધાં પ્રકૃતિના તડાકામાં સપડાઇ પાપ કેમ કરે છે. એની શંકા પડવાથી અર્જુને પૂછ્યું;—" શ્રીકૃષ્ણ ! ઇચ્છા ન છતાં, અને સર્વ વાત સમજતાં છતાં, મનુષ્યની પાસે બળાત્કારે કોણ કર્મ કરાવે છે ? " શ્રીકૃષ્ણે જવાબ આપ્યો—" પ્રકૃતિના ગુણપૈકી રજોગુણમાંથી ઉત્પન્ન થનાર કામ આ પાપનો પ્રવર્તક છે. આનું જ સ્વરૂપ ક્રોધ છે, અને આનું જ સ્વરૂપ લોભ પણ છે. કામનું પેટ કદી પણ ભરાતું નથી. જેટલું ખાવાને મળે તેટલું ખાઇને પણ આ ફરી ભૂખ્યો. આ મોટો પાપી છે. આ જ મનુષ્યનો મુખ્ય શત્રુ છે. આ દુર્ધર શત્રુથી જ્ઞાની પુરુષના પણ જ્ઞાનને આવરણ પડે છે. આ કામરૂપી અગ્નિની ભુખ શાંત થવી કઠિણ છે. એ પ્રથમ ઇન્દ્રિયો, પછી મન અને પછી બુદ્ધિ એમને તાબે કરે છે, અને આ માર્ગે અંદર ઘુસી જ્ઞાનને ઢાંકી દઇ મનુષ્યને મોહમાં પાડે છે. માટે તું પ્રથમ ઇન્દ્રિયોનું નિયમન કરી આ કામશત્રુનો નાશ કર. ઇન્દ્રિયો વિષયોની પણ પેલી તરફ એટલે શ્રેષ્ઠ છે. ઇન્દ્રિયો કરતાં મન, મન કરતાં બુદ્ધિ અને બુદ્ધિ કરતાં આત્મા. આત્મા બુદ્ધિથી પણ શ્રેષ્ઠ છે એ જાણી આત્માનું આત્મબળથી જ તું સંસ્તંભન કર, અને પાપ કરાવનાર આ દુર્જય કામશત્રુને તું મારી નાંખ ( ભ૦ અ૦ ૩ ).

' વારૂ. અર્જુન, મ્હેં તને મારો કર્મયોગ સવિસ્તર સમજાવી કહ્યો. મમત્વરહિત થઇ, જયાપજયનો વિચાર છોડી સ્વકર્તવ્ય કરવાં; બીજું ફલ ઉપર લક્ષ ન રાખતાં કર્તવ્ય કર્મ કરવાં અને ત્રીજું પરમેશ્વર ઉપર નિષ્ઠા રાખી પરમેશ્વરને સર્વ કર્મ અર્પણ કરી કર્તવ્ય કરવાં, આવો આ

મારો કર્મ કરવા સંબંધી સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત નવીન ન હોઇ ઘણો જૂનો છે; ' આ યોગ પ્રથમ મ્હેં વિવસ્વાન્ એટલે સૂર્યને ઉપદેશેલો છે. " જગત્‌ની ઉત્પત્તિથી આરંભીને આજપર્યંત તે તે પ્રમાણે ચાલે છે, દેહની પર્વા ન કરતાં ફલના સંબંધમાં નિરપેક્ષ રહી પરમેશ્વર ઉપર ભરોસો રાખી જગત્‌ને પ્રકાશ આપવાનું કર્તવ્ય તે બજાવે છે. વિવસ્વાને આ કર્મયોગ મનુને આપ્યો. ' તેણે પણ તે પ્રમાણે ચાલી જગત્‌નો વ્યવહાર સરળપણે ચાલૂ કર્યો. ' મનુ પાસેથી ઇક્ષ્વાકુ, ઇક્ષ્વાકુ પાસેથી અનેક ધર્મોનું આચરણ કરનારા રાજા, આ પ્રમાણે આ કર્મયોગ પરંપરાથી ચાલનો આવી વચમાં કાલગતિથી નષ્ટ થયો. ' વેદ, સાંખ્ય, યોગ ઇત્યાદિ મતમાં ધીમે ધીમે આગ્રહથી વિરોધ ઉત્પન્ન થવાને લીધે આ કર્મયોગ લોકમાંથી નષ્ટ થયો. ' તે મ્હેં તને આજ ફરી ઉપદેશેલો છે. તું મારો અત્યંત પ્રિય ભક્ત છે માટે તને મ્હેં આ ઉત્તમ રહસ્ય સમજાવેલું છે. અર્જુન ! તું કદાચિત્ કહીશ કે " વિવસ્વાનનો જન્મ કરોડો વર્ષ પહેલાં અને શ્રીકૃષ્ણ તારો જન્મ છેક હમણાંનો; તો ત્હેં આ કર્મયોગ વિવસ્વાનને કહ્યો એ સંભવે કેમ ? " પણ, અર્જુન ! મારા અને તારા હજારો જન્મ થયા; તે સર્વ હું જાણું છું, તું જાણતો નથી. જો કે હું અજન્મા છું જો કે હું સર્વ ભુતોનો ઇશ્વર છું, જો કે હું અવ્યય છું, તોપણ હું મારી પ્રકૃતિનો આશ્રય કરી, મારી માયાથી જન્મ લઉં છું. જે જે વખતે ધર્મની ગ્લાનિ થઇ અધર્મનું માથું ઉંચુ થાય છે તે તે વખતે હું જન્મ લઉં છું સજ્જનોના રક્ષણ માટે દુર્જનોના વિનાશ માટે અને ધર્મની સંસ્થાપના માટે; આવી રીતે હું પ્રત્યેક યુગમાં અવતાર લઉં છું. મારા આ દિવ્ય જન્મ અને કર્મ જેના સારી રીતે સમજવામાં આવે છે તે ફરી જન્મે આવતો નથી. ભય, પ્રીતિ અને ક્રોધ એ વિકાર દૂર કરી, મારો આશ્રય કરી, મારામાં તન્મય થઈ, મારૂં ખરૂં જ્ઞાન થવાથી પવિત્ર થઈ, ઘણા લોક મારી સાથે તાદાત્મ્યને પામેલા છે. ' બાકી ' જે, જે ભાવથી મારૂં ભજનપૂજન કરે છે તેને તે ભાવથી હું ભજું છું; અને લોકો પણ જૂદા જૂદા પ્રકારે મારા જ માર્ગને અનુસરે છે. સિદ્ધિની કામના રાખી ઘણા લોક ઇન્દ્રાદિ દેવતાઓને યજ્ઞથી સંતુષ્ટ કરે છે. કારણ, યજ્ઞ કર્મથી આ મનુષ્ય લોકમાં ઘણી જ જલદીથી સિદ્ધિ મળે છે. ચારે વર્ણના

લોકોને જૂદાં જૂદાં કર્મો અને ગુણો આપી મ્હેં જ ઉત્પન્ન કરેલા છે. જો કે વાસ્તવિક હું અકર્તા છું તોપણ ચાતુર્વર્ણ્યનો ઉત્પન્ન કરનાર હું જ છું, 'એમ સમજ; અને એટલા જ માટે તેમનાં જૂદાં જૂદાં કર્મો મ્હેં જ જોડી આપ્યાં હોવાથી તે મને જ પહોંચે છે એ લક્ષમાં રાખ. મને કોઇ પણ કર્મો બંધક થતાં નથી; કારણ, મને કર્મોનાં ફળની ઇચ્છા નથી; આ પ્રમાણે મારૂં સ્વરૂપ જે ઓળખે છે તે કર્મબંધનમાંથી મુક્ત થાય છે. અર્જુન ! એ જાણી, 'ફળની ઇચ્છા ન રાખતાં પૂર્વે થઇ ગયેલા મુમુક્ષુઓએ કર્મ કર્યાં; તો તારા પૂર્વના લોકોએ જે કર્મો પૂર્વે કર્યાં તે જ તું પણ કર, ' અને ફલની ઇચ્છા છોડી તારૂં. કર્તવ્ય કર.' કર્મ એટલે શું, અને અકર્મ એટલે શું, એના સંબંધમાં મોટા મોટા વિદ્વાન્ લોકોને સુદ્ધાં મોહ પડે છે, એટલા માટે તે કર્મો હું તને કહું છું. કર્મ ' એટલે વિહિત કર્મ,' વિકર્મ ' એટલે નિષિદ્ધ કર્મ ' અને અકર્મ એવાં ત્રણેનાં તત્ત્વ બરોબર જાણવાં જોઇએ; કારણ, કર્મોનાં તત્ત્વ ઘણાં ગહન છે. ' થોડામાં કહીએ તો, સંગરહિત વિહિત ' કર્મ એટલે જ અકર્મ અને ' અહંકારયુક્ત ' અકર્મ એટલે જ ' નિષિદ્ધ ' કર્મ, એમ જે જાણે છે તે ખરો બુદ્ધિમાન્. તે ખરો યોગી, તે સમસ્ત કર્મોનાં પુણ્યો લેનારો.' અર્જુન ! ફરી બીજા શબ્દોમાં કહું છું.' જે મનુષ્ય કર્મનો આરંભ કરતાં, અમુક ઇચ્છાથી અમુક ફલપ્રાપ્તિ માટે આવા પ્રકારનું કામ કિંવા સંકલ્પ ચિત્તમાં લાવતો નથી તે પંડિત, એમ વિદ્વાન્ સમજે છે. તેનાં કર્મોનાં પાપ-પુણ્યો રૂપી ઇંધનો જ્ઞાન-અગ્નિથી બળી ખાખ થયાં હોય છે. કર્મફલનો સંગ છોડી જે હમેશાં તૃપ્ત રહી કોઇનો પણ આશ્રય કરતો નથી, તે કર્મમાં પ્રવૃત્ત થાય તો પણ તે કાંઇ કરતો નથી; ' એમ જ સમજવું જોઇએ. ' આશારહિત થઇ, ચિત્તનું નિયમન કરી, સર્વ પરિગ્રહનો ત્યાગ કરનાર ' સંન્યાસી ' ફક્ત શારીરિક ક્રિયા કરે છે અને તેથી તેને પાતક લાગતું નથી. એ તો શું પણ યદૃચ્છા-લાભમાં સંતુષ્ટ રહી રાગ, દ્વેષ અને મત્સર છોડી સિદ્ધિ અને અસિદ્ધિમાં સમ રહી સંસારનાં અનેક વ્યાવહારિક કર્મો કરતાં છતાં પણ તે બંધાતો નથી. કિંબહુના સંગરહિત થઇ અને જ્ઞાનમાં ચિત્ત સ્થિર રાખી મુક્ત પુરુષોએ નાના પ્રકારના યજ્ઞો માટે જે કર્મ કર્યાં તો તે પણ પરિણામસહ નષ્ટ થાય છે. હવનની અર્પણ ક્રિયા બ્રહ્મ, હવ-

નની વસ્તુ બ્રહ્મ, જેમાં હવન કરવાનો તે અગ્નિ બ્રહ્મ, હવન કરનાર બ્રહ્મ અને જેને હવન અર્પણ કરવાનો તે પણ બ્રહ્મ, આવી બુદ્ધિથી યજ્ઞ કરનાર બ્રહ્મને જ પામવો જોઇએ. આવી બુદ્ધિથી કર્મયોગયુક્ત થઇ કેટલાક યોગી ઇન્દ્રાદિ દેવતાનો યજ્ઞ કરે છે; તો કેટલાક વેદરૂપી અગ્નિમાં યજ્ઞોનું જ હવન કરે છે. કેટલાક સંયમરૂપી અગ્નિમાં ઇન્દ્રિયોનું હવન કરે છે. કેટલાક વિષયોનું હવન ઇન્દ્રિયાગ્નિમાં કરે છે. કેટલાક ઇન્દ્રયો અને પ્રાણ એ બન્નેનાં કર્મોનો યજ્ઞ, જ્ઞાને ઉદ્દીપિત કરેલા આત્મસંયમાગ્નિમાં કરે છે. આ પ્રમાણે કોઇ દ્રવ્યયજ્ઞ, કોઇ તપોયજ્ઞ, કોઇ સંયમયોગયજ્ઞ, કોઇ સ્વાધ્યાયયજ્ઞ, અને કોઇ જ્ઞાનયજ્ઞ કરે છે. કોઈ અપાનનો પ્રાણમાં અને પ્રાણનો અપાનમાં પ્રાણાયામથી પ્રાણાપાનગતિનો રોધ કરી યજ્ઞ કરે છે. એ સર્વે યજ્ઞ જાણનારા હોઈ યજ્ઞથી પોતાનાં પાપોનો નાશ કરનારા છે. અર્જુન ! આ લોક સુદ્ધાં કોઈ પણ જાતના યજ્ઞ શિવાય સુધરતો નથી, તો પછી પરલોકની તો વાત જ શી ? આ જૂદા જૂદા યજ્ઞ બ્રહ્મની જ પ્રાપ્તિ કરી આપનારા છે; 'પછી તે વેદાનુવચન, હવિર્યજ્ઞ, દાન, તપ, અનશન ઇત્યાદિ કોઇ પણ જાતના હો ' પણ તે કર્મથી ઉત્પન્ન થયા છે એ જાણ્યું એટલે તને મોક્ષ મળશે. ' અલબત્ત ' દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે જલદીથી ફલ આપનારો હોય છે. અને સર્વ કર્મ ફલસહિત ' પરમજ્ઞાનમાં ' સમાપ્ત થાય છે. ' અર્જુન ! આવું પરમજ્ઞાન થવું એ મહદ્‌ભાગ્યની વાત છે; તે થવા માટે સદ્‌ગુરુની જ કૃપા થવી જોઇએ.' તે જ્ઞાન તત્ત્વદર્શી જ્ઞાની તને ઉપદેશ કરશે; જ્યારે તું તેમને પણિપાત, પ્રરિપ્રશ્ન અને સેવા કરી ' અર્થાત્ શ્રવણ મનન અને નિદિધ્યાસન કરી ' શરણ જઇશ. આ જ્ઞાન અર્જુન, તને થયું એટલે તને આવો મોહ ફરી ઉત્પન્ન થશે નહિ. 'કારણ' આ જ્ઞાનથી સર્વ ભૂતમાત્ર તને તારા પોતામાં અને મારામાં જણાશે. અર્જુન ! તું " પહેલાં કેટલોગે પાપી, " પાપિષ્ઠથી પણ પાપી હઇશ તો પણ તને આ જ્ઞાનનૌકા તારા પાતક સમુદ્રમાંથી તારી લઇ જશે. જેમ અગ્નિ એક વખત ધગધગતો થયો એટલે ગમે તેવાં લીલાં લાકડાં બાળી ભસ્મ કરે છે તે પ્રમાણે આ 'પરમ ' જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મનો નાશ કરે છે. આ ' પરમ ' જ્ઞાનસરખી પવિત્ર બીજી વસ્તુ આ જગતમાં નથી. તે જ્ઞાન ' આ સદ્‌ગુરુ શિવાયનો ' કર્મયોગ સિદ્ધ થયો એટલે કાલે કરી

પોતે પોતાનામાં પ્રાપ્ત કરી લે છે. શ્રદ્ધાથી આ જ્ઞાનનો સતત અભ્યાસ લઇ ઇન્દ્રિયોનો સંયમ કરનારા મનુષ્યને આ જ્ઞાન મળે છે અને તે મળ્યું એટલે અક્ષય શાંતિનો લાભ જલદીથી જ થાય છે. 'અર્જુન, તું મનમાં કોઇ પણ પ્રકારનો સંશય લાવીશ નહિ.' અજ્ઞ, અશ્રદ્ધાવાન્ અને સંશયગ્રસ્ત મનુષ્યનો નાશ થાય છે. સંશયગ્રસ્તને આ લોકે નથી, પરલોકે નથી અને સુખ પણ નથી. યોગથી એટલે ફલેચ્છા છોડવાથી કર્મનો સંન્યાસ કરનાર (પ્રત્યક્ષ નહિ), જ્ઞાન પ્રાપ્ત થઇ જેનો સંશય દૂર થયો છે, એવો આત્મનિષ્ઠ મનુષ્ય કર્મ કરતો રહે તો પણ તે કર્મોથી બદ્ધ થતો નથી. એટલા માટે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા તારા પોતાના આ હૃદયમાંના સંશયને જ્ઞાનરૂપી તલવારથી કાપી નાંખી મ્હેં કહેલા કર્મયોગનો તું આશ્રય કર અને યુદ્ધને માટે નિઃશંક ઉભો રહે (ભ૦ અ૦ ૪).

'અર્જુનનો સંશય અદ્યાપિ કયાં દૂર થયો હતો?'

'યજ્ઞાદિ કર્મો બ્રહ્મને અર્પણ કરવાથી કર્મબંધન દૂર થાય છે, એ જો કે ખરૂં, તો પણ બ્રહ્મજ્ઞાન અત્યંત શ્રેષ્ઠ હોઇ તેમાં સર્વ કર્મની આપો આપ સમાપ્તિ થાય છે એમ કહી શ્રીકૃષ્ણ અર્જુનને છેવટે યુદ્ધ માટે ઉભો રહે એમ જ કહે છે; આથી આશ્ચર્ય પામી' અર્જુને કહ્યું:-"શ્રીકૃષ્ણ! એક વખત કર્મસંન્યાસની પ્રશંસા કરે છે અને ફરી કર્મયોગની કરે છે એ શું? એ પૈકી જે મારે માટે શ્રેયસ્કર હોય તે જ તું મને નિશ્ચયપૂર્વક કહે." શ્રીકૃષ્ણ બોલ્યાઃ- "અર્જુન! કર્મસંન્યાસ અને કર્મયોગ એ બન્ને મોક્ષ પમાડનારા છે; પણ કર્મસંન્યાસ કરતાં કર્મયોગ કાંઇક વિશેષ છે. 'કારણ' જે મનુષ્ય ઇચ્છા અને દ્વેષ છોડી 'કર્મ કરે છે' તે હમેશા જ સંન્યાસી છે. એવો ઇચ્છા-દ્વેષરહિત પુરુષ કર્મબંધનમાંથી સહજ મુકત થાય છે. સાંખ્ય અને યોગ 'અર્થાત્ જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા' ભિન્ન છે એમ ગાંડા લોકો સમજે છે, ચતુર સમજતા નથી. યોગ્ય રીતે તે બેમાંથી એકનું પણ અનુષ્ઠાન કર્યું હોય તો બન્નેનું પણ ફળ મળે છે. 'જૂદા જૂદા જ્ઞાનમાર્ગોએ જે સ્થાન છેવટે પ્રાપ્ત થાય છે તે જ 'જૂદા જૂદા' યોગમાર્ગોયે પ્રાપ્ત થાય છે; તાત્પર્ય સાંખ્ય અને યોગ એક જ છે એમ જે જાણે છે તે ખરો જાણનારો છે. સાંખ્યમાર્ગ યોગની જોડ આપ્યા શિવાય આચરવો પણ કઠિણ છે. 'કર્મ' યોગથી યુક્ત મુનિ અર્થાત્

સંન્યાસી, બ્રહ્મને જલદી પ્હોંચે છે. ' કર્મ ' યોગથી શુદ્ધાન્તઃકરણ થઇ ઇન્દ્રિયોનો અને મનનો જય કરી, પોતાનો આત્મા અને સર્વ ભૂતોનો આત્મા એક થયો એટલે કર્મ કરતાં છતાં પણ તેનું બંધન ઉત્પન્ન થતું નથી.' સંન્યાસી થયો તો પણ તેનાં જરૂરીનાં કર્મ છુટે છે શું ? ' જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, વાસ લેવી, ખાવું, ચાલવું, ઉંઘવું, શ્વાસોચ્છ્વાસ કરવો, બોલવું, નાંખવું, લેવું, પાંપણો મીચવી કિંવા ઉઘાડવી આ વિગેરે ક્રિયા થવી જ જોઇયે; તે થતાં ઇન્દ્રિયો વિષયોમાં સ્વાભાવિક રીતે જે પ્રવર્તે છે એ લક્ષમાં રાખી, યુક્ત પુરુષે હું કાંઇ કરતો નથી એ ધ્યાનમાં લેવું, અને સંગરહિત થઇ પરમેશ્વરને સર્વ કર્મો અર્પણ કરવાં એટલે કમળના પાંદડાને જેમ પાણી તેના ઉપર હોવાં છતાં કદી પણ સ્પર્શ કરી શકતું નથી તે પ્રમાણે તેને પાપનો સ્પર્શ થતો નથી. 'કર્મ' યોગી શરીર, મન, બુદ્ધિ, અને ઇન્દ્રિયોથી પણ, સંગરહિત થઇ, ચિત્તશુદ્ધિ માટે કર્મ કરતો જ જાય છે. ફલની ઇચ્છા છોડવાથી તેને નિત્ય શાંતિ મળે છે એથી ઉલટ યોગરહિત મનુષ્ય ઇચ્છા રાખવાથી ફલમાં આસક્ત થાય છે અને પાપ–પુણ્યના બંધનમાં ગુંચવાઇ જાય છે. એટલા માટે 'કર્મ'યોગમાં વિશેષ છે. આવો યોગયુક્ત સંન્યાસી અથવા મુનિ કેવું આચરણ કરે છે તે હું તને કહું છું.' એવો સંન્યાસી મનોભાવથી સર્વ કર્મોનો સંન્યાસ કરી નવ દરવાજા-વાળા આ શરીરમાં, શરીર હોઇને પણ કાંઇ ન કરતાં કિંવા કરાવતાં સુખથી રહે છે. ' કારણ, ' પરમેશ્વર કોઇને કર્તૃત્વ આપતો નથી, કર્મ કરાવતો નથી કિંવા કર્મનાં ફલ પણ આપતો નથી આ વાત સ્વભાવથી થાય છે. અર્થાત્ પરમેશ્વર કોઇનું પાપ પણ લેતો નથી કિંવા પુણ્ય પણ લેતો નથી. ' પરમેશ્વર કારવતા, કર્મસ્રષ્ટા કિંવા ફલદાતા છે ' આવી ભ્રાંત કલ્પના માયાને લીધે ઉત્પન્ન થાય છે; અને તેથી લોક મોહમાં પડે છે. આવો મોહ જે " જ્ઞાનમાર્ગી યતી " નો દૂર થયો છે, તેને, સૂર્યોદય થવાથી જેમ સર્વ સ્પષ્ટ જણાય છે તેમ તે પરબ્રહ્મ સ્પષ્ટ દેખાવા લાગે છે. અને પછી તેમાં જ બુદ્ધિ રાખી, તે જ પોતાનો આત્મા છે એમ જાણી, તે જ પોતાનું ધ્યેય છે એમ સમજી, તેના જ પરાયણ થઇ, જ્ઞાનથી સર્વ પાપમલ ધોવાઇ જવાથી આ જ્ઞાનમાર્ગી ' સંન્યાસી ' જન્મમરણના

ફેરામાંથી મુક્ત થાય છે. ' આવા જ્ઞાની પંડિતની પ્રાણિમાત્રમાં સમદૃષ્ટિ હોય છે એ લક્ષણ લક્ષમાં રાખ,' વિદ્યા અને વિનયથી યુક્ત પૂજ્ય બ્રાહ્મણ પણ તેને સરખો અને ગાય, હાથી, કુત્રાં કિંબહુના કુત્રાં ખાનારા અસ્પૃશ્ય ચાંડાળો પણ તેને મન સરખા, આવી જેની સમદૃષ્ટિ થઈ તેણે આ જ લોકમાં જન્મ-મરણ જીત્યું એમાં આશ્ચર્ય શું ? કારણ, એક બ્રહ્મ જ નિર્દોષ અને સમ છે; અર્થાત્ એવો સમદૃષ્ટિ પુરુષ બ્રહ્મમાં જ સ્થિત છે (૨૦-૨૩). જે અંતઃસુખ, અંતરારામ, અંતર્જ્યોતિ, છે તે યોગી બ્રહ્મસ્વરૂપ થઇ બ્રહ્માનંદનો અનુભવ લે છે. ક્ષીણપાપ થયેલો ઋષિ " અર્થાત્ બ્રહ્મજ્ઞાની સંન્યાસી " સર્વ સંશય દૂર થઇ ચિત્તનું નિયમન કરી સર્વ ભૂતોનું કલ્યાણ કરવામાં નિમગ્ન થાય છે અને બ્રહ્મનો આનંદ ભોગવે છે. જે યતીના કામ, ક્રોધ નષ્ટ થઇ ચિત્ત સ્થિર થયું છે અને જેને પરમાત્માનું જ્ઞાન થયું છે તેની પાસે બ્રહ્માનંદ હાથ જોડી ઉભો રહે છે. આવો યતી બ્રહ્મનું ધ્યાન કરે છે. તેનો પ્રકાર આવી રીતે;-, બાહ્યવિષયોને બહાર જ રાખી, દૃષ્ટિ બન્ને ભ્રૂકુટિઓની વચમાં રાખી, અને નાસિકામાંથી નિકળતા પ્રાણ અને અપાન વાયુને સમ કરી, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિનું નિયમન કરી, મોક્ષપરાયણ થઇ બ્રહ્મનું મનન કરવું, એટલે ઇચ્છા, ભય, ક્રોધ કાયમના દૂર થઇ યતી મુક્ત જ થાય છે. ' અસ્તુ; ' સર્વ પ્રકારના યજ્ઞોનો અને તપોનો ભોક્તા હું છું, આવા યજ્ઞ-તપથી મળનારા સ્વર્ગ-બ્રહ્માદિ લોકોનો ઇશ્વર હું જ છું અને સર્વ ભૂતોના પ્રત્યુપકારની ઇચ્છા ન રાખતાં કેવળ પ્રેમથી મદદ કરનાર સુહૃદ્ હું છું એમ જાણવાથી મનુષ્ય અક્ષય શાંતિપદને પ્રાપ્ત થાય છે ( ભગ૦ અ૦ ૫ ).

' અર્જુન, મ્હેં તને કર્મસંન્યાસનું સ્વરૂપ સમજાવી કહ્યું; હવે તને યોગનું સ્વરૂપ સમજાવી કહું છું; એટલે સાંખ્ય અને યોગ એ એક જ છે એમ જે મ્હેં કહ્યું છે તે તારા લક્ષમાં આવશે. લોક સંન્યાસ એટલે અગ્નિહોત્ર છોડી અરણ્યમાં જવું એમ સમજે છે, અને યોગ એટલે સર્વ કર્મો છોડી હાથ-પગ બાંધી બેસવું એમ માને છે; પણ આ વાત કેવળ બાહ્ય છે, એ તેનું ખરૂં સ્વરૂપ નથી;' જે કર્મનાં ફ્લનો આશ્રય છોડી કર્મ જ કરે છે તે જ ખરો સંન્યાસી અને તે જ ખરો યોગી. કેવળ અગ્નિ કિંવા કર્મ છોડવાથી સંન્યાસ અથવા યોગ થતો નથી. સારાંશ જે યોગ

તે જ સંન્યાસ અને જે સંન્યાસ તે જ યોગ; કારણુ, ' સંન્યાસને જેમ ચિત્તનો યોગ સાધ્યા શિવાય ગત્યંતર નથી તેમ ' સંકલ્પનો સંન્યાસ કર્યા શિવાય કોઈ યોગી થઇ શકતો નથી. યોગ ઉપર આરૂઢ થવાનું સાધન 'નિષ્કામ' કર્મ છે, અને યોગ ઉપર આરૂઢ થઇ તેમાં કાયમ રહેવાનું સાધન શમ ' અથવા ઉપશમ અર્થાત્ સંન્યાસ ' છે. જે મનુષ્ય સર્વ સંકલ્પનો ત્યાગ કરી ઇન્દ્રિયોના વિષયમાં કિંવા કર્મમાં અનુષક્ત થતો નથી તે યોગારૂઢ થયો એમ સમજવું. આ પ્રમાણે મનુષ્યે પોતાના આત્માનો ઉદ્ધાર પોતાના આત્માના જ જોર ઉપર કરવો; પોતાના આત્માને અધોગતિએ જવા દેવો નહિ. શીત–ઉષ્ણુ, સુખ–દુઃખ અને માન–અપમાન; એમાં અત્યંત સમાધાન-વૃત્તિ રાખવી તથા મૃત્તિકા અને કાંચન સરખાં માનવાં. સર્વ લોકોમાં,–પછી તે સાધુ હો કિંવા પાપી હો—સરખી બુદ્ધિ રાખવી. આમ કર્યા પછી યોગીયે સર્વ ઇચ્છા અને પરિગ્રહ છોડી એકાંતમાં એકલા બેસી મનને યોગમાં સ્થિર કરવાનો અભ્યાસ હમેશ કરવો. સ્વચ્છ પ્રદેશમાં, બહુ ઉંચી નહિં તેમ બહુ નીચી નહિં એવી બેસવાની જગા પસંદ કરી, ત્યાં પ્રથમ દર્ભ, તેના ઉપર ચર્મ, અને તેના ઉપર વસ્ત્ર પાથરી સ્થિર આસન કરવું. પછી ઇન્દ્રિયો અને ચિત્તનો નિગ્રહ કરી મન એકાગ્ર કરવું, અને આત્મશુદ્ધિમાટે યોગ સાધવો. પીઠ, માથું અને ડોકું સીધું કરી સ્થિર રાખવું, અને આંખોની નજર નાસિકાના અગ્ર ભાગ ઉપર–કોઇ પણ દિશા તરફ ન જોતાં–નિશ્ચલ રાખવી. ભયરહિત થઈ ચિત્ત શાંત રાખવું, બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું અને મનનું નિયમન કરી પરમેશ્વરનું ધ્યાન કરતાં યોગમાં મગ્ન થવું. આ પ્રમાણે જે હમેશાં યોગ કરે છે તે પરમેશ્વરમાં રહેનારી અને આનંદથી ભરેલી શાંતિને પામે છે. યોગી ફાવે તેટલું ખાય છે કિંવા ઉપવાસ કરે છે, ફાવે તેટલું ઉંઘે છે કિંવા જાગે છે એ કલ્પના ભૂલભરેલી છે. ' એ વાત હાનિ કરનારી છે. ' આહાર, વિહાર, ચેષ્ટા, નિદ્રા અને જાગૃતિ એ નિયમિત કરવાથી જ યોગસાધન દુઃખરહિત થાય છે. આ પ્રમાણે નિસ્પૃહ થઇ સર્વ ઇચ્છા છોડી જ્યારે મનુષ્યનું મન યોગથી સ્થિર થાય, ત્યારે તે યુક્ત અથવા યોગી થયો એમ સમજવું. નિવાંત પ્રદેશમાં દિવાની જ્યોત ન હાલતાં સરખી બળતી રહે છે, તે પ્રમાણે યોગથી સ્થિર થયેલા ચિત્તની સ્થિતિ હોય છે. ' પૂર્ણ

યોગનું સ્વરૂપ અર્જુન હું તને કહું છું.' જ્યારે યોગના સેવનથી ચિત્ત વિષયમાંથી પૂર્ણ પરાવૃત્ત થઇ ઉપરમ પામે છે, જ્યારે પોતાના મનથી પોતાને જ જોતો યોગી પોતામાં જ તુષ્ટ થાય છે; જ્યારે યોગી ઇન્દ્રિયાતીત કેવળ બુદ્ધિથી જ ગમ્ય એવું નિઃસીમ સુખ, અનુભવવા લાગે છે, જ્યારે આવા યોગ કરતાં ' સાર્વભૌમ–પ્રાપ્તિસમ સુદ્ધાં ' અન્ય કોઇ પણ લાભ જગત્‌માં યોગીને અધિક લાગતો નથી, અને જે યોગમાં સ્થિત થતાં ' પુત્રશોકાદિ ' ભયંકર દુઃખોથી પણ યોગીનું મન વિચલિત થતું નથી, તે દુઃખસંયોગનો અત્યંત વિયોગ કરનારી સ્થિતિને પૂર્ણ યોગ સમજવો. આવી યોગસ્થિતિ સાધવા માટે વૈરાગી થયેલા પુરુષે જરૂર યત્ન કરવો. સર્વ સંકલ્પ છોડી મનથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરી બુદ્ધિ ધૈર્યથી સ્થિર કરવી, અને મન આત્મામાં વિલીન કરી સર્વ વિચાર બંધ કરવા. મન ફરી ફરી બહાર જાય તો તેને ફરી ફરી પાછું વાળી આત્મામાં સ્થિર કરવું. આવી રીતે જે હમેશાં યોગનો અભ્યાસ કરે છે તેનાં સર્વ પાપ નષ્ટ પામી તેને છેવટે બ્રહ્મનિષ્ઠોનું જ નિરતિશય સુખ પ્રાપ્ત થાય છે. તેની આ બ્રહ્મનિષ્ઠ સંન્યાસી સરખી જ સમદૃષ્ટિ થાય છે અને તેને સર્વભૂતમાત્રમાં પોતે દેખાવા લાગે છે અને પોતામાં સર્વ ભૂતમાત્ર યોગયુક્ત થવાથી દેખાવા લાગે છે. જે મારામાં સર્વ જગત્ અને સર્વ જગત્‌માં મને જુવે છે તે મારી પાસેથી કદી પણ દૂર થતો નથી કિંવા હું તેની પાસેથી દૂર થતો નથી. જે' સર્વ સ્થળે પોતાની જ માફક સુખ અગર દુઃખ સમાનપણાથી જુએ છે તે યોગી શ્રેષ્ઠ છે. ' અહીંયાં એક શંકા આવવાથી ' અર્જુને પૂછ્યું;—" આ સમદષ્ટિ સુધી જનારો યોગ ત્હેં કહ્યો, પણ તે, મન ચંચલ હોવાથી, કાયમ ટકશે એમ મને લાગતું નથી." શ્રીકૃષ્ણે જવાબ આપ્યો;—" તું કહે છે તે ખરું છે. મન અત્યંત ચંચલ છે અને તેનો નિગ્રહ કરવો અત્યંત કઠિણ છે. પરંતુ અભ્યાસ અને વૈરાગ્ય આ બન્ને બાબતોથી તે સ્થિર કરવો શક્ય છે. ' અલબત, ' જેનું મન તાબામાં આવતું નથી તેને યોગ સાધ્ય થવો શક્ય નથી. જેનું મન વશ્ય હોય તે જ યોગ સિદ્ધ કરી શકે. " ' આ સાંભળી અર્જુને પોતાની શંકા શ્રીકૃષ્ણ સામે ' સ્પષ્ટ માંડી ' ये चेमेऽरण्ये श्रद्धातप इत्युपासते, व्युत्थायाथ भिक्षाचर्यं चरंति ' ઇત્યાદિ વેદવાક્યોથી

વિહિત ચતુર્થાશ્રમ લઇ યતિ ન થતાં જે શ્રદ્ધાથી યોગના અભ્યાસે લાગ્યો, પણ જેનું મન ચંચલ હોવાથી જેને યોગ સાધ્ય થયો નથી તેની ગતિ શી ? તે વેદમાર્ગથી પણ ભ્રષ્ટ થયો અને યોગથી પણ ભ્રષ્ટ થયો; અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિથી બન્ને બાજુ ચ્યુત થવાથી જેમ વાદળાં તુટતાં તેનો નાશ થાય છે તે પ્રમાણે તેનો સમૂળ નાશ તો થતો નથી ને ? શ્રીકૃષ્ણ આ મને મોટો સંશય ઉત્પન્ન થયેલો છે. એનું નિવારણ કરનાર તારા શિવાય મને કોઇ દેખાતો નથી.'' શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;—'' અર્જુન ! આ લોકમાં કિંવા પરલોકમાં આવા પુરુષનો નાશ થતો નથી. સત્કર્મ કરનાર કોઇ પણ દુર્ગતિને પામતો નથી, ' આ તું નિશ્ચય સમજ. ' તેના પુણ્ય પ્રમાણે ઉત્તમ લોકમાં જઇ પુણ્ય હોય તેના પ્રમાણમાં કેટલોક કાળ પર્યંત ત્યાં રહી તે આ લોકમાં શુદ્ધાચરણયુક્ત ઐશ્વર્યવાન્ કુળમાં જન્મે આવે છે અને આ લોકનું સુખ ભોગવે છે. અથવા યોગીના જ કુળમાં તેને જન્મ મળી પૂર્વ દેહમાં અધુરા છોડેલા યોગના માર્ગે તે લાગે છે. આવા પ્રકારનો જન્મ ઘણો જ દુર્લભ હોય છે. તેનું ચિત્ત ન હોય તો પણ તે પૂર્વના અભ્યાસના જોરથી તે યોગ તરફ જ વળે છે અને આ પ્રમાણે પ્રયત્ન કરતાં કરતાં અનેક જન્મોના અંતે પાપરહિત થઈ તે પરમગતિને પામે છે. અર્જુન ! મ્હેં તને તપસ્વી, જ્ઞાની અને કર્મી, (એનાં વર્ણન કર્યાં ) તેથી યોગી અધિક છે એમ મને લાગે છે. એટલા માટે તું યોગી થા, ' અને ફલની ઇચ્છા છોડી કર્મ કરતાં કરતાં યોગમાર્ગથી બ્રહ્મ પ્રાપ્ત કરી લેવાનો પ્રયત્ન કર. એના કરતાં પણ એક જૂદો માર્ગ છે તે હું તને સમજાવીને કહું છું. આજ પર્યંત પુણ્યવાન્ લોકોએ આચરેલા આ સર્વ માર્ગ ઉત્તમ જ છે; પણ એથી પણ એક મારા મતમાં શ્રેષ્ઠ માર્ગ છે. ' અર્જુન ! ' સર્વ યોગમાં ભક્તિયોગ શ્રેષ્ઠ છે, અને ' સર્વ યોગીઓમાં જે યોગી મારામાં ચિત્ત રાખી શ્રદ્ધાપૂર્વક મારૂં ભજન કરે છે તે યુક્તતમ છે એમ મારૂં માનવું છે ( ભ૦ અ૦ ૬ ).

' આત્મસંયમ યોગ અર્જુનને સમજાવી દીધા પછી આ નવીન ઉપદેશેલો આપણો ભક્તિયોગ તેને સારી રીતે સમજાવવો, આ હેતુથી પ્રથમ પરમેશ્વરનું સ્વરૂપ તેને સમજાવવા માટે શ્રીકૃષ્ણે શરૂઆત કરી. ' તેમણે કહ્યું;— '' અર્જુન ! મારા ઉપર ચિત્ત રાખી મારી ભક્તિનો યોગ

સાધનારા મનુષ્યને મારું જે યથાર્થ જ્ઞાન છે તે હું તને 'પ્રથમ' કહું છું. મારા અપર સ્વરૂપનું જ્ઞાન, મારા પર સ્વરૂપના વિજ્ઞાન સાથે હું તને સમગ્ર કહું છું. આ જ્ઞાન મનુષ્યને મળ્યું એટલે જાણવાની ઇતર વસ્તુ જ જગતમાં બાકી રહેતી નથી. હજારો મનુષ્યમાં એકાદ જ આ જ્ઞાન મેળવવા માટે યત્ન કરે છે. અને યત્ન કરનારા હજારો મનુષ્યો પૈકી એકાદને જ મારું ખરું જ્ઞાન થાય છે; 'બાકીના અર્ધાં જ્ઞાનથી જ સિદ્ધ થયા છે એમ માને છે.' અર્જુન! મારી અપરા એટલે આ તરફની પ્રકૃતિ પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મન. બુદ્ધિ અને અહંકાર આવી આઠ ભિન્ન પ્રકારની હોઇ મારી બીજી પર એટલે પેલી તરફની પ્રકૃતિ જીવરૂપી છે, તેણે આ સર્વ જગત્ ધારણ કરેલું છે. સર્વ ભૂતો આ બે પ્રકૃતિથી જ ઉત્પન્ન થયાં છે. આ સર્વ વિશ્વ આ પ્રમાણે મારાથી ઉત્પન્ન થાય છે અને મારામાં જ લય પામે છે. હે ધનંજય, મારી પેલી તરફ કાંઇ નથી. આ સર્વ સૃષ્ટિ મારા અંતર્ભૂત આધાર ઉપર ધરેલી છે. જેમ હારમાંના મણિ સૂત્રથી ગુંથેલા હોઇ તેમાં પરોવેલા હોય છે, તે પ્રમાણે આ સર્વ વિશ્વ મારામાં ઓત અને પ્રોત છે. જલની આર્દ્રતા સૂર્ય ચંદ્રનો પ્રકાશ, આકાશનો શબ્દ, પૃથ્વીનો પુણ્ય ગંધ, અને અગ્નિની ઉષ્ણતા હું છું. સર્વ જીવંત ભૂતોનું જીવંતપણું હું છું, મનુષ્યનું મનુષ્યત્વ હું છું, તપસ્વીઓનું તપ હું છું. બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. કામ અને રાગ આ બન્નેથી રહિત એવું બલવાનોનું બલ હું છું. ધર્મને ધારણ કરી ભૂત માત્રમાં રહેલો કામ હું છું. આ સર્વ ઉત્તમ વસ્તુ હું છું. અને એનાથી નીચેની હલકી વસ્તુ પણ હું જ છું; અન્ય કોઈ નથી. તાત્પર્ય જે સાત્વિક, રાજસ અને તામસ ભાવ જગતમાં છે તે સર્વ મારાથી જ ઉત્પન્ન થયેલા છે. પણ હું તેમાં નથી; તે મારામાં છે એ લક્ષમાં રાખ. મારા આ ત્રણ ગુણમય ભાવોથી સર્વ જગત્ મોહ પામી ગયું છે. એને લીધે આથી પણ પેલી તરફ હું છું એ લોક જાણતા નથી. મારી આ ત્રિગુણાત્મક દિવ્ય માયા ઓળંગી પેલી તરફ જવું ઘણું કઠિણ છે, જે મારી જ ભક્તિ કરી, મને શરણે આવે છે, તે આ માયાને તરી જાય છે; (૧૫) ચાર પ્રકારના લોક, અર્જુન, મારી ભક્તિ કરે છે; આર્ત, જિજ્ઞાસુ, જ્ઞાની, અને અર્થાર્થી. દુઃખથી ત્રસ્ત થઇ, કિંવા પરમેશ્વર કેવો છે એ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થતાં, કિંવા પરમ જ્ઞાન થવાથી પણ કેવળ

નિરપેક્ષ થઇ, કિંવા કોઈ કામના મનમાં રાખી મનુષ્ય મારૂં ભજન કરે છે,' એ પૈકી અર્થાત્ જ જ્ઞાની ભક્ત નિરપેક્ષતાથી મારી નિત્ય ભક્તિ કરનાર હોવાથી વિશિષ્ટ છે, એ કહેવાની જરૂર નથી. જ્ઞાની ભક્તને હું અત્યંત પ્રિય છું અને મને પણ તે અત્યંત પ્રિય છે. મારૂં ભજન કરનારા સઘળા જ લોક ઉદાર હોય છે, પણ જ્ઞાની એ મારો કેવળ આત્મા છે. અનેક જન્મોના અંતે "સર્વ જગત્ વાસુદેવ છે," આ ભાવના ઉત્પન્ન થાય છે અને જે મારી નિરપેક્ષ ભક્તિ કરે છે તે જ્ઞાની ભક્ત અત્યંત દુર્લભ છે. સાધારણ રીતે લોક જૂદી જૂદી કામનાઓથી, જૂદાજૂદા નિયમોથી અને રીતીથી પોતપોતાની પ્રકૃતિ–અનુસાર ભક્તિ કરે છે અને જે જે, જે જે ઈશસ્વરૂપની શ્રદ્ધાએ કરીને ભક્તિ કરે છે તેની તેની તે તે શ્રદ્ધા હું નિશ્ચલ કરૂં છું. તે તે શ્રદ્ધાથી મારૂં આરાધન કરવાની ઇચ્છા થતાં તે તે ફલ મારા તરફથી જ તેને મળે છે. પણ આ તેનું ફલ નાશવંત છે. દેવતાની ભક્તિ કરનાર દેવતાને પ્હોંચે છે, અને મારી ભક્તિ કરનારા મારી પાસે આવે છે. મારૂં અવ્યકત, પર સ્વરૂપ ન જાણનાર બુદ્ધિહીન લોક હું અવ્યક્ત છું છતાં પણ મને વ્યકત સ્વરૂપી જ માને છે. હું મારી યોગ–માયાથી વેષ્ટિત હોવાથી હું સર્વ લોકોને મારા ખરા સ્વરૂપે દેખાતો નથી, અને મૂઢ લોક હું અજ, અવ્યય પરમેશ્વર છું એમ ઓળખતા નથી. હું હાલમાં વર્તમાન, પૂર્વે થઇ ગયેલાં અને ભવિષ્યમાં થનારાં સર્વ પ્રાણી માત્રને જાણું છું, પણ મને કોઇ જાણતું નથી. ઇચ્છા–દ્વેષથી ઉત્પન્ન થયેલાં 'કામ–ક્રોધાદિ' દ્વંદ્વરૂપી મોહથી સર્વ લોક આ મૃત્યુ-લોકમાં અત્યંત મૂઢ થયેલા છે પણ જેનાં પાપ નષ્ટ થયાં છે, તે પુણ્યાત્મા આ જોડીના મોહથી મુકત થાય છે, અને મારી દૃઢભાવથી ભક્તિ કરે છે. 'જન્મવ્યાધિ,' જરામૃત્યુ ઇત્યાદિ દુઃખમાંથી મુક્તિ મેળવવા માટે મારો આશ્રય કરી જે યત્ન કરે છે, તેને તે પરબ્રહ્મનું જ જ્ઞાન થાય છે અને સર્વ અધ્યાત્મનું અને સર્વ કર્મોનું પણ જ્ઞાન થાય છે. અધિભૂત અને અધિદૈવ એમની સાથે જે મને જ અધિયજ્ઞ જાણે છે તેને અંતકાલે પણ યોગયુક્ત ચિત્તથી મારૂં જ સ્મરણ થાય છે ( ભગ૦ અ૦ ૭ ).

'જ્ઞાનવિજ્ઞાન સહ પરમેશ્વરનાં જૂદાં જૂદાં સ્વરૂપો આ પ્રમાણે અર્જુનને કહ્યાં, હવે વેદાન્તમાં હમેશ આવનારા આ શબ્દોનું, વસ્તુનું અને

તત્ત્વોનું યથાર્થજ્ઞાન થવું જોઇયે આ હેતુથી ' અર્જુને પ્રશ્ન કર્યો;—" શ્રીકૃષ્ણ ! તે પરબ્રહ્મ કયું, અધ્યાત્મ એટલે શું, અને કર્મ એટલે શું, અધિભૂત કોને કહે છે અને અધિદૈવ એટલે શી વસ્તુ છે, આ દેહમાં અધિયજ્ઞ કોણ અને શું છે, અને મરણસમયે નિયતચિત્ત થયેલા પુરુષોયે તારૂં કેમ સ્મરણ કરવું." ' વેદાન્તમાં હમેશ આવનાર આ બાબતોના સંબંધમાં શ્રીકૃષ્ણે થોડામાં ઉત્તર આપ્યો;—" અર્જુન ! અક્ષર એ જ પરબ્રહ્મ અને સ્વભાવ એટલે જ અધ્યાત્મ કર્મ એટલે પ્રાણીમાત્રની ઉત્પત્તિના કારણભૂત હવનકર્મ. આ સર્વ ક્ષર અથવા નાશવંત સૃષ્ટિ અધિભૂત, અને પુરુષ અથવા ઈશ્વર એ અધિદૈવ. દેહધારી પ્રાણીઓના દેહમાં અધિયજ્ઞ હું જ છું. અંતકાળે મારૂં જ સ્મરણ કરી જે દેહત્યાગ કરે છે તે નિઃસંશય મારા જ સ્વરૂપને પહોંચે છે. કારણ, જે જે ભાવનું મનુષ્યને અંતકાળે સ્મરણ થઇ દેહ છુટે છે તે આગળના જન્મમાં તે તે ભાવથી પ્રેરિત થઇ તે તે ભાવને પામે છે. એટલા માટે મારૂં તું હમેશાં સ્મરણ કર, અને યુદ્ધ કર; એટલે તારૂં મન અને બુદ્ધિ મારામાં જ નિમગ્ન હોવાથી મરણકાળે તું મને જ આવી પહોંચીશ. ( ૮ ) પ્રયાણકાળે ભ્રુકુટિના મધ્યભાગમાં પ્રાણ ધારણ કરી, અણુ કરતાં પણ અણુ, સર્વને ઉત્પન્ન કરનાર આદિત્ય સરખો તેજસ્વી, તમની પેલીપાસ હોનાર, પુરાણકવિ અને શાસ્તા આવા અચિંત્યસ્વરૂપ પરમાત્માનું ભક્તિ અને યોગબલથી મન અચલ કરી સ્મરણ કરતાં, મનુષ્ય તે દિવ્ય પરમપુરુષને પહોંચે છે, ' આ શ્રુતિ તને ખબર જ છે. ' વેદાંતવેત્તા જેને અક્ષર કહે છે, જેમાં વીતરાગ સંન્યાસી પ્રવેશ કરે છે, અને જેની ઇચ્છાથી બ્રહ્મચારી બ્રહ્મચર્ય પાળે છે, તે સ્થાન થોડામાં હું તને કહું છું. સર્વ શરીરદ્વારોનો સંયમ કરી, હૃદયમાં મનનો નિરોધ કરી, જે દેહનો ત્યાગ કરી જાય છે, તે, તે પરમ સ્થાનને પહોંચે છે. (૧૪) તે ગતિને એટલે મારા પદને પહોંચ્યો એટલે અશાશ્વત અને દુઃખનું કેવળ મહીયેર—પીયેર એવો આ પુનર્જન્મ મનુષ્યને આવતો નથી. બ્રહ્મલોકથી માંડીને જેટલા લોક છે તેટલા સર્વ પુનરાવર્તિ છે; પરંતુ આ પરમપદે પહોંચ્યા પછી પુનર્જન્મ નથી. બ્રહ્મદેવનો એક દિવસ સહસ્રયુગોનો, અને સહસ્રયુગોની તેમની એક રાત્રિ, એમ જ્ઞાની જાણે છે. બ્રાહ્મ દિવસના પ્રારંભે અવ્યક્તમાંથી સર્વ વ્યક્ત જગત્ નિર્માણ થાય

છે; અને રાત્રિ આવી એટલે તે જ અવ્યક્ત સંજ્ઞકમાં લય પામે છે, આ અવ્યક્તની પણ પેલી પાસ હોનાર જે બીજો અવ્યક્તભાવ છે, તે સર્વ ભૂતોનો નાશ થાય તો પણ નાશ પામતો નથી. તેને જ અવ્યકત અક્ષર એમ વેદાંતી કહે છે. તે જ તે પરમપદ છે. તેને જ પહોંચ્યા પછી પુનરાવૃત્તિ નથી. તે જ મારૂં પરમધામ છે. જેની અંદર આ સર્વ સૃષ્ટિ છે, અને જેણે અંતર્યામિપણાથી આ સર્વ જગત્ વ્યાપ્યું છે, તે કેવળ અનન્ય ભકિતથી સાધ્ય પર પુરુષ છે. હવે જે કાળે દેહમાંથી છુટતાં પુનરાવૃત્તિ થતી નથી એમ વેદાંતી જાણે છે, તે કાળ પણ હું તને કહું છું. ઉત્તરાયણના છ મહિના, શુકલપક્ષ દિવસ અને અગ્નિજ્યોતિ આ કાળે દેહ છોડનાર બ્રહ્મવિદ્ બ્રહ્મને પ્હોંચે છે. 'અર્થાત્' દક્ષિણાયનના છ મહિના, કૃષ્ણપક્ષ, રાત્રિ અને ધૂમજ્યોતિ આ કાળે દેહ છુટતાં યોગી ચંદ્રલોકમાં જાય છે અને ત્યાંથી પાછો આવે છે. આ 'અર્ચિરાદિ અને ધૂમાદિ' શુકલ અને કૃષ્ણ માર્ગ જગતમાં શાશ્વત ચાલૂ છે. તે જેને માહિત છે એવા યોગીઓને કદી પણ મોહ થતો નથી. માટે અર્જુન! તું યોગયુક્ત થા; વેદપઠન, યજ્ઞ, દાન, તપ; એમાં જે પુણ્ય-ફ્લ કહેલું છે, તેના કરતાં પણ આ બાબતનું જેને જ્ઞાન થયું છે એવા યોગીને અધિક ફ્ળ મળે છે, અને તે તે પરમ સ્થાનનો જ રસ્તો પકડે છે (ભગ૦ અ૦ ૮)

• 'આ પ્રમાણે અર્જુન, મ્હેં તને વેદાન્તમાં પ્રસિદ્ધ થયલું અક્ષરબ્રહ્મનું વર્ણન કર્યું.' પણ એનાં કરતાં પણ જે ગુપ્તતમ જ્ઞાન હું તને કહેવાનો છું, તે તું મારી ઇર્ષ્યા કરતો નથી, (અર્થાત્ તું દોષદર્શી નથી) માટે કહું છું. આ વિજ્ઞાનસહિત જ્ઞાન તારા સમજવામાં આવ્યું, એટલે તું અશુભમાંથી મુક્ત થઇશ. આ શ્રેષ્ઠ વિદ્યા પવિત્ર હોઇ અત્યંત ગુહ્ય છે. આ જ્ઞાન પ્રત્યક્ષ સમજાય તેવું છે, ધર્મને અનુસરતું છે અને શાશ્વત હોઇ તદનુરૂપ ચાલવા માટે સહેલું છે. (૩) અર્જુન! આ સર્વ જગત્ મેં મારા પોતાના અવ્યક્ત શરીરે કરીને વ્યાપેલું છે. આ સર્વ ભૂત મારામાં વાસ કરે છે, પણ હું તેમાં વાસ કરતો ન હોઇને પણ તે મારામાં નથી; અર્થાત્ સ્વતંત્ર છે. આ મારૂં ઇશ્વરી યોગ-સામર્થ્ય જો. અને જો કે મારો આત્મા સર્વ ભૂતોને અથવા ઉત્પત્તિમત્ વસ્તુઓને ઉત્પન્ન કરનારો હોઇ તેમને અંતર્યામિપણાથી ધારણ કરે છે, તો પણ મારી શકિત તેમાં નથી. (૬) હે

અર્જુન! સર્વ ભુતો કલ્પાંતે મારી પ્રકૃતિને પહોંચે છે અને કલ્પારંભે હું તેમને ફરી ઉત્પન્ન કરું છું. (૮) હું અધ્યક્ષ એટલે ઉપરથી જોનારો હોવાથી પ્રકૃતિ ચરાચર સૃષ્ટિ નિર્માણ કરે છે, અને એ કારણથી આ જગત્ વારંવાર પરિવર્તન પામે છે. જે મૂર્ખ છે તે મને મનુષ્ય સમજી મારો અનાદર કરે છે. (૧૧) પરંતુ જે મહાત્મા દૈવી પ્રકૃતિનો આશ્રય કરે છે, તે હું સર્વ ભૂતોનો અવ્યય આદિ છું એમ જાણી મારી અનન્ય મને ભક્તિ કરે છે. તે દૃઢ વ્રતે કરીને મારા જ ગુણનાં સતત વર્ણન કરે છે અને મને જ નમસ્કાર કરી નિત્યયુક્ત થઇ મારી ઉપાસના કરે છે. બીજા જ્ઞાની ભક્ત જ્ઞાનયજ્ઞથી મારા એક સ્વરૂપની, પૃથક્ સ્વરૂપની કિંવા વિશ્વ સ્વરૂપની ઉપાસના કરે છે (૧૬-૧૯). વેદત્રયને જાણનારા અને સોમપાન કરનારા મને જ યજ્ઞોથી સંતુષ્ટ કરે છે, પાપથી મુક્ત થઇ સ્વર્ગે જવાની ઇચ્છા કરે છે, અને ઇન્દ્ર-લોકમાં જઇ દિવ્ય ભોગ ભોગવે છે. પણ તેમનું પુણ્ય ક્ષીણ થતાં તેઓ ફરી મર્ત્ય-લોકમાં પાછા આવે છે. આ પ્રમાણે વેદત્રયમાંનું યજ્ઞ-કર્મ જૂદી જૂદી કામનાઓથી કરનારા જા-આવના ફેરામાં પડે છે; પરંતુ જે લોક અનન્ય ભાવથી મારી ભક્તિ કરે છે, તેમના યોગ-ક્ષેમની હું કાળજી રાખું છું. જે શ્રદ્ધાથી અન્ય દેવોની ભક્તિ કરે છે, તે પરિણામે મારૂં જ પૂજન કરે છે. કારણ, સર્વ યજ્ઞોનો ભોક્તા અને પ્રભુ હું જ છું. પરંતુ તે લોક મને તત્ત્વથી જાણતા નથી, માટે તેઓ પતન પામે છે. મારૂં ભજન કરનાર માત્ર મને પ્હોંચે છે. 'મારી ભક્તિ બહુ કઠિણ પણ નથી.' જે ભક્તિથી ફક્ત પત્ર પુષ્પ, ફલ કિંબહુના કેવળ જળ મને અર્પણ કરે છે, તે શુદ્ધ ચિત્તના પુરુષે તે ભક્તિથી આપેલું હું પોતે અશન કરૂં છું. અર્જુન! તું જે કરે, તું જે ખાય, જે હવન કરે, જે દાન આપે, કિંવા જે તપ કરે, તે મને અર્પણ કર એટલે કર્મના શુભ ને અશુભ બન્ને ફલથી છૂટી ફલ-સંન્યાસ યોગમાં તારૂં ચિત્ત યુક્ત થવાથી તું મુક્ત થઇશ; અને મને આવી પ્હોંચીશ. જો કે હું સમદૃષ્ટિ છું, મને કોઇ દ્વેષ્ય કિંવા પ્રિય નથી, તથાપિ જે ભક્તિથી મારૂં ભજન કરે છે તે મારામાં છે, અને હું તેનામાં છું. અત્યંત દુરાચારી મનુષ્ય સુદ્ધાં જો અનન્ય ભાવથી મારૂં ભજન કરે તો તે સાધુ જ સમજવો જોઇએ. કારણ, જે પુણ્ય-કર્મે લાગે છે તે તત્કાળ ધર્માત્મા થાય છે, અને નિત્ય શાંતિને પ્હોંચે છે. 'સંન્યાસ, યોગ કિંવા યજ્ઞ એ

માર્ગે ' સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર કિંવા અન્ય પાપ-યોનિમાં ઉત્પન્ન થયેલાં મનુષ્યો પણ મારો આશ્રય કરતાં ઉત્તમ ગતિને પ્હોંચે છે, તો પછી પુણ્ય બ્રાહ્મણ અને ભક્ત–રાજર્ષિ તે ગતિને પ્હોંચે એ કહેવાની જરૂર છે શું? એટલા માટે, અર્જુન! આ અશાશ્વત અને દુઃખથી ભરેલા લોકમાં આવી તું મારૂં ભજન કર. અર્જુન! તું મારામાં મન પરોવ, મારી ભક્તિ કર, મને યજ્ઞ અર્પણ કર, અરે મને ફક્ત નમસ્કાર કર, એટલે મત્પરાયણ થઇ ભક્તિ-યોગમાં તું રત થવાથી મને જ પ્હોંચીશ (ભગ૦ અ૦ ૯).

' સર્વ વિદ્યામાં, સર્વ ગુહ્યમાં અને સર્વ યોગમાં શ્રેષ્ઠ, એવી આ રાજવિદ્યા, આ રાજગુહ્ય, આ રાજયોગ સાંભળી ' અર્જુનનું અંતઃકરણ પ્રફુલ્લિત થયું, એ જોઇ શ્રીકૃષ્ણ આગળ બોલ્યા;–' અર્જુન! તને સંતોષ થાય છે એ જોઇ હું તને વળી કહું છું. મારૂં આ પરમ ભાષણ સાંભળ. મારો પ્રભાવ દેવ અને મહર્ષિ એમના પણ પૂર્ણપણે જાણવામાં નથી. કારણ, હું તે સર્વેનો આદિ છું. ( ૩ ) બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, તેમ જ સુખ, દુઃખ, જન્મ, મૃત્યુ, ભય, અભય અને અહિંસા, સમતા, તુષ્ટિ, તપ, દાન, યશ, અયશ આ સર્વ જૂદા જૂદા ભાત પ્રાણી-માત્રને મારી પાસેથી જ મળે છે. સાત મહર્ષિ અને પૂર્વેના ચાર મનુ, જેમનાથી આ સર્વ પ્રજા ઉત્પન્ન થયેલી છે, તે મારા મનથી ઉત્પન્ન થયેલા મારા જ ભાવ છે. આ પ્રમાણે જે મારો ઐશ્વર્યયુક્ત યોગ જાણે છે તે નિશ્ચલ ભક્તિયોગમાં યુક્ત થાય છે. ' અર્જુન! પૂર્ણ ભક્તિ-યોગનું સ્વરૂપ હું તને કહું છું. ' હું સર્વનો પ્રભવ છું, મારાથી જ સર્વ બાબત પ્રવૃત્ત થાય છે, એમ માની આ સુજાણ ભક્ત અત્યંત ભાવયુક્ત થઇ મારૂં ભજન કરે છે. તેમનું ચિત્ત સદૈવ મારી તરફ જ લાગેલું હોય છે; તેમના પ્રાણ મને જ અર્પણ કરેલા હોય છે; તે એકમેકને ભક્તિનો જ બોધ કરે છે; અને મારા ગુણોનું વર્ણન કરવામાં સંતોષ પામી રમમાણ થાય છે. ખરી પ્રીતીથી મારી ભક્તિ કરનારા આવા પુરુષને હું મને પમાડનારી બુદ્ધિ આપું છું અને તેમનાં હૃદયમાંનું અજ્ઞાનતમ પ્રદીપ્ત જ્ઞાન-જ્યોતિથી દૂર કરૂં છું.' આ સાંભળી અર્જુને ભક્તિપૂર્વક કહ્યું;—' શ્રી કૃષ્ણ! તું જ પરબ્રહ્મ, તું જ પરધામ, તું જ પરમપવિત્ર, તું જ શાશ્વત પુરુષ, તું જ દિવ્ય આદિ દેવ, તું જ અજ, અને તું જ વિભુ છે. સર્વ મહર્ષિ

એ જ કહે છે, અને તું પણ મને તે જ કહે છે ( ૧૪–૧૫–૧૬ ). પણ આ તારું પરમ સ્વરૂપ જાણવા માટે કઈ કઈ વિભૂતિની સહાયતાથી તારું ધ્યાન કરવું એ મને વિસ્તારથી કહે. તારું અમૃતતુલ્ય ભાષણ સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.' શ્રીકૃષ્ણે કહ્યું;—" મારી વિભૂતિનો અંત નથી. તો પણ મુખ્ય મુખ્ય વિભૂતિ હું તને કહું છું. હું સર્વ ભૂતમાત્રના અંતર્હૃદયમાં રહેનારો આત્મા છું અને હું સર્વનો આદિ, અંત અને મધ્ય છું. આદિત્યોમાં હું વિષ્ણુ છું, અને તેજસ્વી ગોષ્ઠોમાં સૂર્ય હું છું; મરુતોમાં મરીચિ અને નક્ષત્રોમાં ચંદ્ર હું છું; વેદોમાં હું સામવેદ છું, દેવોમાં ઇન્દ્ર હું છું, રુદ્રોમાં શંકર હું છું, યક્ષરાક્ષસોમાં કુબેર, વસુઓમાં પાવક, પુરોહિતોમાં દેવોનો પુરોહિત બૃહસ્પતિ, સેનાપતિઓમાં દેવોનો સેનાપતિ સ્કંદ, જલાશયોમાં સાગર, મહર્ષિઓમાં ભૃગુ, શબ્દોમાં એકાક્ષરી ૐકાર, યજ્ઞોમાં જપયજ્ઞ, સ્થાવરોમાં હિમાલય, વૃક્ષોમાં અશ્વત્થ, દેવર્ષિઓમાં નારદ, સિદ્ધોમાં કપિલ, મનુષ્યોમાં નૃપ ( ૨૭–૨૮–૨૯ ); મૃગોમાં સિંહ, પક્ષીઓમાં ગરુડ, પવિત્ર કરનારાઓમાં વાયુ, શસ્ત્રભૃતોમાં રામચંદ્ર, નદીઓમાં જાન્હવી–ગંગા, વિદ્યામાં અધ્યાત્મ–વિદ્યા, અક્ષરોમાં અકાર, સમાસોમાં દ્વંદ્વ ( ૩૩–૩૪ ); છંદોમાં ગાયત્રી, વૃષ્ણીઓમાં વાસુદેવ, પાંડવોમાં ધનંજય, અને મુનિઓમાં વ્યાસ હું છું ( ૩૮–૩૯ ). અર્જુન ! મારી વિભૂતિઓનો અંત નથી. થોડામાં કહું તો, જે જે પ્રાણી અથવા જે જે વસ્તુ વિભૂતિ, ઐશ્વર્ય અને ઉત્સાહથી યુકત છે તે તે પ્રાણી કિંવા તે તે ( વિભૂતિ ) મારા ઉદ્ભૂત અંશથી થયેલી છે એમ તું જાણ; પણ એ ઉપરથી એમ ન સમજીશ કે બાકીનાં સત્ત્વ મારાથી કોઈ જૂદાં ( ખ્રિસ્તના સેતાન સરખાં કિંવા પારસીઓના અહરિમાન સરખાં ) છે. અર્જુન ! મારા જ ચતુર્થાંશથી આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે અને ' મારા ત્રણ હિસ્સા અમૃતરૂપે દિવ્ય લોકમાં છે ' ( ભ૦ અ૦ ૧૦ ).

' અર્જુનનો પ્રીતિપાત્ર આ અધ્યાત્મ જ્ઞાનનો સાધકરૂપ વિભૂતિયોગ શ્રીકૃષ્ણે તેને કહ્યો.' ત્યારે અર્જુને કહ્યું;—' શ્રીકૃષ્ણ ! તારી પાસેથી આ અધ્યાત્મસંજ્ઞક પરમ ગુહ્ય સાંભળી મારો મોહ દૂર થયો. સૃષ્ટિ કેમ ઉત્પન્ન થાય છે, અને કેમ લય પામે છે એ મારા સમજવામાં આવ્યું. તારું ઐશ્વ-



આવું ને ભયંકર વિશાલ રૂપ જોઇ અર્જુનના અંગ ઉપર વિસ્મયથી
અને ભીતિથી રોમાંચ ઉભાં થયાં. [ પૃ. ૧૭૩.

ર્ય રૂપ પણ ત્હેં મને કહ્યું. તે પ્રમાણે જ તારૂં રૂપ છે, એમાં સંશય નથી. પણ તારૂં તે પરમેશ્વરી સ્વરૂપ જોવાની મને ઇચ્છા ઉત્પન્ન થઇ છે, માટે જો એ શકય હોય તો, હે યોગેશ્વર ! તે મને દેખાડ ( ૫-૯ ) 'મનુષ્યને શબ્દોથી ઇશસ્વરૂપ ગમે તેટલું કહીયે તો પણ સ્વાનુભવ શિવાય તેના મનનું સમાધાન થતું નથી. શ્રીકૃષ્ણ જેવા પ્રત્યક્ષ ઇશ્વર ગુરુ કહેનારા અને અર્જુન સરખો તેમના ઉપર પૂર્ણ ભરોસો રાખનાર પરમભકત સાંભળનાર, છતાં પણ તેના હૃદયના ખુણાખોચરામાં સંશય છુપાઇ રહેલો જ હતો; તે દૂર કરવા માટે ' મહાયોગેશ્વર શ્રીહરિયે તેને પ્રથમ દિવ્ય દષ્ટિ આપી પોતાનું વિશ્વસ્વરૂપ દેખાડયું. આકાશમાં એકદમ હજાર સૂર્ય ઉદય પામતાં જે તેજ ફેલાય તેની ઉપમા તે સ્વરૂપના ફેલાયલા તેજને થોડીઘણી સાજે. તે અદ્દભૂત રૂપને હજારો આંખો, મ્હોઢાં, હાથ, પગ હોઇ હજારો સ્વરૂપોનું સર્વ જગત્ તેમાં એક સ્થળે દેખાતું હતું. જમિનથી માંડીને તે જ્યાંસુધી ઉંચે આકાશ દેખાતું હતું ત્યાં સુધી તે રૂપ વ્યાપેલું હોઇ, કમલ ઉપર બેઠેલા બ્રહ્મદેવ સહ સર્વ દેવ, સર્વ અસુર, સર્વ નાગ તેમાં દેખાતા હતા. એટલું જ નહિં, પણ તેનાથી સર્વ દિશા વ્યાપેલી હોઈ મહર્ષિ, સિદ્ધ, ગંધર્વ, યક્ષ, મરુત, વસુ હાથ જોડી તેની પ્રાર્થના કરતા હતા. આ રૂપના હજારો દંષ્ટ્રાયુકત ભયંકર મુખમાં રણાંગણમાં ઉભા રહેલા બન્ને બાજુના લક્ષાવધિ વીર, ધૃતરાષ્ટ્રના પુત્ર, ભીષ્મ, દ્રોણ, કર્ણ, દ્રુપદ, વિરાટ ઇત્યાદિ રથી, કોઇનાં માથાં ફૂટેલાં છે, કોઇના હાથ તુટેલા છે, આવી રીતે પેસતા હતા, અને નષ્ટપ્રાય થતા હતા. કિંબહુના જે પ્રમાણે પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હજારો પતંગિયાં વેગથી આવી પડી નાશ પામે છે, તે પ્રમાણે તે સમગ્ર લોકના લોક તે સ્વરૂપના આ પહોળા થયેલા મુખમાં ગડક થતા હતા. આવું તે ભયંકર વિશાલ રૂપ જોઈ અર્જુનના અંગ ઉપર વિસ્મયથી અને ભીતીથી રોમાંચ ઉભાં થયાં. તેણે એકદમ હાથ જોડી કહ્યું;—" દેવાધિદેવ ! ત્હમે કોણ છો તં મને કહો; તમારૂં આ ઉગ્ર રૂપ જોઈ મને દિશાભૂલ થઇ છે અને મારો જીવ કાવરો થયેલો છે. હું તમને વારંવાર નમસ્કાર કરૂં છું. તમે કોણ છો તે હે દેવ ! મને કહો. " શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;—" હું સર્વ લોકોનો ક્ષય કરનાર કાલ છું. આ વખતે હું પ્રવૃદ્ધ થઇ લોકોનો નાશ કરવા માટે પ્રવૃદ્ધ થયેલો છું. આ યુદ્ધ

માટે ઉભા રહેલા સર્વ વીર મ્હેં મારેલા છે. માટે અર્જુન ! ઉઠ, યશ લે અને શત્રુને જીતી સમૃદ્ધ રાજ્ય ઉપભોગ. આ દ્રોણુ, ભીષ્મ, કર્ણું ઇત્યાદિ વીર મ્હેં જ પૂર્વે મારેલા છે; તું તો તેમને મારવાને નિમિત્ત માત્ર છું. " આ સાંભળી થરથર કાંપતાં, હાથ જોડી, ફરી ફરી નમસ્કાર કરી કિરીટી અર્જુને શ્રીકૃષ્ણુને કહ્યું;—" હે હૃષીકેશ ! સર્વ જગત્ તારી કીર્તીથી હૃષ્ટ થઇ તારામાં અનુરકત થયું છે એમાં આશ્ચર્ય શું ? સર્વ રાક્ષસ તારાથી બ્હીી દોડી જાય છે અને સર્વ સિદ્ધ તને નમસ્કાર કરે છે, તે સર્વ થૈવ યોગ્ય છે. હે અનંત ! હે જગન્નિવાસ દેવ ! તું અક્ષર છે, અને સત્ અને અસત્ એની પેલી તરફ છે, તું પુરાણુ પુરુષ છે, તું આ વિશ્વનું પરમનિધાન છે, તને હજારવાર નમસ્કાર હો. તને મારો મિત્ર સમજી મ્હેં કૃષ્ણુ ! યાદવ ! ઇત્યાદિ તુંકારાનાં નામોથી હાંકો મારેલી છે. વિહાર, શયન, આસન, ઇત્યાદિ પ્રસંગે તારી મ્હેં અમર્યાદા કરી છે, તે બદલ તું મને ક્ષમા કર: તું ચરાચર વિશ્વનો પિતા છે, પૂજ્ય ગુરુ છે. તારા સરખો કોઇપણુ નથી, તો પછી તારાથી અધિક તો કોણુ જ હોઇ શકે ? તારૂં આ અદષ્ટપૂર્વ રૂપ જોઇ મારા અંગ ઉપર રોમાંચ થયાં છે. ભયથી મારૂં મન વ્યથિત થયું છે; તો દેવ–જગન્નિવાસ ! તું મને તારૂં પોતાનું પહેલાનું જ સૌમ્ય રૂપ દેખાડ: " આ સાંભળી શ્રીકૃષ્ણે ફરી પોતાનું પૂર્વ રૂપ પ્રકટ કરી કહ્યું;— " અર્જુન ! આ ત્હેં જે મારૂં રૂપ જોયું તે દુર્મિલ રૂપ જોવાની દેવ સુદ્ધાં ઇચ્છા કરે છે. વેદાધ્યયનથી તપથી, દાનથી કિંવા યજ્ઞથી મારૂં આ રૂપ જોવા માટે, મળતું નથી. કેવળ પરમ ભક્તિથી જ આ મારૂં રૂપ જોવા માટે, જાણુવા માટે કિંવા પ્રવેશ કરવા માટે ( તન્મય થવા માટે ) શક્ય છે. મને સર્વ કર્મો અર્પણુ કરી, મારામાં પરાયણુ થઇ, મારી ભક્તિ કરી, સંગરહિત થઈ, જે સર્વ ભૂતમાત્ર ઉપરનું વેર છોડે છે તે મારા રૂપમાં મળી જાય છે " ( ભગ૦ અ૦ ૧૧ ).

" શ્રીકૃષ્ણે નવીન ઉપદેશેલો અને વિશ્વરૂપના પ્રત્યક્ષ દર્શનથી મન ઉપર પકકો ઠસેલો આ ભક્તિમાર્ગ અધિક શ્રેષ્ઠ કે વેદમાં કહેલો અવ્યકતો-પાસનાનો માર્ગ અધિક શ્રેષ્ઠ, આ શંકા ફરી આવવાથી ' અર્જુને પ્રશ્ન કર્યો;— " શ્રીકૃષ્ણ ! આ પ્રમાણે સતત યોગ સાધી જે ભક્ત તારી ઉપાસના કરે છે તે અધિક યોગ જાણુનારો કે જે અવ્યકત અક્ષરની ઉપાસના

કરે છે તે અધિક યોગ જાણનારો ? " શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;— ' મારામાં મન રાખી, સતત યુક્ત થઇ, પરમશ્રદ્ધાથી જે મારી ઉપાસના કરે છે તે યુક્તતમ, એવો મારો મત છે. હવે અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વ સ્થળે વ્યાપ્ત, અચિંત્ય, કૂટસ્થ, અચલ એવા અક્ષરની ઉપાસના પોતાના ઇન્દ્રિયસમૂહનું નિયમન કરી સર્વ સ્થળે સમબુદ્ધિ રાખી જે કરે છે તે સર્વ ભૂતમાત્રનું હિત કરવામાં તત્પર ' વેદાંતમાર્ગી સંન્યાસી ' મને જ પામે છે. પરંતુ અવ્યક્તની ઉપાસના કરવામાં ક્લેશ અધિક પડે છે. કારણ, (વ્યક્ત) શરીરધારી મનુષ્યને અવ્યક્તનું ધ્યાન ઘણા દુઃખે થાય છે. એટલા માટે સર્વ કર્મો મને અર્પણ કરી, અનન્ય યોગથી મારી ભક્તિ કરી ( ૭ ) તું મારામાં જ મન અને બુદ્ધિ પરોવ એટલે આ લોકની યાત્રા પૂરી થતાં તું નિઃસંશય મારી પાસે જ આવી રહીશ. આ પ્રમાણે મારામાં મન નિશ્ચલ કરવું શકય ન હોય તો એ બાબતનો અભ્યાસ કર; તેમ કરવું પણ શકય ન હોય તો એકલાં સર્વ કર્મો મને અર્પણ કર અને તે પણ ન થાય તો કેવળ કર્મફલનો ત્યાગ કર, ' એટલે છેવટે તું મને આવી મળીશ. ' ( ૧૨ ) ' અર્જુન ! જૂદા જૂદા માર્ગોથી પરમેશ્વરની ભક્તિ કરનારા મને પ્રિય જ છે.' સર્વ ભૂતમાત્રનો દ્વેષ છોડી કિંબહુના મૈત્રી જોડી તેમના ઉપર કરુણા કરનાર નિર્મમ, નિરહંકાર, સુખદુઃખ સમ માનનાર, ક્ષમાવાન્, નિત્ય સંતુષ્ટ યોગી મારામાં જ બુદ્ધિ અર્પણ કરનારો મારો જ ભક્ત છે અને તે મને પ્રિય જ છે. જે કોઇ પણ કર્મનો આરંભ કરતો નથી તે શુચિ, ઉદાસીન, ગતવ્યથ, ભક્ત પણ મને પ્રિય છે. શત્રુ અને મિત્ર, માન અને અપમાન, શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ, નિંદા અને સ્તુતિ સમ માનનાર, મૌન ધારણ કરનાર, મળે તેમાં જ સંતોષ માનનાર, એવો ગૃહનો ત્યાગ કરનાર, સ્થિરમતિ ' સંન્યાસી ' મને પ્રિય છે, પરંતુ આ સર્વ કરતાં જે ઉપર કહ્યા પ્રમાણે મારો ધર્મ્ય અને અમૃત મત પાળી શ્રદ્ધાથી મારામાં પરાયણ થાય છે તે ભક્ત મને અત્યંત પ્રિય છે ( ભગ૦ અ૦ ૧૨. ).

' આ પ્રમાણે પોતાનો ભક્તિ યોગ અર્જુનને સમજાવી તત્ત્વજ્ઞાનનો રહેલો વિષય તેને સમજાવવાના હેતુથી ' શ્રીકૃષ્ણ આગળ બોલ્યા:— " અર્જુન ! આ શરીરની ક્ષેત્ર એવી સંજ્ઞા છે. ' કારણ, તેમાં જે વાવીએ

તે ઉગે છે.' અને આ શરીરને જાણનાર અંતર્યામી આત્માને તત્ત્વવેત્તા ક્ષેત્રજ્ઞ કહે છે. સર્વ ક્ષેત્રમાં આ ક્ષેત્રજ્ઞ એક જ છે અને તે હું જ છું.' એ મ્હેં તને પૂર્વે કહેલું જ છે.' અને 'ક્ષેત્ર અથવા શરીર પણ હું જ હોવાથી, ક્ષેત્રનું અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તે મારું જ જ્ઞાન છે. આ ક્ષેત્ર વિકારસહિત કોણ અને ક્ષેત્રજ્ઞ કોણ અને કેવો છે એ હું તને થોડામાં કહું છું. એનું વર્ણન ઋષિઓએ વેદ-મંત્રોમાં અને હેતુયુક્ત બ્રહ્મપ્રતિપાદક સૂત્રરૂપ ગદ્યમાં કહેલું છે. પંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ અને અવ્યક્ત આવી અષ્ટવિધ પ્રકૃતિ અને મનસહિત અગીઆર ઈંદ્રિયો, પંચેન્દ્રિયોના વિષય, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના અને ધૃતિ એવા વિકાર મળી આ ક્ષેત્ર બનેલું છે. અમાનિત્વ, અદંભિત્વ, અહિંસા, શાંતિ, સરલતા, ગુરુની શુશ્રૂષા, શુચિર્ભૂતતા-સ્થૈર્ય, મનોનિગ્રહ, વિષયો વિષયો પ્રત્યે વૈરાગ્ય, અહંકારનો ત્યાગ, જન્મ, મૃત્યુ-જરા-વ્યાધિ ઇત્યાદિ દુઃખ-દોષોથી આ શરીર ભરેલું છે, આવું તીવ્રજ્ઞાન, પુત્ર, ભાર્યા, ગૃહ ઇત્યાદિકોના સંબંધમાં અનાસક્તિ, ઇષ્ટ, કિંવા અનિષ્ટ પ્રાપ્ત થતાં હર્ષ કિંવા શોક ન થતાં ચિત્તનું સમત્વ રહેવું, મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાંત જગામાં બેસવાની ટેવ અને લોકસમૂહ તરફથી ત્રાસ (અર્થાત્ સામાન્ય લોક સમૂહમાં અપ્રીતિ), અધ્યાત્મજ્ઞાન તરફ નિત્ય લક્ષ અને તત્ત્વજ્ઞાનની સારી સમજણ આટલી બ્રહ્મજ્ઞાનની પાયરીઓ છે. અર્થાત્ આથી ઉલટું અજ્ઞાન છે. હવે જ્ઞેય વસ્તુ એટલે પરબ્રહ્મનું તને સ્વરૂપ કહું છું. જેને આદિ નથી, જે સત્ અને અસત્ એનાથી ભિન્ન છે, જેને સર્વ બાજુએ હાથ, પગ, આંખો કાન, મોઢું માથું છે, જે સર્વ વ્યાપીને રહેલ છે, જેનામાં સર્વ ઇન્દ્રિયો ભાસે છે પરંતુ જેને કોઈ પણ પ્રકારની ઇન્દ્રિય નથી, અસક્ત હોઈ સર્વને ધારણ કરનાર, નિર્ગુણ હોઇ ગુણોનો ઉપભોગ કરનાર, સર્વ ભૂતોની બહાર હોઇ અંદર હોનાર, અચર હોઇ ચર અને દૂર હોઇ પાસે હોનારું, સૂક્ષ્મ હોવાથી જાણવાને અશક્ય, સર્વ ભૂત માત્રમાં એકત્વથી ભરેલું હોઈ ભૂત માત્રના ભિન્નપણાથી વિભક્ત દેખાતું, સર્વ ભૂતોને પોષનાર, લય પમાડનાર અને ઉત્પન્ન કરનાર, જ્યોતિઓનું પણ જ્યોતિ, તેમની પેલી પાસ હોનારું જે, તે પરબ્રહ્મ જ્ઞેય છે. તે જ્ઞાન સ્વરૂપ હોઈ જ્ઞાનથી જ ગમ્ય છે અને સર્વના હૃદયમાં અધિષ્ઠિત છે. આ પ્રમાણે ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ અને તેના જ્ઞાનનું સાધન થોડામાં મ્હેં તને કહ્યું. એ

જાણી મારો ભક્ત મારા જ સ્વરૂપને મળે છે. પ્રકૃતિ અને પુરુષ એ બન્નેને અનાદિ જાણ અને વિકાર અને ગુણ એ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ. 'પ્રકૃતિ–પુરુષનું તને લક્ષણ કહું છું.' કાર્ય–કારણની પરંપરા ચાલવા માટે હેતુભૂત તે પ્રકૃતિ છે અને સુખ-દુઃખનો અનુભવ આવવા માટે હેતુભૂત તે પુરુષ છે. પુરુષ પ્રકૃતિમાં રહી તેના ગુણોનો ઉપભોગ લે છે અને ગુણોમાં આસક્ત થવાને લીધે શુભ–અશુભ યોનિમાં જન્મ લે છે. જૂદા જૂદા દેહમાં જનાર આ પુરુષ પ્રકૃતિને પાસે બેસી જુએ છે અર્થાત્ તેની ક્રિયાને અનુમોદન આપે છે અને આવી રીતે આ તેનો ઉપભોગ લેનાર અને તેનું પોષણ કરનાર છે, પણ તે વસ્તુતઃ મહેશ્વર પરમાત્મા જ છે. (૨૩) આ આત્માનું કોઇ પોતાની મેળે જ, કોઈ ધ્યાનથી, કોઇ સાંખ્યથી, કોઇ યોગથી કોઇ કર્મ-યોગથી સ્વરૂપ જાણે છે. (૨૫) અર્જુન! જે જે સ્થાવર કિંવા જંગમ સત્ત્વ ઉત્પત્તિ પામે છે તે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એના સંયોગથી પામે છે એ નિશ્ચયપૂર્વક જાણ. તેમાં ક્ષેત્ર ભિન્ન ભિન્ન અને વિનાશી હોઇ ક્ષેત્રજ્ઞ એ સમ અને અવિનાશી છે, એ જેણે જાણ્યું તે જ્ઞાની છે. સર્વમાં ઈશ્વર સરખો ભરેલો છે એ જ્ઞાન થવાથી મનુષ્ય પોતાના આત્માનો આત્માથી જ નાશ કરતો નથી; અને એથી પરમ ગતિને પામે છે. તેમ જ પ્રકૃતિ ક્રિયા કરે છે અને આત્મા એ અક્રિય છે એ જે જાણે છે તે ખરો જાણનાર છે. (૩૦) આ આત્મા અવ્યય પરમેશ્વર જ હોવાથી નિર્ગુણ અને અનાદિ છે; સબબ દેહમાં હોઈને પણ તે કાંઇ કરતો નથી, કિંવા કર્મોથી કશામાં પણ લિપ્ત થતો નથી. જેમ આકાશ સર્વગત હોઇ અત્યંત સૂક્ષ્મ હોવાથી કશાથી પણ લિપ્ત નથી, તે પ્રમાણે આ આત્મા સર્વ દેહમાં હોઇને પણ અલિપ્ત છે. જેમ એકલો સૂર્ય એ સર્વ ભિન્નભિન્ન લોકોને પ્રકાશ આપે છે તે પ્રમાણે સર્વ ક્ષેત્રને આ ક્ષેત્રી પ્રકાશિત કરે છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો આ ભેદ બરોબર લક્ષમાં રાખ્યાથી અને જીવની પ્રકૃતિનો મોક્ષ કેમ થાય છે એ જાણવાથી મનુષ્ય પરમ ગતિને પામે છે (ભગ૦ અ૦ ૧૩).

'ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનો વિભાગ કહી' શ્રીકૃષ્ણ આગળ બોલ્યા;—(૧–૨) 'પ્રકૃતિનું મહદ્ બ્રહ્મ એવું પણ બીજું નામ છે,' તે યોનિરૂપ મહદ્ બ્રહ્મમાં હું ગર્ભ સ્થાપન કરું છું, ત્યારે સર્વ ભૂતમાત્રની ઉત્પત્તિ થાય છે. 'કારણ તે પોતે ઉત્પત્તિ કરવાને સમર્થ નથી' 'બીજા શબ્દોમાં કહીએ તો' જૂદી

જૂદી યોનિમાં જે મૂર્તિ ઉત્પન્ન થાય છે તેની મૂળ યોનિ પ્રકૃતિ અથવા મહદ્ બ્રહ્મ છે. અને બીજ સ્થાપન કરનાર પિતા હું છું. આ પ્રકૃતિથી સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણ ઉત્પન્ન થયેલા છે. તે દેહમાં હોનારો અવ્યય દેહી ગુણોથી, દોરીથી બાંધેલો હોય તે પ્રમાણે, બાંધેલો છે. તેમાં સત્ત્વ નિર્મલત્વથી પ્રકાશક હોઇ સુખના અનુભવથી અને જ્ઞાનથી આત્માને બાંધે છે. રજ પ્રીતિસ્વરૂપ હોઈ તૃષ્ણા ઉત્પન્ન કરે છે; અને કર્મ કરવા માટે યોજી આત્માને કર્મથી બાંધે છે. તમ અજ્ઞાનથી ઉત્પન્ન થઇ મનુષ્યને મોહ પમાડે છે અને તેને પ્રમાદ, આલસ અને નિદ્રાથી બાંધે છે. (૯) પ્રત્યેક દેહમાં આ ત્રણ ગુણ હોઇ કદી સત્ત્વ ઇતર બેના કરતાં અધિક થાય છે, કદી રજ અને કદી તમ. જ્યારે મનુષ્યની પ્રકૃતિ જ્ઞાન તરફ દોડે છે, ત્યારે સત્ત્વ વિવૃદ્ધ છે એમ જાણવું. જ્યારે રજોવૃદ્ધિ થાય છે ત્યારે લોભ કર્મનો પ્રારંભ, અને ઇચ્છા તરફ વળે છે. અને તમ વધે છે એટલે અજ્ઞાન, આલસ, પ્રમાદ અને ભ્રાંતિનું સામ્રાજ્ય ચાલે છે. સત્ત્વ વિવૃદ્ધ હોય અને તે વખતે જો મરણ આવ્યું તો જીવ ઉર્ધ્વ ગતિએ જાય છે, રજ વિવૃદ્ધ થતાં કર્મસંગી મનુષ્યમાં જન્મે આવે છે અને તમ વિવૃદ્ધ હોતાં વૃક્ષ, પશુ ઇત્યાદિ મૂઢ યોનિમાં ઉત્પન્ન થાય છે. સત્ત્વનું ફલ પુણ્ય કર્મ, રજનું દુઃખ અને તમનું અજ્ઞાન (૧૭-૧૮). એટલા માટે ગુણ શિવાય બીજો કોઇ કર્મ કરાવનાર નથી એમ જ્યારે જ્ઞાની જાણે છે અને ગુણની પેલી તરફ રહેનારા પરમાત્માને ઓળખે છે ત્યારે તે મારા સ્વરૂપને પહોંચે છે. દેહી ત્રિગુણની પેલી તરફ જાય તો જ જન્મ મૃત્યુ. જરા ઇત્યાદિ દુઃખથી મુક્ત થઇ અમૃત સુખનો અનુભવ લે.”

અર્જુને પૂછ્યું;— “મનુષ્ય ત્રિગુણાતીત થયો એ શા ઉપરથી જાણવું? ત્રિગુણાતીત થવાનો ઉપાય શો?” શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;— “સત્ત્વ, રજ અને તમ એનાં પરિણામ રૂપ પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ એ દૂર થવાની પણ જે ઇચ્છા કરતો નથી કિંવા એ આવ્યાથી પણ જે ખેદ માનતો નથી, ગુણ પ્રવર્તે છે એ જાણી ઉદાસીનપણે જેનું ચિત્ત ચંચલ થતું નથી, સુખ-દુઃખ, મૃત્તિકા-સુવર્ણ, પ્રિય-અપ્રિય, નિંદા-સ્તુતિ, માન-અપમાન, મિત્ર-શત્રુ એમને સરખા માની સર્વ કર્મોનો જે ત્યાગ કરે છે તે ત્રિગુણાતીત જાણવો. અર્જુન! ત્રિગુણાતીત થવાનો ઉપાય મારી અવ્યભિચારિણી

ભકિત જ છે. જે ભકિતયોગથી મારી ઉપાસના કરે છે તે જ ગુણોને ઓળંગી બ્રહ્મભાવને પહોંચે છે. કારણ, અમૃત અને અવ્યય એવા બ્રહ્મનું અર્થાત્ શાશ્વત ધર્મ અને એકાંતિક સુખનું અધિષ્ઠાન હું જ છું ( ભગ૦ અ૦ ૧૪ ).

'ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ–પરબ્રહ્મ, પ્રકૃતિ–પુરુષ અને ગુણવિભાગ એમનું પૂર્વાચાર્યોએ કહ્યા પ્રમાણે વર્ણન કરી, તે વિવેચનને સોનાના કળસ પ્રમાણે શોભનારો પોતાનો સમારોપ જોડતાં શ્રીકૃષ્ણ વળી બોલ્યા;—' આ સંસાર ઉપર વેદોએ એક સુંદર રૂપક કર્યું છે. ' આ સંસારરૂપી વૃક્ષ અશ્વત્થ એટલે આવતીકાલ પર્યંત પણ ટકનારો ન હોઇ અવ્યય અથવા અવિનાશી છે, અને એનાં મૂળીયાં ઉંચે ગયેલાં હોઈ તેની શાખાએ ( ડાળીએ ) નીચે આવેલી છે. ' અર્જુન ! આ રૂપકને વળી પણ વધારી શકાય. ' આ વૃક્ષને વેદોની ઋચા એ લીલાંછમ પાંદડાં લાગેલાં છે, આ વક્ષનું જેને ખરું જ્ઞાન થયું છે તે જ વેદનો અર્થ જાણે છે. એની ડાળી નીચે આવી, ફરી ઉંચે ગયેલી છે, અને તેને ગુણરૂપી દોરીઓથી જોર આવેલું છે. તે ડાળીઓને વિષયોરૂપી લાલ કુળાં પલ્લવો ફુટેલાં છે. અને તેને કર્માનુસાર નીચે મનુષ્ય લોકમાં જનારાં મૂળ ફરી ફુટેલાં છે. તેમ જ આ વૃક્ષનું રૂપ મુદ્દલ દેખાતું જ નથી, અને તેનો આદિ, અંત કિંવા મધ્ય લક્ષમાં આવતો નથી. નીચે મૂળ ઉગવાથી અધિક મજબુત થયેલા આ વૃક્ષને અસંગરૂપી દૃઢ શસ્ત્રથી છેદી નાંખવું જોઇયે, અને પછી, જેનાથી આ પુરાણ સનાતન વૃક્ષ પ્રસૃત થયો તેને જ હું શરણ જાઉં છું આવી ભાવના ધરી જે પદને પામતાં પુનરાવૃત્તિ થતી નથી તે પદનો શોધ કરવો જોઇયે. (૫) અર્જુન ! તે પરમપદને સૂર્યનો પણ પ્રકાશ પહોંચતો નથી, અને ચંદ્રનો પણ પહોંચતો નથી. તો પછી અગ્નિની તો વાત જ શી ? તે મારું તેજોરૂપી પરમ ધામ છે; ત્યાં ગયા પછી મનુષ્ય ફરી પાછો ફરતો નથી. ' આ સંસારમાં પણ હું જ ભરેલો છું. ' મારો જ સનાતન અવિનાશી અંશ જીવરૂપે આ જીવલોકમાં છે; તે પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠું મન આવાં પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં ' ડણાં ગળામાં ' ઘાલી ફરે છે. જીવ, શરીરમાં જે પ્રવેશ કરે છે કિંવા શરીરમાંથી બહાર નિકળે છે, તે આ ડણા સાથે, જેમ વાયુ પદાર્થમાંથી વાસ લઇ નિકળે છે તે પ્રમાણે જાય છે. ( ૯ ) શરીરમાંથી જીવ-

કિંવા શરીરમાં રહી ઇન્દ્રિયોએ કરીને ગુણોની સહાયતાથી વિષયોનો ઉપભોગ લેતાં અજ્ઞ લોકોને આ જીવ દેખાતો નથી. જ્ઞાનથી જોનારા વિદ્વાન્ મનુષ્યને જ ફક્ત આ દેખાય છે. યોગી પણ પ્રયત્ન કરતાં પોતામાં જ રહેનારા આ જીવને જોઇ શકે છે, પરંતુ જે યુક્તચિત્ત નથી તેને પ્રયત્ન કરતાં પણ આ જીવ દેખાઇ શકાતો નથી. ' અસ્તુ; સજીવ સૃષ્ટિમાં જેવો હું છું; તે પ્રમાણે આ જડ સૃષ્ટિમાં પણ હું જ છું.' જે તેજ સૂર્યમાં રહી જગતને પ્રકાશિત કરે છે, જે ચંદ્રમાં અને તદનંતર અગ્નિમાં રહે છે તે તેજ મારૂં જ છે. પૃથ્વીમાં પ્રવેશ કરી હું મારી પોતાની શક્તિથી સર્વ ભૂતોને ધારણ કરૂં છું; અને જલરૂપી સોમ થઇ સર્વ ઔષધિનું પોષણ હું જ કરૂં છું. પ્રાણીઓના જડ દેહમાં રહેલો વૈશ્વાનર અગ્નિ પણ હું જ છું, અને પ્રાણાપાન વાયુ હું જ છું અને તેમની સહાયતાથી તે અગ્નિને પ્રદીપ્ત કરી હુ જ ચતુર્વિધ અન્ન પચન કરૂં છું. ' અગ્નિરૂપ શિવાય ' પ્રત્યેકના હૃદયમાં સદસદ્વિવેકરૂપથી રહેનારો ઇશ અને મસ્તકમાં બુદ્ધિરૂપે રહેનારો હું જ છું. ' બુદ્ધિના જે ક્રમે વધતાં સ્વરૂપો ' સ્મૃતિ, જ્ઞાન અને વિવેકતા છે; એ મારી પાસેથી જ પ્રાપ્ત થાય છે. સર્વ વેદોથી જેનું જ્ઞાન થાય છે તે હું જ છું; અને વેદોનું રહસ્ય કહેનાર અને વેદ જાણનાર પણ હું જ છું. સારાંશ, ' દ્વન્દ્વ ભેદને અનુસરી સાંખ્યશાસ્ત્રે પ્રકૃતિ અને પુરુષ આવી બે કોટિઓ કહી ' પણ વસ્તુતઃ આ જગતમાં ક્ષર અને અક્ષર એવા બે પુરુષ છે. સર્વ પ્રાણી એ ક્ષર છે, અને ભિન્ન દેખાતા જડમાં રહેનાર અક્ષર છે. આ ક્ષર-અક્ષર પુરુષ કરતાં પણ ઉત્તમ અથવા વરિષ્ઠ " ત્રીજો " પુરુષ છે; તેને પરમાત્મા કહે છે. તે અવ્યય ઇશ્વર આ લોકત્રયને વ્યાપી તેને ધારણ કરે છે! અર્જુન ! જે અર્થે હું ક્ષરથી પણ પેલી તરફ છું, અને અક્ષરથી પણ પેલી તરફ છું અથવા ઉત્તમ છું તે અર્થે મને લોકમાં અને વેદમાં પુરુષોત્તમ કહે છે. જે પુરુષ ભ્રાંતિરહિત થઇ મને આ પ્રમાણે પુરુષોત્તમ જાણે છે, તેને સર્વ વસ્તુનું યથાર્થ જ્ઞાન થવાથી સર્વ સ્વરૂપે તે મારી ભક્તિ કરે છે. ' સાંખ્યાદિ શાસ્ત્ર કરતાં પણ ' ગુહ્યતમ એવું આ શાસ્ત્ર મ્હેં તમે કહ્યું છે. એ બુદ્ધિમાન્ મનુષ્યે જાણ્યું એટલે તેની ઇતિકર્તવ્યતા સંપૂર્ણ થાય છે ( ભગ૦ અ૦ ૧૫ ).

' પુરુષોત્તમ—યોગને પામવાની યોગ્યતા અર્જુનની ખાસ છે આવી

તેની ખાત્રી કરવા માટે, કિંબહુના તેનાસરખો સંસારમાં સદાચરણથી ચાલનાર મનુષ્ય પણ આખરે મોક્ષને પામે છે એ તેના મન ઉપર ઠસાવવા માટે' શ્રીકૃષ્ણે કહ્યું;—' જે પ્રમાણે સત્ત્વ, રજ, તમ એનાથી સૃષ્ટિ ત્રિધા ભિન્ન છે તે જ પ્રમાણે દૈવી અને આસુરી સંપત્તિ આ બે સ્વભાવથી પણ સૃષ્ટિ દ્વિધા છે.' સંકટના પ્રસંગે નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધતા અને જ્ઞાનયોગમાં નિશ્ચલતા, તેમજ દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને ઋજુતા, અહિંસા, સત્ય, અક્રોધ, ફલનો ત્યાગ, શાંતિ, સુષ્ટુપણું સર્વ ભૂતોના સંબંધમાં દયા, વિષયોમાં લંપટ ન થવું, મૃદુતા, લોકલજ્જા, સ્થિરતા, તેજ, ક્ષમા ધૈર્ય, શુચિર્ભૂતપણું, અદ્રોહ અને ફોકટીયા માનનાં સંબંધમાં નિરિચ્છતા, આ ગુણ દૈવી સંપત્તિ લઇ જન્મે આવેલ મનુષ્યમા રહે છે. એનુ ઉલટ દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરપણું અને અજ્ઞાન એ ગુણ આસુરી સંપત્તિની વ્હેંચણીમાં આવેલા છે. દૈવી સંપત્તિ મોક્ષને પમાડનારી છે અને આસુરી સંપત્તિ બંધનમાં નાંખનારી છે. અર્જુન ! તું ચિંતા કર નહિ. તું દૈવી સંપત્તિ લઇ જન્મે આવેલો છે. ' પાંચ ગામ ઉપર તૃપ્ત થઇ તું લાખો જીવોને બચાવવા માટે તૈયાર થયો હતો; એટલી વાત તારી દૈવી સંપત્તિ સિદ્ધ કરવા માટે પુરતી છે. આ લોકમાં મનુષ્યો ઉપજતાં જ બે પ્રકારનાં હોય છે. દૈવી કિંવા આસુર. દૈવી સ્વભાવનું વર્ણન પૂર્વે વિસ્તારથી કર્યું. આસુરનું વર્ણન થોડું કર્યું; તે ફરી સાંભળ—આસુરી સ્વભાવના લોક પ્રવૃત્તિ અને નિવૃત્તિ એને બિલકુલ ઓળખતા નથી; અને શુદ્ધતા, આચાર કિંવા સત્ય એને જાણતા નથી. જગત્ અસત્ય છે, તેને પ્રતિષ્ઠા એટલે કાંઇ પણ આધાર નથી, અર્થાત્ આ લોક શિવાય કાંઇ નથી, તેનો કોઇ ઈશ્વર નથી કિંવા શાસ્તા નથી, એનો કોઇ કર્તા નથી, તે ચાર સ્વતંત્ર પરમાણુનું બનેલું છે. સારાંશ, આ લોકનો કેવળ ઉપભોગ, આ જ હેતુ છે, એમ આ લોક માને છે. આવું એમનું તત્ત્વજ્ઞાન હોવાથી એ દુષ્ટ લોક દુષ્પૂર કામની પાછળ લાગી દંભ, માન, મદથી ગ્રસ્ત થઇ, આયુષ્યની ઇતિકર્તવ્યતા બળતી જ સમજી કેવળ દુર્વર્તન કરે છે. કેવળ મરણપર્યંતની જ અપરિમેય ચિંતા કરી અન્યાયથી કામભોગ માટે દ્રવ્યસંચય કરે છે. આજ આ મેળવ્યું,—કાલ આ વળી મેળવીશું, આ જ આ શત્રુ માર્યો, કાલ તે મારીશું;

આવો સંકલ્પ કરે છે; હું ઈશ્વર, હું ભોગી, હું બલવાન્, હું સુખી, હું શ્રીમંત, હું કુલીન, મારી બરોબરી કરનારો બીજો કોણ છે? હું અમુક યજ્ઞ કરીશ, હું તે દાન કરીશ, હું તે ઉત્સવ કરીશ, આવા દંભના પુંછ-વાડા મારી કેવળ કામભોગમાં પ્રસક્ત થાય છે; અને છેવટે નરકમાં પડે છે. પોતાને જ મોટા સમજી ધન અને માનના ગર્વથી ઉન્મત્ત થઈ શાસ્ત્રવિધિ છોડીને કેવળ નામનો યજ્ઞ કરે છે. અહંકાર, બલ, દર્પ, ક્રોધ એના ઉપર સ્વાર થયાથી પોતાના હૃદયમાંના આત્માના સદુપદેશને કિંવા બીજાના ઉપદેશને ન ગણકારતાં એ મારો દ્વેષ અને અવહેલના કરે છે. આવા નરાધમોને હુ આસુરી યોનિમાં જ વારંવાર નાખું છું. જન્મોજન્મ આસુરી યોનિમાં ઉત્પન્ન થવાથી તે ઉત્તરોત્તર અધોગતિએ જ જાય છે. મને પ્રાપ્ત થતા નથી. અર્જુન! 'તને મથિતાર્થ કહું છું.' કામ, ક્રોધ અને લોભ એ નરકના ત્રણ દરવાજા હોઈ આ લોકમાં પણ આત્માનો નાશ કરનારા છે. એટલા માટે સંસારીઓએ એમનો ત્યાગ કરવો જોઈએ. આ નરક-દ્વારથી મુક્ત થયેલ સંસારી પોતાના કલ્યાણનો જ માર્ગ સ્વીકારે છે; અને અંતે પરમ ગતિને પામે છે. સંસારીને પોતાના કલ્યાણનો માર્ગ સ્વીકારવાનું સાધન શાસ્ત્ર છે. શાસ્ત્રવિધિને એટલે ધર્મ, નીતિ અને વ્યવહારની આજ્ઞાને છોડીને જે કેવળ સ્વેચ્છાથી મરજી મુજબ આચરણ કરે છે, તેને આ લોકમાં જય કિંવા સુખ મળતું નથી અને પરલોકમાં પણ પરમ ગતિ મળતી નથી. એટલા માટે કર્તવ્ય શું અને અકર્તવ્ય શું એ ઠરાવવાનું સાધન-શાસ્ત્ર છે. શાસ્ત્રવિધિથી યુક્ત હોય તે કર્મ તું કર (ભગ૦ અ૦ ૧૬).

'શાસ્ત્ર બરોબર સમજવું કદી કદી કઠિણ હોય છે એવા પ્રસંગે શાસ્ત્રને છોડી આચરણ થવાની બ્હીક છે, એ મનમાં આવ્યાથી' અર્જુને પ્રશ્ન કર્યો;— "જે શાસ્ત્રવિધિને છોડી, પણ શ્રદ્ધાથી, યજ્ઞાદિ કર્મો કરે છે તેની નિષ્ઠા સાત્ત્વિક કિંવા રાજસ કે તામસ?" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો કે, "શ્રદ્ધા જ પોતે સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારની હોય છે. અને તે ઉપજતાં જ સ્વભાવ સાથે આવે છે. શ્રદ્ધા સ્વભાવાનુરૂપ જુદા જુદા પ્રકારની હોય છે અને જેવી શ્રદ્ધા હોય છે તેવું મનુષ્ય આચરણ કરે છે. કિંબહુના મનુષ્ય શ્રદ્ધારૂપ જ હોય છે. સાત્ત્વિક શ્રદ્ધાના લોક દેવોનું

યજન કરે છે; રાજસ, યક્ષ-રાક્ષસોનું અને તામસ ભૂત–પિશાચોનું (૫–૬). 'શ્રદ્ધા અંતઃકરણનો ધર્મ છે, અને અંતઃકરણ સ્વાભાવાનુરૂપ હોય છે એટલું જ નહિ પણ " अन्नमयं हि सोम्य मनः " આ સિદ્ધાન્ત પ્રમાણે આહારાનુરૂપ બદલાય છે, એટલામાટે આહાર શુદ્ધ અને સાત્ત્વિક હોવો જોઈએ " (૮–૯–૧૦). યજ્ઞ, દાન અને તપ એ પણ ત્રણ પ્રકારનાં હોય છે ફલાકાંક્ષા છોડી કરેલો યજ્ઞ સાત્ત્વિક હોય છે; ફલની ઇચ્છાથી કિંવા દંભ માટે કરેલો યજ્ઞ રાજસ હોય છે; અને કેવળ અશ્રદ્ધાથી કરેલો તામસ હોય છે. 'તપ કાયિક, વાચિક અને માનસિક આમ ત્રણ પ્રકારનું છે.' દેવ, બ્રાહ્મણ, ગુરુ, સજ્જન એમની સેવા કરવી, શુચિર્ભૂતતા રાખવી, બ્રહ્મચર્ય રાખવું અને હિંસા છોડવી એ શરીરનું તપ છે. કઠોરપણાથી ઉદ્વેગ ન કરનારું, સત્ય, પ્રિય અને હિતકર ભાષણ હમેશ બોલવું એ વાણીનું તપ છે. પ્રસન્નતા, સૌમ્યપણું, ઈશ્વરનું ભજન, મનનો નિગ્રહ, અને શુદ્ધ ભાવ સદોદિત રાખવો એ મનનું તપ છે, આ ત્રણે તપો, ફલની ઇચ્છા છોડી કર્યાં હોય તો તે સાત્ત્વિક થાય છે; લોકમાં પ્રતિષ્ઠા વધારવા માટે, કિંવા દંભથી કર્યાં હોય તો રાજસ થાય છે; અને મૂર્ખ સમજણથી, પોતાના ઉપર જ સંતાપી કિંવા શત્રુના નાશ માટે કર્યાં હોય તો તે તામસ થાય છે. યોગ્ય સ્થાને, યોગ્ય કાળે, યોગ્ય પાત્રે, પ્રત્યુપકારની ઇચ્છા ન રાખતાં કેવલ દાન આપવાની બુદ્ધિથી આપેલું દાન સાત્ત્વિક સમજવું. પાછો ફાયદો મેળવવાના હેતુથી કિંવા બીજા ફલની ઇચ્છાથી કંટાળીને આપેલું દાન તામસ કહેવાય. અને ગાળો દઈ કિંવા ધિક્કારીને, કિંવા અયોગ્ય દેશ–કાલ–પાત્રે આપેલું દાન તામસ કહેવાય. 'યજ્ઞ, દાન અને તપ નિર્દોષ થવા માટે એક યુક્તિ કહું છું.' ओम् तत् सत ' આવો બ્રહ્મનો ત્રણ પ્રકારનો નિર્દેશ છે. 'ओम् तत सत' આમ કહી બ્રહ્મવાદી ફલની આશા ન રાખતાં યજ્ઞ,તપ અને દાન કરે છે. એટલા માટે 'ओम् तत्सद्‌ब्रह्मार्पणमस्तु' આવા નિર્દેશથી યજ્ઞ, દાન, તપ કિંવા તદર્થે કોઈ પણ પ્રકારનું કર્મ શ્રદ્ધાથી બ્રહ્મને અર્પણ કર્યું હોય તો સર્વ દોષ નષ્ટ થાય છે અને તે કર્મ સફલ થાય છે એ લક્ષમાં રાખ. જેને શ્રદ્ધા જ ન હોય તેણે અશ્રદ્ધાથી કરેલાં વિધિયુક્ત પણ યજ્ઞ, દાન, તપ, કિંવા તદર્થ કર્મો આ લોકમાં કિંવા પરલોકમાં કાંઈ જ કામનાં નથી એ જૂદું કહેવાની જરૂર નથી (ભ૦ અ૦ ૧૭).

'સર્વ કર્મોનો ત્યાગ કરી સંન્યાસ લેવો, આ જ પરમ પુરુષાર્થ છે આવી અર્જુનની મૂળ સમજણ હતી. તે શ્રીકૃષ્ણના એકંદર ભાષણથી, વિશેષત: યજ્ઞ-દાન તપાદિ કર્મો પણ શ્રદ્ધાથી બ્રહ્માર્પણ કર્યાં હોય તો મોક્ષ-દાયક થાય છે. આ છેવટના વાક્યથી દૂર થઇ. તો પણ, આ આપણી નવી સમજણ ખરી કે ખોટી એનો નિશ્ચય કરી જોવા માટે' અર્જુને પ્રશ્ન કર્યો; —"સંન્યાસનું તત્ત્વ જાણવાની મને ઇચ્છા છે; અને ત્યાગનું પણ તત્ત્વ ભિન્ન હોય તો તે સમજવા ઇચ્છું છું" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;—"જ્ઞાની લોક કામ્ય-કર્મ એટલે કામના-ઇચ્છાથી કરેલું કર્મ છોડવું એને સંન્યાસ કહે છે; અને સર્વ કર્મોનાં ફલનો ત્યાગ કરવો એને ત્યાગ કહે છે. સારાંશ, ત્યાગ અને સંન્યાસ તત્ત્વત: એક જ છે. કેટલાક તત્ત્વવેત્તા કર્મો દોષ ઉત્પન્ન કરનારાં; પુણ્ય કર્મ હોય તો પણ બંધન જ ઉત્પન્ન કરનારાં છે. એટલા માટે સર્વ કર્મ છોડવાં એમ કહે છે; પણ બીજા યજ્ઞ, દાન અને તપ છોડવાં નહિ એમ કહે છે. અર્જુન! આ પ્રશ્ન સંબંધે મારો નિશ્ચયરૂપી સિદ્ધાન્ત સાંભળ. યજ્ઞ, દાન અને તપ એ કર્મો ત્યાજ્ય નથી માટે તે જરૂર કરવાં. કારણ, યજ્ઞ દાન તપ એ મનને પવિત્ર કરનારાં છે. પણ આ સુદ્ધાં કર્મો સંગ છોડી ફલની ઇચ્છા ન રાખતાં કરવાં આવો મારો ઉત્તમ મત છે. નિત્ય અને અવશ્ય કર્મોનો ત્યાગ તો શક્ય જ નથી. આવાં કર્મોનો ગાંડપણથી ત્યાગ કરવો એને જ તામસ-ત્યાગ કહે છે. સુખકર કર્મો હોય તેટલાં કરી દુ:ખે થનારાં કર્તવ્ય-કર્મો છોડવાં એને રાજસ-ત્યાગ કહે છે. તેનાથી કોઈ પણ પ્રકારનું ફલ મળતું નથી. કર્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલાં કર્મો, સંગરહિત થઈ ફલની ઇચ્છા છોડી કરવાં આ ત્યાગને સાત્ત્વિક ત્યાગ કહે છે. સાત્ત્વિક ત્યાગ કરનાર સંશયરહિત બુદ્ધિમાન્ પુરુષ દુ:ખકર કર્તવ્ય-કર્મો છોડી દેતો નથી, કિંવા કર્તવ્ય સુખકર જાણી તેમાં રમમાણ થતો નથી. સારાંશ, સર્વતોપરિ કર્મોનો ત્યાગ કરવો એ, દેહ છે ત્યાં સુધી મનુષ્યને શક્ય નથી. એટલા માટે જે, કર્મ-ફલનો ત્યાગ કરે છે તે ત્યાગી જાણવો. કર્મોનાં ફલ અનિષ્ટ ઇષ્ટ કિંવા મિશ્ર એવાં ત્રણ પ્રકારનાં છે; પણ તે કોને માટે? જેણે ફલનો ત્યાગ કર્યો નથી તેને માટે. જેણે ફલોનો ત્યાગ કર્યો છે એવા મનુષ્યને આ ત્રણે ફલો સરખાં જ છે. સર્વ કર્મોની સિદ્ધિને માટે પાંચ વાત કારણીભૂત છે, એવું સર્વ પ્રશ્નોનો નિશ્ચય કરનારા સાંખ્ય તત્ત્વજ્ઞાનમ

કહેલું છે. 'તે કારણ કયાં તે સાંભળ.' અધિષ્ઠાન, કર્તા, જૂદાં જૂદાં સાધનો, જૂદી જૂદી ચેષ્ટાઓ અને પાંચમું, દૈવ અથવા ઇશ્વરી ઇચ્છા. 'ખેતર ઉત્તમ જોઇએ, ખેતી કરનાર હુંશિયાર જોઇએ, હળ, બી, ઇત્યાદિ ખેતીનાં સાધનો ઉત્તમ જોઈએ, મહેનત સારી કરવી જોઇએ, અને છેવટે વર્ષાદ ઉત્તમ પાડવો જોઇએ, અર્થાત્ દૈવ સારૂં જોઇએ, તો ખેતી ઉત્તમ થાય. આ દષ્ટાંત અહીંયાં સંપૂર્ણ છે.' શરીર, વાચા કિંવા મન એનાથી મનુષ્ય જે જે કર્મો કરે છે—પછી તે ન્યાય્ય કિંવા તદ્વિપરીત અન્યાય્ય હો—તેની સિદ્ધિને આ પાંચ બાબતો કારણીભૂત છે. આ પાંચ વાત સિદ્ધિમાટે કારણીભૂત હોતાં છતાં, કર્તા કેવળ પોતાની જ શેખી મૂર્ખપણાથી મારે તો તેને યોગ્ય દષ્ટિ આવી નથી, એમ જ કહેવું જોઇએ. જે મનુષ્યને કર્તાપણાનો અહંકાર નથી, અને જેની બુદ્ધિ ફલમાં લિપ્ત થઈ નથી, તેણે સર્વ જગતને ઠાર માર્યું તો પણ તે કોઇને મારતો નથી, અને બંધનમાં પણ પડતો નથી (૧૮). અસ્તુ; ત્યાગ જેમ ત્રિવિધ છે, તેમ કર્તા ત્રિવિધ છે, જ્ઞાન પણ ત્રિવિધ છે. તેમ જ કર્મ, બુદ્ધિ, ધૃતિ અને સુખ એ ત્રિગુણથી ત્રિવિધ છે (૨૦–૩૯). સારાંશ, આ પૃથ્વી ઉપર કિંવા દેવલોકમાં દેવોમાં, એવી કોઇ પણ વસ્તુ નથી, કે જે આ ત્રિગુણમાંથી છૂટેલી હોય. તે જ પ્રમાણે સ્વભાવથી ઉત્પન્ન થયેલા આ ગુણોથી બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એનાં પણ કર્મો ભિન્ન છે. શમ, દમ, તપ, શુચિર્ભૂતતા, ક્ષમા, ઋજુતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એ બ્રાહ્મણનાં સ્વભાવોત્પન્ન કર્મો છે. શૌર્ય, તેજ, ધૈર્ય, દક્ષતા, યુદ્ધમાં અપલાયન, દાન, ઇશ્વર-ભાવ અર્થાત્ રાજ્ય કરવું આ બાબતો ક્ષત્રિયોનાં સ્વાભાવિક કર્મો છે. કૃષિ, ગાય–બળદોનું પાલન અને વ્યાપાર એ વૈશ્યોનાં સ્વભાવોત્પન્ન કર્મો છે; અને શૂદ્રોનું સ્વાભાવિક કર્મ સેવા છે. પોતપોતાની જાત્યનુસાર કર્મ કરીને પણ મનુષ્યને સંસિદ્ધિ અથવા મોક્ષ મળે છે. તે કેવી રીતે એ હું તને કહું છું. જે પરમેશ્વરે સર્વ ભૂતોની 'જાતિસહિત' ઉત્પત્તિ કરેલી છે; તે પરમેશ્વરને સ્વકર્મો અર્પણ કરતાં પણ કોઇ પણ જાતિમાં મનુષ્યને સિદ્ધિ મળે છે. 'અર્જુન! તારૂં ક્ષાત્રજ સ્વાભાવોત્પન્ન કર્મ, યુદ્ધમાં અપલાયન એ છે; તે જ તું પરમેશ્વરને અર્પણ કરી બજાવ. એટલે તેથી જ તું મોક્ષને પામીશ.' સ્વધર્મ વિગુણ જણાય તો પણ તે પર ધર્મ

ઉત્તમ કર્યાં કરતાં પણ અધિક શ્રેયસ્કર છે. કારણ, સ્વભાવપ્રાપ્ત કર્મ કરતાં કદી પણ પાપ લાગતું નથી. સ્વભાવોત્પન્ન કર્મ સદોષ હોય તો પણ છોડવાં નહિં. કારણ, પ્રત્યેક ધર્મનો આરંભ, જેમ અગ્નિનો આરંભ ધૂમથી વ્યાપ્ત હોય છે તેમ દોષથી વ્યાપ્ત હોય છે જ. સારાંશ, કોઇ પણ ઠેકાણે આસક્ત ન થતાં મનનો જય કરી ઇચ્છા છોડી એટલે આ ઇચ્છાના સંન્યાસથી નૈષ્કર્મ્યની જ સિદ્ધિ મળે છે. આ સિદ્ધિ મળી એટલે બ્રહ્મ કેમ પ્રાપ્ત થાય છે અને જ્ઞાનની પરમ નિષ્ઠા કઇ એ હું તને 'ફરી' થોડામાં કહું છું. શુદ્ધબુદ્ધિ થઇ, ધૈર્યથી મન સિદ્ધ કરી, શબ્દાદિ વિષય છોડી, રાગ-દ્વેષનો નાશ કરી, એકાંત જગામાં જઇ, લઘુ આહારનું સેવન રાખી, શરીર, વાચા અને મન એનું નિયમન કરી ધ્યાન-યોગમાં મગ્ન થવું અને વૈરાગ્યનો આશ્રય કરી અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહ છોડવો, એટલે મનુષ્ય શાંત થઇ બ્રહ્મભાવને પહોંચે છે. મનુષ્ય બ્રહ્મભાવને પહોંચ્યો એટલે પ્રસન્ન ચિત્તથી શોકરહિત અને ઇચ્છારહિત થાય છે, સર્વ ભૂતોમાં સમદૃષ્ટિ થાય છે અને તેમનામાં મારી પરમ ભક્તિ ઉત્પન્ન થાય છે. આ ભક્તિથી તેમને મારૂં યથાર્થ જ્ઞાન થાય છે અને આ જ્ઞાનથી તે મારામાં સમાવિષ્ટ થાય છે. 'અર્જુન! સંન્યાસી અને યોગી એમની જેમ પાયરી પાયરીએ ગતિ છે.' પણ સર્વ પ્રકારનાં કર્મો કરીને પણ જે મારો આશ્રય કરે છે, તે મારી કૃપાથી શાશ્વત અને અવ્યય પદને પહોંચે છે. એટલા માટે અર્જુન! તું સર્વ કર્મો મને અર્પણ કરી મત્પરાયણ થા; અને બુદ્ધિયોગનો આશ્રય કરી મારામાં ચિત્ત પરોવ એટલે મારી કૃપાથી તું સર્વ સંકટમાંથી તરી જઇશ. હવે, અહંકારના ફાંદામાં પડી તું મારૂં કહેલું નહિ સાંભળે તો તું સર્વથા નાશ પામીશ. અહંકારનો આશ્રય કરવાથી યુદ્ધ કરવું નહિ એમ તને 'હમણાં' લાગે છે; પણ તારો આ નિશ્ચય વ્યર્થ છે. તારી પ્રકૃતિ જ તને યુદ્ધ કરવા લગાડે છે. ક્ષત્રિયનાં કર્મોથી તું બંધાયેલો છું. ગાંડપણને લીધે તું અત્યારે જે કરવાને ઇચ્છતો નથી તે તારો સ્વભાવ તને મુશકેટાટ બાંધી તારી પાસે 'ભળતી વખતે' કરાવશે. ઇશ્વર પ્રાણી માત્રના હૃદયમાં વાસ કરી તેમને યંત્રારૂઢ પ્રમાણે પોતાની માયાથી ફેરવે છે. તેમને જ તું સર્વસ્વ-ભાવે શરણે જા, એટલે તેમની કૃપાથી તું શાશ્વત પરમ શાંતિને અને શાશ્વત પરમ સ્થાનને પહોંચીશ.

આ ગુહ્ય કરતાં પણ ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું, એનો તું પૂર્ણ વિચાર કર અને જે તને યોગ્ય લાગે તે કર. ફરી સર્વ ગુહ્ય કરતાં પણ ગુહ્યતમ એવું મારૂં ભાષણ સાંભળ. તું મને અત્યંત પ્રિય છે એટલે હું તને હિતકર એવું વચન કહું છું. તું 'સંન્યાસી અથવા યોગી હો, તો' મારામાં મન પરોવ. તારે 'ભક્તિ કરવી હોય તો' મારી ભક્તિ કર, તારે 'યજ્ઞ કરવા હોય તો' મારૂં યજન કર, તારે 'આ ન કરતાં ઇતર કર્મ કરવાં હોય તો' મને ફક્ત નમસ્કાર કર, એમ કરીશ તો, પણ તું મને અત્યંત પ્રિય છે, એ રીતે, પ્રતિજ્ઞા કરી સત્ય કહું છું કે, તું મને જ આવી પહોંચીશ. તાત્પર્ય ધર્મના ઇતર સર્વ પ્રકાર છોડી તું મને એકલાને શરણ જા; જે અનેક પાપોની તને બીક લાગે છે તે સર્વ પાપમાંથી હું તને મુક્ત કરીશ, તું બિલકુલ ચિંતા કરીશ નહિ. આ મારૂં પરમ ભાષણ જે મનુષ્ય તપનશીલ ન હોય, જેને મારા ઉપર ભક્તિ ન હોય અને જેને સાંભળવાની ઇચ્છા ન હોય તેને કદી પણ કહીશ નહિં. જે મારી અવહેલના કરતો હોય તેને તો કહેવાનું કારણ જ નથી. આ પરમ ગુહ્ય જ્ઞાન જે કોઇ મારા ભક્તને કહેશે તે મારી શુશ્રૂષા કરવાથી મારા જ પદને પામશે. (૬૯–૭૧) અર્જુન! મ્હેં કહેલાં આ સર્વ વચન ત્હેં એકાગ્ર ચિત્તથી સાંભળ્યાં શું? અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી તારી ભ્રાંતિ દૂર થઈ શું?" અર્જુને ઉત્તર આપ્યો;— "દેવાધિદેવ શ્રીકૃષ્ણ! મારો ભ્રમ દૂર થયો. તારી કૃપાથી હું ઠેકાણે આવ્યો. મારા સર્વ સંશય દૂર થયા. તારૂં વચન માન્ય કરવાને હું તૈયાર છું." અહીંયાં આ શ્રીકૃષ્ણ–અર્જુનનો શરીરને રોમાંચિત કરનારો અદ્‌ભુત દિવ્ય સંવાદ પૂરો થયો. આ અદ્‌ભુત સંવાદ પુનઃ પુનઃ સ્મરણ થઇ સંજયના અંગ ઉપર જેમ હર્ષથી રોમાંચ ઉભાં રહે છે, તે પ્રમાણે તે વારંવાર વાંચી અને મનન કરી કથા વાચકને નવો નવો આનંદ પ્રાપ્ત થશે નહિ? અને જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધર પાર્થ એકમત થયા, ત્યાં શ્રી, વિજય, ઐશ્વર્ય અને શાશ્વત નીતિ એ રાખેલી જ છે, એ કોણ કબૂલ કરશે નહિ (ભગ૦ અ૦ ૧૮).



# श्रीकृष्ण—चरित्र.



## युद्धपर्व.



શ્રીકૃષ્ણનો અને અર્જુનનો આ સંવાદ સરાસરી કલાક બે કલાક ચાલ્યો હતો. * આટલી વાર બરાબર યુદ્ધ પ્રસંગે રણમેદાનના મધ્યભાગમાં સંવાદ ચાલવો શક્ય નથી, એમ કેટલાકને લાગે છે અને તેઓ પ્રશ્ન પૂછે છે કે, કૌરવ-પાંડવો તરફના બાકીના સર્વ લોક તટસ્થ રહી જોઇ રહ્યા હતા કે શું? કિંવા રંગભૂમિ ઉપર જે પ્રમાણે બોલનારાં પાત્રો શિવાય ઇતર પાત્રો અટકચાળાં કરતા વખત ગુમાવે છે તે પ્રમાણે ઇતર લોક ગાંડા સરખા રણભૂમિઉપર બોલતા કિંવા ફરતા હતા કે શું? પરંતુ આવા પ્રશ્ન પોતાની સંકુચિત કલ્પનાને લીધે ઉત્પન્ન થાય છે એ લક્ષમાં રાખવું જોઇએ. લઢાઇનું મેદાન સાધારણ લઢાઇઓના ઠેકાણા સરખું ન્હાનું નહોતું, કિંવા એકઠાં થયેલાં માણસો સાધારણ લઢાઇઓ પ્રમાણે દસ પાંચ હજાર નહોતાં; પરંતુ એક બાજુએ અગીઆર અક્ષૌહિણી † તો બીજી બાજુએ સાત એકઠી થયેલી હતી; અર્થાત્ યુદ્ધ કરનારાઓની સંખ્યા પચાસ લક્ષ ઉપર ગયેલી હતી. આ પ્રચંડ સૈન્યનાં મોંઢાં ઓછામાં ઓછા દસ બાર ગાઉ ફેલાયલાં હોવાં જોઇએ, અને બન્ને સૈન્ય વચ્ચેનું અંતર એક ગાઉનું તો ખાસ હોવું જોઇએ. અર્જુનનો રથ કૌરવ સૈન્ય પાસેથી માઇલ પોણો માઇલ દૂર ઉભો હતો

---

* આની સત્યતા આ પુસ્તકમાંનું ભાષાંતર વાંચવાને કેટલો વખત લાગે છે એના ઉપરથી વાચકના ધ્યાનમાં આવશે.

† એક અક્ષૌહિણી એટલે ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથી, ત્રણ ગણા એટલે ૬૫૬૧૦ ઘોડેસ્વાર અને પાંચ ગણું એટલે ૧૦૯૩૫૦ પાયદળ આ હિસાબે સરાસરી ૩ લાખ માણસો એક અક્ષૌહિણીમાં હોય છે.

અને ત્યાંથી દુર્યોધનના નિશાન પાસે એકઠા થયેલા વીર દેખાતા હતા, પરંતુ કૃષ્ણ–અર્જુનનું ભાષણ તેમના સાંભળવામાં આવતું નહોતું. પરસ્પરનાં સૈન્યોના વિભાગની માંડણી ચાલૂ હતી અને ઘોડા ઉપરના ભાલાદાર યુધિષ્ઠિર અને દુર્યોધનના નિશાન પાસે એકઠા થયેલા સેનાપતિઓના હુકુમ સૈન્યના જૂદા જૂદા ભાગમાં પહોંચાડતા હતા. અર્જુનનો રથ કલાકભર રણમેદાનના મધ્ય ભાગમાં ઉભો હતો, પણ તેનું કોઇને આશ્ચર્ય લાગતું નહોતું; કારણ, સર્વ સૈન્યની ટેહેલણી કરી, સૈન્યો વચ્ચેના સપાટ મેદાનમાંનાં અનેક ગામોનું નિરીક્ષણ કરી, યુદ્ધનો ક્રમ ઠરાવવો એ દસ પાંચ મિનિટનું કામ નહોતું. હાલની અને પહેલાંની મોટી મોટી લઢાઇઓનાં વર્ણન વાંચતાં એ જ જણાઇ આવે છે કે, વિરુદ્ધ સૈન્યો પરસ્પરના દૃષ્ટિપથમાં આવ્યા પછી પણ પ્રત્યક્ષ યુદ્ધ શરૂ થતાં પહેલાં કેટલાક કલાક કિંબહુના પ્રહર બે પ્રહર ટેહેલણીમાં અને હાલચાલ કરવામાં જાય છે. તેમાં વળી તે કાળ ધર્મયુધ્ધનો હતો અને ઠરાવિક સૂચના શિવાય શસ્ત્ર કિંવા બાણ નખાતાં ન હોતાં. અસ્તુ; અર્જુન ધનુષ્ય–બાણ લઇ યુધ્ધ માટે તૈયાર થયો તે વખતે શ્રીકૃષ્ણે તેનો રથ પાંડવોના સૈન્ય પાસે ઝપાટામાં આણ્યો. બન્ને વીરોને પ્રસન્ન જોઈ પાંડવ સૈન્યે જયની બૂમ મારી અને યુધ્ધની શરૂઆત કરવાની વખત પાસે આવી ઉભી. ત્યાં જે પ્રકારની ભાવનાથી અર્જુનનું મન વિહ્વલ થયું હતું તે જ પ્રકારની ભાવના ધર્મરાજાના પણ મનમાં અન્યરૂપે ઉદ્ભવી અને તે એકાએક કવચ કાઢી રથમાંથી નીચે કુદકો મારી કૌરવ સૈન્ય તરફ પગપાળા જ દોડયા. ધર્મરાજાની આ ચમત્કારિક કૃતિ જોઇ ઇતર પાંડવો રથમાંથી કૂદી પડી તેમની પાછળ દોડયા અને તેમના રથ પણ તેમની પાછળ નિકળ્યા. લાખો જીવોનો નાશ ન કરતાં દ્વંદ્વ-યુદ્ધથી જ વાદનો નિકાલ કરવો અર્થાત્ એક પ્રકારનું દ્યૂત જ ખેલવું આવા વિચારથી તો ધર્મરાજા ગ્રસ્ત થયા નથી ને? આમ પાંડવ તરફના લોકોને લાગ્યું; ત્યારે, ઉન્મત્ત દુર્યોધનને, આ નામનો યુધિષ્ઠિર, ભીષ્મ–દ્રોણ સાથે આવી પડેલા યુદ્ધથી બ્હીી મને શરણે આવે છે એમ લાગ્યું. આ શું? આ શું? આવા બંધુઓએ ઘણા પ્રશ્નો કર્યા પણ ધર્મે ઉત્તર ન આપતાં ઝપાટાબંધ ભીષ્મના રથ તરફ ચાલવા માંડયું અને રથ પાસે પહોચી ભીષ્મના પગ પકડી ગદ્ગદ સ્વરે કહ્યું;–" પ્રિય અને પૂજ્ય દાદા, તમારી સાથે હું નિરુપાયે યુદ્ધ કરૂં છું

માટે મને ક્ષમા કરો, અને મને આશીર્વાદ આપો. તમે ક્રુદ્ધ હશો તો મને જય મળશે નહિ;" આ શબ્દ સાંભળી ભીષ્મનું ગળું ભરાઇ આવ્યું અને બોલ્યા;—"ધર્મ ! તેં આવી મને નમસ્કાર ન કર્યો હોત તો કદાચિત્ મેં તારો અપજય ઇચ્છયો હોત; પણ તું પૂર્ણ ધર્મનિષ્ઠ છે.' यतो धर्मस्ततो जयः ' જા તારો પરાજય થશે નહિ. પુરુષ અર્થનો દાસ છે, અર્થ પુરુષનો દાસ નથી. હું અર્થથી દુર્યોધન સાથે બંધાઈ ગયો છું. મારા કર્તવ્ય તરીકે હું તેના વતી તારી સાથે યુદ્ધ કરૂં છું, તારા દ્વેષથી નહિ; માટે તું જા, અને નિઃશંક મને મારી સાથે યુદ્ધ કર." ધર્મે પિતામહના પગ ઉપર ફરી માથું મૂક્યું અને ત્યાંથી દ્રોણાચાર્યના રથ પાસે જઇ તેમને નમસ્કાર કરી આશીર્વાદ લીધો; અને તેવી જ રીતે કૃપાચાર્ય અને મામા શલ્યને નમસ્કાર કરી તેમના પણ આશીર્વાદ લીધા. પછી પોતાના રથ પાસે પાછાં આવતાં તે મોટા સ્વરે બોલ્યા;— "હું ન્યાયથી યુદ્ધ કરૂં છું એમ મને લાગે છે; મારો મત જેમને પસંદ હોય અને મારી પાસે જેમને આવવું હોય તેમણે આ વખતે જરૂર આવવું. પછી આવવું શક્ય નથી." તે વખતે યુયુત્સુએ દુર્યોધનનો પક્ષ છોડી તરત જ યુધિષ્ઠિરનો પક્ષ સ્વીકાર્યો. ધર્મરાજાએ તેનું અભિનંદન કરી ધૃતરાષ્ટ્રનો એક વંશ પણ શિલક રહેશે એ વિચારથી આનંદ માન્યો. પછી કવચ ધારણ કરી તેમણે રથમાં આરોહણ કર્યું અને સર્વને નમસ્કાર કરી પોતાના સૈન્ય તરફ પ્રયાણ કર્યું. પાંડવોની આ ધર્મશીલતા જોઇ કૌરવ-પાંડવ તરફના ન્હાના મ્હોટા રાજા લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું; કેટલાકોએ પાંડવોને ઉઘાડો ધન્યવાદ આપ્યો, તો સેંકડોની આંખોમાંથી પ્રેમથી અને પ્રશંસાથી અશ્રુ આવ્યાં. થોડી જ વારે બન્ને સૈન્યો એકમેક ઉપર ચાલી આવ્યાં. તુરાઇઓના અવાજથી પરસ્પર ઇશારા થયા અને યુદ્ધની શરૂઆત થઇ.

ભારતીય યુદ્ધની હકીકત આપવી એ આ ગ્રંથનું પ્રયોજન નથી; પણ શ્રીકૃષ્ણે આ યુદ્ધમાં શી કામગિરી કરી એ અહીંયાં આપણે જોવાનું છે. પ્રાચીન કાળમાં હિંદુસ્થાનમાં યુદ્ધશાસ્ત્ર ઘણું જ પ્રગતિએ પહોંચ્યું હતું. સૈન્યના મધ્ય અને પક્ષ એવા વિભાગ તે વખતે પણ હતા. કિંબહુના કોઇ પણ પક્ષનું સ્વરૂપ સૈન્યનું કલ્પી તેણે પર સૈન્ય ઉપર ઝડપ મારવી આવી-વ્યૂહકલ્પના તે વખતે હતી. આ જ કલ્પના 'વિંગ્સ' અથવા

'પક્ષ' આ શબ્દમાં હજુ સુધી પાશ્ચાત્ય યુદ્ધશાસ્ત્રમાં પણ રૂઢ છે. પાંડવો તરફનો મુખ્ય સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન હોઇ અર્જુનને ડાબા કિંવા જમણા પક્ષને જરૂર પડતી મદદ આપવી આમ ઠર્યું હતું. પ્રથમ દિવસે પૂર્વાહ્‌ણે યુદ્ધની શરૂઆત થઇ ત્યારે પાયદળોના પગનો અને શસ્ત્રોનો, ઘોડાઓની પડઘીઓનો અને ખોંખારવાનો, હાથીઓના ઘંટાઓનો અને ચીત્કારોનો, રથોના ગડગડાટનો અને પતાકાઓના ફડફડાટનો, વીરોના સિંહનાદનો અને શંખોનો એકઠો થયેલો ભયંકર શબ્દ પૃથ્વી ઉપરથી જઇ આકાશ સાથે અથડાયો. એટલામાં હાથી હાથી સાથે ભીડયા, રથી રથી સાથે, પાયદળ પાયદળ સાથે અને ઘોડેસ્વાર ઘોડેસ્વાર સાથે; આ પ્રમાણે જૂદાં જૂદાં સૈન્યોનો વિભાગ કેટલાક ગાઉ ફેલાયલો હતો તે એકમેક ઉપર તુટી પડયો, ત્યારે બન્ને બાજુના વીર કસાયલા અને નિશ્ચયી હોવાથી કોઇ પણ સ્થળે પાછા ન પડયા નહીં. આવા ભયંકર યુદ્ધમાં અર્થાત્ જ હજારો હાથી, ઘોડા, રથી અને પાયદળ મરી રણમેદાન થોડી વારમાં રક્તમાંસથી ભરાઇ ગયું. એટલામાં મોટા મોટા રથીઓનાં દ્વંદ્વયુદ્ધ શરૂ થયાં, તેમાં અર્જુનનું અને ભીષ્મનું યુદ્ધ શરૂ થઇ બન્ને વીરોએ શૌર્યની પરાકાષ્ઠા કરી. પણ કોઇની પણ હાર–જીત થઇ નહિ, ત્યારે તેઓ એકમેકથી છુટા થઇ બીજી બાજુ ખસ્યા અને તેમણે વિરુદ્ધ પક્ષ તરફના હજારો વીર, હાથી, રથી, સ્વાર ઠાર માર્યા. આ પ્રમાણે સાયંકાળ થતાં સુધી રણકંદન થયું અને ધર્મયુદ્ધના નિયમ પ્રમાણે બન્ને બાજુના સેનાપતિઓએ પોતપોતાનાં સૈન્યો તુરઇઓના વિશિષ્ટ અવાજથી પાછા ફેરવ્યાં–રણાંગણમાંથી પાછાં વાળ્યાં. શસ્ત્ર ચલાવવાં નહિં આવો ધર્મયુદ્ધનો નિયમ હોવાથી રાત્રે બન્ને સૈન્યોએ બીનધાસ્ત પોતપોતાની છાવણીમાં વિશ્રાંતિ લીધી. સવારે ક્ષત્રિય વીર સ્નાન કરી અને સૂર્યની તથા અગ્નિની ઉપાસના કરી તથા અલ્પાહાર કરી ફરી રણમેદાન ઉપર આવ્યા અને પૂર્વ દિવસ પ્રમાણે યુધ્ધમાં ભિડયા. આ પ્રમાણે દરદિવસ ક્રમ શરૂ થયો. બન્ને પક્ષ તરફનાં માણસોની અને જનાવરોની ભયંકર હાનિ હમેશાં થવા લાગી. ચોથે દિવસે ભીમે અતિશય પરાક્રમ કર્યું. હજારો હાથી માર્યા; દુર્યોધનને બાણથી રથમાં મૂર્છિત પાડયો; સારથીએ દુર્યોધનનો રથ સૈન્યની પાછળ કાઢયો. અર્થાત્ કૌરવોનું સૈન્ય ભગ્ન થઇ પાછું ફર્યું. ભીષ્મ–દ્રોણ સુદ્ધાંના પગ પણ ટટાર રહ્યા નહિ.

દુર્યોધન શુદ્ધિ ઉપર આવી જુએ છે તો સર્વ સૈન્ય ભીષ્મ-દ્રોણ સાથે પાછું હટે છે. તે જોતાં જ તેણે ભીષ્મના રથ પાસે જઇ વિનંતિ કરી; "દાદા! તમને પાંડવોની દયા આવે છે કિંબહુના તેમના ઉપર તમારી કૃપા છે એમ સ્પષ્ટ જણાય છે. પાંડવો સાથે હું ખરા મનથી યુદ્ધ કરીશ નહીં એમ મને તમે પહેલાં જ કહ્યું હોત, તો કર્ણ સાથે મ્હેં બીજો વિચાર કર્યો હોત." આવું દુર્યોધનનું અપ્રિય ભાષણ સાંભળી ભીષ્મની આંખો ક્રોધથી લાલ થઇ, અને તેમણે કહ્યું;—"દુર્યોધન! દેવોને સુધ્ધાં પાંડવો અજિંકય છે એ મેં તને પચાસ વખત કહ્યું, પણ મોહથી તે તારા સમજવામાં આવ્યું નહિં. અસ્તુ, મારા વૃધ્ધના હાથથી શું થાય છે તે હું તને દેખાડું છું." આમ કહી, મલ્હારરાવ હોલકર જેમ રાક્ષસભુવનની લઢાઇમાં માધવરાવના વાકપ્રતોદથી પાછો ફર્યો તે પ્રમાણે ભીષ્મ પાછા ફર્યા. તે જોઈ દુર્યોધને આનંદથી શંખ ફૂંકયો, એટલે મુખ ફેરવેલા સર્વ વીર પાછા ફર્યા, અને ફરી તુમુલ યુધ્ધની શરૂઆત થઇ. હજારો માથાં ફુટી નીચે પડયાં. રૂધિરની નદી વહી. મરી પડેલા હાથી તે નદીમાં શિલા-સરખા દેખાવા લાગ્યા, અને મનુષ્યના અને ઘોડાના માંસનો તે નદીમાં કાદવ થયો. ભીષ્મ ઉપર કોઇની નજર ઠરી શકી નહિ. તેમનું ધનુષ્ય સતત મંડલાકાર દેખાતું હતું. તેમના રથમાંથી એકસરખાં બાણ નિકળતાં હતાં. જે જે વીર તેમની સામે થયો તે તે અગ્નિમાં પતંગીયું જઇ પડે તેમ મૃત્યુમુખમાં પડવા લાગ્યો. છેવટે અર્જુનનો રથ શ્રીકૃષ્ણે ભીષ્મ ઉપર દોડાવ્યો. અર્જુને પણ પરાકાષ્ઠા કરી. પણ ભીષ્મે અર્જુનને પણ ચીત કર્યો. શ્રીકૃષ્ણે સારથીપણાની કમાલ કરી જૂદાં જૂદાં મંડળો કરી ભીષ્મનાં બાણ વ્યર્થ કરવા ઘણી ખટપટ કરી પરંતુ તે ફોકટ ગઇ. અર્જુનના રથ-માંથી બાણ દૂર જ ન થતાં. તે વખતે શ્રીકૃષ્ણે પાછા વળી જોયું, તો અર્જુન રથમાં મૂર્છિત પડેલો દષ્ટિયે પડયો. પ્રિય શિષ્ય અર્જુનની તે સ્થિતિ જોઇ શ્રીકૃષ્ણને અતિશય ખરાબ લાગ્યું. "આ ભીષ્મ પાસે યુધિ-ષ્ઠિરના સૈન્યનો ટકાવ થનાર નથી, આ ભીષ્મ પાંડવોનો સર્વ સૈન્ય સાથે આજ જ ફડચો પાડશે એમ જણાય છે. માટે હવે તો મારા ભકતની વ્હારે ધાયા શિવાય ગત્યંતર નથી. આ ભીષ્મને ઠાર મારી પાંડવોનો કાંટો હું સમૂળગો દૂર કરૂં છું. કિંબહુના ભીષ્મને, દ્રોણને, દુર્યોધનને, ધૃતરા-

ષ્ટ્રના સર્વ પુત્રોને, તેમના સર્વ સહાયકોને ઠાર મારી આજ જ યુધિષ્ઠિરને હું પૃથ્વીનું રાજ્ય આપું છું.'' આમ કહી શ્રીકૃષ્ણે પોતાનું રથમાં મૂકેલું સુદર્શન ચક્ર લીધું; ઘોડાની લગામ ફેંકી દઇ રથ નીચે કુદકો માર્યો અને ચક્ર લઈ ભીષ્મ ઉપર દોડયા. રથાંગ ઉદ્યત કરી શ્રીકૃષ્ણ પોતે જ આપણા ઉપર દોડી આવે છે, એ જોઇ ભીષ્મે ધનુષ્ય બાણ નીચે મૂકયાં અને હાથ જોડી કહ્યું;—'' દેવદેવેશ જગન્નિવાસ શ્રીકૃષ્ણ! તારા હાથે મરણ આવે તો ઘણું જ સારૂં. આલોક અને પરલોક બન્ને સુધરે. આવ અને ખુશીથી મને માર.'' આવા ભીષ્મના શબ્દ સાંભળી શ્રીકૃષ્ણનો હાથ કાંઇક ઢીલો પડયો. '' ભીષ્મ! તું આ અનર્થનું મૂળ છે, તું આ ભયંકર ક્ષયનું કારણ છે, સન્માર્ગવર્તી પ્રધાનનું આ કર્તવ્ય છે કે, નિંદ્ય દ્યૂત ખેલનારા રાજાનું નિવારણ કરવું. તેણે ન સાંભળ્યું તો તેનો નાશ કરવો. જે કુલપાંસન રાજા ધર્મને છોડી ચાલે છે, તે કાલવિપરીતબુધ્ધિ રાજાને દૂર કરવો. આમ છે છતાં તું દુર્યોધનને ઉલટી જયશ્રી મેળવી આપીશ શું?'' ભીષ્મે ઉત્તર આપ્યો;—'' રાજા પરમ દૈવત છે, તેનું અમારાથી નિવારણ કરી શકાય નહિં.'' શ્રીકૃષ્ણે કહ્યું;—'' કંસને યાદવોએ દૂર કર્યો. કારણ, તેને સમજાવતાં છતાં પણ તે સમજ્યો નહીં. એ તને ખબર છેને?'' આવું ભાષણ શ્રીકૃષ્ણ—ભીષ્મનું ચાલેલું છે ત્યાં અર્જુને શુધ્ધિ ઉપર આવી રથ નીચે કુદકો મારી દોડી શ્રીકૃષ્ણના પગ પકડયા અને કહ્યું;—'' જનાર્દન! તું તારી પ્રતિજ્ઞા છોડ નહીં. હું તારી કૃપાથી જરૂર શત્રુનો નાશ કરીશ. તું તારી પોતાની પ્રતિજ્ઞા તોડીને અમારો ઉધ્ધાર કરીશ તો પણ તેમાં અમારૂં ભૂષણ શું? માટે શ્રીકૃષ્ણ! ક્ષમા કર અને રથનું સારથ્ય ફરી સ્વીકાર.'' શ્રીકૃષ્ણે કાંઇ પણ ઉત્તર ન આપતાં ફરી રથ ઉપર ચઢી ઘોડાની દોરીઓ ફરી હાથમાં લીધી અને અર્જુને ધનુષ્ય-બાણ લઇ યુધ્ધ શરૂ કર્યું. અને તે એટલા જોરથી શરૂ કર્યું કે, ભીષ્મથી પણ તેનો પ્રતિકાર કરી શકાયો નહીં. આ પ્રમાણે સાયંકાળ સુધીમાં ભીષ્મ-અર્જુનનું ન ભૂતો ન ભવિષ્યતિ યુદ્ધ થયું અને બન્ને સૈન્યો નિત્ય મુજબ સાયંકાળે પાછાં ફર્યાં.

સર્વસ્વનો નાશ ટાળવા માટે પોતાની પ્રતિજ્ઞા તોડીને પણ શ્રીકૃષ્ણે ભીષ્મના અત્યુત્કટ પરાક્રમનો વેગ કમી કર્યો અને ભીષ્મના સ્નેહથી

શિથિલ પડનારા અર્જુનના બાહુને સામર્થ્યવાન્ કરી તે દિવસે પાંડવોની જે ચઢતી કરી તે છેવટ પર્યંત વધતી જ ગઈ. ભીમ અને ભીષ્મ આ બન્ને જણ ભયંકર જ હતા, અને નિત્ય પરસ્પરનાં સૈન્યોનું કંદન કરતા; તો પણ ભીમના પરાક્રમરૂપી અગ્નિમાં દુર્યોધનના બંધુ બળી જવા લાગ્યા. નવમા દિવસે તો તેણે એક પછી એક ધૃતરાષ્ટ્રના દસ પુત્રો માર્યા, ત્યારે દુર્યોધને ભીષ્મના કાન ફરી ઉઘાડયા. "દાદા! તમે પાંડવોની ઉપેક્ષા કરો છો. મારા અનેક બંધુ ભીમે માર્યા તો પણ તેનો બંદોબસ્ત તમારાથી થતો નથી. માટે મારા ઉપર મોટું સંકટ આવી પડેલું છે." ભીષ્મે ઉત્તર આપ્યો;—"બાપુ! હું, દ્રોણ, વિદુર, અને ગાંધારી તને વારંવાર આ જ કહેતા હતા; પણ તે તારી ધ્યાનમાં આવ્યું નહીં. ભીમ જે જે ધૃતરાષ્ટ્રના છોકરા સાથે ભિડશે તેને તેને તે ઠાર માર્યા શિવાય રહેશે નહિ. પણ રણાંગણમાં પડેલા બંધુઓનો શોક ન કરતાં તું પોતે સ્થિર થઇ યુદ્ધ કર. સ્વર્ગપરાયણ થઇ તું જ પાંડવો સાથે લઢ." આ સાંભળી દાંત ઓઠ કચકચાવી દુર્યોધન પોતે ભીમ ઉપર ધસ્યો અને એક બાણથી તેનું કવચ તોડી તેને એટલા જોરથી ઘાયલ કર્યો કે ભીમ બેશુદ્ધ થઈ પડયો. પણ ક્ષણવારમાં અવસાન ઉપર આવી ભીમે ગદા લઇ રથમાંથી નીચે કુદકો માર્યો અને શત્રુસૈન્ય ઉપર દોડયો. તે ગદાના તડાકા નીચે કોઇ પણ બચી શક્યું નહિ; દ્રોણના રથના પણ ચુરાડા થયા. આચાર્યની મદદે દુર્યોધન, દુઃશાસન ઇત્યાદિ વીર દોડયા; અને ભીમની મદદે અભિમન્યુ, ઘટોત્કચ વગેરે દોડયા. તે વખતે તે ઠેકાણે ભયંકર રણકંદન થયું અને અગણિત વીર ઠાર થયા. એટલામાં સાયંકાળ થવાથી રણમાંથી પાછા ફરવાની તુરાઈ વાગવા લાગી; એટલે વિરોધી સૈન્યો વિલગ થઇ પોતપોતાની છાવણીમાં પાછાં આવ્યાં.

રાત્રે ભોજન પછી શકુનિ, કર્ણ, દુઃશાસન વગેરેની સાથે દુર્યોધન પોતાની પડતી બાજુને કેમ ઉંચે આણવી એનો વિચાર કરવા લાગ્યો. "ભીષ્મ બાજુએ થાય તો હું તને યશ મેળવી આપું." આવું કર્ણનું ભાષણ સાંભળી દુર્યોધન ઉઠયો અને ઘોડો તૈયાર કરી લાવવાની તેણે આજ્ઞા કરી. થોડી જ વારે ભાઇઓ સાથે અને અનેક રાજાઓ સાથે દુર્યોધન પોતાના તંબુમાંથી બહાર પડયો અને ઘોડા ઉપર બેસી સોનાની મૂઠીવાળી અને

સુગંધી તેલથી સળગાવેલી મશાલના અજવાળામાં અને સેંકડો ભાલેદારોના લલકારામાં ભીષ્મના તંબુ પાસે આવી પહોંચ્યો. ભીષ્મે પોતાના રાજાનો યોગ્ય આદર કરી તેનો નમસ્કાર લઈ તેને ઉત્તમ આસન ઉપર બેસાડયો. દુર્યોધને હાથ જોડી આંખમાં આંસુ આણી કહ્યું;—" દાદા! તમારા પરાક્રમનો આશ્રય કરી અમે ઇંદ્ર સાથે સુદ્ધાં ટક્કર ઝીલવાની હિંમત રાખીયે છીયે. એટલામાટે મારી ઉપર કૃપા કરો અને મારા શત્રુઓને ઠાર મારો. પણ પાંડવોપરની દયાને લીધે કહો, કિંવા મારા મંદ ભાગ્યને લીધે કહો! તમારો હાથ તેમના ઉપર ચાલતો નથી. માટે કર્ણને આગળ થવાની પરવાનગી આપો. તે નિઃસંશય પાંડવોને જીતશે." દુર્યોધનનું આ ભાષણ સાંભળી ઘણી વાર સુધી ભીષ્મ સ્તબ્ધ રહ્યા. છેવટે દુઃખ અને રોષથી સંતપ્ત થઇ તે આંખો ફાડી બોલ્યાઃ—" હું તારે માટે યથાશક્તિ પરિશ્રમ કરૂં છું છતાં તું મને આવાં વાક્શલ્યોથી તાડન કરે છે એ ઘણું આશ્ચર્ય છે. અરે જે વખતે ગંધર્વોયે કર્ણ સહ તને જીતી લઇ જવા માંડયો અને પાંડવોયે તને છોડાવ્યો, તે જ વખતે કર્ણના પરાક્રમની પરીક્ષા થઇ નહીં શું? અમો સર્વને વિરાટ નગર પાસે અર્જુને પરાભૂત કરી કર્ણ સહ સર્વનાં વસ્ત્રો ઉતારી લઈ ઉત્તરાને બાહુલ્ય તરીકે આપ્યાં ત્યારે જ કર્ણના પરાક્રમની પરીક્ષા થઇ નહિં શું? આ અર્જુનનો, વિશેષતઃ—સાક્ષાત્ વિષ્ણુનો અવતાર શ્રીકૃષ્ણ તેના સારથી હોતાં, કોણ પરાભવ કરે? મૂર્ખપણાને લીધે આ ઉઘાડી વાત તને જણાતી નથી. અસ્તુ; આવતી કાલે હું મરીશ, નહિં તો પાંડવો મરશે. કાલે હું એવું ભયંકર યુદ્ધ કરીશ કે તેની સ્મૃતિ હજારો વર્ષ સુધી લોકોને રહે!! અને કાલે તારો હેતુ કોઇ પણ રીતે સિદ્ધ થશે. તું નિષ્કાળજી થા અને નિશ્ચિન્તપણે ઘેર જઇ ઉંઘ." આ ભીષ્મનું નિર્વાણીનું ભાષણ સાંભળી દુર્યોધનને આનંદ થયો અને ભીષ્મના પગ ઉપર માથું મૂકી તે પાસેના તંબુમાં પાછો ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળે ભીષ્મ રણાંગણ ઉપર આવ્યો ત્યારે દુર્યોધને આનંદથી શંખ ફુંકયો અને દુઃશાસનને કહ્યું;—" આજ કેટલાંક વર્ષોથી જે વાતનું હું ધ્યાન કરૂં છું, તે મળવાની વખત આવી છે. આજ ભીષ્મ, પાંડવોને મારી મને પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય જરૂર આપશે. માત્ર શિખંડી

તરફથી તેમને બચાવવા જોઇયે. કારણ, શિખંડી ઉપર બાણ નાંખીશ નહિ આવી તેમની પ્રતિજ્ઞા તેમણે આપણને જણાવેલી જ છે. માટે આજ ભીષ્મનું શિખંડી તરફથી સંરક્ષણ કરવા તરફ સારી રીતે લક્ષ રાખો." આ પ્રમાણે તે બન્ને બંધુઓનાં ભાષણ થતાં હતાં ત્યાં ભીષ્મનો રથ નિશાન પાસે આવ્યો અને તેમને ધૃતરાષ્ટ્રના પુત્રોયે ઘેરી લીધા. તે વખતે સૂર્ય સપ્રભ હતો છતાં એકાએક નિસ્તેજ પડયો. વાદળાં એકઠાં થયાં. વંટોળીયાનો મેલો પવન ફુંકાવા લાગ્યો. તથાપિ કોઇ પણ વીરે આ દુશ્ચિન્હ તરફ લક્ષ આપ્યું નહિં. યમનું રાષ્ટ્ર વધારનારૂ ભયંકર યુદ્ધ રોજની માફક શરૂ થયું. ભીષ્મે પરશુરામ પાસેથી મેળવેલી વિશિષ્ટ અસ્ત્રશિક્ષાથી પાંડવોના સૈન્યનો નાશ કરવાની શરૂઆત કરી. તે દિવસે તેમણે પાંચ હજાર રથી, દસ હજાર હાથી, દસ હજાર ઘોડા અને ચૌદ હજાર પાયદળ મારી સાત મહારથીઓ ઠાર માર્યાં. વિરાટનો ભાઇ શતાનીક માર્યો. પણ આવું પરાક્રમ કરતાં કરતાં ભીષ્મ આવેશથી કૌરવોના સૈન્યની ઘણી જ પાસે આવ્ય, અને તેમના રક્ષક ઘણા જ પાછળ રહી ગયા. આ સંધિ જોઇ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું—" અરે ! આ વખતે ભીષ્મને ચારે બાજુથી ઘેરી ઠાર કરો. આવી વખત ફરી આવવાની નથી." તરત જ શિખંડીનો રથ આગળ કરી અર્જુન ભીષ્મ ઉપર ધસ્યો. શિખંડી અને અર્જુન બન્નેયે ભીષ્મ ઉપર બાણ ચલાવ્યાં. સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, બન્ને માદ્રિપુત્ર અને અભિમન્યુ આટલા અને બીજા વીરો ચારે બાજુથી ધસ્યા. શિખંડીને સામે જોઈ ભીષ્મે ધનુષ્ય નીચે મૂકયું, તો સેંકડો બાણો ચારે બાજુથી તેના અંગ ઉપર પડી કવચ તોડી અંદર પેઠાં. " અરે, આ શિખંડીનાં બાણ નથી, આતો અર્જુનનાં બાણ છે, એ મારાં મર્મો તોડે છે; " આમ કહી તે ડોસાએ ધનુષ્ય ઉંચકયું તો તે અર્જુને તોડી નાંખ્યું. બીજુ ઉંચકયું, તે પણ તોડયું. અર્જુનનાં અને બીજા વીરોનાં આટલી અવધિમાં સેંકડો બાણ ભીષ્મના અંગમાં ઘુસી બે આંગળ જગા પણ ખાલી રહી નહિ. છેવટે પ્રાણ ઘભરાઇ ગયા અને સૂર્ય અસ્ત પામવાને સુમારે ભીષ્મ રથમાંથી પૂર્વ તરફ માથું કરી નીચે પડયા. તો અંગમાં પેઠેલાં બાણોને લીધે તે જમિન ઉપર અધાંન્તરે જ રહ્યા. તે વખતે ધરણીકંપ થયો, અને એકાએક વર્ષાદ પડવા લાગ્યો. પાંડવોના સૈન્યમાંથી પ્રચંડ

જયઘોષ પણ નિકળ્યો. તે ભયંકર બનાવ જોઇ દુર્યોધન પાછળ હતો તેને કાંઇ પણ.અનિષ્ટ થયું છે એમ લાગ્યું અને તેની આંખોમાંથી આંસુ નિકળવા લાગ્યાં. કૌરવોનું સીમાવૃક્ષ ઉખડી પડયું; એ સાંભળીને તો સર્વ કૌરવો દુઃખથી રડવા લાગ્યા. કોઇએ બીજી તરફ લઢતા હતા તેમને દુ:શાસનને જઇ ખબર જણાવી. તો તે પણ શસ્ત્ર મૂકી શોક કરતા ભીષ્મ પાસે આવ્યા. લઢાઇ ચારે તરફ બંધ થઇ. બન્ને બાજુના પ્રમુખ વીર હાથ જોડી ભીષ્મ પાસે આવ્યા. સૂર્ય દક્ષિણાયનના છે એ જોઇ ઉત્તરાયણની વાટ જોતા દિવ્યરૂપ થયેલા ભીષ્મનો જીવ દેહમાં જ હતો. 'માથું લટકે છે, આમ ભીષ્મે કહેતાં જ કેટલાકોએ મોટાં મોટાં મોટાં ઓશીકાં આણ્યાં, પણ ભીષ્મે તે લીધાં નહીં. એટલે અર્જુને બેસી ત્રણ બાણ મારી તે બાણથી ભીષ્મનું માથું ટેકવી રાખ્યું. મોટા મોટા વૈદ્ય બાણ કાઢી ચિકિત્સા કરવા માટે આવ્યા હતા, તેમને બક્ષિસ આપી પાછા મોકલવા ભીષ્મે દુર્યોધનને કહ્યું. " મારૂં શબ બાણ ઉપર જ રહેવા દો પણ મારી આગળ પાછળ ખાઇ ખોદો એટલે શ્વાપદો આવી શકે નહિ. હું ઉત્તરાયણ થાય ત્યાં સુધી આવી જ રીતે બાણશય્યા ઉપર રહીશ અને પછી પ્રાણ છોડીશ પિતાના આશીર્વાદથી હુ ઇચ્છામરણી છું." આમ ભીષ્મે કહ્યું, ત્યારે તેની આગળ પાછળ દુર્યોધને ખાઇ ખોદાવી. " બાપુ દુર્યોધન ! અર્જુનનું પરાક્રમ તહેં પ્રત્યક્ષ જોયું છે. આ તારી લઢાઈ ભીષ્મના અંત સાથે જ અંત પામવા દે. અર્ધું રાજ્ય પ્રથમ મુજબ પાંડવોને આપી સંધિ કર, અને બાકી રહેલા બન્ને તરફના વીરોને પોતપોતાને ઘેર આનંદથી જવા દે." આમ ભીષ્મે કહ્યું. પણ દુર્યોધને કાંઇ જ ઉત્તર આપ્યો નહીં. તે જોઇ ભીષ્મે આંખો મીચી. છેવટે બન્ને પક્ષ તરફના રાજા અને મહારથી ભીષ્મને નમસ્કાર કરો નિઃશ્વાસ નાંખતા પોતપોતાના તંબુમાં પાછા ગયા.

પાંડવોને કર્ણ હાર મારશે, આમ દુર્યોધન શરૂઆતથી જ સમજતો હતો. આને લીધે જ તેણે ભીષ્મનું કહેવું કબુલ કર્યું નહિં. ભીષ્મ સેનાપતિ છે ત્યાં સુધી હું લઢીશ નહીં, આવી કર્ણે પ્રતિજ્ઞા કરી હતી. આથી તે દશ દિવસ-યુદ્ધમાં નહોતો. અગીઆરમા દિવસે પ્રાતઃકાળે કર્ણને લઢાઇ માટે જજ્જ થયેલો જોઇ દુર્યોધનને અને તેની તરફના લોકોને આનંદ થયો. દુર્યોધન કર્ણને જ સેનાપત્ય આપનાર હતો; પણ કર્ણે કહ્યું:—"મહારથી

આચાર્ય દ્રોણ હોય અને બીજાને સેનાપત્ય આપવું વાજબી નથી." કર્ણના મત મુજબ દુર્યોધને તત્કાળ દ્રોણને સેનાપત્યનો અભિષેક કરાવ્યો. વર્ણશ્રેષ્ઠથી, શ્રુતિથી, વયથી, બુદ્ધિથી, વીર્યથી, તપથી, અસ્ત્રવિદ્યાથી, સારાંશ અનેક ગુણોથી તમે જ અમારા સેનાપતિ થવાને યોગ્ય છો. આવી દુર્યોધને સેનાપતિની સ્તુતી કરી. ત્યારે દ્રોણે સંતુષ્ટ થઇ કહ્યું;—"દુર્યોધન હું તારા ઉપર પ્રસન્ન છું. કોઇ પણ એક વર માગ." દુર્યોધને ઉત્તર આપ્યો; —"તમે પ્રસન્ન હો તો ધર્મને જીવતા પકડી મારી પાસે આણો" દ્રોણે કહ્યું;—" અરે જીવતા કાં કહે છે, મારીને કેમ નથી કહેતો." મહાત્માઓના સુદ્ધાં અભિપ્રાય પ્રસંગે સહસા બહાર પડયા શિવાય રહેતા નથી, તો પછી દુર્યોધનની વાત જ શી ? તેણે કહ્યું;—"ધર્મ મરી જશે, તોપણ ભીમ-અર્જુન તો રહેવાના ને ? મારો ફાયદો ધર્મ મરે તેમાં નથી. ધર્મને જીવતા પકડયા હોય તો તેમને ફરી દ્યૂત રમવા લાવી શકાય. તે પોતાના વ્રત પ્રમાણે દ્યૂત રમ્યા શિવાય રહેશે નહીં. પછી તેમને દ્યૂતમાં હરાવી બંધુઓ સહિત ફરી વનવાસ મોકલીશ." આ ઉત્તર સાંભળી દ્રોણને ઘણું ખરાબ લાગ્યું. પણ બોલ્યા મુજબ વર આપવો જ જોઇયે એ મનમાં વિચારી તેમણે કહ્યું;—" અર્જુન જો ધર્મનું રક્ષણ કરશે નહીં તો હું ધર્મને પકડી આપીશ." આ પ્રમાણે વાર્તાચિત થયા પછી તે દિવસે યુધ્ધની શરૂઆત થઇ. સૈંધવ, કલિંગ, વિકર્ણ એ કૌરવ સૈન્યની જમણી પાંખ તરફ હતા; અને તેમને શકુનિ પોતાના ગાંધાર સ્વારો સાથે મદદ આપતો હતો. ડાબા પક્ષ તરફ કૃપ, કૃતવર્મા અને ચિત્રસેન, વિવિંશતિ, દુ:શાસન ઇત્યાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો હોઇ, તેમને સુદક્ષિણ કાંબોજ મદદ આપતો હતો. મધ્ય ભાગે દ્રોણ પોતે હતા અને સર્વની આગળ મોખરે કર્ણ હતો. રણના અગ્ર ભાગે કર્ણને જોઇ કૌરવ સૈન્યને ભીષ્મના મરણની ક્ષતિ લાગી નહિ. કિંબહુના ભીષ્મે પાંડવોને જવા દીધા, કર્ણ જવા દેશે નહિં, આ વિચારે તેને અધિક હિમ્મત આવી. આ પ્રમાણે કૌરવોનું સૈન્ય તૈયાર થયું અને ત્વેષથી અને હિમ્મતથી પાંડવ સૈન્ય ઉપર ધસ્યું, ત્યારે પૂર્વ દિવસ કરતાં પણ અધિક ભયંકર યુદ્ધ શરૂ થયું. દ્રોણ અને કર્ણ એમના પરાક્રમથી પાંડવોના સૈન્યનો ઘણો જ નાશ થયો. યુધિષ્ઠિરની બાજુ ઉઘાડી પડી અને દ્રોણે તેમને પકડયા, અને તેમના રથ સાથે

રથ ભિડવ્યો. તે ભયંકર પ્રકાર જોઈ 'રાજા મરણ પામ્યા' આવો હાહાઃકાર પાંડવોના સૈન્યમાં ફેલાઈ ગયો. શ્રીકૃષ્ણે દૂરથી તે ઘોંઘાટ સાંભળ્યો અને અર્જુનનો રથ એકાએક આણી દ્રોણના રથ ઉપર દોડાવ્યો, અને ધર્મને છોડાવ્યા. આ પ્રમાણે પ્રથમ દિવસે યુદ્ધ થયું અને સાયંકાળે બન્ને સૈન્યો પોતપોતાના તંબુઓમાં પાછા આવ્યા.

બીજે દિવસે અર્જુનને દૂર કાઢવા માટે દુર્યોધને સંસપ્તકગણ તરફથી તેને લડાઈનું ખાસ આહ્વાન કર્યું. આ સંસપ્તક મોટા યોદ્ધા હોઈ યુદ્ધમાંથી પાછું ફરવું જ નહીં આવો તેમનો નિશ્ચય હોય છે. કોઈએ દ્યૂતને માટે આહ્વાન કર્યું તો ના કહેવું એ જેમ ક્ષત્રિયોને અયશસ્કર લાગે છે, તેમ યુદ્ધ માટે કોઈએ આહ્વાન કર્યું તો તે પણ નાકારવું એ તેમને લાંછનાસ્પદ લાગે છે. અર્જુન સંસપ્તક સાથે સ્વતંત્ર યુદ્ધ કરવા માટે દક્ષિણ તરફ ગયો, ત્યારે દ્રોણ પાંડવોના સૈન્ય ઉપર ચઢી જઈ ધર્મ સાથે ભીડયા. દ્રોણને સત્યજિત્ પાંડવ આડો આવ્યો, તેને દ્રોણે બાણથી ઠાર માર્યો. પાંચાલ, કેકય, મત્સ્ય, ચેદિ, કારુષ આટલા લોક ધર્મની મદદે ગયા. અહીંયાં ભીમનું અને પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્તનું યુદ્ધ જામ્યું. ભગદત્તની પાસે મોટું ગજસૈન્ય હતું, અને તે પોતે હાથી ઉપરથી લઢનો હતો. ભીમે તેના ગજસૈન્ય સાથે ભયંકર યુદ્ધ કર્યું, પરંતુ ભગદત્ત ભીમને છોડતો નહિ. સાયંકાળના સુમારે સંસપ્તકનો નાશ કરી અર્જુન પાછો આવતો હતો, ત્યાં ભગદત્તની ગર્જના સાંભળી તે ભગદત્ત તરફ વળ્યો. ભગદત્તે પણ પોતાનો હાથી અર્જુન ઉપર ચલાવ્યો. તે હાથી મહા બલાઢ્ય હોઈ લઢાઈમાં કસાયલો હતો. તેનો દમ જીરેલો હોઈ તે શસ્ત્રને કિંવા અગ્નિને પણ બિલકુલ ગણકારતો નહોતો. તેના અંગ ઉપર અને માથા ઉપર કવચ ઘાલેલ હોઈ મોઢામાં સાંકળદંડ આપેલો હતો. આવો તે હાથી અર્જુન ઉપર દોડયો, ત્યારે અર્જુને એટલા જોરથી તેના મસ્તક ઉપર બાણ માર્યું કે, તે તેનું કવચ તોડી તેના મસ્તકમાં ઘુસ્યું. અહીંયાં ભગદત્તે અંકુશને વૈષ્ણવાસ્ત્રથી અભિમંત્રી અર્જુન ઉપર ફેંકયું. પણ હાથીએ તે વખતે ઘુમરી ખાધાથી તે અંકુશ અર્જુન ઉપર ન પડતાં શ્રીકૃષ્ણની છાતી ઉપર પડ્યું. તે વૈષ્ણવાસ્ત્રનું પ્રત્યક્ષ શ્રીવિષ્ણુ ઉપર જ કાંઈ ન ચાલવાથી તે અંકુશ કેવળ

ફુલની માળા સરખું હલકું લાગી નીચે પડયું. એટલે ક્રોધ કરી અર્જુન ઉપર હાથી ચલાવવાનો યત્ન કર્યો. પણ દરિદ્રની સ્ત્રી જેમ પોતાના ધણીની આજ્ઞા સાંભળતી નથી, તે પ્રમાણે તે હાથી આગળ પગ ઉપાડી શકયો નહીં. છેવટે તે હાથી ધડાક દઈ પડયો અને મરણ પામ્યો. એટલામાં ભગદત્તનું પણ હૃદય અર્જુને બાણથી ચીરી નાંખ્યું. તેને લીધે તે પણ, હાથી પડતાં પડતાં, તેના ઉપરથી નીચે પડી મરણ પામ્યો. આ પ્રમાણે નરકાસુરના પુત્ર ભગદત્તનો અર્જુને નાશ કર્યા પછી સાયંકાળ થવાથી બન્ને સૈન્યો સેનાપતિઓએ રણાંગણમાંથી પાછાં ફેરવ્યાં.

બીજા દિવસના યુદ્ધમાં પણ દ્રોણથી પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી શકાઈ નહિ. ત્યારે ત્રીજે દિવસે તેણે પોતાના સૈન્યની વિલક્ષણ માંડણી ચક્રરૂપ વ્યૂહમાં કરી, અને આજ ધર્મ સપડાયા નહિં તો બીજો કોઈ મહારથી જરૂર સપડાશે આમ દુર્યોધનને આશ્વાસન આપ્યું. બીજા સંસપ્તક ગણો તરફથી અર્જુનને ફરી યુદ્ધક્ષેત્રમાંથી બહાર કાઢી દ્રોણે પાંડવ સૈન્ય સાથે યુદ્ધ ચલાવ્યું. ત્યારે તે સૈન્યની ચાલ બંધ પડી. ભીમ, ધૃષ્ટદ્યુમ્ન ઇત્યાદિ વીરોનું ચક્રવ્યૂહ ઉપર કાંઇ ચાલ્યું નહીં, ત્યારે યુધિષ્ઠિરે અભિમન્યુને ચક્રવ્યૂહમાં પેસવા કહ્યું. 'ચક્રવ્યૂહમાં પ્રવેશ કરવાનું હું શિખ્યો છું; પણ મને પાછું ફરતાં આવડતું નથી,' આમ તેણે કહ્યું;—પરંતુ ધૃષ્ટદ્યુમ્ન, ભીમ ઇત્યાદિ વીરોયે તારી પાછળ પાછળ અમે પેસીયે છીયે એમ કહ્યું. ભાવિ ટળતું નથી. તે દિવસે છોકરાને આગળ કરવાની ઇચ્છા યુધિષ્ઠિરને થઇ, એ આશ્ચર્ય નહિં શું? અભિમન્યુ પરાક્રમ કરી દ્રોણ ઉપર જઇ પડયો. દ્રોણે તેને ન અટકાવતાં ચક્રમાં જવા દીધો. પરંતુ તેની પાછળ બીજા વીરો ઘુસવા લાગ્યા, ત્યારે તેમને જવા દીધા નહિં. ભીમ, ધૃષ્ટદ્યુમ્ન ઇત્યાદિ કેટલાક યોદ્ધાઓ કાંઇક આગળ ઘુસ્યા; પણ તેમને જયદ્રથે પકડી અટકાવી દીધા. એથી અભિમન્યુ શત્રુસૈન્યના ચક્રમાં એકલો સપડાયો. પણ તે મહારથી શ્રીકૃષ્ણનો શિષ્ય હોવાથી ગભરાયો નહીં. તેણે દિવ્ય પરાક્રમ કરી સેંકડો વીર ઠાર માર્યા. દુર્યોધનના પુત્ર લક્ષ્મણને પણ ઠાર માર્યો. એટલે દુર્યોધન ક્રોધમાં આવી 'મારો' 'મારો' કરતો તેના ઉપર દોડયો. તે વખતે કર્ણ, અશ્વત્થામા, બૃહદ્બલ, કૃતવર્મા અને દુર્યોધન એ છ વીરોયે સામટા તેના ઉપર તુટી પડી તેના ઘોડા અને સારથી

મારી તેને વિરથ કર્યો. અભિમન્યુ ગદા લઈ પગપાળો જ લડવા લાગ્યો. તે વખતે દુઃશાસનનો પુત્ર ગદા લઇ તેની સામે થયો. તેમણે એકમેકને ગદાના પ્રહારથી મૂર્છિત કર્યાં. પણ થોડી વારમાં દુઃશાસનનો પુત્ર પ્રથમ સાવધ થઇ અભિમન્યુ ઉપર દોડયો; અને તેના તેણે મૂર્છિત અવસ્થામાં ગદાથી પ્રાણ લીધા.

અર્જુનનો પ્રિય પુત્ર અને શ્રીકૃષ્ણનો પ્રિય ભાગિનેય અભિમન્યુ આ પ્રમાણે પરાક્રમ કરી સ્વર્ગે ગયો, તે વખતે અર્જુન સંસપ્તકનો નાશ કરી પાછો આવતો હતો. તેને એકાએક રડવું આવ્યું અને દબાયલાં અશ્રુથી તેનો કંઠ ભરાઇ ગયો. તેના મુખમાંથી શબ્દ નિકળ્યો નહિ. વિલક્ષણ અપશુકન પણ થવા લાગ્યા. “કાંઈ પણ અનિષ્ટ થયું છે. રાજાને દ્રોણે પકડયા તો નહિં હોય ને?” આમ તેણે શ્રીકૃષ્ણને પૂછયું. “ધર્મને કાંઇ પણ ઇજા થવી શકય નથી, બીજું કાંઇ પણ અરિષ્ટ હશે.” આમ શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો. બન્ને સૈન્યો તંબુ તરફ પાછાં ફર્યાં હતાં. પાંડવોની આખી છાવણી શોકમય જણાતી હતી. તંબુમાં પહોંચ્યા પછી પોતાના બંધુઓને દુઃખમાં મગ્ન થયેલા જોઇને અર્જુને તેનું કારણ પૂછયું. ત્યારે યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો;–‘બાપુ અર્જુન! દ્રોણે રચેલા ચક્રવ્યૂહમાં મૂર્ખપણાથી મ્હેં અભિમન્યુને પેસાડયો. દ્રોણે મારા ઉપર ચઢી આવીને મને પકડવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ તે સિદ્ધ થયો નહિં. પણ પ્હણે ભીમ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ વગેરે સર્વ વીરોને અભિમન્યુની પાછળ જતાં જતાં, એકલા જયદ્રથે શંકરના વરદાનના જોરથી અટકાવી રાખ્યા અને અભિમન્યુ એકલો જ વ્યૂહમાં પેસી અત્યંત પરાક્રમ કરતાં તેને કૌરવવીરોયે વિરથ કરી માર્યો.” આ શબ્દો સાંભળી અર્જુન એકદમ મૂર્છા ખાઇ નીચે પડયો. થોડી વારે સાવધ થઇ તે બોલ્યોઃ—“અરે રે! મારા અભિમન્યુને કોણે માર્યો? સુભદ્રાનો, દ્રૌપદીનો, માતા કુંતીનો લાડકો બાળ કોણે માર્યો? કોમલ સુંવાળા કેશવાળો, મૃગસરખાં નેત્રોવાળો, મદોન્મત્ત હાથીની પેઠે ચાલનારો બાલવીર મરી ગયો શું? તેનું તે સુંદર નાક, આંખો અને કપાળવાળું મોઢું ફરી મારી દષ્ટિયે પડશે નહિ શું? તેની મદદે તમે દોડતાં તમો સર્વને એકલા જયદ્રથે અટકાવી રાખ્યા! આપણે તેને પૂર્વે જીવદાન આપ્યું, તેનો ઉપકાર તેમણે આવી રીતે ફેડયો શું? આવતા

કાલે સાયંકાળ સુધીમાં જો હું તેને ઠાર ન મારૂં તો અગ્નિકાષ્ઠભક્ષણ કરી પ્રાણ આપીશ. જીવની બ્હીકથી યુદ્ધ છોડી મૃત્યુ પાસેથી છુટી જવાનો જયદ્રથે યત્ન કર્યો નહિં, તો હું તેને આવતી કાલે જરૂર ઠાર મારીશ. જો તે પ્રમાણે ન કરૂં તો મને પુણ્યગતિ મળો નહિં." આમ કહી અર્જુને ગાંડીવ ધનુષ્યની દોરી ખેંચી ચઢાવી, તે વખતે તે દોરીના અવાજથી દિશાઓ ભરાઇ ગઇ. શ્રીકૃષ્ણે અર્જુનના સોગનને અનુમતિ આપવાને પોતાનો પાંચજન્ય શંખ જોરથી ફુંક્યો! તે સાથે સર્વ વીરોયે ગર્જના કરી પોતપોતાના શંખ ફુંકયા. પાંડવોના સૈન્યમાંથી શોકનો કોલાહલ સાંભળવાને બદલે આનંદથી ફુંકાયલા શંખોના અવાજ સંભળાય છે એ શું? આમ કૌરવવીરો આશ્ચર્ય કરતા હતા, ત્યાં જ દુતોયે આવી અર્જુનની પ્રતિજ્ઞાની બાતમી જયદ્રથને કહી. તે સાંભળતાં જ ગભરાઇ જઇ તેણે દુર્યોધન પાસે યુધ્ધ છોડી તત્કાળ નિકળી જવાની પરવાનગી માગી. પણ દુર્યોધન તેને આશ્વાસન આપી દ્રોણ પાસે લઇ ગયો. દ્રોણે તેમનું સ્વાગત કરી સર્વ હકીકત સાંભળી કહ્યું;—"જયદ્રથ! હું તારૂં રક્ષણ કરીશ. તું બ્હીશ નહિ. હું આવતી કાલે એવો વ્યૂહ રચીશ કે, અર્જુનને તે વ્યૂહ ભેદી તને મારવો કઠિણ પડશે. એ શિવાય ક્ષત્રિયને વિશેષતઃ જેણે વેદનું અધ્યયન કરી યથાશાસ્ત્ર પ્રજાનું પાલન કર્યું છે, અને અનેક દક્ષિણાયુક્ત યજ્ઞ કર્યા છે તેને રણાંગણમાં મરવાની બિલકુલ બ્હીક લાગવી જોઇયે નહિ. કૌરવ, પાંડવ, વૃષ્ણિ, હું, મારો પુત્ર અશ્વત્થામા સુદ્ધાં, આપણે સર્વ ગમે ત્યારે પણ મરવાના જ છીયે. યુદ્ધમાં મરેલા ક્ષત્રિયવીર તપસ્વીઓના તપથી મળનારા પુણ્યલોકમાં જાય છે, એ તું લક્ષમાં રાખ. માટે મૃત્યુથી ન બ્હીતાં સ્થિર થઇ યુદ્ધ કર." આમ દ્રોણનું આશ્વાસન અને પ્રોત્સાહન સાંભળી દુર્યોધન અને જયદ્રથ સમાધાન પામ્યા, અને પોતપોતાના તંબુમાં પાછા ગયા.

બીજે દિવસે પ્રાતઃકાળમાં વૃદ્ધ દ્રોણ શંખ ફુંકતા અને પોતાના લાલ ઘોડાનો રથ અહીંથી તહીં ફેંકતા, કૌરવસૈન્યની શકટવ્યૂહમાં માંડણી કરતા દૃષ્ટિયે પડયા. તે વ્યૂહની લંબાઇ ચોવીસ ગાઉની હોઇ પાછળની બાજુથી પહોળાઈ દસ કોસ હતી. શકટના અગ્ર ભાગે દ્રોણે પોતે ઉભા રહી જૂદા જૂદા વીરોને જૂદા જૂદા ભાગમાં ઉભા કર્યા. વિશેષતઃ

તે ચક્રના ઠેકાણે મોટા મોટા સૈન્યના ભાગ તેમણે ગોઠવ્યા. આ વ્યૂહને છોડી પાછળ ત્રણ ગાઉ દૂર રહેવા માટે તેમણે જયદ્રથને કહ્યું, અને તેના રક્ષણ માટે સોમદત્તિ, કર્ણ, અશ્વત્થામા, શલ્ય, વૃષ અને કૃપ આ છ વીરો આપ્યા. અને ઘણું ગજસૈન્ય અને અશ્વસૈન્ય પણ આપ્યું. આ પ્રમાણે બંદોબસ્ત કરી કૃતાન્ત પ્રમાણે તે શુભ્ર કવચ અને પાઘડીવાળા દ્રોણ ધનુષ્ય ચઢાવી શકટના અગ્ર ભાગે ઉભા રહ્યા તે વખતે તેમના તરફ કોઇ-નાથી જોઇ શકાયું નહિ. પરંતુ પોતાની ભયંકર પ્રતિજ્ઞા સિદ્ધ કરવા માટે સજ્જ થયેલો સુવર્ણ કવચવાળો કૃષ્ણ–સારથી અર્જુન આ તૈયારી જોઇ ગભરાયો નહિ. શ્રીકૃષ્ણની સલાહથી તેણે દ્રોણને નમસ્કાર કરી તેમની પાસેથી વળાવો લીધો. "અરે શત્રુને જીત્યા શિવાય આગળ જવું નહિં, આવી તારી પ્રતિજ્ઞા છે ને !" આમ અર્જુનને દ્રોણે કહ્યું. ત્યારે અર્જુને જવાબ આપ્યોઃ—"તમો મારા આચાર્ય છો, શત્રુ નથી." જતાં જતાં દ્રોણે અર્જુન ઉપર અનેક બાણ નાંખ્યાં પણ તેને ન ગણકારતાં શ્રીકૃષ્ણે દુઃશાસનના ગજસૈન્ય ઉપર અર્જુનનો રથ દોડાવી થોડી જ વારમાં શત્રુ સૈન્યમાં કચ્ચર મારી. દુર્યોધનથી તે જોઇ શકાયું નહિ. તેણે દ્રોણ પાસે જઇ વિનંતિ કરીઃ—"ગુરુજી ! આવડી સેના તોડી અર્જુન અંદર પેઠો. દ્રોણને જીત્યા શિવાય કોઇ અંદર ઘુસી શકશે નહિ. આવી સર્વની ખાત્રી હતી પણ તે ફોકટ ગઇ. તમે જયદ્રથને અને મને ફસાવ્યા એમ જ કહેવું જોઇએ. તમે મને આપનો સ્પષ્ટ અભિપ્રાય કહ્યો હોત તો મ્હેં જયદ્રથને રાખી લીધો ન હોત." દ્રોણે ક્રોધ ન કરતાં ઉત્તર આપ્યો;—"ભાઇ દુર્યો-ધન ! તારા કઠોર ભાષણથી મને ખોટું લાગ્યું નથી, તું મારા પુત્રતુલ્ય છે. અરે અર્જુનના રથનો વેગ તું જોતો નથી શું ? શ્રીકૃષ્ણ સરખો કુશલ સારથી અને તેના શ્વેત દિવ્ય ઘોડા ! પ્રસંગે અર્જુને ફેંકેલાં બાણ તેના જ રથની પાછળ પડે છે. થોડું વિવર કરી અર્જુનનો રથ અંદર ઘુસે છે. તેનો પીછો મારા ઘરડાથી કેમ થાય ? તે મારી સાથે યુદ્ધ માટે ઉભો જ રહેતો નથી ત્યાં મારો ઇલાજ શો ? અસ્તુ, તું જઇ તેને મળી તેની સાથે યુધ્ધ કર. હું તને દિવ્ય કવચ એવું બાંધું છું કે, અર્જુનનાં બાણ પણ તે કવચ તોડી શકે નહિ." આમ કહી દ્રોણે અભિમંત્રણ કરી દુર્યોધનનું કવચ ફરી બાંધ્યું; અને દુર્યોધન જોરથી અર્જુનના રથની પાછળ દોડયો. દુર્યો-

ધનનો રથ અર્જુનના રથ ઉપર દોડી આવે છે એ જોઇ શ્રીકૃષ્ણને આનંદ થયો. તેણે અર્જુનને કહ્યું;—" આ સુયોગ જવા ન દે, આ અત્યંત માની અને સુખમાં વધેલો દુર્યોધન એની મેળે સામો આવે છે. તેને ઠાર મારી યુધ્ધનો નિકાલ લાવ, અર્થાત્ તારૂં પરાક્રમ કેવું છે એ પણ આને આજ દેખાડ; " આ સાંભળી અર્જુને ઠીક કહ્યું અને પોતાનાં બાણોનો સમૂહ દુર્યોધન ઉપર ચલાવ્યો; પણ આશ્ચર્ય એ કે, અર્જુનના બાહુવડે જોરથી નંખાયલાં બાણ દુર્યોધનના કવચ ઉપર પડી નિરુપદ્રવપણે નીચે પડતાં. શ્રીકૃષ્ણે આ આશ્ચર્ય જોઇ મશ્કરીમાં કહ્યું;—" અર્જુન ! પથરા જેવાં બાણ નીચે પડે છે, કવચમાં પેસતાં નથી એ શું ? તારા બાહુમાં અને મુઠીમાં બલ કાયમ છે ને ? " શ્રીકૃષ્ણનું ઇંગિત તત્કાળ અર્જુનના લક્ષમાં આવ્યું અને તેણે કહ્યું:—" દ્રોણાચાર્યે આ અભેદ્ય કવચની ધારણા દુર્યોધનને આપેલી છે. શ્રીકૃષ્ણ ! તું સર્વ જાણે છે છતાં મને તું ખાસ ભુંડો પાડે છે. અસ્તુ, પણ આ દુર્યોધન આ ધારણાનો મર્મ જાણતો નથી. જેમ સ્ત્રીને કવચ ધલાય તેમ આને ઘાલેલું છે. આની આંખો હું હવે ઉઘાડું છું. " આમ કહી અર્જુને દુર્યોધન ઉપર બાણ ન નાંખતાં સારથી ઉપર નાંખી તેને ઠાર કર્યો. આ પ્રમાણે દુર્યોધનને વિરથ કરી તેણે તેનાં બન્ને હાથનાં તળીયાં ઉપર જ્યાં કવચ નહોતું ત્યાં બાણ માર્યાં. તે વિલક્ષણ કૌશલ્યથી મારેલાં બાણોથી દુર્યોધનના હાથનાં તળીયાંમાં અતિશય વેદના થવા લાગી અને તે વેદના અસહ્ય થવાથી તેણે છેવટે પલાયન કર્યું.

દુર્યોધનની સંશયિત સ્થિતિ જોઈ અનેક વીર અર્જુન ઉપર દોડયા; તે વખતે ત્યાં ભયંકર કંદન શરૂ થયું. અહીંયાં ભીમ પણ કૌરવસૈન્ય સાથે બીજે ઠેકાણે ઝઘડી શકટવ્યૂહ ફોડતો હતો. તે દિવસનું યુધ્ધ યુધ્ધના સર્વ દિવસોમાં અતિ ભયંકર થયું. છેવટે ભીમ–અર્જુને કૌરવસૈન્યનો પુષ્કળ નાશ કરી વ્યૂહરચના તોડી. સાયંકાળના સુમારે અર્જુનનો રથ વ્યૂહની પાછળ જયદ્રથ છ મહારથીઓના આશ્રય નીચે નિર્ભય બેઠો હતો ત્યાં પહોંચ્યો. ત્યાં તે છ વીરોનું અને અર્જુનનું ફરી ભયંકર યુદ્ધ શરૂ થયું. તે પૂરૂં થતું નહિ, એથી અર્જુનની પ્રતિજ્ઞા સિદ્ધ કરવા માટે શ્રીકૃષ્ણે માયા રચી. સાયંકાળના સૂર્ય ઉપર વાદળાં ફેલાઇ કાળાશ પડવા લાગી, તે

વખતે જયદ્રથ નિર્ભય થઇ લડાઇના ક્ષેત્રમાંથી ગેરસાવધ પાછો ફરવા લાગ્યો. કદાચિત્ સૂર્યાસ્ત થવાથી લડાઇ બંધ રાખવાના તુરાઇઓના અવાજ હમણાં વાગશે અને અર્જુનની પ્રતિજ્ઞા ખોટી પડવાથી તેને પ્રાણત્યાગ કરવો પડશે આવી તેને અકાળે આનંદની સ્ફૂર્તિ થઇ હોવી જોઇએ. એટલામાં એકદમ સૂર્ય વાદળાંમાંથી બહાર પડ્યો અને રણાંગણ ઉપર કિરણો પડયાં. તેના પ્રકાશમાં અર્જુને એક બાણથી જયદ્રથનું ડોકું ઉડાવી દીધું. આ પ્રમાણે જયદ્રથનો વધ થયેલો જોઇ કૌરવોએ આંસુ પાડયાં અને પાંડવોએ જયની ગર્જના કરી. શ્રીકૃષ્ણે અર્જુનનો રથ તત્કાળ પાછો ફેરવી ઝપાટામાં ધર્મ પાસે આણ્યો. ધર્મ તેમને જોતાં રથમાંથી કૂદી પડી બન્ને કૃષ્ણને ભેટયા. ત્રણેની આંખોમાંથી આનંદાશ્રુ વહેતાં હતાં. ધર્મે કહ્યું—"શ્રીકૃષ્ણ ! તારી કૃપાથી અર્જુને પોતાની દુસ્તર પ્રતિજ્ઞા પૂરી કરી; તારી કૃપાથી અમે શત્રુને જીતીશું એમાં સંશય નથી." એટલે શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો—"યુધિષ્ઠિર ! તારા તપથી, તારી ધર્મશીલતાથી, તારા સાધુત્વથી, તારી યુક્તિથી જ જયદ્રથ મર્યો એમ સમજ." આ પ્રમાણે પાંડવોના સૈન્યમાં આનંદનાં ભાષણો ચાલતાં હતાં, ત્યાં વ્હેણે કૌરવસૈન્યમાં દુઃખનાં અને ક્રોધનાં ભાષણો ચાલતાં હતાં. જયદ્રથ મરવાથી દુર્યોધનને પોતાના મરણ કરતાં પણ વધારે થયું. દાંત તોડી નાંખેલા સર્પ પ્રમાણે સુસ્કારા નાંખતો તે દ્રોણને મળ્યો અને દુઃખથી અને ક્રોધથી તેમને કહ્યું;—"આચાર્ય ! ભીમ-અર્જુને કરેલું આ ક્ષત્રિયોનું ભયંકર કંદન જુઓ. સાત અક્ષૌહિણી હાર થઈ છેવટે જયદ્રથ પણ હાર થયો. વિજય માટે ધડ પડતા મારા નાદે લાગી મરેલા આ વીરનું ઋણ હું કેમ ફેડીશ ? આ લાખો જીવોને હાર માર્યાનું પાતક હું સહસ્ર અશ્વમેધ કરીશ તો પણ દૂર થશે નહીં. લાખો મિત્રોનો દ્રોહ કરનારા મને દુષ્ટને પૃથ્વીએ તે રાજસભામાં જ કાં ન ગળી નાંખ્યો ? અસ્તુ. મારા માટે પ્રાણ આપનારા આ મારા મિત્રો પાછળ હું પણ યમસદને જાઉં છું. તમે માત્ર તમારા પ્રિય શિષ્યની આવી જ રીતે ઉપેક્ષા કરતા રહો." આ અપ્રિય ભાષણ સાંભળી દ્રોણને ઘણો ક્રોધ આવ્યો. મુહૂર્તભર ધ્યાનસ્થ રહી તે બોલ્યા—"દુર્યોધન ! આવાં વાક્શલ્યોથી મને ટોણા કેમ મારે છે ? અર્જુન યુદ્ધમાં અજિંક્ય છે એ મ્હેં તને સેંકડો વખત કહેલું છે. જેને અમે ત્રૈલોક્યમાં શૂર-શ્રેષ્ઠ માનતા

હતા તે ભીષ્મને પણ અર્જુને માર્યા, આના કરતાં વધારે પુરાવો શો જોઇયે ? બાપુ ! શકુનિયે દ્યૂતમાં જે પાસા નાંખ્યા તે પાસા નહોતા, પણ અર્જુનનાં બાણ હતાં. જે મૂર્ખ મનુષ્ય માબાપનું, આપ્તોનું, અને મિત્રોનું કહેવું તિરસ્કારી પોતાનો જ મત ચલાવે છે તે જલદીથી જ શોક કરે છે. સતી દ્રૌપદીને સભામાં ખેંચી આણવાનો તમે જે પ્રયત્ન કર્યો એનું તમે હવે ફળ ભોગવો. વારૂ તું મને કેમ દોષ આપે છે ? તમે છ વીરો જયદ્રથને સંભાળતા હતા તે સર્વ તમે જીવતા છો, અશ્વત્થામા જીવતો છે, કર્ણ જીવતો છે, કૃપ જીવતો છે, અને જયદ્રથ માર્યો એની લાજ તમારે જોઇયે. અસ્તુ. હું પણ આજ કવચ કાઢતો નથી. તારી યુદ્ધ ચાલૂ રાખવાની ઇચ્છા છે તે જ પૂરી થવા દે. અશ્વત્થામાને કહે કે, પાંચાલ સૃંજયને તારો પોતાનો જીવ બચાવી જીવતા છોડીશ નહિ. હું પણ જીવમાં જીવ છે ત્યાં સુધી તારા શત્રુઓને ઠાર જ કરીશ. ક્ષુબ્ધ થયેલા કૌરવ અને સૃંજય રાત્રિયે સુદ્ધાં યુદ્ધ કરશે.” આમ કહી દ્રોણે પોતાનો રથ પાંડવોના સૈન્ય તરફ હાંક્યો. રણાંગણમાંથી પાછા જવાની તુરાઇઓ કૌરવો તરફથી વાગી નહિ, એથી પાંડવોનું સૈન્ય પણ રણાંગણમાંથી પાછું ફર્યું નહોતું. દુર્યોધને ક્રોધના આવેશમાં યુદ્ધ ચાલૂ રાખવાનું જ પસંદ કર્યું અને સેનાપતિઓને પોતપોતાનાં હતશેષ સૈન્ય હલાવવાના સંબંધમાં હુકમ કર્યો. સર્વ પાયદળોને શસ્ત્રો મૂકી મશાલ લેવાની તેણે આજ્ઞા કરી, તે પ્રમાણે તેમણે મશાલો લઇ સળગાવી. પ્રત્યેક રથ પાસે પાંચ, હાથી પાસે ત્રણ, અને ઘોડા પાસે એક આ પ્રમાણે પાયદળ લોક મશાલો લઇ ચાલવા લાગ્યા. પાંડવો તરફથી પણ તેવી જ વ્યવસ્થા થઇ અને પાયદળોનું યુદ્ધ બંધ થયું; અને રથી, ગજ અને અશ્વ એમનું યુદ્ધ રાત્રીની કાલીમામાં મશાલોના અજવાળામાં શરૂ થયું. દ્રોણ દુર્યોધનની વ્યર્થ નિંદાથી કંટાળી ગયો હતો, પણ કર્ણ દ્રોણનાં વાસ્તવિક દૂષણોથી અધિક ક્ષુબ્ધ થયો હતો. તેણે ક્રોધથી પ્રજ્વલિત થઈ પાંડવસૈન્ય સાથે ભયંકર યુદ્ધ ચલાવ્યું. તેની આગળ કોઇનો પણ ટકાવ થઈ શક્યો નહીં. પાંડવો તરફના પાયદળ વીરો બીકથી મશાલો ટપક ટપક દેતા નાંખી દઇ છોડી જવા લાગ્યા. આ પ્રસંગે શ્રીકૃષ્ણે અર્જુનનો રથ કર્ણ ઉપર દોડાવ્યો નહીં એનો મર્મ અર્જુનના લક્ષમાં આવ્યો નહિ. તેમણે આ વખતે ઘટોત્કચને આગળ કર્યો;--“ બેટા ઘટોત્કચ !

તારા પિતાની અને કાકાઓની સેવા કરવાની વખત આ જ છે. રાક્ષસોને રાત્રિયુદ્ધમાં અધિક જોર હોય છે માટે આ કઠિણ પ્રસંગે તું તારૂં પોતાનું પરાક્રમ દેખાડ." આ પ્રમાણે શ્રીકૃષ્ણે ઘટોત્કચને પ્રોત્સાહન આપ્યું: એટલે તેણે પોતાની ભયંકર રાક્ષસી માયા પ્રકટ કરી કર્ણ ઉપર ચાલ કરી. અદૃશ્ય થઇ તેણે કૌરવસૈન્ય ઉપર પથરાઓનો અને શસ્ત્રોનો વર્ષાદ ચલાવ્યો. આકાશના અંધારામાંથી હજારો બાણુ, શક્તિ, મુસલ, તોમર, પટ્ટિશ વગેરે શસ્ત્રો પડી કૌરવસૈન્યનાં ફડસાળીયાં થવા લાગ્યાં. કર્ણ યથાશક્તિ તેનો પ્રતિકાર કરતો હતો પરંતુ પ્રબળ થયેલી રાક્ષસી માયા આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં. ઘટોત્કચના અદૃશ્ય વર્ષાદથી કૌરવસૈન્યમાં એટલો હાહાકાર ઉડયો કે ઘટોત્કચના રાત્રિયુદ્ધમાંથી બચીશું તો આગળ પાંડવો સાથે લઢીશું એમ સર્વને થયું. છેવટે કર્ણને પોતાની અમોઘ શક્તિ ચલાવવાના સંબંધમાં દુર્યોધને વિનંતિ કરી. તે શક્તિનો પ્રયોગ ફક્ત અમુક ઉપર જ કરવાનો હતો. કર્ણના વિલક્ષણ દાતૃત્વબદલ સંતુષ્ટ થઇ ઇન્દ્રે તે શક્તિ એક વીરનો નિશ્ચયથી નાશ કરશે આવા વરદાન સાથે કર્ણને આપી હતી. તે છેવટે કર્ણે ઘટોત્કચ ઉપર ચલાવી, એટલે તે અદૃશ્ય સ્થિતિમાં જ માર્યો જઇ ધડાક દઇ આકાશમાંથી નીચે પડયો અને પડતાં પડતાં તેના પ્રચંડ દેહ નીચે બન્ને સૈન્યોમાંના સેંકડો માણસો મરણ પામ્યાં. આ પ્રમાણે વીર્યશાળી ઘટોત્કચ મરણ પામ્યો એ જોઇ ભીમ–અર્જુનને ઘણું દુઃખ થયું. પણ શ્રીકૃષ્ણને એટલો આનંદ થયો કે, તેમણે આનંદના આવેશમાં અર્જુનને આલિંગન આપ્યું. સિંહનાદ કરી, રથ ઉભો રાખ્યો અને નીચે કુદકો મારી તે નાચવા લાગ્યા. અર્જુનને તેથી મોટું આશ્ચર્ય લાગ્યું અને તે બોલ્યો—" શ્રીકૃષ્ણ ! શોકની વખતે તારી આ અત્યાનંદની સ્થિતિ જોઈ મને ઘણું નવલ લાગે છે. જેમ સમુદ્ર સુકાઇ જાય કિંવા મેરુ જગ્યા ઉપરથી ખસી જાય તે પ્રમાણે તારા આ હમેશના શાંતસ્વભાવની વિરુદ્ધ આવું તારૂં વિલક્ષણ વર્તન મને ચમત્કારિક લાગે છે." શ્રીકૃષ્ણે કહ્યું:—" ભાઈ અર્જુન ! મારા અતિહર્ષનું કારણ સાંભળ, જે શક્તિની બીકથી હું આજ સુધી તને કર્ણ પાસેથી બચાવતો હતો, તે શક્તિ ઘટોત્કચ ઉપર ફોકટ ગયાથી આજ તું જીવંત થયો છું, અને કર્ણ મર્યો એમ હું સમજું છું. આ કર્ણ પાસેની શક્તિ એવી અમોઘ હતી, કે તેની આગળ કોઇ પણ વાર

જીવતો રહી શકતો નહોતો. તારા ગાંડીવથી કિંબહુના મારા ચક્રથી સુદ્ધાં તેનો પ્રતિકાર થવો શક્ય ન હોતો. તે શક્તિનો પોતા ઉપર વિનિયોગ કરી લઇ ઘટોત્કચે તારા ઉપર અગણિત ઉપકાર કર્યા છે.'' અસ્તુ; શ્રીકૃષ્ણે પોતાના બુદ્ધિપ્રભાવથી અને દૈવી માયાથી જ કર્ણની અમોઘ શક્તિ ફોકટ કરી એમ કહેવું જોઇયે. દર રાત્રિયે દુર્યોધનની અને કર્ણની સલાહ મસલત ચાલતી અને અર્જુનને દ્વૈરથને માટે આહ્વાન કરી તેના ઉપર શક્તિ ચલાવવાનો તેમનો સંકેત થતો. પણ પ્રાતઃકાલ થયો કે તે સર્વ વિચાર ભૂલી જવાઇ જૂદી જ રીત થતી. યુધિષ્ઠિરને પકડવાની આશાથી ત્રણ દિવસ તો અર્જુનને સંસપ્તક પાસે જ કૌરવોયે ગુંથ્યો. આ ચોથા દિવસે જયદ્રથને સંભાળવાના નાદમાં શક્તિનો પ્રયોગ કરવાનું કર્ણ ભૂલી ગયો; અને છેવટે રાત્રિયુદ્ધનો પ્રસંગ આવી ઘટોત્કચ પોતાની રાક્ષસી માયાથી રાત્રિયુદ્ધમાં અનાવર થયાથી આ શક્તિથી તેને ઠાર મારવો પડ્યો. કદાચિત્ કર્ણના પેટમાં એમ પણ હોય કે હું સેનાપતિ થઇશ ત્યારે અર્જુનને દ્વૈરથ માટે બોલાવી ઠાર મારીશ, અને સ્વતંત્ર યશ લઇશ. આ સંસારમાં સેંકડો વખત આવા પ્રસંગ ઘડાઇ આવે છે. અમુક વાત પહેલાં કેમ કરી નહીં એનું આપણને જ પાછળથી આશ્ચર્ય લાગે છે, અને દુઃખ થાય છે. સુલભ છતાં પણ વખતસર વાત સુઝતી નથી, અને સુઝી તો વખત ઉપર ધ્યાનમાં રહેતી નથી, અને ભળતો જ નાદ ભરાય છે. આવી આ દૈવી માયા વિલક્ષણ છે. ધૃતરાષ્ટ્ર આ વાતથી આશ્ચર્ય પામ્યા, ત્યારે સંજયે પણ તેમને કહ્યું હતું હતું કે;—શ્રીકૃષ્ણની માયાથી અમે રાત્રે કરેલો વિચાર રોજ વિસરતા અને અર્જુનને ગમે તેમ કરીને પણ શ્રીકૃષ્ણ કર્ણ પાસેથી બચાવતા.'' ઘટોત્કચ મર્યા પછી બન્ને સૈન્યો અત્યંત થાકી જવાને લીધે અર્જુનની સુચનાથી બન્ને સેનાપતિઓયે ચંદ્રોદય થતાં સુધી પોતપોતાના સૈન્યને રણાંગણ ઉપર જ નિદ્રા લેવાની પરવાનગી આપી. એટલે સર્વ મનુષ્યો અને જનાવરો તે દિવસના ભયંકર પરિશ્રમથી થાકેલાં હોવાથી ક્ષણવારમાં મરેલાં સરખાં રણાંગણ ઉપર જ ઉંઘી ગયાં. સર્વત્ર સૂમસામ થઇ હજારો ઘોડાના અને હાથીના મોટા મોટા શ્વાસોચ્છ્વાસ શિવાય રણાંગણ ઉપર એક શબ્દ પણ સંભળાતો નહિં.

શકપૂર્વે ૩૧૧૯ ના માર્ગશીર્ષ શુદ ચતુર્દશીયે ભારતી યુદ્ધને

આરંભ થયો. દશ દિવસ ભીષ્મે પરાક્રમ કરી વદી ૮ મે દેહ છોડયો. પછી ચાર દિવસ દ્રોણના અધિપત્ય નીચે ભયંકર યુદ્ધ થયું અને સાયંકાળે જયદ્રથ અને રાત્રિયુદ્ધમાં ઘટોત્કચ માર્યા ગયા પછી બન્ને સૈન્યો રણાંગણ ઉપર જ નિદ્રાવશ થયાં. તે રાત્રે પરોઢિયાના ચાર વાગ્યાના સુમારે વદી દ્વાદશીનો ચન્દ્ર ઉદયોન્મુખ થયો અને તે કુમુદિનીનાથનું નેત્રને આનંદ આપનારૂં બિંબ કામિનીના કપોલ પ્રમાણે જાત્યા ગૌર છતાં પણ ઉદયરાગથી આરક્ત થયેલ પૂર્વ તરફના ક્ષિતિજ ઉપર ધીમે ધીમે આવ્યું. થોડી જ વારમાં ચાંદીના ચૂર્ણ સરખો સ્વચ્છ ધોળી ચંદ્રની જ્યોત્સ્ના રણાંગણ ઉપર ફેલાઇ. રથની પાછલી બાજુને અઢેલી ઉંઘેલા રથી, રથના આગલા દાંડાને ટેકી ઉંઘેલા સારથી, ઉભા ઉભા જ ઉંઘ લેનારા ઘોડા, ઘોડાની લગામ હાથમાં ઝાલીને જમિન ઉપર શિરપેચ સાથે પડેલા ઘોડેસ્વાર, સુંઢનું ગુંછળું વાળી જમિન ઉપર ઉંઘી ગયેલા હાથીના ગંડસ્થલ ઉપર માથાં મૂકી નિદ્રિત થયેલા હાથી ઉપરના વીર અને ઢાલ ઉપર માથું ટેકવી સુતેલા પાયદળ સિપાઇઓ ચંદ્રકિરણથી જાગૃત થયા. ચંદ્ર ઉદય પામતાં જેમ સમુદ્ર ઉછાળા મારવા લાગે છે, તે પ્રમાણે તે સૈન્યસાગર પણ થોડી જ વારમાં ઉછળવા લાગ્યો, અને તે બન્ને સૈન્યો એકમેક ઉપર તુટી પડવાને તૈયાર થયાં. તે વખતે દુર્યોધને દ્રોણને કહ્યું;—"આચાર્ય ! પ્રિય શિષ્યના પ્રેમથી કિંવા મંદભાગ્યથી તમે પાંડવોને જવા દો છો; પણ હવે તેમ મુદ્દલ કરશો નહિ. મારા માટે, થાકેલા અને ન થાકેલા, સાવધ અને અસાવધ, કોઇને પણ ન જવા દેતાં શત્રુના સૈન્યનો ઘડચો કરો !" દ્રોણે ઉત્તર આપ્યો;—" મારાથી જેટલું શકય હતું તેટલું હું આજ સુધી કરતો આવ્યો છું. પણ હવે તારા માટે વળી આ કરૂં છું કે, જે શસ્ત્ર નહિ જાણનારા છે, તેમને પણ અસ્ત્રથી ઠાર મારીશ. હું સર્વ પાંચાલોને માર્યા શિવાય આજ કવચ જ ઉતારવાનો નથી. પણ અર્જુન ઉપર તું જ ધસ. તું આ વૈરનું મૂળ છે. તું ઇતર ક્ષત્રિયોનો કાં ઘાત કરાવે છે ? અર્જુન થાકેલો છે માટે તું જ તેના ઉપર જઇ તારૂં વૈર ઉતારી લે." આમ કહી દ્રોણે ક્રોધથી અને ત્વેષથી રણનો મધ્ય ભાગ છોડી ઉત્તર તરફની પાંખ ઉપર જઇ પાંચાલો ઉપર અસ્ત્રો નાંખવાની શરૂઆત કરી. પાંચાલની મદદે ચેદિ, મત્સ્ય દોડયા; તે સર્વને દ્રોણે પરાસ્ત કરી દ્રુપદના ત્રણ પુત્રો ઠાર

કર્યા અને પ્રત્યક્ષ દ્રુપદ અને વિરાટ એમને પણ યમલોકમાં મોકલ્યા. તે જોઈ ધૃષ્ટદ્યુમ્ને પ્રતિજ્ઞા કરી;—" આજ હું દ્રોણને છોડું તો મારાં ઇષ્ટા-પૂર્તનું, ક્ષાત્રનું અને બ્રાહ્મણ્યનું સર્વ પુણ્ય નષ્ટ થાઓ." આવી પ્રતિજ્ઞા સર્વ ક્ષત્રિયો સમક્ષ કરી ધૃષ્ટદ્યુમ્ન દ્રોણ ઉપર ઉઠયો. એટલામાં સૂર્ય ક્ષિતિજ ઉપર આવવાથી સર્વ ક્ષત્રિયોએ પોતપોતાની જગા ઉપર જ યુદ્ધ અટકાવી સંધ્યાગત આદિત્યનું ઉપસ્થાન કર્યું; અને પછી ફરી પ્રાણાંતિક યુદ્ધ શરૂ કર્યું.

મરીશ કિંવા મારીશ આવા નિશ્ચયથી યુદ્ધ કરનારા દ્રોણનો પ્રતિરોધ કેમ કરવો એની પાંડવપક્ષને મોટી ચિંતા પડી. પાંડવોના જમણા પક્ષ ઉપર દ્રોણે એવો ભયંકર મારો ચલાવ્યો કે, આ પક્ષ સમૂળગો નાશ પામશે કે શું એમ તેમને થવા લાગ્યું. જે પક્ષને મદદની આવશ્યકતા હોય ત્યાં અર્જુનનો રથ શ્રીકૃષ્ણ લઈ જવાના જ; પરંતુ દ્રોણ આગળ અર્જુનનું કાંઇ ચાલ્યું નહિ, તે પણ પાછો પડયો. અસ્ત્ર ન જાણનારાઓ ઉપર પણ અસ્ત્રો છોડવાનો સપાટો દ્રોણે ચલાવેલો હોવાથી પાંચાલસૈન્ય ઘણું ખરૂં નષ્ટ થયું, અને ધૃષ્ટદ્યુમ્નની પ્રતિજ્ઞા વ્યર્થ જવાની વેળા આવી. આવી સ્થિતિમાં શ્રીકૃષ્ણે કૂટયુદ્ધ કરવાની સલાહ આપી. " ધર્મયુદ્ધ છોડી કૂટ યુદ્ધ કર્યા શિવાય આ દ્રોણ આટોપાવાના નથી. એમનો હાથ ધીમો પાડવા માટે એક યુક્તિ છે. અશ્વત્થામા ડાબી પાંખ તરફ લડે છે; માટે તે મર્યો એવી જો બૂમ ઉઠાવીશું તો આ બુઢ્ઢો પુત્રશોકથી હતવીર્ય થશે." આ શ્રીકૃષ્ણની સલાહ ઘણાખરાઓને પસંદ પડી. અર્જુનને માત્ર તે કહેવું રુચ્યું નહિ. પણ યુધિષ્ઠિરે પ્રસંગ કઠિણ છે જાણી મોટા કષ્ટે રૂકાર આપ્યો. તેવામાં વળી માલવાના રાજા ઇન્દ્રવર્માનો એક અશ્વત્થામા નામનો બલાઢ્ય હાથી પાંડવો તરફ જ હતો, તેને ભીમે ગદાથી ઠાર માર્યો. અને અશ્વત્થામા મર્યો, આવી બૂમ ઉડાડી. ચારે તરફ અશ્વત્થામા મર્યો આવી વાત ચાલી; એટલે દ્રોણાચાર્યના કાન ઉપર પણ તે વાત ગઈ અને તેમણે શસ્ત્ર અટકાવ્યાં; અને યુધિષ્ઠિરનો રથ સામો જોઈ તેમની પાસે ચોકસાઇ કરવા માટે ઘોડેસવાર મોકલ્યો. ધર્મને ખોટું બોલવાના સંકટમાં પડેલા જોઈ શ્રીકૃષ્ણે દુઃખથી કહ્યું;—" ધર્મ ! મધ્યાન્હ થતાં સુધી દ્રોણ આવી જ રીતે યુદ્ધ કરતા રહેશે તો પાંડવ-પાંચાલોની સર્વ સેના નષ્ટ થશે; માટે તું આ

વખતે અમારી તરફ જો. ધર્મ ! પાંચ પ્રસંગે સત્ય કરતાં પણ અસત્ય વધારે આદરણીય છે. સર્વસ્વના નાશ પ્રસંગે, વિવાહવેળાએ, રતિપ્રસંગે, ગાય માટે કિંવા બ્રાહ્મણ માટે ખોટું બોલીએ તો પાતક નહિ." આ ગોવિંદનું વચન સાંભળી એક તરફ જયની આશાથી તો બીજી તરફ અનૃતની બ્હીકથી ખેંચતાણ થનાર ધર્મ આગળ થઇ બોલ્યાઃ—"બાપુ ! અશ્વત્થામા મર્યા, પછી હાથી કે મનુષ્ય તે ખબર નથી." ધર્મે આજસુધી અનૃત ભાષણ કર્યું નહોતું; એથી તેમનો રથ જમિનને ન અડકતાં અધાંન્તરે જ ચાલતો હતો. હવે આ શબ્દો તેમના મુખમાંથી નિકળતાં જ તેમનો રથ જમિનને અડકયો. દ્રોણને સ્વાર પાસેથી ધર્મનો જવાબ સાંભળતાં આશ્ચર્ય લાગ્યું અને તેમનો હાથ ચાલતો અટકી પડયો. પહેલેથી જ ચાર દિવસના થાકેલા, તેમાં પુત્ર બદ્દલ આ અનિષ્ટ બાતમી સાંભળી, એથી તેમને અસ્ત્રોની પણ સ્મૃતિ રહી નહિ. ધૃષ્ટદ્યુમ્ન ઉપર તે બાણ નાંખતા હતા, તે બાણ બંધ થયાં. તે વખતે દ્રોણે ધનુષ્ય નીચે મૂકી ક્ષણવાર સમાધિ લગાવી. તે અવસર જોઈ ધૃષ્ટદ્યુમ્ને રથ નીચે કુદકો મારી, દોડતા જઇ દ્રોણના રથ ઉપર ચઢી ધ્યાનસ્થ દ્રોણના કેશ પકડી ચારે બાજુથી લોકોએ હાં હાં હાં કહેતામાં તો તલવારથી તેમનું મસ્તક ઉડાવ્યું. દ્રોણનું જીવટ—અન્ત—થયું.

શ્રીકૃષ્ણે આપેલી આ સલાહ વાજબી કિંવા ગેરવાજબી આવો પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે. આ ધર્મયુદ્ધ નથી એવું તેમણે પણ કહ્યું. ધર્મનો રથ અધાંન્તરે ચાલતો હતો તે આ વખતે પૃથ્વીને અડકયો એવું વ્યાસે કરેલું કવિત્વનું વર્ણન પણ આ જ સિદ્ધ કરે છે, કે ધર્મે કરી તે વાત સારી નહિ. કિંબહુના રામને જેમ વાલિવધનું અક્ષય કલંક લાગ્યું તેમ યુધિષ્ઠિરને આ કલંક લાગ્યું એવું પણ તેમણે આગળ વર્ણન કરેલું છે. પરંતુ વ્યવહાર કિંવા રાજનીતિની દૃષ્ટિએ જે ધર્મે કર્યું, તે પ્રશસ્ત નહિ તો પણ ક્ષમ્ય છે. Every thing is fair in love and war આવો પાશ્ચાત્યોનો પણ સિદ્ધાંત છે. જે પાંચ પ્રસંગ અસત્ય આદરવાના કહ્યા તે વ્યતિરિકત અસત્ય આદરવું નિંદ્ય છે, આ મર્યાદા માત્ર લક્ષમાં રાખવી જોઇયે. જમાઇ કિંવા સ્ત્રી રીસાઇ હોય તો ખોટું બોલી રાજી કરવાં આ મત માટે કોઇ હરકત હોશે નહિ; ગો-બ્રાહ્મણનો જીવ બચાવવા માટે

અર્થાત્ કેવળ પરાર્થ ખોટું બોલવું એ નીતિદષ્ટ્યા યોગ્ય જણાય છે, અને સર્વસ્વ નાશ થવાના પ્રસંગે ખોટું બોલવું વ્યાવહારિક દષ્ટિયે ક્ષમ્ય છે. પીટર ધી ગ્રેટે આવા એક પ્રસંગે તુર્કોને શરણ જઇ જીવ બચાવ્યો; અને ફરી સૈન્ય એકઠું કરી વચન તોડી યુદ્ધ શરૂ કર્યું. અધર્મથી આપણા ઉપર ચાલી આવી પોતાનો સર્વસ્વઘાત કરનારાઓનો આવો પ્રતિરોધ કરવો એ મનુષ્યની સદસદ્વિવેક બુદ્ધિને ક્ષમ્ય લાગ્યા શિવાય રહે નહિં. ચોર આપણને લુંટતો હોય તે વખતે ખોટું બોલવું એ કોઇને પણ પાપકારક લાગશે નહિ. કિંવા શત્રુએ આપણા ઉપર શસ્ત્ર ચલાવ્યાં તે વખતે મરી ગયાનું બહાનું કરી પાછળથી એકદમ શત્રુ ઉપર તુટી પડવું એ પણ પાપ નથી, એ ઉઘાડું છે. આ વખતે દ્રોણ પોતે ધર્મયુદ્ધ છોડી અધર્મથી પાંડવોના સૈન્ય ઉપર અસ્ત્રોનો પ્રયોગ કરતા હતા, એ લક્ષમાં રાખવું જોઇયે. આવી સ્થિતિમાં અધર્મનો પ્રતિકાર અધર્મથી કરવો એ નિન્દ્ય નથી, એમ કહેવામાં હરકત નથી. આ જ વાત વ્યાસે પણ આગળના વાદવિવાદમાં બડી ખુબીથી દેખાડી છે.

ધૃષ્ટદ્યુમ્ને દ્રોણના કેશ પકડી તેમનું ડોકું ઉડાવી સિંહનાદ કરતા રણાંગણમાં કુદકો માર્યો એ જોઇ દ્રોણનું સૈન્ય દોડવા લાગ્યું. શલ્ય તે બાજુએ લડતો હતો, તે પણ ભયથી આ વખતે પાછો પડગો. શકુનિયે પણ ભયથી પગ ફેરવ્યા. ડાબી પાંખ તરફ અશ્વત્થામા લઢતો હતો, ત્યાં પણ દોડાદોડી શરૂ થઇ, એટલે અશ્વત્થામાને આશ્ચર્ય લાગ્યું. તે દુર્યોધનને મળ્યો અને "છે પણ શું ?" આમ તેને પૂછયું. એટલે તેને સર્વ હકીકત જણાઈ. તે સાંભળી તેના પગની આગ મસ્તકે ગઈ. "ધર્મે અધર્મથી મારા પિતાને મરાવ્યા કેમ ? હું જીવતાં છતાં મારા પિતાની તે ક્ષુદ્ર ધૃષ્ટદ્યુમ્ને ચોટલી પકડી ! રણમાં જય-અપજય ઇશ્વરાધીન છે પણ શસ્ત્ર મૂકયા પછી આવું અયશસ્કર મૃત્યુ આવવું એટલે મહદ્ દુર્ભાગ્ય છે. તો બીશો નહીં, અર્જુનને, અરે વાસુદેવને સુદ્ધાં આવડે નહિં એવું અસ્ત્ર મારી પાસે છે. હું ધર્મનો ધૃષ્ટદ્યુમ્ન સાથે આજ નાશ કરું છું." આમ કહેતે અશ્વત્થામા આગળ થયો, એટલે સર્વ કૌરવસૈન્ય જયની આશાએ જોરથી પાછું ફર્યું. પ્રતિપક્ષ તરફના આનંદથી ફુંકાયલા શંખોનાં સ્ફુરણ સંભળાવા લાગ્યાં, એટલે પાંડવો તરફના લોકોને નવાઇ લાગી. કૌરવોનું નાશ

છુટેલું સૈન્ય કોણ પાછું ફેરવે છે આવો યુધિષ્ઠિરનો પ્રશ્ન સાંભળી ધૃષ્ટદ્યુમ્નની નિંદ્ય કૃતિથી સંતપ્ત થયેલો અર્જુન બોલ્યોઃ—" આ દ્રોણનો પુત્ર અશ્વત્થામા તમારા ઉપર ચઢી આવે છે. જેના જન્મોત્સવમાં દ્રોણે હજારો ગાયો આપી હતી, જેણે જન્મતાં બરોબર અશ્વસરખો અવાજ કાઢી સર્વ ત્રૈલોક્યને કંપિત કર્યું, અને જેને પુત્રપ્રેમથી દ્રોણે સર્વ અસ્ત્રો શિખવાડયાં, તે અશ્વત્થામા પોતાના બાપની તમે કરેલી દુર્દશા સાંભળી ગર્જના કરતો તમારા ઉપર ચઢી આવે છે. તમે ધર્મનું ચાડું રાખી અધર્મથી દ્રોણને ફસવ્યા; અને આ ધૃષ્ટદ્યુમ્ને તે મારા ન્યસ્તશસ્ત્ર ગુરુનું નૃશંસની પેઠે ગળું કાપ્યું. તો હવે તેને અશ્વત્થામા પાસેથી બચાવવો શક્ય હોય તો બચાવો. અરે ! રે ! આ મારા વૃદ્ધગુરુનો રાજ્યલોભે મ્હેં આવો ઘાત કર્યો, આના કરતાં હું જ મરી ગયો હોત તો સારૂં થાત !" આમ કહેતાં કહેતાં અર્જુનની આંખોમાંથી ટીપાં પડવા લાગ્યાં. અર્જુનના આ દુઃખી ઉદ્ગાર સાંભળી સર્વ મંડળ ક્ષણવાર સ્તબ્ધ થયું. કોઈ પણ પ્રિય કે અપ્રિય બોલ્યું નહીં. છેવટે ભીમ સંતપ્ત થઇ બોલ્યો;—" અર્જુન ! તારી આ ધર્મશીલતા પ્રશંસનીય છે. તેર વર્ષ ભોગવેલું દુઃખ ગળીને પણ તું ધર્મનું જ પુંછડું પકડે છે, એ જોઇ કોણ તારી પ્રશંસા કરશે નહિં ? પણ જે વેળાયે શત્રુયે અધર્મથી આપણું રાજ્ય હરણ કર્યું, આપણી સતી ભાર્યાને સભામાં ખેંચી આણી, અને લંગોટી પહેરાવી આપણને વનવાસ મોકલ્યા, તે વખતે જે દુઃખ મને થયું નહિં તે આ વખતે તારી ધર્મપરતા જોઇ થાય છે. શત્રુના સર્વ અધર્મ સહન કરી તું પોતાનો ધર્મ જ કાયમ રાખે છે એ જોઇ મારૂં હૃદય ફાટી જાય છે. અને જે અશ્વત્થામા તારા ષોડશાંશની પણ બરોબર નથી તેના પરાક્રમની તારીફ આ વાસુદેવ સામે કરે છે એ આશ્ચર્યની વાત ! અશ્વત્થામાની આટલી બીક શા માટે રાખે છે ? હું તેના આ ગદાથી સમાચાર લઇશ." ભીમનું આ આવેશનું ભાષણ સાંભળી ધૃષ્ટદ્યુમ્નને પણ બોલવાનું શૂર છુટયું, અને તે બોલ્યોઃ—" અર્જુન ! દ્રોણે આપણા સર્વ સૈન્યનો અધર્મથી ફડચો કર્યો. અને અસ્ત્ર ન જાણનારાંઓને અસ્ત્રથી ઠાર કર્યાં; તે બદ્દલ તું કાંઇ પણ બોલતો નથી; અને મ્હેં આ દુષ્ટ બ્રાહ્મણનું ક્રોધના આવેશમાં ડોકું ઉડાવ્યું, આ અધર્મ બદ્દલ તું આટલું બધું અકાંડતાંડવ કરે છે ? હાથી જેમ નમ્ર થઇ માવતને માથા ઉપર

ચઢવા દે છે, તે પ્રમાણે દ્રૌપદી માટે મ્હેં સંબંધને લઇને અવનત થઇ આ તારૂં ભાષણ માથે ચઢાવેલું છે; નહીં તો એનો મ્હેં ક્યારનો બદલો લીધો હોત.” ધૃષ્ટદ્યુમ્નનું આ ગર્વભર્યું બોલવું સાંભળી અર્જુનના ગુરુબંધુ સાત્યકિયે સંતાપથી કહ્યું:—“ અરે, એવો કોઇ વીર અહીં નથી શું ? કે જે આ મહાપાપી નરાધમને આવું અભદ્ર ભાષણ કરવા બદલ દેહાન્ત પ્રાયશ્ચિત્ત આપી શકે ? ધ્યાનસ્થ ન્યસ્તશસ્ત્ર સદ્ગુરુની તારા શિવાય કયો નરાધમ ચોટલી પકડે ? અને સર્વ લોકમાં આવું નિન્દ્ય કર્મ કરી ફરી સભામાં નિર્લજ્જ સરખો કોણ વલગના કરે ? ફરી જો આવું બોલીશ તો ગદાથી તારા મસ્તકના ટુકડા કરી નાંખીશ, સમજ્યો !” ધૃષ્ટદ્યુમ્ને તરત જ ઉત્તર આપ્યો:—“ હું સાંભળી રહું છું તેમ તેમ તું વધારે બોલે છે. ક્ષમા કરવી પ્રશંસનીય છે એ ખરૂં પણ પાપીને ક્ષમા કરવી યોગ્ય નથી. કારણ પાપી મનુષ્ય ક્ષમા કરનારને મ્હેં જીત્યો એમ માને છે. તું પોતે એટલો પાપી છે કે, બીજાનાં છિદ્રો કાઢવાનો તને અધિકાર નથી. પ્રાયોપવેશન કરી બેઠેલા ભૂરિશ્રવાના ત્હેં પરમ દિવસે જ અધર્મથી પ્રાણ લીધા. તારા સરખા પાપીને મારા અધર્મબદલ કઠોરપણાથી બોલતાં લાજ આવવી જોઇયે. ચુપ બેસ; નહિં તો દ્રોણ પ્રમાણે તારૂં પણ ડોકું ઉડાવી દઇશ.” તે સાંભળી ક્રોધથી આરક્ત થયેલો સાત્યકિ ઉત્તર આપવાની ભાંજઘડમાં ન પડતાં ગદા ઉગામી ધૃષ્ટદ્યુમ્ન ઉપર દોડ્યો. શ્રીકૃષ્ણે તત્કાળ ભીમને વચમાં પડવા ઇશારો કર્યો, એટલે આ લઢાઇ અહીંયાં જ અટકી; અને ભીમે રથ ઉપરથી કુદકો મારી સાત્યકિને બાથમાં મારી પાછો ફેરવ્યો.

પાંડવો તરફના વીરોની આવી લઢાઇ ચાલેલી છે ત્યાં અશ્વત્થામાયે પાંડવોના સૈન્ય ઉપર નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો. તે અસ્ત્રને લીધે સર્વ અંતરિક્ષ શસ્ત્રોથી વ્યાપ્ત થયું. હજારો બાણ, મુસલ, પટ્ટિશ, શતઘ્ની વગેરે પાંડવોના સૈન્ય ઉપર પડવા લાગ્યાં. પ્રતિકાર કરનારા પાંડવો તરફના વીર મરી પડવા લાગ્યા. અર્જુન હજુ પણ મધ્યસ્થ રહી ધનુષ્ય ઉંચકતો નથી એ જોઇ ધર્મને ઘણું ખરાબ લાગ્યું. તે ઘાંટો પાડી બોલ્યા—“ ધૃષ્ટદ્યુમ્ન ! તું રણ છોડી સ્વદેશ જા. સાત્યકિ ! તું પણ દ્વારિકા જા. અને હે સર્વ રાજાઓ ! તમે પણ રણ છોડી જાઓ, અને પ્રાણ બચાવો; વાસુદેવ પણ પોતાના કલ્યાણનો માર્ગ સ્વીકારશે. સર્વ જગતનુ

કલ્યાણુ કરે છે તેને કહેવાની મને કાંઇ પણુ જરૂર નથી. હું મારા બંધુઓ સાથે અહીંયાં જ રહી મરી જઇશ. ભીષ્મ દ્રોણુ સરખા સમુદ્ર તરી આ અશ્વત્થામા રૂપી ખાબોચીયામાં હું આજ બુડી જાઉં છું. મ્હેં ઘણાં પાપ કર્યાં છે. જેણે બાલ અભિમન્યુ છ વીરો પાસે વિરથ કરાવી મરાવ્યો; જેણે સભામાં ખેંચી આણેલી દુઃખિત દ્રૌપદીના પ્રશ્નનો જવાબ આપ્યો નહિ; જેણે બ્રહ્માસ્ત્રથી આ પાંચાલસેના ઘણી ખરી નિઃશેષ કરી, તે દ્રોણુને મ્હેં મરાવ્યા આ પાતક બદ્દલ હું અહીંયાં જ રણાંગણુ ઉપર દેહ મૂકું છું.'' આ ધર્મનું નિરાશાનું ભાષણુ સાંભળી ભીમ ક્રોધથી ગદા ઉપાડી અશ્વત્થામા ઉપર દોડયો. એટલે શ્રીકૃષ્ણે મોટેથી કહ્યું—"હે સર્વ રાજાઓ! અને સર્વ વીરો! આ નારાયણાસ્ત્રને નમસ્કાર કરો. આનો પ્રતિકાર કરશો નહિ. પ્રતિકાર કરશો તો મરશો;'' ભીમ વાસુદેવનું પણુ સાંભળતો નથી એ જોઇ અર્જુને ઘાંટો પાડી કહ્યું—" ભીમ! ભીમ! નારાયણાસ્ત્ર સામે, બ્રાહ્મણુ સામે અને ગાય સામે હું ગાંડિવ નીચે મૂકું છું. ભાઇ! લઢ નહિ." તે સાંભળી સર્વ લોકોએ શસ્ત્રો મૂકી દઇ નારાયણાસ્ત્રને નમસ્કાર કર્યાં. એટલે તે અસ્ત્ર પોતાની મેળે શાંત થયું અને અંતરિક્ષ પણુ થોડી વારમાં શાંત થયું. આ જોઇ અશ્વત્થામાને ઘણો ક્રોધ આવ્યો; તેણે અગ્નિશિર નામનું અસ્ત્ર પાંડવો ઉપર નાંખ્યું. એટલે પાંડવોનું સઘળું સૈન્ય અગ્નિની પ્રજ્વલિત જ્વાળામાં ગુંગળાઇ ગયું. ચારે તરફ અગ્નિની જ્વાલા શિવાય કાંઈ પણુ દેખાતું નહિ. પણુ અર્જુને બ્રહ્માસ્ત્રનો તેના ઉપર પ્રયોગ કર્યો એટલે તે અસ્ત્ર પણુ શાંત થયું. હજારો લોક પાંડવ તરફના બળી ગયા પણુ શ્રીકૃષ્ણુ અને અર્જુનને પોતાના રથ ઉપર સુરક્ષિત જોઈ "ધિક્કાર, ધિક્કાર" "અસત્ય અસત્ય," આમ કહેતો અશ્વત્થામા રથ નીચે કુદી પડી દુઃખથી નિઃશ્વાસ નાંખતો રણાંગણુ છોડી ચાલતો થયો.

તે દિવસે બે પ્રહરમાં જ બન્ને સૈન્યો રણાંગણમાંથી પાછાં ફર્યાં. બન્ને બાજુ દુઃખનો પૂર્ણ અમલ બેઠેલો હતો. ધૃષ્ટદ્યુમ્નની નીચ કૃતિથી, આપસઆપસમાંના ટંટાથી અને અગ્નયસ્ત્રને લીધે થયેલા ક્ષયથી પાંડવ ત્રાસ પામી ગયા હતા, તો પણુ આ કરતાં પણુ ભયંકર હાનિ થવાથી, દ્રોણુના મરણથી અને અશ્વત્થામાની નિરાશાથી કૌરવો ત્રસ્ત થયા હતા.

બાકી રહેલો અર્ધો દિવસ અને આખી રાત બન્ને સૈન્યોએ દુઃખમાં ગાળ્યાં. બીજે દિવસે નિત્ય પ્રમાણે સ્નાન કરી, અગ્નિ અને સૂર્યની ઉપાસના કરી, પાંડવો તરફના ક્ષત્રિયો રણાંગણ ઉપર આવ્યા. હજી પણ દુર્યોધનને એવો ભરોસો હતો કે કર્ણ જરૂર પાંડવોને મારશે. કિંબહુના, આજસુધી તેના જ ભરોસા ઉપર તેણે પાંડવો સાથે ઉગ્ર વૈર ચલાવેલું હતું. “ શાર્ઙ્ગ અને ગાંડીવ ધનુષ્ય ધારણ કરનારા તે બન્ને કૃષ્ણનો પરાભવ આજસુધી કોઈયે કર્યો નહિં, પણ હું તે બન્નેને એક રથ ઉપર ઠાર કરી નીચે પાડું છું, તું બીયે છે કેમ ? ” કર્ણની આવી વલ્ગના દુર્યોધનના કાનમાં હમેશાં ગણગણતી હતી. તે ચિરસંભૃત આશા આજ ફલીભૂત થશે, આવી કલ્પનાથી દુર્યોધને કર્ણને સેનાપતિ કર્યો. સુવર્ણ કુંભમાંના અને ગાયના શીંગડામાંથી પડનારા ગંગાજલથી સર્વ રાજાઓયે કર્ણને સેનાપત્યનો વિધિયુક્ત અભિષેક કર્યો. તે વખતે હમેશ મુજબ કર્ણે, “ રાજા તું સ્થિર થા; આજ પાંડવો જીતાયા છે એમ જ સમજ.” આવા આશ્વાસનપર ગર્વના ઉદ્ગાર કાઢ્યા. તે સાંભળી સર્વ સેનાપતિઓયે આનંદથી શંખ ફુંક્યા. પછી શુભ્ર પતાકાવાળા, બગલા સરખા શુભ્ર ઘોડાવાળા અને અનેક શસ્ત્ર, ધનુષ્ય, બાણ ઇત્યાદિ આયુધોથી ભરેલા રથમાં બેસી શંખ ફુંકતા અહીંથી તહીં દોડતા કર્ણે પોતાના સૈન્યનો મકર વ્યૂહ રચ્યો; અને પાંડવો ઉપર ચાલ્યો. પાંડવોનું સૈન્ય પણ તૈયાર જ હતું. તે દિવસે ફરી પિશાચ, શીયાળવાં, કુતરાં વગેરેને આનંદ આપનારૂં યુદ્ધ શરૂ થયું. હાથી, રથ, અશ્વ ઉપરના હજારો વીરો, ક્ષીણપુણ્યવાળા જીવો સ્વર્ગમાંથી પડે છે તેમ નીચે પડવાં લાગ્યા. પદ્મસમાન કાંતિવાળાં અને સુગંધયુક્ત ક્ષત્રિયોનાં ડોકાંથી પૃથ્વી આસ્તીર્ણ થઈ. રથી, પાયદળ, ઘોડેસ્વાર, હાથી ઉપરના વીર આ સર્વને સરખો માર આપતો આપનો કર્ણ ક્ષણમાં અહીંયાં તો ક્ષણમાં ત્યાં એમ આખા રણમેદાન ઉપર વિદ્યુત્કાંતિ પ્રમાણે ચમકતો દોડતો હતો. કેટલીક વાર તેનું અને અર્જુનનું દૈરથ એટલે રથ ઉપરનું દ્વંદ્વયુદ્ધ પણ થયું. પણ કોઇ કોઇથી હારી ગયું નહિં. આ પ્રમાણે દિવસભર યુદ્ધ ચાલ્યું અને બન્ને સૈન્યો છેવટે હાર ન ખાતાં, રાત્રિયુદ્ધ કેટલું ભયંકર છે એનો અનુભવ હોવાથી, સંધ્યાકાળે પોતપોતાના તંબુએ પાછાં ફર્યાં.

બીજે દિવસે પ્રાતઃકાળે સૈન્યો ફરી રણાંગણ ઉપર આવ્યાં, તે વખતે

કર્ણે દુર્યોધનને કહ્યું—" આજ હું જરૂર અર્જુનને મારીશ. ધનુર્વિદ્યામાં લાઘવ, લક્ષ્યભેદ, દૂરપાતન અને સૌષ્ટવ આમાં અર્જુન મારી બરોબરી કરી શકતો નથી; પ્રાણ, શૌર્ય, વિક્રમ અને વિજ્ઞાન આમાં પણ તે મારી બરોબરીનો નથી. સર્વ ધનુષ્યના સરદારરૂપ આ વિજય ધનુષ્ય ઇન્દ્રમાટે ઉત્પન્ન કરેલું પરશુરામે મને આપ્યું છે; તે મ્હેં આજ યુદ્ધ કરવા માટે આણેલું છે; આ ધનુષ્યની બરોબરી ગાંડિવ કરી શકતું નથી. પણ મારી એક ન્યૂનતા છે, તે હું તને કહું છું. જેમ અર્જુનને ગોવિંદ સારથી છે તેમ મારે નથી. વાસુદેવ અશ્વનું હૃદય ઉત્તમ રીતે જાણે છે, અને તે ક્ષણે ક્ષણે અર્જુનને વિષમ પ્રસંગોમાંથી બચાવે છે. જો આ શલ્ય મારો સારથી થાય તો પછી મારી બરોબરી અર્જુન કોઇ પણ બાબતમાં કરી શકે નહિ. આ શલ્ય પણ સારથ્યમાં અને અશ્વહૃદયના જ્ઞાનમાં અપ્રતિમ છે. એટલામાટે તું મારે માટે શલ્યને વિનંતિ કર અને તેની પાસે મારૂં સારથ્ય કરાવ." દુર્યોધને તત્કાળ જઇ શલ્યને વિનંતિ કરી. તેણે પ્રથમ તો દુર્યોધનને ઝડકાવી નાંખ્યો. " હું મૂર્ધાભિષિક્ત રાજા, હું પોતે પરાક્રમી, હું અનેક મહાયજ્ઞ કરનારો, હું તે સૂતપુત્રનું સારથ્ય કરૂં ? દુર્યોધન ! તું મારૂં અપમાન કરે છે." આવી રીતે શલ્યે પ્રથમ ક્રોધથી કહ્યું. પણ છેવટે કાર્યનું મહત્ત્વ જાણી અને હું ફાવે તે બોલીશ પરંતુ કર્ણના તાબામાં રહીશ નહિં, આવી પૈઠણ કરી તેણે દુર્યોધન માટે કર્ણનું સારથ્ય કબૂલ કર્યું. આ પ્રમાણે સજ્જ થઇ કર્ણ નિકળ્યો તે વખતે હમેશ મુજબ વલ્ગના કરવા લાગ્યો. " અરે અર્જુનનો રથ ક્યાં છે ? મને દેખાડ, હું તેને આ આપું તે આપું," આમ તે બડબડવા લાગ્યો. એટલે ' ભાઇ, અર્જુન હમણાં જણાશે, તેને બક્ષિશ શામાટે જોઇયે ? વૃથાપુષ્ટ કાકસરખો બડબડ કર નહિ. " આવી શલ્યે કર્ણની મશ્કરી કરી. તે વખતે તે બન્નેનું વાગ્યુદ્ધ જામ્યું, અને તેમણે પરસ્પરની મનસોક્ત નિંદા કરી. પણ છેવટે " આ જો અર્જુનનો રથ દેખાય છે, સભાળ હવે ! ' આમ કહી શલ્યે અર્જુનના રથ ઉપર કર્ણનો રથ ચલાવ્યો. પણે શ્રીકૃષ્ણે કર્ણનો રથ પોતાના રથ ઉપર આવે છે, એ જોઇ અર્જુનનું ઉત્સાહબલ વધારવાના હેતુથી કહ્યું.—" અર્જુન ! આ કર્ણ પોતે પોતાની મેળે તારા ઉપર ચાલી આવે છે, એને તું આજ છોડીશ નહીં. એ મોટો યોધ્ધો છે એ ખરૂં છે, તારી

બરોબરીનો કિંબહુના તારા કરતાં પણ વધારે એ વીર છે, આઠ વેંત ઉંચો, મહાબાહુ, મજબૂત છાતીનો અને દેખાવમાં સુસ્વરૂપ આ વીર અસ્રવિદ્યા શીખેલો છે; ચિત્રયુદ્ધ રમનારો છે અને કસાયલો છે. આને તું કમી સમજી ગાફિલ રહીશ નહિં. આને તું તારા પૂર્ણ સામર્થ્યથી આજ ઠાર માર? આ ગર્વિષ્ઠ હોવાથી તારા પંઝામાં જરૂર સપડાશે. આ દુષ્ટે આજપર્યંત દુર્યોધનને ખોટી સલાહો આપી આ ભયંકર વૈર ચલાવેલું છે. આની સહાયતાથી તેણે તમને લાક્ષાગૃહમાં બાળ્યા. અભિમન્યુને છ વીરોયે ઘેરી ઠાર કર્યો તેમાં આ પ્રમુખ હતો. દ્રૌપદીને સભામાં આણી, "દ્રૌપદી! પાંડવો અસ્ત પામ્યા, તો હવે તારૂં સૌંદર્ય ફોકટનું ન ગુમાવ, બીજો ધણી કર!" આવું આ નીચ બોલ્યો હતો. સલાહ કરવામાટે હું હસ્તિનાપુર ગયો હતો તે વખતે આણે મને કેદ કરવાની યુક્તિ દુર્યોધનને સુઝાડી. અર્જુન અને વાસુદેવને જીતી હું તેમને ઠાર કરીશ આવી આ દુર્યોધન પાસે હમેશાં વલ્ગના કરે છે; માટે તારાં તીક્ષ્ણ બાણોથી ઉડાવેલું આનું મસ્તક હાહાકાર કરનારા કૌરવોની દૃષ્ટિયે આજ પડવા દે, અને દુર્યોધનની રાજ્ય મેળવવાની આશા આજ સમૂળ ઉખેડી નાંખ." આ શ્રીકૃષ્ણનું ઉત્સાહજનક ભાષણ સાંભળી અર્જુનને ઘણો જ ક્રોધ આવ્યો અને તેણે પોતાના ગાંડીવ ધનુષ્યની દોરીનો ટણત્કાર કર્યો. થોડી જ વારમાં બન્ને રથ સામસામે આવ્યા અને કર્ણ-અર્જુનનું દ્વૈરથ યુદ્ધ શરૂ થયું.

સૈન્યના બીજા ભાગમાં ભીમ-દુઃશાસનનું ભયંકર યુદ્ધ થયું અને ભીમે દુઃશાસનને ઠાર મારી તેના કંઠમાંનું રક્ત પોતાની પ્રતિજ્ઞા મુજબ એજ વખતે પ્રાશન કર્યું. તે હકીકત સાંભળી કર્ણ ઘણો જ ચીડાઇ ગયો અને અર્જુન ઉપર દોડયો. કર્ણ જોરથી અર્જુન ઉપર ચાલ્યો એ જોઇ કૌરવ તરફના વીરો આનંદથી બાહુદંડ ઠોકવા લાગ્યા અને વસ્ત્રો ઉડાડવા લાગ્યા. આજ અર્જુન જરૂર મરશે, આમ તેમને લાગ્યું અને તેમણે રણભેરી ઠોકી. પાંડવો તરફના લોકોયે પણ અર્જુનના પ્રોત્સાહન માટે તૂર્ય અને શંખ વગાડયા. બન્ને બાજુના વીર તટસ્થ થઈ કર્ણ-અર્જુનનું રણદ્યૂત જોવા લાગ્યા. આકાશમાં દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ અને રાક્ષસો પણ તે યુદ્ધ જોવા માટે એકઠા થયા. દેવ, ગંધર્વ, નાગ અર્જુન તરફ થયા. દાનવ, રાક્ષસ, પિશાચ કર્ણ તરફ થયા. "મને અર્જુને માર્યો તો તું શું કરીશ?"

આમ કર્ણે શલ્યને પૂછ્યું; ત્યારે શલ્યે માધવ—પાંડવ બન્નેને હું ઠાર કરીશ, આવો ઉત્સાહવર્ધક ઉત્તર આપ્યો. અહીંયાં ગોવિંદે પણ અર્જુનને, કર્ણ શલ્યને હું મારીશ આમ જ કહ્યું. આ પ્રમાણે રથી સારથીનાં ભાષણ થયાં અને યુદ્ધની શરૂઆત થઇ, તે વખતે બન્ને વીરોએ પરસ્પર સેંકડો બાણોથી મારો ચલાવ્યો. પણ બન્નેનાં કવચો મજબૂત હોવાથી તેમાં બાણનો પ્રવેશ થયો નહીં. કૃષ્ણ—શલ્ય ઉપર પણ બાણ પડયાં; પણ તેમનાં પણ કવચો મજબૂત હતાં. આ પ્રમાણે કેટલાક કલાક સુધી તેમનું યુદ્ધ ચાલ્યું. તેમણે પરસ્પર ઉપર અનેક અસ્ત્રો પણ નાંખ્યાં; તેનો પરસ્પરે પ્રત્યસ્ત્રથી પ્રતિકાર પણ કર્યો. બન્ને જણ બ્રહ્માસ્ત્ર જાણનારા હતા. એને લીધે કોઇ કોઇથી વિશેષ થઇ શકતું નહિ. કર્ણે છેવટે એક સર્પમુખ બાણ તેની પાસે હતું તે કાઢયું. આ બાણ અર્જુનનો કંઠનાળ છેદશે જ આવી વલ્ગના કરી કર્ણે તે જોરથી છોડયું; પણ થોડામાં જ નેમ ચુકવાથી તે તેના મુકુટને લાગ્યું અને મુકુટ છિન્નભિન્ન થઇ નીચે પડયો. અર્જુને માથે ઉત્તરીય બાંધ્યું અને યુદ્ધ ચલાવ્યું. કદી કર્ણ અધિક તો કદી અર્જુન અધિક, આમ થતાં થતાં છેવટે દુર્દૈવે કર્ણના રથનું ડાબી બાજુનું ચાક એક ખાડામાં પેસી ગયું; અને રથ અટકી કળતો થયો. એટલામાં કર્ણને અસ્ત્રોની પણ વિસ્મૃતિ થઇ. આવી અનર્થપરંપરા આવી પડેલી જોઇ કર્ણ ઘણો સંતાપ પામ્યો. ક્રોધથી રથ નીચે કુદકો મારી તે રથનું ચાક ઉંચું કરવા લાગ્યો; પણ અર્જુનનાં બાણ તેને હાથ લાંબો કરવા દે નહિં. એટલે તે વિહ્વળ થઇ ધાંટો પાડી બોલ્યો; —" અર્જુન ! મ્હેં આ વખતે શસ્ત્ર મૂકી દીધાં છે; માટે યુદ્ધ ન કરતાં આ રથનું ચાક ઉંચું કરું ત્યાં સુધી કૃપા કરી તું અટક. તું રણકર્મમાં પ્રખ્યાત છે. શરણાગત, ન્યસ્તશસ્ત્ર, યાચમાન અને ભ્રષ્ટકવચ આટલા ઉપર શૂર સાધુવ્રત—વીર બાણ નાંખતા નથી." તે વખતે શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો:—" કર્ણ ! આ વખતે તને ધર્મ ઠીક સાંભર્યો ? નીચ દુ:ખમાં પડયો એટલે પછી ધર્મને સંભારે છે. ભાઈ, એકવસ્ત્ર દ્રૌપદીને ત્હેં દુ:શાસનપાસે સભામાં ખેંચી અણાવી, તે વખતે તને ધર્મ સાંભર્યો નહીં ? શકુનિપાસે કપટી પાસા ન ખાવી ધર્મને વનવાસ મોકલ્યા, તે વખતે તારો ધર્મ કયાં પેસી ગયો હતો ? અભિમન્યુને તમે છ વીરોએ ઘેરી માર્યો તે વખતે તારો ધર્મ કયાં પેસી ગયો હતો ? અત્યારે

ધર્મ ધર્મ કહી ગળું ખોખરૂં કરવામાં શો અર્થ છે ?" આ સાંભળી કર્ણે લજ્જાથી મોઢું નીચે ઘાલ્યું, કાંઇ પણ જવાબ આપ્યો નહીં. ક્રોધથી અને ચીઢથી ઓઠ ફફડાવતો તે કળતા રથ ઉપર ચઢ્યો; અને ધનુષ્યબાણ લઇ લઢવા લાગ્યો. બ્રહ્માસ્ત્રથી બાણોનો વર્ષાવ કરી ફરી કુદકો મારી તે રથનું ચાક ઉંચકવા લાગ્યો. એટલામાં અર્જુને બ્રહ્માસ્ત્રનો બ્રહ્માસ્ત્રથી જ પ્રતિઘાત કરી એક અતિ તીક્ષ્ણ બાણથી કર્ણનું ડોકું ઉડાવ્યું. આ પ્રમાણે બન્નેનુ તે ભયંકર યુદ્ધ અપરાહ્ણના સમયે સમાપ્ત થયું; અને કર્ણ રથનું ચાક ઉંચકતાં માર્યો જઇ ધડાકદેતો જમિન ઉપર નીચે પડયો. છિન્ન વિચ્છિન્ન થયેલા રથને લઇ મદ્રરાજ કર્ણનું શબ ત્યાં જ નાંખી દુર્યોધન પાસે ગયો, અને આંખોમાં આંસુ આણી બોલ્યો–"ભાઇ દુર્યોધન! આપણું દૈવ વિપરીત છે; તે આપણને હાર મારે છે; અને પાંડવોને તારે છે. કર્ણે ભયંકર યુદ્ધ કર્યું, પણ છેવટે જમિનમાં ચાક ગળી જવાથી તે માર્યો ગયો. શૌર્ય, વીર્ય, બલ અને તેજ ઇત્યાદિ ગુણોથી અપ્રતિમ તારા તરફના વીર એક પછી એક પડે છે. માટે દૈવ બલવત્તર છે એમજ કહેવું જોઇએ!" આવી રીતે શલ્યે દુર્યોધનને આશ્વાસન આપ્યું. પણ દુર્યોધનને દુઃખનો ઉદ્વેગ આવ્યો અને તે "હા કર્ણ! હા કર્ણ!" આવો અનિવાર્ય શોક કરતો દુઃખના સુસ્કારા નાંખતો પાછો ફર્યો. અહીંયાં પાંડવોનો આનંદ ગગનમાં પણ માતો નહિ. ભીમે બાહુદંડ ઠોકી નાચી ગદા ઉછાળી આકાશ પાતાળ એક કર્યું. રક્તથી ભરેલા કર્ણના શરીરને સ્પર્શ કરવા તો જ જાણે શું રક્ત–કિરણ થયેલો સૂર્ય અસ્ત પામ્યો! તો પણ મરેલો કર્ણ જોવાની પ્રબલ ઇચ્છાથી આનંદિત થયેલો યુધિષ્ઠિર મશાલ સળગાવરાવી રણાંગણ ઉપર જ્યાં કર્ણ પડયો હતો ત્યાં આવ્યો. યુદ્ધમાં પડેલા વીરોને રણાંગણમાં જ પડી રહેવા દઇ હિંસક શ્વાપદો પાસે ખવરાવવા એ જ તેમનો અંત્યવિધિ; તેમની ક્રિયા નહીં, તેમનું સૂતક નહિં, આવો તે સમયે ભારતીય આર્યોનો યુદ્ધમાં વિલક્ષણ કઠોર સંપ્રદાય હતો. મશાલોના અજવાળામાં કર્ણનાં રણાંગણ ઉપર છુટાં છુટાં પડેલાં ધડ અને માથું પાંડવો જોવા લાગ્યા. ઠેકઠેકાણે ફુટેલું તેનું તનુત્રાણ રક્તથી ભરેલું હતુ; તોપણ તેના દેહ ઉપર અને મુખ ઉપર અતિશય કાંતિ ચમકતી હતી. તેને ખરેખર મરેલો જોઇ યુધિષ્ઠિરને એટલો આનંદ અને એટલું સમાધાન થયું કે,

તેણે શ્રીકૃષ્ણને આલિંગન આપી કહ્યું—" ગોવિંદ ! આજ તારી કૃપાથી હું રાજા થયો. મારા બંધુઓસાથે આજ મને પૃથ્વીનું રાજ્ય મળ્યું. જનાર્દન ! તારી સહાયતાથી જ અર્જુને આ અપ્રતિમ વીર માર્યો. તારી મહેરબાનીથી અમને સર્વ વસ્તુ પ્રાપ્ત થશે. આજ રાતે મને ગાઢ ઉંઘ આવશે." આમ કહી કર્ણનું શબ તેમને તેમજ ત્યાં રહેવા દઇ પાંડવો તરફના વીર શ્રીકૃષ્ણ સાથે પોતાના તંબુએ પાછા આવ્યા.

શોક, બ્હીક અને વૈરાગ્યથી કૌરવ તરફના વીરો જે પાછા ફર્યા તે કેટલાક ગાઉ જઈ હિમાલયની તળેટી પાસે સરસ્વતીતીરે પહોંચી તેના પુણ્ય જલથી સ્નાન અને પાન કરી શાંતચિત્ત થયા. આ સમયે કૃપાચાર્યે પોતાના પક્ષનું દુર્દૈવ અને દૈન્ય જોઇ દુર્યોધનને પાંડવોસાથે સલાહ કરવા આગ્રહ કર્યો. 'હવે લઢવું એટલે કેવળ કુત્રાંનાં મોતે મરવાનું છે; ધૃતરાષ્ટ્રની મધ્યસ્થીથી યુધિષ્ઠિર કિંબહુના શ્રીકૃષ્ણ પણ પ્રસન્ન થશે અને તને અર્ધું રાજ્ય આપશે; માટે તું તારો પોતાનો અને આ હતશેષ વીરોના પ્રાણ હવે વ્યર્થ બલિ ન આપ.'' કૃપાચાર્યનું આ દીલગીરીનું અને પ્રેમનું ભાષણ સાંભળી દુર્યોધન થોડી વાર સ્તબ્ધ થઇ ગયો અને બોલ્યો,—" આચાર્ય, તમે મારા ઉપરના પ્રેમથી જે કહો છો તે મ્હેં સાંભળ્યું; પણ સર્વ રાજાઓના શિરોભાગે ચમકી અત્યારે હું યુધિષ્ઠિરનો પડતો બોલ ઝીલી તેની પાછળ ચાલું ? કૃષ્ણનો ભયંકર અપરાધ કરી તેની સાથે હું અત્યારે સલાહ કરૂં ? મારે માટે હજારો વીર મરાવી અત્યારે હું મારો જીવ બચાવું ? ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુઃશાસન મર્યા; હવે આ રાજ્ય સંપૂર્ણ મેળવ્યું તો પણ તે શા સુખનુ ? ક્ષત્રિયોએ ઘરમાં પાથરણા ઉપર અધતા મુતરતા મરવું એના જેવી દુર્ગતિ નથી. તેણે કાં તો રણમાં દેહ છોડવો કાં તો અરણ્યમાં છોડવો. એટલામાટે હવે મને પૃથ્વીની ઇચ્છા નથી. મારે માટે જે લાખો વીર રણાંગણમાં દેહ છોડી ગયા તેમનું ઋણ ફેડી હું પણ રણાંગણમાં દેહ મૂકીશ અને સ્વર્ગમાં જઇશ !" દુર્યોધનનું તેજસ્વિતાનું અને નિશ્ચયનું ભાષણ સાંભળી સર્વ ક્ષત્રિયોને સ્ફુરણ ચઢ્યું, અને તેમણે 'ઉત્તમ' 'ઉત્તમ' કહી તેને ધન્યવાદ આપ્યો. ફરી યુદ્ધની ઇર્ષ્યાથી ભરેલું તે સૈન્ય તે અમાવાસ્યાની કાળી રાતે પોતાના તંબુએ પાછું આવ્યું અને સ્વસ્થ મને નિદ્રાવશ થયું. બીજે દિવસે પ્રાતઃકાળે નિત્ય મુજબ તે વીર

સ્નાનાદિ કર્મો કરી અને અગ્નિસૂર્યની ઉપાસના કરી રણાંગણ ઉપર આવ્યા અને તેમણે શલ્યને પોતાનો સેનાપતિ નિમ્યો. પછી શલ્યે "સંહત યુદ્ધ કરો, એકમેકને છોડી દ્વંદ્વ યુદ્ધ ન કરો." આવી તાકીદ આપી કૌરવસૈન્યને સજ્જ કર્યું. અહીંયાં પાંડવોનું સૈન્ય પણ સજ્જ હતું જ. બન્ને સૈન્યો ફરી એકમેકને અથડાયાં અને ભયંકર યુદ્ધ શરૂ થયું. તે દિવસનું યુદ્ધ એટલે કેવળ છેવટની પાણીપતના યુદ્ધની પૂર્વાવૃત્તિ જ. પૌષ શુ૦ ૧ ની કૌરવપાંડવોની આ લઢાઇ મરાઠા-દુરાનીની લડાઇસરખી જ થઈ. કૌરવો તરફના ૧૧૦૦૦ રથ ૧૦૭૦ હાથી, અને બે લાખ ઘોડેસ્વાર શિવાય પાયદળ લશ્કર શિલક રહેલું હતું, અને પાંડવ તરફનું ૬૦૦૦ રથ, ૬૦૦૦ હાથી અને ૧૦૦૦૦ સ્વાર શિવાય પાયદળ લશ્કર શિલક રહેલું હતું. પણ પાંડવો પાસે અર્જુન, ભીમ, સાત્યકિ અને ધૃષ્ટદ્યુમ્ન જેવા બલાઢ્ય યોદ્ધાઓ અને નેતાઓ હતા; એથી છેવટે તેમનો જ જય થયો. મધ્યાન્હના સુમારે વિશ્વાસરાવ પ્રમાણે કૌરવોનો સેનાપતિ શલ્ય યુધિષ્ઠિરના હાથે માર્યો ગયો; એટલે દુર્યોધને ભાઉસાહેબ પ્રમાણે દાંત પીસી યુદ્ધની ખરી ગર્દીમાં પોતાનો રથ ઘાલ્યો. અહીંયાં શકુનિયે પોતાના ગાંધારી ઘોડેસ્વારો સાથે પાંડવોના પાછલા ભાગ ઉપર જઇ હલ્લો કર્યો. પણ આ આગળથી અને પાછળથી થયેલો છેવટનો હલ્લો સામેથી અર્જુને અને પાછળથી સહદેવે તોડી નાંખ્યો. અહીંયાં સહદેવે શકુનિ અને તેના પુત્ર ઉલૂકને ઠાર કર્યો, તો પણ અર્જુને દુર્યોધનનો સારથિ અને ઘોડા ઠાર મારી તેનો રથ પણ છિન્નભિન્ન કર્યો. એટલે ભાઉસાહેબ પ્રમાણે પાયદળ થઈ એકલી ગદા સાથે યુદ્ધની ગર્દીમાં પેસી દુર્યોધન અદૃષ્ટ થયો. મુખ્ય માલીક અદૃષ્ટ થયો એટલે કૌરવો તરફના જે ભડવીર યોદ્ધા હતા તે નાસી છુટ્યા; અધકચ્ચા હતા તે દુર્યોધનની ચોકસી કરતા ફરવા લાગ્યા, અને જે કટ્ટા મજબૂત છાતીના હતા તે "દુર્યોધનની ચોકસી શા માટે કરો છો ? અત્યારે તો સામુ જુઓ." આમ કહેતા પાંડવ ઉપર તુટી પડયા. પણ છેવટે ઘણાખરા માર્યા ગયા અને કૌરવો તરફની બાજુ મોકળી દેખાવા લાગી. ત્રણ વાગ્યાના સુમારે દુર્યોધન એકલો જ રણાંગણથી ઘણે દૂર પહોંચ્યો અને સંજયને હાથે ધૃતરાષ્ટ્રને આખરનો સંદેશો મોકલી પોતે એક ધરામાં સંતાઈ ગયો. અહીંયાં અશ્વત્થામા, કૃપ અને કૃતવર્મા આ ત્રણ વીર આમ તેમ ફરતા

હતા; તેમને સંજય મળ્યો ત્યારે દુર્યોધનની વાત તેમના જાણવામાં આવી. એટલે તેઓ ધરાના કિનારે જઈ દુર્યોધનને બહાર નિકળવા વિનંતિ કરવા લાગ્યા. 'અમે હજુ જીવતા છીયે, હજુ પણ આપણે પાંડવો સાથે લઢીશું.' આવી તેમની વિનવણી સાંભળી દુર્યોધને પાણીમાંથી જ જવાબ આપ્યો—"તમારી રાજનિષ્ઠા અને ધમક જોઇ હું સંતુષ્ટ છું. પણ હું અત્યારે ઘણો જ થાકી ગયેલો છું. માટે કાલે આપણે જરૂર લઢીશું." તેમનું આ સંભાષણ તે તળાવ ઉપર માછી મારતા ધીવરે સાંભળ્યું. અને તે પાંડવ તરફનો નોકર હોવાથી તેણે તત્કાળ તે ખબર પાંડવોને આપી. પાંડવો અત્યંત ઉત્સુકતાથી દુર્યોધનની સર્વ રણાંગણ ઉપર તપાસ કરતા ફરતા જ હતા. તે બાતમી સાંભળી તેઓ તે તળાવના કાંઠે દોડતા જ આવ્યા; અને દુર્યોધનની વારવાર નિર્ભર્ત્સના કરવા લાગ્યા. એટલે ક્રોધથી લાલ આંખો કરી દુર્યોધન ઝપાટાબંધ પાણીની બહાર આવ્યો; અને ગદા ફેરવી બોલ્યો:—"હું યુદ્ધ કરવા માટે તૈયાર છું, પણ હું એકલો, તમે અનેક; હું પાદચારી, તમે રથમાં બેઠેલા. ધર્મયુદ્ધ કરતા હો તો હું એક એકની સાથે ગદાયુધ્ધ કરીશ." તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું—"દુર્યોધન તું એકલો છે માટે બ્હીશ નહિ. અમારામાંના કોઇ પણ એક સાથે તુ યુધ્ધ કર. અને વળી બીજી હું તને સવળતા આપું છે કે, તું જીતે તો તારે રાજ્ય કરવું." વિજયથી ઉન્મત્ત થયેલા યુધિષ્ઠિરનું આ દ્યૂતસરખું ભાષણ સાંભળી શ્રીકૃષ્ણે ક્રોધથી અને દુ:ખથી કહ્યું—"શું ? પાંડુ અને કુંતીની સંતતિના કપાળે વનવાસ કાયમનો લખેલો છે ? અરે ધર્મ ! આટલી પ્રાણહાનિ કરી તારા બંધુઓયે જે પરાક્રમ કર્યું; તે તું એક દ્વંદ્વયુદ્ધમાં નષ્ટ કરી નાંખે છે !" આ સાંભળી દુર્યોધને ગર્વથી કહ્યું—"કૃષ્ણ ! હું આ ગદાથી ભીમ સાથે લઢીશ; કારણ કે તે મારી બરોબરીનો છે; પછી તો કાંઇ હરકત નથી ને ?" ભેભી કહ્યું—"ગોવિંદ ! તું બ્હીશ નહિ. આ મારી ગદા દુર્યોધનથી દોઢી છે. આ ગદાથી તેના પ્રાણ લીધા શિવાય હું રહેવાનો નથી." આ પ્રમાણે ભાષણ થઈ ભીમ દુર્યોધનનું ગદાયુધ્ધ ઠર્યું; અને સર્વ મંડળી ટોળું વળી યુધ્ધ જોવા માટે તે જગા ઉપર બેઠી.

એટલામાં સરસ્વતીની યાત્રાયે ગયેલા બલરામ ત્યાં આવ્યા. તેમને જોતાં જ સર્વને ઘણો આનંદ થયો; અને સર્વેયે તેમનો સત્કાર કર્યો.

ભીમ-દુર્યોધને તો પોતાના ગુરુનું પાદવંદન કર્યું. તે બન્ને જણ તેમની પાસે જ ગદાયુધ્ધ શીખેલા હતા. બલરામે કહ્યું—'કૃષ્ણ! મને દ્વારિકાથી નિકળવાને આજ બેતાળીસમો દિવસ છે. હું પુષ્યનક્ષત્ર ઉપર નીકળ્યો હતો. આજ શ્રવણ નક્ષત્ર છે. * સરસ્વતી તીર ઉપર બ્રાહ્મણોયે કહ્યુ કે, ભીમ-દુર્યોધનનું યુધ્ધ પાસે જ થાય છે. એટલામાટે ખાસ વાંકો રસ્તો કરી હુ અહીં આવ્યો છું. ચાલો હવે મારી સમક્ષ આ યુધ્ધ થવા દો." આમ બલરામે કહ્યું. એટલે તેમને સર્વેયે મુખ્ય સ્થાન ઉપર બેસાડયા. પછી તે બન્ને વીર ભરતખંડનું સામ્રાજ્ય પણ ઉપર લાવનારૂં પોતાનું પ્રાણાંતિક ગદાયુદ્ધ ખેલવા લાગ્યા. બન્નેના અંગમાં મજબૂત કવચ હતાં અને માથા ઉપર મજબૂત મુકુટ હતો. બન્નેના અંગમાં દ્વેષ અને વૈરનો પવન ભરાયલો હતો; અને આંખો ક્રોધથી લાલ હીંગલોક જેવી લાલચોળ થઇ હતી. દુર્યોધન શરીરે હલકો પણ ચપળ હતો. ભીમ શરીરે પ્રચંડ પણ એ થડ હતો. એકમેકને પ્રથમ સલામી આપી ફરી દૂર થઇ જોરથી ગદા ઉગામી તેઓ મંડળો ફરવા લાગ્યા. ઉત્તર હિંદુસ્થાનમાં હજુપણ આવું ગદાયુધ્ધ, નહીં તો લાઠી યુધ્ધ પણ જોવાને મળે છે. ઉલટાસુલટા વેગથી મંડળમાં ફરતા અને એકમેકની નજર ચુકવતા તેઓ એકમેકને થડાથડ ગદા મારવા લાગ્યા. તે વખતે પ્રેક્ષકોના પ્રાણ ઉત્કંઠાથી આંખોમાં આવ્યા. છેવટે શું થાય છે એ જોવામાટે ઉત્સુક થયેલા પ્રેક્ષકોના શ્વાસોશ્વાસ સ્તબ્ધ થઇ પાંપણો પણ હાલતી બંધ થઇ. એટલામાં અર્જુને શ્રીકૃષ્ણને ઉત્કંઠાથી હલકા સ્વરે "કોણ જીતશે?" એવો પ્રશ્ન કર્યો. શ્રીકૃષ્ણે કહ્યું—"જોકે ભીમ વધારે બળવાન્ છે પણ દુર્યોધન અધિક ચપળ છે. બન્નેને સરખું જ શિક્ષણ મળેલુ છે, પણ દુર્યોધનની કસરત વધારે છે. તેણે આજ તેર વર્ષથી લોખંડી ભીમ કરી તેની સાથે સતત ગદા યુધ્ધની કસરત કરી છે. તે લોખંડી ભીમ દુર્યોધનના તંબુમાં છે. એ ત્હેં સાંભળ્યું જ હશે. એ શિવાય જે વીર હિંસ્ર પશુ માફક માર ખાઇ પાછો ફર્યો અને કોરડામાં સપડાયો તેની સામે ઉભા રહેવું કઠિણ છે. જો ધર્મથી યુદ્ધ થશે તો દુર્યો-

* આ ઉપરથી પણ દુર્યોધનના ગદાયુધ્ધનો દિવસ પૌષ શુ૦ ૧ જ ઠરે છે. આ દિવસની આસપાસ શ્રવણ નક્ષત્ર હમેશ આવવાનું જ.

ધન જીતશે; અને છેવટે ધર્મરાજે કરેલું મૂર્ખપણું તમારી શાશ્વત દુર્મતિનું કારણ થશે. એટલામાટે અહીંયાં પણ છલયુદ્ધ કરવું જોઇયે. ભીમે દુર્યોધનની જંઘા ઉપર પ્રહાર કરવો જોઇયે. અને ભીમની તેવી પ્રતિજ્ઞા પણ છે." શ્રીકૃષ્ણની આ સલાહ સાંભળી અર્જુને તે યોદ્ધા મંડળ ફરતા હતા, તે વખતે દુર્યોધનની પીઠ પોતાની તરફ છે એ જોઈ ભીમને જંઘા ઉપર પ્રહાર કરવાનો ઇશારો કર્યો. એટલામાં દુર્યોધને ઝપાટાથી એક તડાકે ભીમના મસ્તક ઉપર પ્રહાર કર્યો, આ પ્રહાર ભીમને સખત લાગ્યો. પણ તે પી જઇ ભીમ જોરથી જે ઉછળ્યો તે દુર્યોધન ઉપર ઝપાટામાં જઇ તેણે તેની છાતી ઉપર ગદાનો પ્રહાર કર્યો. દુર્યોધને ઉછાળો મારી ફટકો ચુકાવવાનો પ્રયત્ન કર્યો. એથી તેની છાતી બચી પણ ભીમે પોતાનો વાર રોક્યો નહિ; દુર્યોધનની ઝાંઘ ઉપર પૂરા વેગથી તેવો જ પ્રહાર કર્યો; તે સાથે તેની ઝાંઘના ચુરાડા થયા, અને મૂર્છા આવી દુર્યોધન ધડાક દઇ નીચે પડયો ! આ પ્રમાણે તે બન્નેના ગદાયુદ્ધનું છેવટ થયું. તે વખતે તે એકઠા થયેલા સર્વ લોકોયે-તેઓ પાંડવો તરફના જ હોવાથી-પ્રચંડ જયઘોષ કર્યો: ભીમે પણ વિજયની ધુનમાં દુર્યોધન પાસે જઇ તેના માથા ઉપર લત્તાપ્રહાર કર્યો અને "દ્રૌપદીને "ગાય" "ગાય" કહે ફરી, કહે !" આમ ધાંટા પાડી તેના મુકુટવાળા માથાને પગથી ઠેશ મારી. એટલામાં બલરામ ક્રોધથી પોતાનું હળ ઉંચું કરી એકદમ ભીમ ઉપર ઉઠયા. બલરામના હ્રદયમાં અંતર્યામી દુર્યોધન માટે પ્રેમ હતો. એ શિવાય કંમરની નીચે ગદાનો ફટકો મારવો નહીં આવો ગદાયુદ્ધનો નિયમ હતો. "દુષ્ટ ભીમ ! અધર્મે યુધ્ધ કરી ફરી રાજાનો આવી રીતે ઉપમર્દ કરે છે ?" આમ કહેતા બલરામ ભીમ ઉપર ધસ્યા, એટલે શ્રીકૃષ્ણે વચમાં પડી પોતાની બાથમાં બલરામને મજબૂત પકડયા. તે વખતે તે બન્ને નીલ અને ગૌરવર્ણના, પરંતુ સરખા રૂપવાળા બંધુ અમાવાસ્યાના સૂર્ય-ચંદ્ર પ્રમાણે એકમેકને લપટાયેલા જોઇ જોનારને ઘણું આશ્ચર્ય લાગ્યું ! શ્રીકૃષ્ણે કાકલૂદી કરી કહ્યું-" રામ ! તું પાંડવો ઉપર ક્ષમા કર. એ આપણી ફોઇના પુત્ર છે. એમની વૃદ્ધિ તે આપણી વૃદ્ધિ, એ તું લક્ષમાં લે. દુર્યોધને શરૂઆતથી જ આમની સાથે કપટી વર્તન રાખેલું છે. છેવટે કપટદ્યૂતથી આમનું રાજ્ય પણ હરણ કર્યું. દ્રૌપદીને સભામાં આણી તેને આણે

પોતાની જાંઘ દેખાડી હતી; તે વખતે મારી ગદા તારી જાંઘ ઉપર પડશે આવી ભીમે પ્રતિજ્ઞા કરી હતી, તે આણે આ વખતે પૂરી કરી. ક્ષત્રિયે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવી એવો તેનો ધર્મ છે. આ સર્વ વાત ધ્યાનમાં આણતાં આણે અધર્મ કર્યો નથી. શિવાય રામ ! અત્યારે કલિયુગ જ ચાલે છે એમ સમજી તું આમને ક્ષમા કર." શ્રીકૃષ્ણની આ પ્રાર્થના સાંભળી બલરામે કહ્યું—"ઠીક ! જે થયું તે થયું. પણ આ ભીમ જિહ્મયોધી તરીકે જગતમાં નિંદાને પામશે, અને આ બિચારો ઋજુયોધી દુર્યોધન માર્યો જવાથી યજ્ઞમાં અવભૃથસ્નાનથી જેમ પાપી મનુષ્ય પણ પવિત્ર થાય છે, તેમ ધર્મયુદ્ધ કરતાં મરણ પામ્યો હોવાથી એ પવિત્ર થઈ સ્વર્ગે જશે !" આમ કહી બલરામે પોતાના રથ ઉપર ચઢી દ્વારિકા તરફ પ્રયાણ કર્યું. અહીંયાં પાંડવ અને શ્રીકૃષ્ણ દુર્યોધનનું શબ ત્યાં જ નાંખી કૌરવોના તંબુ તરફ જવા નિકળ્યા. ત્યાંથી તો સર્વ સ્ત્રીઓ નોકરચાકરો સાથે પહેલી દોડાદોડી સાથે જ સર્વ સંપત્તિ રહેવા દઇ હસ્તિનાપુર નાસી ગઇ હતી. પાંડવોને, ત્યાં અગણિત રત્નો અને તંબુઓનો મૌલ્યવાન્ સામાન મળ્યો. તે તેમણે પોતાના તાબામાં લીધો. પાંડવો તરફના વીરોયે પણ પોતપોતાનાં થાણાં સાયંકાળે તે તંબુઓમાં જ રાખ્યાં. પાંચ પાંડવ અને દ્રૌપદી આટલાં માત્ર શ્રીકૃષ્ણની સલાહથી શ્રીકૃષ્ણ અને સાત્યકિ સાથે ક્ષેમકુશલતા માટે તંબુથી દૂર સરસ્વતી કિનારે જઇ રહ્યાં.

સૂર્યાસ્તસમયનાં લાલ કિરણો રણાંગણ ઉપર પડ્યાં અને હિંસ્ર શ્વાપદો ધીમે ધીમે બહાર પડવા લાગ્યાં. એટલામાં દુર્યોધનની મૂર્છા ઉતરી અને તે તુટેલી જાંઘની વેદનાથી વિહ્વળ થવા લાગ્યો. આ જ સુમારે પાંડવોની બ્હીક દૂર થવાથી પાછો ફરેલો સંજય દુર્યોધનની શી અવસ્થા છે એ જોવા માટે રણાંગણ ઉપર આવ્યો; અને પોતાનો રાજા હજુસુધી જીવંત છે એ જોઇ તેની સાથે બેસી વિલાપ કરવા લાગ્યો. તે વખતે દુર્યોધને તેને કહ્યું—"સંજય, દૈવ દુરતિક્રમ છે. અગીઆર અક્ષૌહિણી મ્હારી પાસે હતી છતાં, ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા જેવા નામાંકિત યોદ્ધા મારી બાજુયે હતા છતાં ભગ્નસક્થ થઇ હું અહીંયાં મરતો પડ્યો છું ! તો દૈવ બલવત્તર ! બીજું શું ? અસ્તુ. તું શોક ન કર. સાગરાન્ત પૃથ્વીનું રાજ્ય કરી મ્હેં અનેક યજ્ઞ કર્યા. શત્રુના માથા ઉપર નાચ્યો; મિત્રોને

સંપત્તિ આપી. મારા કરતાં કોનો અંત અધિક સારો થયો હશે ? વેદાધ્યયન કરી ધર્મનું આચરણ કર્યું, રોગરહિત અને બલયુક્ત આયુષ્ય ગાળી છેવટે ધર્મથી યુદ્ધ કરતાં કરતાં મને રણમાં મૃત્યુ આવેલું છે. મારા કરતાં કોનો અંત પ્રશસ્યતર છે ? આ મારૂં સુદૈવ જ, કે હું જીતાયો પણ શત્રુની ઇચ્છામુંજબ તણખલાની તોલે થઇ જીવતો રહ્યો નહિ ! સુદૈવ જ કે મારા જીવતાં મારી લક્ષ્મી શત્રુના હાથે લાગી નહિં ! સંજય ! ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, દુઃશાસન ઇત્યાદિ વીરોની પાછળપાછળ હું આનંદથી સ્વર્ગે જાઉં છું. તું જઇ મારાં માતપિતાનું સાંત્વન કરજે. તેમની માત્ર શી અવસ્થા થશે એ હું કળી શકતો નથી ! તે અંધ માતાપિતરો પુત્રવિહીન થઇ શત્રુના તડાકામાં સપડાઇ કેમ કાળ કાઢશે ? મારી પ્રિય ભગિની દુઃશલાની, બંધુ, પુત્ર અને પતિ પણ મરણ પામ્યાથી શી ગતિ થશે ! બિચારી લક્ષ્મણની માતાની પતિપુત્ર શિવાય શી ગતિ થશે !" દુર્યોધનનો આવો આક્રોશ સાંભળી રણાંગણમાંના ઝાડો સુદ્ધાં રડવા લાગ્યાં; અને હિંસ્ર શ્વાપદો અશ્રૂ ગાળતાં દસે દિશાયે દોડી જવા લાગ્યાં. એટલામાં અશ્વત્થામા, કૃપ અને કૃતવર્મા બાતમીદારો પાસેથી સર્વ હકીકત જાણવાથી શોક કરતા દુર્યોધન પડયો હતો ત્યાં આવ્યા. દુર્યોધનનો આક્રોશ સાંભળી અને તેની તે ભયંકર અવસ્થા જોઇ અશ્વત્થામા સંતાપથી થરથર ઓઠ કંપાવતો બોલ્યો—" દુનિયામાં ખરેખર સત્ય રહ્યું નથી. હે પુરુષવ્યાઘ્ર ! તું આખી પૃથ્વીનો ધર્મશીલ ભર્તા છે અને અધર્મે જાંઘ તુટવાથી ધુળ માટીમાં વિહ્વલ થતો પડેલો છે ! ! આ તારૂં દુર્ધર દુઃખ જોઇ—લક્ષ્મી ખરેખર અધ્રુવ છે એમજ કહેવું જોઇયે." દુર્યોધને પોતાની આંખો હાથથી લુછી નાંખી કહ્યું—" પરમેશ્વરે આવી જ રીતનો આ લોક નિર્માણ કરેલો છે. કાલપર્યાયે સર્વનો વિનાશ છે જ. તમારી સમક્ષ તે કાળ આજ મને પ્રાપ્ત થયો છે. તેમાં મને એટલું સમાધાન છે કે, હું યુદ્ધમાંથી કદી પણ પરાવૃત્ત થયો નથી; અને તે દુષ્ટે મારો કપટથી જ વધ કર્યો, તોપણ તમે મારા ઉપરના સ્નેહથી દુઃખ કરશો નહિ. જો વેદ પ્રમાણ હશે તો મને જરૂર અક્ષય્ય લોક મળશે. કૃષ્ણની મધ્યસ્થીથી મ્હેં ક્ષાત્ર ધર્મ છોડયો નથી. તમે પણ તમારૂં કર્તવ્ય ઉત્તમ કરી યોગ્ય પરાક્રમ કરેલું છે. દૈવ વિપરીત છે, તેને માટે તમારો અને મારો ઇલાજ નથી." આ પ્રમાણે

રાજાના અઢળ નિશ્ચયનું ભાષણ સાંભળી અશ્વત્થામા બોલ્યોઃ—"રાજન્! શત્રુએ કેવળ અધર્મથી આપણને જીત્યા. મારા પિતાને અધર્મથી માર્યા એને માટે મને જેટલો રોષ આવ્યો નથી, તેટલો તને તેઓએ અધર્મે માર્યો એ જોઇ મને આવેલો છે. રાજન્! તારી પરવાનગી હોય, તો હું હજુ પણ પાંચાલ–પાંડવોને ઠાર મારીશ." આ સાંભળી દુર્યોધને આનંદથી કહ્યું:—"કૃપાચાર્ય, આણ પાણી, જલદી આણ. અને મારો જીવ છે ત્યાં સુધીમાં આને મારા સેનાપત્યનો અભિષેક કર." કૃપાચાર્યે દુર્યોધનની આજ્ઞાથી સરસ્વતીનું જલ આણી અશ્વત્થામાને અભિષેક કર્યો. એટલે દુર્યોધને કહ્યું:—"રાજાની આજ્ઞાથી પ્રત્યેકે અવશ્ય લઢવું. વિશેષતઃ ક્ષાત્રધર્મથી રહેનારા બ્રાહ્મણે જરૂર યુદ્ધ કરવું. માટે તું મારે માટે યુદ્ધ કર." આમ કહ્યા પછી દુર્યોધને આંખો મીચી અને ક્ષણવારમાં સર્વ પ્રાણીમાત્રને ભયંકર થઇ પડેલા કલ્પનાતીત અંધકારના પ્રદેશમાં તેણે પ્રવેશ કર્યો.

સૂર્યનો અને દુર્યોધનનો અસ્ત સાથે સાથે જ થયો; અને તે ત્રણે વીર પણ સાથે સાથે જ રણભૂમિ છોડી પોતાના રથમાં બેસી દક્ષિણ તરફ ગયા અને એક અરણ્યમાં પેઠા. ત્યાં પ્રચંડ ન્યગ્રોધ વૃક્ષ નીચે જલસંચય જોઈ ઘોડા છોડી તેમણે સંધ્યાવંદન કર્યું, અને પછી તેઓ જમિન ઉપર જ પ્હોડી ગયા. પણ અશ્વત્થામા થાકેલો હતો છતાં પણ સંતાપને લીધે ઉંઘી ગયો નહિં. શરીર ઉપરથી કવચ પણ ઉતાર્યું નહોતું અને તેમને તેમ જ તે ધ્યાનસ્થ આકાશ તરફ જોતો પડેલો હતો. નક્ષત્ર અને તારાથી ખચિત આકાશ તે કાળી રાત્રિયે ચંદ્રકલાના જેવું રમણીય દેખાતું હતું. પણ અશ્વત્થામાનું લક્ષ આકાશની રમણીયતા તરફ નહોતું. જયથી ઉદીર્ણ થયેલા પાંડવોનો નાશ ઉઘાડી લઢાઇમાં થવો શક્ય નથી; એથી મેં તેમનો નાશ કરવાની જે પ્રતિજ્ઞા દુર્યોધનપાસે કરી, તે કેવળ અગ્નિમાં પતંગીયાના કુદકાના જેવી છે એમ રહી રહીને તેને લાગતું હોવાથી તે ચિંતાગ્રસ્ત બનેલો હતો. એટલામાં એક પીળા રંગનો, મોટા શરીરનો અને ભયંકર આંખનો ઘુવડ ધીમે ધીમે શબ્દ કરતો, તે વિસ્તીર્ણ ન્યગ્રોધ વૃક્ષ ઉપર, જે જગ્યા ઉપર કાગડા ઉંઘી ગયા હતા તે જગ્યામાં ઘુસ્યો; અને કાગડાઓનાં શરીર કોતરી રક્ત પ્રાશન કરી તેમની પાંખો અને પગ વગેરે

અવયવો નીચે નાંખવા લાગ્યો. આ ઘુવડની તે દારુણ કૃતિ જોઇ અશ્વત્થામાને એક કલ્પના સુઝી આવી. આ વખતે પાંડવો અને પાંચાળ કૌરવના તંબુમાં વિજયની ધૂનમાં નિદ્રાવશ થયા હશે; તે તંબુ મારી પગરવટનો છે, તેમાં આ ઘુવડ પ્રમાણે પેસી હું તે કાગડાઓનું મુંડીમોચન કરૂં; આવો વિચાર કરી તેણે પોતાના મામાને ઉઠાડયા અને તેમને કહ્યું:—"મામા ! આ પાંડવોએ ડગલે ડગલે નિંદિત અને કપટી કૃત્યો કરી આપણી તરફના વીર માર્યા માટે આપણે પણ તેમના ઉપર રાત્રિયે છાપો મારીયે. થાકેલા, કંટાળેલા, બીજા શત્રુથી ગ્રસ્ત થયેલા, તંબુમાંથી બહાર પડેલા, કિંવા અંદર પેઠેલા શત્રુનું સૈન્ય જરૂર મારવું, આમ યુદ્ધશાસ્ત્રકાર પણ કહે છે. તેવી જ રીતે રાત્રિયે નિદ્રામાં મગ્ન થયેલા કિંવા સેનાપતિ મરવાથી નાયકહીન થયેલા કિંવા આપસઆપસમાં લઢેલા કિંવા જૂદી જૂદી ટુકડીમાં વહેંચાઇ ગયેલા શત્રુનું સૈન્ય મારવું સહેલું છે." આ સાંભળી કૃપાચાર્ય આશ્ચર્યચકિત થયો. ક્ષણવાર સ્તબ્ધ રહી તે બોલ્યો:—"અશ્વત્થામા ! ત્હેં આ શો વિચાર કર્યો ? ત્હેં આજ સુધી યતકિંચિત્ પણ પાપ કર્યું નથી; અને અત્યારે ઉંઘેલાઓને ઠાર મારવાનું ભયંકર પાતક કરીશ ? બાપુ, ઉત્થાન અથવા પરાક્રમ પ્રશસ્ત છે, એ ખરૂં; પણ દૈવ અને પરાક્રમના સંમેલનથી જ ફલ મળે છે. તેમાં દૈવ આપણા હાથમાં નથી, પુરુષાર્થ આપણા હાથમાં છે. તે કરવો એ પ્રત્યેકનું ખરૂં કર્તવ્ય છે એ ખરૂં, પણ પરાક્રમ કરવો તે વિચારથી જ કરવો જોઇયે, અને તે આચારશુદ્ધ હોવો જોઇયે. ભાઇ, દુર્યોધને પરાક્રમ કર્યું, પણ સર્વ સુહૃદોના મતવિરુદ્ધ થઇને તેણે અવિચારથી આ ભયંકર ટંટો કર્યો. તે દુર્દૈવથી જ મર્યો એમ નથી; પણ અવિચારથી મર્યો. એટલામાટે તું અવિચાર કરીશ નહિ. ધૃતરાષ્ટ્ર, વિદુર, ગાંધારી વિગેરેની કાંઇ સલાહ લઇ આપણે લઢીશું." અશ્વત્થામાયે શાંતપણે કહ્યું:—"મામા ! માથે માથે મતિ ભિન્ન હોય છે, અને દરેકને પોતાનો મત મોટી હુંશિયારીનો લાગે છે. તમે મને મદદ નહિ કરો તો હું એકલો આ કર્મ કરીશ; મારો નિશ્ચય ઠરેલો છે. જે દુષ્ટે યુધમાંથી મારા બાપને માર્યો અને રાજાની જાંઘ તોડી, તેમના ઉપર આજ રાત્રે છાપો મારી વિજયથી ધૂમ થયેલા અને અમારા તંબુઓમાં નિદ્રામાં ચકચૂર થયેલા શત્રુને હું મારીશ !" કૃપે કહ્યું—" અશ્વત્થામા ! વજ-

પાણિ ઇન્દ્ર સુદ્ધા જોકે તને રોકી શકે તેમ નથી, પણ જરા મારું કહેવું સાંભળ. વિશ્રાંતિ લે અને થોડો ઉંઘ. પછી તારૂં મગજ શાંત થશે એટલે કાલે આપણે ત્રણે મળી જરૂર પાંડવો સાથે લઢીશું. આપણ એકાદા ત્રણેને જીતવા કેવળ દુરાપાસ્ત છે. ઉંઘતા વીગેરેને કિંવા શસ્ત્ર છોડી નીરાંતે વિશ્વાસથી ફરનારાઓને ઠાર મારવામાં મહાપાતક છે અને તે કેવળ નરકે પહોંચાડનારૂં છે. તું મહા ધનુર્ધર, સર્વ શાસ્ત્ર જાણનારો છે અને નિષ્પાપ છે. તું દિવસના પ્રકાશમાં ઉઘાડી રીતે શત્રુસાથે કાલે ખુશાલ યુદ્ધ કરજે."

અશ્વત્થામાએ જવાબ આપ્યોઃ—" અરે મામા, આ મર્યાદાનો સેતુ શત્રુએ જ સો વખત તોડેલો છે. પછી આપણને શી હરકત છે ? તેમાં વળી ધર્મ છોડી મારા પિતાને અને રાજાને મારનારા સૌમિકોને માર્યા પછી તેના પાતકથી મને કીડાનો કિંવા પતંગનો જન્મ આવશે તો પણ હરકત નથી. વાદમાં વખત જાય છે. આ હું તો ચાલ્યો. તમારે આવવું હોય તો આવો." આમ કહી અશ્વત્થામાયે ઉઠી પોતાના રથના ઘોડા જોડયા. એટલે નિરુપાયે કૃપાચાર્યે કૃતવર્માને જાગૃત કર્યો, અને તેઓએ પણ પોતાના રથ જોડયા. પછી તે ત્રણે વીર દીપ્ત અગ્નિ પ્રમાણે તંબુઓ બાળવા નીકળ્યા. તંબુના મુખ્ય મોખરા ઉપર બન્નેને ઉભા રાખી અશ્વત્થામા ભળતા જ રસ્તે અંદર ઘુસ્યો, અને પ્રથમ એક મોટા તંબુમાં પેઠો. ત્યાં ધૃષ્ટદ્યુમ્ન પર્યંક ઉપર બિનધાસ્ત ઉંઘતો હતો, તેની છાતિ ઉપર ચઢી બેસી અશ્વત્થામાયે તેનું ગળું દાબ્યું. અં અં અં આવી બુમો મારતાંમાં તો અશ્વત્થામાયે તેને ઠાર કર્યો. તેના નોકર અને તેની સ્ત્રી તેની ધડપછાડથી જાગૃત થયાં. તેમને અશ્વત્થામાયે ઠાર માર્યાં. આજ પ્રમાણે બીજા તંબુમાં પેસી તેણે ત્યાં ઉંઘી ગયેલાઓનાં મોઢાં ગુંગળાવી નાંખ્યાં, અને જાગી જઇ જે આડા આવ્યા, તેમને તલવારથી કાપી નાંખ્યા. ક્ષણવારમાં આખી છાવણીમાં ગભરાટ મચી રહ્યો. જે કોઈ ભૂત, પિશાચ કિંવા રાક્ષસ છાવણીમાં પેઠો છે, આવી બુમો મારતા બ્હીતા નાસી છુટયા, તેમને છાવણી બહાર પડતાં કૃપ અને કૃતવર્માયે ઠાર માર્યા. જેઓ શૂરવીર હતા તેઓ અશ્વત્થામા ઉપર દોડયા, પણ તે વીરોયે અસ્ત્રોથી અને તલવારથી તેમને યમલોકમાં મોકલી દીધા. આ પ્રમાણે નિર્દય કર્મ કરી છાવણીમાં પેસતી વખતે જેવી શાંતતા હતી તેવી જ છાવણી છોડતી વખતે શાંતતા રાખી તે ત્રણે વીર પરોઢીયાના સુમારમાં ચાલ્યા ગયા.

તે ભયંકર કતલમાંથી બચેલા એક બે મનુષ્યોએ પ્રાતઃકાળમાં આ વર્તમાન ધર્મરાજાને કહ્યા, એટલે તે ભયંકર સમાચાર સાંભળી તેમને એકદમ મૂર્છા આવી. ક્ષણવારમાં સાવધ થઇ આક્રોશ કરતા યુધિષ્ઠિરે કહ્યું:—"શ્રીકૃષ્ણ! દુનિયાની ગતિ બુદ્ધિવાનો પણ સમજી શકતા નથી. સર્વ શત્રુઓને જીતી છેવટે અમે જ જીતાયા. પ્રમાદસરખું અનર્થકારક બીજું કશું પણ નથી. ફક્ત પ્રમાદથી જ મનુષ્યોને પૈસા અને જીવતર મૂકવું પડે છે. વિદ્યા, તપ, સંપત્તિ, અને યશ પ્રમત્ત મનુષ્યોને મળી શકતાં નથી. અસ્તુ. જે નસીબે હતું તે થયું. પણ આ પુત્રોનો અને બંધુઓનો ભયંકર વધ સાંભળી બિચારી દ્રૌપદીની શી અવસ્થા થશે? નકુલ! તું દ્રૌપદીને રથમાં બેસાડી તંબુઓમાં લઇ આવ, અમે આગળ જઇયે છીયે;" આમ કહી યુધિષ્ઠિર ત્રણ પાંડવો, શ્રીકૃષ્ણ અને સાત્યકિ સાથે તંબુએ આવ્યા. ત્યાં પુત્રોનાં અને આપ્તોનાં છિન્નવિચ્છિન્ન થયેલાં કિંવા ગળું દબાયલાં પ્રેતો જોઇ તેમની આંખોમાંથી ટપટપ આંસુ પડવા લાગ્યાં. એટલામાં દ્રૌપદી ત્યાં આવી અને ધર્મરાજા પાસે આવતાં જ "મહારાજ! આ શું થયું!" આમ આક્રંદ કરતી મૂર્છિત થઇ પડી. તેને સર્વ જણે સાવધ કરી. પુત્રોનાં અને ભાઇઓનાં પ્રેતો જોઇ રડતી રડતી તે બોલી, "મહારાજ! ભોગવો હવે આ પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય! રાજ્ય કરતાં કરતાં તમને મારા પ્રિય પુત્રો કિંવા સુભદ્રાના પ્રિય પુત્રો કેમ સાંભરશે? પણ મારા જીવના તો આમને માટે તલતલ જેવડા ટુકડા થાય છે. તે દુષ્ટ દ્રોણપુત્રનો તમે વધ કર્યા શિવાય મારો શોક શાંત થનાર નથી. ભીમ! મારા લાડ ત્હેં હમેશાં પૂર્યા છે. આ મારા અન્ય પતિ તે દ્રોણપુત્રને શાસન કરશે નહિ, પણ તું કરીશ. મારા ઉપર તારો પ્રેમ હોય, તો તું હમણા જ જા અને તેને મારી તેના માથા ઉપરનો દિવ્ય મણિ લઇ આવ. આ મારા લાડકા પુત્રોને ઠાર મારનારને યોગ્ય શિક્ષા થઇ એમ સાંભળ્યા શિવાય, હું સોગંદ લઇ કહું છું, કે હું અન્ન સ્પર્શ નહિ!" આ તેના નિશ્ચયના શબ્દ સાંભળી શીઘ્ર-કોપી ભીમ રથમાં બેઠો, અને ધનુષ્ય, બાણ અને ગદા લઇ નિકળ્યો. ભીમ-અશ્વત્થામાની લઢાઇમાં વખત છે કાંઈ અનર્થ થશે એ ચિંતાથી શ્રીકૃષ્ણ અર્જુન અને ધર્મને રથમાં લઇ ભીમ પાછળ દોડ્યા, તે યમુના ઉતરી ભાગીરથી તીર ઉપર વ્યાસના આશ્રમમાં તેનો પત્તો લાગ-

વાથી ત્યાં પહોંચ્યા. ભાગીરથીના તીર ઉપર ઋષિઓ સાથે વ્યાસ બેઠા હતા, તેમની જ પાસે કુશવસ્ત્રો ધારણ કરી માથા ઉપર ઘી ચોપડી અને ધુળથી આખા શરીરે ભરેલો અશ્વત્થામા દૂરથી નજરે પડતાં જ, “ ઉભો રહે, દુષ્ટ ઉભો રહે; નાસ નહિ.” આમ ધુરકતો ભીમ તેની સામે દોડયો. એટલે અશ્વત્થામાએ પણ સંતાપ અને પ્રાણની બ્હીકથી દર્ભ લઇ ભીમ ઉપર બ્રહ્મશિરાસ્ત્ર અભિમંત્રણ કરી, ‘ સર્વ પાંડવો મરો.’ આમ કહી દર્ભ ફેંકયો. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું:—“ અર્જુન ! આ અસ્ત્ર દ્રોણે તને શીખવ્યું હશે, તો તેનાથી આ અસ્ત્રનો પ્રતિકાર કર.” એટલે અર્જુને રથ નીચે ઉતરી અશ્વત્થામા સાથે ત્યાં બેઠેલા સર્વ માણસોનું અભીષ્ટ ચિંતી તે જ અસ્ત્રનો તેના ઉપર પ્રયોગ કર્યો. આ પ્રમાણે તે અસ્ત્રો એક-મેક સાથે અથડાઇ તેમાંથી અગ્નિજ્વાળા ઉઠી. એટલે વ્યાસે અશ્વત્થામાને કહ્યું:—“ ભાઇ, તારું આ અસ્ત્ર તું પાછું ખેંચી લે; નહીં તો આ સ્થળે બાર વર્ષનો દુકાળ પડશે. આ ધર્મને શરણે જા, અને દ્રૌપદીના સમાધાન માટે આ માથાનો મણિ તેમને કાઢી આપ.” હાંના કરતાં તે હઠી બ્રાહ્મણે છેવટે તે કબૂલ કર્યું, અને તે અસ્ત્ર પાછું લેતાં લેતાં તે ઉત્તરાના ગર્ભમાં રહેલા ભાવી પાંડવવંશ ઉપર નાંખ્યું. પછી તેણે પોતાનો મણિ કાઢી ભીમને હવાલે કર્યો. એટલે શ્રીકૃષ્ણે કહ્યું:—“ અશ્વત્થામા ! ત્હેં જે આ અત્યંત નીચ કર્મ કર્યું છે, તેનું ફળ તને મળ્યા શિવાય રહેવાનું નથી. યુદ્ધ શરૂ હોય તે વખતે ધર્મ–અધર્મનો વિચાર ગૌણ હોય છે, પણ યુદ્ધ બંધ થયા પછી એકમેકના વિશ્વાસથી નિઃશસ્ત્ર થઇ નિદ્રિત થયેલા નિર-પરાધી બાલ–તરુણ–વૃધ્ધોને ત્હેં જે ઠાર માર્યા તે યુદ્ધ નહિ. જ્ઞાની લોક તેને અત્યંત નિંદ્ય પાપ સમજે છે. આ દારુણ પાપને લીધે તું ત્રણ હજાર વર્ષો સુધી આ પૃથ્વી ઉપર એકલો ફરીશ. કોઇ પણ, કદી પણ, થોડીવાર પણ તારી છાયામાં ઉભો રહેશે નહિ. તારા માથામાં કીડા પડશે અને આખે શરીરે વ્યાધિ થઇ દુર્ગંધથી તારું મગજ ભમી જશે, અને તું વનવગડામાં ભટકતો રહીશ. જા.” શ્રીકૃષ્ણનું આ ભાષણ સાંભળી અશ્વત્થામા ખિન્ન થઇ ત્યાંથી સર્વના સમક્ષ ચાલતો થયો.

અશ્વત્થામાના માથા ઉપરનો અમૂલ્ય મણિ લઈ તે વીરો રથમાં બેસી પાછા નિકળ્યા, તે જલદીથી સાયંકાલના સુમારે દ્રૌપદી પાસે પહોંચ્યા.

યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમે તે મણિ લઇ દ્રૌપદીને આપ્યો અને કહ્યું:— " દ્રૌપદિ ! આ મણિ અમે અશ્વત્થામાને જીતીને આણ્યો છે. લે, ઉઠ હવે; તારા પુત્રોનો નાશ કરનારા તે પાપિષ્ઠને શાસન કર્યું છે, બ્રાહ્મણ ગણી અને ગુરુપુત્ર ગણી તેને ફક્ત જીવદાન આપી છોડેલો છે. તેનું શરીર જો કે જીવંત છે તો પણ તેનો યશ નષ્ટ થયો છે. માટે તું હવે શોક કરવો બંધ કર." ચતુર દ્રૌપદીએ કહ્યુ:–"ગુરુપુત્ર મારો પણ ગુરુ જ છે. તેને તમે જીવદાન આપ્યું, એ સારૂં કર્યું. હવે આ મણિ રાજાના મુકુટ ઉપર બાંધો એટલે મને પુત્રોનું ઋણ ફીટયા સરખું લાગશે. " એટલે ધર્મે ગુરુનું ઉચ્છિષ્ટ ગણી દ્રૌપદીના સમાધાન માટે તે મણિ માથા ઉપર ધારણ કર્યો.

આ પ્રમાણે ભારતી યુદ્ધનું છેવટ થયું. પાંડવો તરફની સાત અક્ષૌહિણીમાંથી સાત બાકી રહ્યા. કૌરવો તરફની અગીઆર અક્ષૌહિણીમાંથી ત્રણ જ બાકી રહ્યા. પૃથ્વીનો ભાર હલકો કરવાનું મુખ્ય અવતારકૃત્ય શ્રીકૃષ્ણે યોદ્ધાઓના જ શૌર્યથી, હઠથી, અને અનયથી આ પ્રમાણે કરાવ્યું. પાંચ પાંડવો, શ્રીકૃષ્ણ અને સાત્યકિ અવશિષ્ટ રહ્યા. તેઓ હસ્તિનાપુર જવા માટે નિકળ્યા; ત્યાં ધૃતરાષ્ટ્ર, સંજય-વિદુર સાથે અને ગાંધારી કુંતી વગેરે સર્વ સ્ત્રિયો સાથે ત્યાં આવી પહોંચ્યા. ધર્મ દુ:ખથી સામે ગયા. અને ધૃતરાષ્ટ્રને વંદન કર્યું, એટલે ધૃતરાષ્ટ્રે પુત્રશોકથી સંતપ્ત થયેલા પોતાના મનને ગમે તેમ કરી રોકી તેને આલિંગન આપ્યું. ધર્મ પાછળ ભીમે તેમને નમસ્કાર કર્યો. પોતાના સો પુત્રોને ઠાર મારનાર આ જ, આ વિચાર ધૃતરાષ્ટ્રના મનમાં આવ્યો અને તેનો ક્રોધાનલ ધગધગતો પ્રજ્વલિત થયો. તેનો ચહેરો કાવરોબાવરો થઇ શબ્દ વિસ્વર થયો; અને " આવ, ભીમ, આવ, મને આલિંગન આપ ! " આમ કહી તે આગળ સરક્યો. એટલે શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રનું સામર્થ્ય અને તેના ક્રોધનું તીવ્ર કારણ મનમાં આણી ભીમને એકદમ બાજુપર ખેંચી લીધો અને ભીમની જે લોખંડી પ્રતિમા દુર્યોધને અખાડામાં ગદાયુદ્ધની કસરત કરવામાટે તૈયાર કરી હતી, અને જે તેના તંતુમાંથી જ મળી આવી હતી તે આગળ કરી. ધૃતરાષ્ટ્રે તે પ્રતિમાને એટલું કડકડીને આલિંગન આપ્યું કે, અંદરથી પોલી તે મૂર્તિ કડડડ

અવાજ કરતો ચપટી થઇ ગઇ. અહીંયાં ધૃતરાષ્ટ્રનું પણ તે ભયંકર પ્રયત્નથી હૃદય ફાટી જઇ રક્તની ઉલટી થઈ અને તે ધુમરી ખાઇ નીચે બેઠો. " અરેરે, ભીમને કાંઈ ઇજા તો નથી થઇને ! " આવો ઉલટ ઢોંગ કરી તે ડોસો દુઃખ કરવા લાગ્યો; એટલે શ્રીકૃષ્ણે કહ્યું—" રાજા ! તું વ્યર્થ શ્રમી થઇશ નહિ. ચુરાડા થયેલો આ લોખંડી ભીમ છે, એ પ્રત્યક્ષ ભીમ નથી. તારા સરખી શક્તિ કોનામાં છે ? પુત્રશોકથી તને સંતાપ થયેલો છે એ જોઇ મ્હેં ભીમને તારા આ મૃત્યુદંષ્ટ્રાતુલ્ય બળવાન્ બાહુના વેગમાંથી બચાવ્યો છે. રાજા ! ભીમને ઠાર મારવાનો તારા મનમાં જે વિચાર આવ્યો તે સર્વથૈવ અયોગ્ય છે. તારા પુત્ર મરી ગયા તે શું ફરી જીવતા થશે ? મ્હેં શાંતિને માટે કેટલો પ્રયત્ન કર્યો તે તને ખબર જ છે. માટે અત્યાર સુધી જે થયું તે સર્વ માન્ય કરી પેટમાં ઘાલ." એટલામાં પરિચારકોયે શુદ્ધિમાટે પાણી આણ્યું, તેનાથી ધૃતરાષ્ટ્રે કોગળા કરી નાંખ્યા પછી શ્રીકૃષ્ણે કહ્યું—રાજન્ ! ત્હેં વેદ—શાસ્ત્ર—પુરાણોનું અધ્યયન કરેલું છે; તું બધી બાબત જાણે છે; તારો અપરાધ છે છતાં તું પાંડવો ઉપર કોપ કરે છે એ ન્યાય્ય નથી. ભીષ્મ, દ્રોણ, વિદુર અને હું વગેરેઓએ રાજસભામાં આ ભાવી અનર્થ દૂર કરવા તને અનેક પ્રકારે સમજાવ્યો હતો, છતાં ત્હેં તે વખતે, અમારૂં વચન સાંભળ્યું નહોતું. તો હવે તું પાંડવો ઉપર ક્રોધ ન કર. એ જ તારા પુત્રો છે એમ હવે તું સમજ." કેશવનું આ ભાષણ સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું—" શ્રીકૃષ્ણ ! તું કહે છે તે બધું સાચું છે. બલવાન્ પુત્રસ્નેહે મને ધૈર્યથી ચ્યુત કર્યો. અસ્તુ. હવે મારો ક્રોધ શાંત થયો છે. હવે મને ભીમને નિઃશંક ભેટવા દે." એટલે ભીમે આગળ થઇ ધૃતરાષ્ટ્રને આલિંગન આપ્યું. પછી અર્જુન—નકુલ—સહદેવને પણ પેટસાથે ડાબી તે અંધ ડોસાયે સર્વને " તમારૂં કલ્યાણ થાઓ " આવો આશીર્વાદ આપ્યો. પછી યુધિષ્ઠિર ગાંધારીને નમસ્કાર કરવા ગયા, તે વખતે તેનો પણ ક્રોધ અનાવર થયો અને તે તેને શ્રાપ આપવા માટે તૈયાર થઈ. એટલે યુધિષ્ઠિરે કહ્યું:—દેવિ માતુશ્રી ! આ હતભાગ્યને તું બેલાશક શ્રાપ આપ. પિતામહ, આચાર્ય, બંધુ વિગેરેનો ઘાત કરી અને પોતાના પુત્ર અને આપ્તોનો પણ નાશ કરી આ મળેલું રાજ્ય મને ઝેર જેવું લાગે છે. કિંબહુના મને હવે જીવવાની ઇચ્છા નથી.

તારા શ્રાપથી હું આ દુઃખોદધિમાંથી અને શોકસમુદ્રમાંથી મુક્ત થઇશ !" યુધિષ્ઠિરનું આ નમ્ર અને દીન ભાષણ સાંભળી ગાંધારીનો શોક અને ક્રોધ શાંત થયો. તે આગળ કાંઇ પણ બોલી નહીં. પણ યુધિષ્ઠિર નમસ્કાર કરતા હતા તે વખતે તેના નખ ઉપર તેની ક્રુદ્ધ નજર પડી, તેથી તેના નખ ઉતરી ગયા અને ખરાબ દેખાવા લાગ્યું. પછી સર્વ પાંડવ પોતાની માને મળ્યા. તેણે તેમને આલિંગન આપી પુષ્કળ વિલાપ કર્યો. દ્રૌપદીયે તે બન્ને સાસુને નમસ્કાર કર્યાં અને ઘણો શોક કર્યો. એટલે ગાંધારીયે કહ્યુંઃ—"બેટા ! મારી સામું જો અને તારો શોક રોક." આ પ્રમાણે બધાં એકમેકને મળ્યાં અને તે બધાં ધીમે ધીમે રણભૂમિ છોડી ભાગીરથીના તીરે આવ્યાં અને મૃતોને તેમણે ઉદક આપ્યું.



# श्रीकृष्ण-चरित्र.



## उत्तरपर्व.



યશસ્વી યુધિષ્ઠિર મૃતોને જલ આપી ઘણા કષ્ટે ભાગીરથી તીર ઉપર આવ્યો. અને હસ્તિનાપુર બહાર પુત્રોનું આશૌચ પાળવા માટે એક મહિનો રહ્યા. "ભીષ્મ, દ્રોણ ઇત્યાદિ શત્રુઓ સાથે તમે જે કર્ણને માર્યો તે તમારો જ્યેષ્ટ ભ્રાતા હતો," આમ માતુશ્રીએ તિલાંજલિ આપતાં ધર્મને કહ્યું ત્યારથી તો તેને અતિશય દુઃખ થતું હતું. પોતાના અને શત્રુના સર્વ લોક હાર મારી મેળવેલું રાજ્ય તેને વિષસરખું ભાસવા લાગ્યું. છેવટે એક દિવસે તેણે અર્જુનને કહ્યું:—" અર્જુન! લોભનાવડે લાગી આપણી આ ભયંકર અવસ્થા થયેલી છે. આ કરતાં વનમાં રહેનારા મુનિયોનું ક્ષમા, વૈરાગ્ય, નિર્મત્સરતા, અહિંસા અને સત્યવચન ઇત્યાદિ ગુણોથી ભરપૂર આયુષ્ય ઘણું સારૂં. અર્જુન! ત્યાગી પુરૂષના હાથથી પાપ જ થતું નથી; એટલા માટે રાજ્યનો ત્યાગ કરી મુનિ થઇ હું વનમાં જાઉં છું. તું આ પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય સંભાળ." ધર્મનું આ ઉદ્વિગ્નપણાનું ભાષણ સાંભળી સર્વને ઘણું ખરાબ લાગ્યું. અર્જુને કહ્યું:—" રાજન્! તો પછી તમે હજારો ક્ષત્રિયોને શા માટે મરાવ્યા? નિષ્કાચનત્વ મુનિઓનેજ યોગ્ય છે, રાજાને નથી. રાજાયે દ્રવ્ય મેળવી અશ્વમેધસરખા યજ્ઞ કરવા અને પ્રજાનું ધર્મથી પાલન કરવું. દાશરથી રામથી માંડીને આ સુમાર્ગ ચાલતો આવેલો છે. તે છોડી તમે કુમાર્ગે જાઓ નહિ. પાણી, માટી, ફળફળાદિ વગેરેમાં સેંકડો જંતુઓ છે, તેમની હિંસા પ્રત્યેકને લાગે જ છેને? હિંસા શિવાય કિંવા દુર્ઘટ કર્મ કર્યાં શિવાય મહતી શ્રી મળવી

શક્ય.નથી. શિવાય લોકના કલ્યાણ માટે જે હિંસા કરવી પ્રાપ્ત થાય છે, તે કરવી એ હિંસા નથી. સર્વતોપરિ ગુણયુક્ત કિંવા સર્વતોપરિ ગુણહીન એવી વસ્તુ જ આ જગતમાં નથી. પ્રત્યેક કર્મમાં સારા અને ખોટાનું મિશ્રણ હોય છે જ. આવી રીતના આ દુનિયામાંના મિશ્ર વ્યવહારમાં ન્યાયથી વર્તનારા લોક પૂર્વેથી જે કરતા આવ્યા છે તે તમે કરો." આ સાંભળી ધર્મે જવાબ આપ્યો. "અસંતોષ, મોહ, બલ, અહંકાર, ઇત્યાદિ પાપગુણોના સપાટામાં સપડાયાથી તું રાજ્યનો ભૂખ્યો થયો છું, પણ આમાં તને સુખ મળશે નહિ. તું નિરિચ્છ અને દ્વંદ્વમુક્ત થઈશ તો જ તને સુખ મળશે. દ્વંદ્વરહિત, વિમુક્ત જનકે શું કહ્યું છે તે તું ધ્યાનમાં રાખ. મિથિલા સળગેલી જોઇ જનકે કહ્યું:—" જે મારીપાસે યત્કિંચિત્ પણ ધન નથી તે મારું ધન અનંત છે. મિથિલા બળે છે પણ મારું કાંઇ જ બળતું નથી!" એટલામાટે મનને કલ્યાણ તરફ વાળી અને તૃષ્ણાનું નિયમન કરી હું કર્મપરંપરાનો ત્યાગ કરીશ અને નિરાલંબન થઇ સુખી થઈશ." ભીમે, દ્રૌપદીયે અને અર્જુને ધર્મને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તેનું વિરક્ત થયેલું મન રાજ્ય તરફ વળ્યું નહિ. યુદ્ધની પૂર્વે સંન્યાસ લેવાનો જે ઉમાળો અર્જુનને આવ્યો હતો, તે જ યુદ્ધની છેવટે યુધિષ્ઠિરને આવ્યો. વ્યાસે આખરે તેને કહ્યું,—" ધર્મ! ગાર્હસ્થ્ય છોડી અરણ્યમાં જવામાટે ધર્મશાસ્ત્ર મુજબ તું અદ્યાપિ યોગ્ય થયો નથી. યજ્ઞ, વિદ્યા, ઉદ્યોગ, સંપત્તિ સંબંધે અસંતોષ, પ્રજાપાલન અને દંડધારણ એ રાજાનાં કર્તવ્યો છે. તેમાં દંડધારણ એ સર્વમાં શ્રેષ્ઠ કર્તવ્ય છે. પોતાના બંધુઓ સાથે ધર્માર્થ કામનો યથાશાસ્ત્ર ઉપભોગ લઇ પ્રથમ તું તારું કર્તવ્ય બજાવ અને પછી અરણ્યમાં જા. સુખ કિંવા દુઃખ, પ્રિય કિંવા અપ્રિય વગેરે જે જે, ધર્મથી ચાલનારા મનુષ્યને પ્રાપ્ત થાય, તે-તે અપરાજિત હૃદયે મનુષ્યે ભોગવવાં જોઇયે. તારી ઇચ્છા નહોતી તે છતાં તારે આ ઘોર કર્મ કરવું પડયું તો તેને માટે તું સંતાપ કરીશ નહિ. પૃથ્વીનું રાજ્ય પરાક્રમથી તને મળેલું છે. તેનું યથાશાસ્ત્ર પાલન કર. જે માંડલિક રાજા મરણ પામ્યા છે તેમના પુત્રોનું સમાધાન કરી તેમને ગાદી ઉપર બેસાડ. જ્યાં પુત્ર ન હોય ત્યાં કન્યા હોય તો તેને પણ બેસાડ. આ પ્રમાણે સર્વ રાષ્ટ્રોનું આશ્વાસન કરી તું અશ્વમેધ યજ્ઞ કર એટલે તારું હિંસાકૃત સર્વ

પાપ દૂર થશે." ધર્મે પ્રશ્ન કર્યો;—"મહર્ષિ ! રાજ્ય અને ધર્માચરણનો હમેશ વિરોધ છે. અધર્મ શિવાય રાજ્ય કરવું શક્ય નથી. મ્હેં વારંવાર વિચાર કર્યો તો પણ મને એમ જ લાગે છે, માટે મારો આ મોહ દૂર કરો." વ્યાસે ઉત્તર આપ્યો "રાજન્ ! તારા વૃદ્ધ પિતામહ ભીષ્મ રાજધર્મ અને મોક્ષધર્મ સારી રીતે જાણે છે. ધર્મરહસ્યના સંબંધમાં તને જે સંશય હોય તે તું તેમને જઈ પૂછ." દાદાનો અધર્મથી ઘાત કરી અત્યારે તેમને હું ધર્મનો પ્રશ્ન કરૂં આવી રીતે ધર્મ આનાકાની કરવા લાગ્યા એટલે શ્રીકૃષ્ણે કહ્યું—"ધર્મ ! શોકનો અતિનિર્બંધ ન કરતાં ભગવાન્ વ્યાસ તને જે કહે છે તે તું કર અને અમો સર્વ મિત્રોને અને દ્રૌપદીને આનંદ આપી દ્રૌપદીનું કલ્યાણ કર." શ્રીકૃષ્ણના આ શબ્દ સાંભળતાં જ ધર્મરાજ ઉઠ્યા અને રાજ્ય સ્વીકારવા માટે કબુલ થયા. પછી પ્રજાજનોયે ઘણા ઉત્સાહથી અલંકૃત કરેલા નગરમાં યુધિષ્ઠિરે થાટથી પ્રવેશ કર્યો. ધૃતરાષ્ટ્રને પાલખીમાં બેસાડી, આગળ કરી, સોળ ધોળા બળદથી જોડેલા એક મોટા નવીન તૈયાર કરેલા રથમાં બેસી ધર્મરાજ નિકળ્યા. ભીમ તેમનું સારથ્ય કરતો હતો. અર્જુને તેમના ઉપર ધોળું છત્ર ધરેલું હતું, અને નકુલ સહદેવે ચામર અને પંખો લીધેલો હતો. તેમની પાછળ શ્રીકૃષ્ણ સાત્યકિસાથે સુવર્ણના રથમાં બેસી જતા હતા. પાછળ ગાંધારી, કુંતી, દ્રૌપદી અને ઇતર કુરુસ્ત્રિયો સુંદર સુંદર રથમાં બેસી ચાલતી હતી. સેંકડો સરદારો હાથી ઉપર અને ઘોડા ઉપર બેસી સ્વારી સાથે ચાલતા હતા. આખા રસ્તા ઉપર શંખ અને દુંદુભિ વાગતા હતા. વારંવાર પ્રજાજન આનંદથી જયઘોષ કરતો હતો. આવી રીતે સ્વારી રાજવાડામાં પહોંચી. ધૌમ્યે ત્યાં ઉદઙ્મુખ વેદી કરી હતી, તેના ઉપર વ્યાઘ્રચર્મ પાથરી તેના ઉપર સર્વતોભદ્ર સિંહાસન મૂકેલું હતું. તે સિંહાસન આખું સુવર્ણનું હતું અને અગ્નિસરખું ચમકતું હતું અને તેની ઉપર અનેક રત્નો બેસાડેલાં હતાં. આવા દીપ્ત સિંહાસન ઉપર ધર્મરાજ અને દ્રૌપદીને બેસાડી શ્રીકૃષ્ણે પોતે ઉત્તમ શંખમાંના ગંગોદકથી તેમને પૃથ્વીના સામ્રાજ્યનો અભિષેક કર્યો-તે વખતે મંગલવાદ્યોનો પ્રચંડ જયઘોષ થયો. બ્રાહ્મણોએ ધર્મરાજાને આશીર્વાદ આપ્યો. ધર્મરાજાયે હજાર હજાર મહોરો દક્ષિણા પ્રત્યેક બ્રાહ્મણને આપી અને સરદારોને અમૂલ્ય પોષાખ આપ્યો. અને પછી તે બોલ્યા:—"ધૃત-

રાષ્ટ્ર મહારાજ મારા પરમપૂજ્ય જ્યેષ્ટ પિતા છે; તેમની આજ્ઞા તમે પૂર્વે પાળતા હતા તે પ્રમાણે જ પાળો, એટલે મને અત્યંત પ્રિય લાગશે." આ પ્રમાણે સર્વને તાકીદ આપી તેમણે ભીમને યુવરાજ નિમ્યો. નકુલને સેનાપતિ નિમ્યો. પરરાજ્ય ઉપર અને દુષ્ટોને શાસન કરવાના કામ ઉપર અર્જુનને નિમ્યો અને સહદેવને પોતાનો સમીપસ્થ (પ્રાઇવ્હેટ સેક્રેટરી) નિમ્યો. વિદુર, સંજય, કૃપ ઇત્યાદિકોને યોગ્ય કામો વ્હેંચી આપ્યાં. આ પ્રમાણે વ્યવસ્થા કરી ધર્મ, શ્રીકૃષ્ણ સાથે કુરુક્ષેત્રમાં ભીષ્મ શરપંજર ઉપર પડેલા હતા ત્યાં આવ્યા. સંધ્યાકાળના સૂર્યપ્રમાણે તેજસ્વી જણાતા તે ભીષ્મની આગળપાછળ અનેક મુનીઓ બેઠા હતા. દૂરથી જ રથમાંથી ઉતરી તે બધા હાથ જોડી પગપાળા જ ભીષ્મ પાસે આવ્યા અને તેમને નમસ્કાર કરી જ્યાં જગા મળી ત્યાં બેઠા. પછી શ્રીકૃષ્ણ કિંચિત્ દીન સ્વરે બોલ્યા:—" ભીષ્મ! તારૂં મન હમેશ પ્રમાણે શાંત અને પ્રસન્ન છેને? તારૂં જ્ઞાન પૂર્વે પ્રમાણે ઉજ્વલ છેને? તારા સરખો પુરુષ આ પૃથ્વી ઉપર મ્હેં જોયો પણ નથી અને સાંભળ્યો પણ નથી! જ્ઞાતીના ભયંકર ક્ષયથી સંતપ્ત થયેલ આ યુધિષ્ઠિર તારા ચરણ—શરણે આવ્યો છે. એને ચાતુર્વર્ણ્ય અને ચતુરાશ્રમ્યના ધર્મ સાંભળવાની ઇચ્છા છે. માટે એને ધર્મનો ઉપદેશ કરી તું એનો શોક દૂર કર."

શ્રીકૃષ્ણનું આ ભાષણ સાંભળી ભીષ્મે કહ્યું—" શ્રીકૃષ્ણ! હું સ્વસ્થ અને સુખી છું; મારૂં મન અને વાણી દૃઢ છે. તારી કૃપાથી મને સર્વ રાજધર્મ અને મોક્ષધર્મ પ્રત્યક્ષ ગોચર છે. પણ શ્રીકૃષ્ણ! સર્વ ધર્મોનો પ્રવર્તક પ્રત્યક્ષ શ્રીવિષ્ણુ તું છે છતાં અને વળી ધર્મરાજાની પાસે હમેશ તું રહે છે છતાં, ધર્મ પૂછવામાટે તું મારી પાસે આવ્યો એ આશ્ચર્ય નહિ શું? શ્રીકૃષ્ણ! કાર્યકારણની પેલી તરફ રહેલું, સત્ય, અદ્વિતીય, આદિ, મધ્ય તથા અંતરહિત આવું જે પરબ્રહ્મ તે તું છે. અદિતીના પેટે દ્વાદશરૂપે અવતીર્ણ થનારો સુવર્ણકાંતિ સૂર્ય તું છે. શુકલપક્ષમાં દેવો અને કૃષ્ણપક્ષમાં પિતરોને તૃપ્ત કરનારો રજતકાંતિ ચંદ્ર તું છે. જેનું બૃહદાદિ ઉકથોમાં અને અગ્નિષ્ટોમાદિ યજ્ઞોમાં બ્રાહ્મણો સ્તવન કરે છે, તે વેદરૂપી પરમેશ્વર તું છે. સહસ્ર ફણાથી શોભનારા શેષના પર્યંક ઉપર યોગનું

અવલંબન કરી નિદ્રા લેનાર નિદ્રાસ્વરૂપી પરમેશ્વર તું છે. વેદોક્ત સાધનોથી સંસારમાંથી તરી જવાનો મોક્ષ માર્ગ ઉત્પન કરનારો સત્યસ્વરૂપી પરમેશ્વર તું છે. જૂદા જૂદા ધર્મનું આચરણ કરનારા લોક જે એક પ્રભુનું જૂદી જૂદી રીતે પૂજન કરે છે, તે ધર્મસ્વરૂપી પરમેશ્વર તું છે. જૂદા જૂદા મનોરથોથી પ્રાણિમાત્રને ઉન્મત્ત કરી છોડનારો કામનારૂપી ઈશ્વર તું છે. સર્વ સૃષ્ટ પદાર્થોમાં વ્યાપી રહેલો અને પ્રાણિમાત્રના શરીરમાં જીવસ્વરૂપે રહેનારો પરમાત્મા તું છે, તે તને નમસ્કાર હો. જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થામાં એકસરખો રહેનારો આત્મા, પાંચ મહાભૂતો અને મનસાથે અગીઆર ઇન્દ્રિયો આ સોળ તત્ત્વોને લઇ જે સત્તરમો જ્ઞાની કહેવાય છે, તે સાંખ્ય સ્વરૂપી પરમાત્મા, તને નમસ્કાર હો. નિદ્રાનો ત્યાગ કરી અને પ્રાણવાયુનો જય કરી સત્ત્વગુણમાં નિત્ય સ્થિત રહેલો યોગી જેને તેજોરૂપે હમેશ જુએ છે, તે યોગસ્વરૂપી પરમાત્મા તને નમસ્કાર હો. પાપ-પુણ્યનો ક્ષય થવાથી પુનર્જન્મથી મુક્ત થયેલો સંન્યાસી જેમાં લીન થાય છે તે મોક્ષસ્વરૂપી પરમાત્મારૂપ તને નમસ્કાર હો. ઉત્પત્તિ અને નાશથી વિશિષ્ટ સર્વ કાર્યરૂપ વસ્તુનો જેનાથી ઉગમ છે અને જેનામાં લય છે, તે કારણસ્વરૂપી પરમાત્મા, તને હુ નમસ્કાર કરૂં છું. અગ્નિ એ મુખ, સ્વર્ગ એ મસ્તક, આકાશ એ નાભિ, ભૂમિ એ ચરણ, સૂર્ય-ચંદ્ર એ નેત્ર, અને દિશા એ કર્ણ આવાં અવયવોથી યુક્ત વિશ્વરૂપી તું પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. જે, સૃષ્ટિ ચલાવવામાટે સ્નેહરૂપી પાશથી પ્રાણીઓને મોહમાં નાંખે છે તે મોહરૂપી તું પરમેશને નમસ્કાર છે. જેને મુમુક્ષુ લોક જ્ઞાન-સાધનના યોગે પ્રાપ્ત કરી લે છે તે જ્ઞાનસ્વરૂપી તું પરમેશ્વરને નમસ્કાર છે. જટા અને દંડથી યુક્ત, લંબોદર, કમંડલુ ધારણ કરનાર બ્રહ્મા તું જ છે. શૂલધારી, ભસ્મચર્ચિત્ ઉર્ધ્વલિંગ, ત્રિનેત્ર, દેવાધિપતિ રુદ્ર તું જ છે, હે વિશ્વકર્મન્ ! હે વિશ્વાત્મન્ ! હે વિશ્વસંભવ ! હે પંચભૂતાતીત ! તને નમસ્કાર હો. જે પુરુષ શ્રીકૃષ્ણનિષ્ઠ થઇ રાત્રિદિવસ, બોલતાં ચાલતાં શ્રીકૃષ્ણનું ભજન કરે છે તે શ્રીકૃષ્ણસ્વરૂપ થઇ તેનામાં જ પ્રવિષ્ટ થાય છે. શ્રીકૃષ્ણ ! આ મારા વાગૂરૂપી યજ્ઞથી મેં તારૂં આરાધન કરેલું છે, તું મારા ઉપર પ્રસન્ન થા." આ પ્રમાણે ભીષ્મે શ્રીકૃષ્ણની સ્તુતી કરી, તે સાંભળી શ્રીકૃષ્ણ ગદ્ગતિ થઇ બોલ્યા—"ભીષ્મ હું તારા ઉપર પ્રસન્ન

છુ. તું પરમગતિને પામીશ એમાં તલમાત્ર સંશય નથી. આ યુધિષ્ઠિરને રાજધર્મનો અને મોક્ષધર્મનો તું જ ઉપદેશ કર. ગુરુસ્થાને રહેલા આ રાજાને ઉપદેશ કરવાનો મારો અધિકાર નથી. એટલામાટે મ્હેં તેને તારી પાસે આણેલ છે. તું નિઃશંક મને તેને જ્ઞાનોપદેશ કર. તારા મુખમાંથી જે ઉપદેશામૃત નિકળશે તે આ લોકમાં સ્મૃતિશાસ્ત્ર પ્રમાણે આદરણીય થશે." શ્રીકૃષ્ણની આજ્ઞા સાંભળી ભીષ્મે ધર્મને "તને જે જે સંશય હોય, અને જે જે પ્રશ્ન પૂછવાના હોય તે તું પૂછ. હું તેનો યથામતિ ઉત્તર આપીશ" આમ કહ્યું. પછી ભીષ્મે યુધિષ્ઠિરને તેના અનેક પ્રશ્નરૂપ રાજધર્મ અને મોક્ષધર્મનું રહસ્ય સમજાવ્યું. સર્વ મહર્ષિઓએ અને રાજાઓએ તે ધર્મ ઘણા આદરથી અને એકાગ્રતાથી સાંભળ્યો. ભીષ્મનો સમગ્ર ઉપદેશ સાંભળી સર્વ ઋષિઓ અને ઇતર શ્રોતા રોમાંચિત થયા. છેવટે ભીષ્મે કહ્યું—"યુધિષ્ઠિર! તું હસ્તિનાપુર જઇ પ્રાપ્ત થયેલું પૃથ્વીનું રાજ્ય ચલાવ અને જૂદા જૂદા યજ્ઞ કરી પિતરોનું અને દેવોનું ઋણ ફેડ. પ્રજાને સર્વ રીતે ખુશી કરી પ્રકૃતિને અને સુહૃદોને દાન અને વૈભવથી સંતુષ્ટ કર. અત્યારે તું જા અને સૂર્ય ઉત્તરાયણ તરફ વળે તે વખતે મારૂં ઉત્તર કાર્ય કરવા માટે અહીં પાછો આવજે." આ પ્રમાણે ભીષ્મની આજ્ઞા થઈ; એટલે ધર્મ શ્રીકૃષ્ણ અને ઇતર મંડળી સાથે હસ્તિનાપુર પાછા આવ્યા. પછી ધર્મે ઘણા પ્રેમથી શ્રીકૃષ્ણની દ્વારિકા તરફ રવાનગી કરી. "ગોવિંદ! તારી કૃપાથી આ પૃથ્વી અમને મળેલી છે. એમાંથી ફાવે તે રત્નો તું લે અને તારા પિતાને મળવા જા." આવું ધર્મે કહ્યું એટલે, "મારે રત્નોની શી જરૂર છે? મારા ઘરમાં છે તે પણ તારાં જ છે." આમ કહી શ્રીકૃષ્ણે ધર્મની, અર્જુનની, ઇતર પાંડવોની અને કુંતીની રજા લીધી, અને સુભદ્રાને સાથે લઇ તથા અશ્વમેધમાટે સર્વ મંડળી સાથે ફરી આવવાનું વચન આપી દ્વારિકા તરફ પ્રયાણ કર્યું.

દ્વારિકા પાછા આવ્યા પછી સર્વ યાદવમંડળી ભોજકટ નગરમાં અનિરુદ્ધના વિવાહમાટે ગઇ. રુકમીની બ્હેન રુક્મિણી શ્રીકૃષ્ણે વરી હતી. રુકમીની છોડી પ્રદ્યુમ્નને આપી હતી અને રુક્મિણીના આગ્રહથી રુકમીએ પોતાના છોકરાની છોકરી રોચના અનિરુદ્ધને આપી. આ પ્રમાણે યાદવ—ભોજનો આ ત્રણ પેઢીનો સંબંધ થયો. રુકમી શ્રીકૃષ્ણનો કટ્ટો શત્રુ હતો

તો પણ તેમનો આ શરીર સંબંધ પ્રાચીન રિવાજ પ્રમાણે ત્રણ પેઢી થયો. ભોજકટ નગરમાં અનિરુદ્ધનાં લગ્ન ઘણી ધામધૂમથી થયાં. લગ્ન પછી વેવાઇ વેવાઇ મંડળી ક્ષત્રિયોના રીવાજ મુજબ દ્યૂત રમવા માટે બેઠી દ્યૂત રમતાં રમતાં દ્યૂતનું ભૂત રમનારાઓ ઉપર ચઢ્યું. દુર્યોધન પ્રમાણે હું પણ યાદવોને નાગા કરૂં આવી દુષ્ટ કલ્પના આ વખતે રૂક્મીના મગજમાં ઉભી થઇ, અને જ્યારે બલરામ દાવપર દાવ હારવા લાગ્યા ત્યારે કલિંગનો રાજા પ્રેક્ષક તરીકે બેઠો હતો, તે હસવા લાગ્યો. સો, હજાર, અયુત લક્ષ, નિયુત, કોટી મહોરોની દસગણી શ્રેણીથી ચઢતા પણ ઉપર બલરામ હાર્યા. એટલે તેમણે ક્રોધથી અર્બુદ એટલે દસ કરોડનો દાવ મૂકયો. આ દાવ માત્ર બલરામે જીત્યો. રૂકમી કપટથી, " હું જીત્યો, પ્રેક્ષકોને પૂછો, " આમ બાંટા પાડવા લાગ્યો. તેનો સાથી કાલિંગ હસીને રૂકમી જ જીત્યો એમ બોલ્યો. રૂકમીનું અભિમાન ભારતીય યુદ્ધના પ્રસંગે વાંચનારે જોયેલું જ છે. " તમો યાદવો ગમે તેવા પણ ઢોરચારૂ. તમે પાસામાં શું સમજો ? ક્ષત્રિય રાજાઓએ જ દ્યૂત રમવું જોઇયે. " આવી રીતનું નિંદાથી ભરેલુ ભાષણ તેણે પોતાના ખોટા વાદના સમર્થનમાટે કર્યું. એટલે સરળ સ્વભાવના બલરામને ક્રોધ ચઢ્યો. તેમણે ત્યાંને ત્યાં જ સુવર્ણથી ભરેલી રમવાની હસ્તિદંતી બાજી ઉંચકી રૂકમીના માથામાં મારી ! તે સાથે તે ડોકરાના પ્રાણ નિકળી ગયા. કલિંગ નાસવા લાગો, તેને દસમા પગલામાં જ પકડી પાડી બલરામે તેના દાંત પાડયા. દુર્યોધને દ્યૂતમાં યુધિષ્ઠિરની દુર્દશા કરી તેને ઠેકાણે રૂકમીની આ પ્રમાણે ઉલટી દશા થઇ. રૂક્મિણીયે ભાઇ માટે પુષ્કળ શોક કર્યો પણ શ્રીકૃષ્ણે મુખમાંથી એક અક્ષર પણ કાઢયો નહિ. દુષ્ટ મંડળ પૈકી રૂકમી બાકી રહેલો હતો તેનો પરસ્પર નિકાલ થયો એ જોઇ શ્રીકૃષ્ણને સમાધાન થયું. અસ્તુ. યાદવો તત્કાળ અનિરુદ્ધ અને તેની નવવધૂ રોચનાને લઇ દ્વારિકા પાછા આવ્યા ( ભાગ૦ ૬૧ ૬૦ )

( આ જ ) મહિનાના આરંભમાં શ્રીકૃષ્ણ સર્વ યાદવમંડળી સાથે યુધિષ્ઠિરનો અશ્વમેધ પાર પાડવા માટે ફરી હસ્તિનાપુર ગયા. પાંચે પાંડવ દ્રવ્ય લાવવા માટે વ્યાસની સૂચના મુજબ હિમાલયપર ગયા હતા તે હજી સુધી પાછા ફર્યા નહોતા શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પહોંચ્યા પછી અભિમન્યુની

ગર્ભવતી શ્રી ઉત્તરા પ્રસૂતા થઇ, પણ બાળક મરેલું નિકળ્યું. તે વખતે કુરુસ્ત્રીયોના આક્રોશનો જે ધ્વનિ સૂતિકાગૃહમાંથી બહાર પડયો તેનું શું વર્ણન કરવું ? સર્વ કૌરવવંશનો ભાવી અંકુર આ જ બાકી હતો તે મરેલો નિકળ્યો. એટલે વંશ ચાલવાની આશા જ ખુટી. ડોસી કુંતી " શ્રીકૃષ્ણ, અરે તારો ભાણેજ જન્મતાં જ મરણ પામ્યો અને આ કૌરવવંશ ડૂબ્યો ! " આવા કરુણ સ્વરથી આક્રોશ કરતી શ્રીકૃષ્ણ પાસે દોડતી આવી. સાસુની પાછળ પાછળ જ દ્રૌપદી અને સુભદ્રા પણ દોડતી દોડતી રડતી આવી. તે સર્વેયે શ્રીકૃષ્ણના પગ પકડયા. " શ્રીકૃષ્ણ ! અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી આ તારો ભાણેજ મરણ પામ્યો છે; એને તું જો અને તારી કૃપાદૃષ્ટિથી જીવંત કર." આવી રીતે તેમણે કૃષ્ણની દયા માગી. એટલે શ્રીકૃષ્ણ કૃપાથી ઉઠયા. તે સૂતિકાગૃહપાસે આવતાં જ દ્રૌપદી બોલી–" ઉત્તરે ! તારા વડવા સસરા આવ્યા છે એમને નમસ્કાર કર. એ તને દુઃખસમુદ્રમાંથી જરૂર બહાર કાઢશે." ઉત્તરાયે ત્વરાથી ઉઠી શ્રીકૃષ્ણને મનોભાવથી વારવાર નમસ્કાર કર્યાં અને કહ્યુ;—" પુંડરીકાક્ષ ! મારો અને અભિમન્યુનો સરખો નાશ થયો. મારી સર્વ આશા તૂટી." આમ કહી મૂર્છા ખાઇ તે ધડાક દઇને પડી એટલે ફરીને સૂતિકાગૃહમાં રડવાનો આક્રાંત થયો ! ક્ષણ વારે ઉત્તરા શુદ્ધિમાં આવી બોલી,--' છોકરા તું ધર્મજ્ઞનો પુત્ર હોઇ ગોવિંદનું મધુર હાસ્યથી આતિથ્ય કરતો નથી એ શું ? ખરેખર મનુષ્યને, મરણ માગવાથી આવતું નથી. આં હું પતિ અને પુત્ર બન્ને ગયાથી અનાથ થયેલી હોઇ હજુ પણ જીવતી છું. હવે હું ધર્મરાજાની આજ્ઞા લઇ વિષપાન કરીશ, નહિં તો અગ્નિકાષ્ઠ ભક્ષણ કરી પ્રાણ આપીશ. " ઉત્તરાનો આ વિલાપ સાંભળી શ્રીકૃષ્ણનું હૃદય અધિક જ કળવળ્યું તેમણે આચમન કરી, આસન માંડી તે મૃત બાલકને ખોળા ઉપર લીધો, અને આખાં દુનિયાને સંભળાય અથાત્ સર્વ જગત હમેશ ધ્યાનમાં રાખે આવા હેતુથી શપથ કરી કહ્યું--"મ્હેં આજસુધી મશ્કરીમાં સુદ્ધાં અસત્ય ભાષણ કર્યું નથી અને યુદ્ધમાંથી પાછો ફર્યો નથી, તે મારા પુણ્યથી આ મૃત બાલક જીવતો થાઓ. જેને માટે મને ધર્મ હમેશ પ્રિય છે અને ધર્મના અધિષ્ઠાતા બ્રાહ્મણ મને પ્રિય છે તેટલા માટે અભિમન્યુનો પુત્ર જીવંત થાઓ. મ્હેં વિજયમાં સુદ્ધાં બીજાનો વિરોધ કર્યો નથી એ વાત

જો સત્ય હોય તો તે સત્યથી આ બાલકના પ્રાણ પાછા આવો. કંસ અને કેશીનો મ્હેં ધર્મથી નાશ કર્યો એ વાત જો ખરી હોય તો તે સત્યથી આ બાલક ફરી સચેતન થાઓ !" આવી રીતે શ્રીકૃષ્ણ બોલતા હતા ત્યાં ધીમે ધીમે તે બાલકના શ્વાસ ચાલવા લાગ્યા, અને થોડી જ વારમાં તે જીવતો થઈ 'કયાં હાં, કયાં હાં' આવા બાલકના મધુર સ્વરથી રુદન કરવા લાગ્યો ! તે રુદનનો તે મીઠો અવાજ સાંભળી કુરુસ્ત્રીઓને જે આનંદ થયો તેનું શું વર્ણન કરવું ? તેમણે શ્રીકૃષ્ણની અત્યંત પ્રશંસા કરી. ઉત્તરાએ ઉઠી બાલક સાથે શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા. શ્રીકૃષ્ણની આજ્ઞાથી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી. તેમને પુષ્કળ દક્ષિણા આપી. અસ્તુ; શ્રીકૃષ્ણે આ જે ચમત્કાર કર્યો તે પોતાના ઈશ્વરી સામર્થ્યથી નહિ, તો પણ કેવળ સદાચરણના સામર્થ્યથી કર્યો એ અહીંયાં લક્ષમાં રાખવું જોઇયે. "सर्वं विश्रावयन् जगत्" "સર્વ જગતને સંભળાવતા" આમ વ્યાસ મહર્ષિએ જે અહીંયાં કહેલું છે, તેનું રહસ્ય ધ્યાનમાં રાખવા જેવું છે. સત્યવચન, ધર્મપ્રીતિ, ધર્મિષ્ઠ બ્રાહ્મણોનો આદર અને ધર્મથી જ દુષ્ટોનો વિરોધ આ શ્રીકૃષ્ણની ધર્મપરાયણતા તેણે આ વખતે ઉપયોગમાં આણી અને આવી ધર્મપરાયણતામાં જ ઈશ્વરી સામર્થ્ય છે એ તેણે જગતના નિદર્શને આણી આપ્યું ( ભા૦ અશ્વ૦ ).

પાંડવો એક મહિને, મરુતોએ સંવર્તઋષિ પાસે પૂર્વે જે ઠેકાણે યજ્ઞ કરાવ્યો હતો તે ઠેકાણે પડેલા અપાર રત્નભંડાર પૈકી ધનભાર લઈ આવ્યા તે વખતે શ્રીકૃષ્ણ તેમના સામે આવ્યા. શ્રીકૃષ્ણે કરેલો ઉપકાર પાંડવોના જાણવામાં આવતાં તેમને અતિશય ધન્યતા લાગી, અને તેમણે તેમનું અંતઃકરણપૂર્વક વારંવાર સ્તવન કર્યું. પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી ધર્મે અશ્વમેધનો નિશ્ચય કરી વ્યાસમહર્ષિને અને બીજા અનેક વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવ્યા. ચૈત્રી પૂર્ણિમાને દિવસે તેમણે ધર્મરાજાને દ્રૌપદીસહ યજ્ઞદીક્ષા આપી અને અર્જુનના સંરક્ષણ નીચે યજ્ઞીય અશ્વ છોડયો. જે જે રાજાઓ મળે તેમને સાંત્વનાપૂર્વક યજ્ઞમાં આવવાનું આમંત્રણ કરવું અને બનતાંસુધી તેમની સાથે વિરોધ કરવો નહિ; આવી ધર્મે અર્જુનને તાકીદ કરી હતી. તે અશ્વ જૂદા જૂદા દેશોમાં ફરી એક વર્ષે પાછો આવ્યો. અહીંયાં હસ્તિનાપુરમાં આખું વર્ષ જૂદાં જૂદાં પશુઓનો યજ્ઞ ચાલતે

હતો, અને લક્ષાવધિ બ્રાહ્મણો જમતા હતા; જે ક્ષત્રિય, વૈશ્ય વગેરે લોક યજ્ઞ જોવામાટે આવતા, તેમનું પણ આતિથ્ય ઉત્કૃષ્ટ રીતે થતું હતું. યજ્ઞમાંના સ્તંભ, પાત્ર ઇત્યાદિ સર્વ વસ્તુ સોનાની હતી. તે અપાર સંપત્તિ જોઇ સર્વ લોક આશ્ચર્યચકિત થતા હતા. સર્વ રાજાઓને સામથી અથવા પરાક્રમથી જીતી અશ્વ સાથે અર્જુન સુરક્ષિત પાછો આવ્યો. આ ખબર મળતાં જ ધર્મને અતિશય આનંદ થયો. તેમણે અને શ્રીકૃષ્ણે અર્જુનના સામા જઇ તેને સમારંભથી યજ્ઞમંડપમાં આણ્યો. પછી યથાશાસ્ત્ર અશ્વનો મેધ થયો અને સર્વ રાજા સાથે અવભૃથસ્નાન થયું. છેવટે દક્ષિણા આપવાની વખત આવી તે વખતે યુધિષ્ઠિર બોલ્યા—"અશ્વમેધની દક્ષિણા પૃથ્વી છે. અર્જુને જીતેલી પૃથ્વી હું બ્રાહ્મણોને આપી દઉં છું તે તેમણે વહેંચી લેવી ! હું ચારે બંધુઓ સાથે અને દ્રૌપદી સાથે વનમાં જાઉં છું" તે વખતે ચારે બંધુઓએ અને દ્રૌપદીએ, " માન્ય, " " માન્ય " કહી અનુમોદન આપ્યું. આ વખતનો તે બંધુપ્રેમનો અને પતિનિષ્ઠાનો અત્યુત્કર્ષ જોઇ સર્વના અંગ ઉપર રોમાંચ ઉભાં થયાં ! છેવટે વ્યાસ બોલ્યા—" ધર્મ ! અમને આપેલી પૃથ્વી અમે તને પાછી આપીએ છીએ તે તું સ્વીકાર, અને અમને ધન આપ." શ્રીકૃષ્ણે ધર્મને વ્યાસનું કહેલું માન્ય કરવા કહ્યું; એટલે યુધિષ્ઠિરે બ્રાહ્મણોને કરોડ કરોડ દક્ષિણા આપી. યજ્ઞમાંનાં સર્વ સુવર્ણપાત્ર તે બ્રાહ્મણોનાં જ હતાં. સારાંશ; મળેલા સુવર્ણના વિભાગથી બ્રાહ્મણો અતિશય આભારી થયા. વ્યાસે પોતાનો ભાગ કુંતીને આપી દીધો અને તેણે પણ પછી તેનો દાનધર્મમાં જ ઉપયોગ કર્યો. યુધિષ્ઠિરે સર્વ રાજાઓને અપાર ધન આપી સંતુષ્ટ કરી પોતપોતાને ઘેર મોકલ્યા. શ્રીકૃષ્ણ, બલરામ, પ્રદ્યુમ્ન ઇત્યાદિ યાદવોને પણ અમૂલ્ય રત્નો આપી તેમણે ઘણા દુઃખથી તેમની રવાનગી કરી ( ભારત, અશ્વ૦ ).

આ યુધિષ્ઠિરના જન્મમાંનો પરમોત્સવ શ્રીકૃષ્ણની કૃપાથી અને સહાયતાથી પાર પડયા પછી શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા આવ્યા. અને તેમનું આગળનું અતઃપર તનું આયુષ્ય ઘણુંખરું ત્યાં જ ગયું. યુધિષ્ઠિરે અશ્વમેધ પછી છત્રીસ વર્ષ રાજ્ય કર્યા પછી શ્રીકૃષ્ણનો અંત થયો એમ ભારતમાં વર્ણન છે. આ ઉપરથી શ્રીકૃષ્ણનો અંત આ પછી છત્રીસ વર્ષે થયો એમ જણાય છે. પણ બહુધા ૧૮-૧૯ વર્ષે જ આ પ્રસંગ થયો હોવો જોઇએ

એવો મારો તર્ક છે. આ ૩૬ કિંવા ૧૮ વર્ષની અવધિમાં શ્રીકૃષ્ણે અનેક પ્રસંગે જિજ્ઞાસુઓને જ્ઞાનનો ઉપદેશ કર્યો; અને ગાયબ્રાહ્મણોનું અત્યંત મનોભાવથી પાલનપોષણ કર્યું. સારાંશ; બ્રહ્મણ્યદેવ અને ગોબ્રાહ્મણહિત આ વિશેષણો તેમને યથાર્થ શોભવા લાગ્યાં. જ્ઞાનાર્થી અને અર્થાર્થી સત્પાત્ર યાચક તેમની પાસે હમેશ આવતા હતા અને તે તેમની કામના પૂરી કરતા હતા. આવા યાચકોપૈકી સુદામદેવની કથા અહીં આપવા જેવી છે. સુદામા શ્રીકૃષ્ણનો સહાધ્યાયી હતો. તેણે ઉજ્જેનીમાં શ્રીકૃષ્ણ સાથે ગુરુગૃહે વિદ્યાભ્યાસ કર્યો હતો. તે શ્રીકૃષ્ણનો પરમભક્ત હોઇ અસંત સંતુષ્ટ હતો. શ્રીકૃષ્ણનું વધતું ઐશ્વર્ય સાંભળી તે હમેશાં તેને સંભારવા લાગ્યો. તે પોતાની સ્ત્રીને પોતાના મિત્ર શ્રીકૃષ્ણના બાલપણની વાતો કહતો. વધતા જતા કુટુંબની સંસારયાત્રા ઘડપણમાં તે જોડાને ઘણી જ કઠિણ પડવા લાગી; એટલે તેની સ્ત્રી તેને કહેવા લગી. " તમે હમેશાં શ્રીકૃષ્ણને સંભારો છો અને તેની અને તમારી ભાઇબંધી છે એમ તમે વારંવાર કહો છો; તો તમારાં આ બાલકોનું દૈન્ય દૂર કરવામાટે તમારા તે વૈભવશાલી મિત્ર પાસેથી કાંઇ દ્રવ્ય માગી આણો." કેટલાંક વર્ષો ચાલેલો પોતાની સ્ત્રીનો આ આગ્રહ એક દિવસ સુદામદેવના મનમાં આવ્યો. " એટલે ઉત્તમશ્લોકનું દર્શન તો થશે " આવા હેતુથી પોતાની સ્ત્રીયે માગી આણેલા બે મુઠી પૌંવા ભેટ તરીકે પોતાની પીછોડીને છેડે બાંધી સુદામાની સ્વારી નિકળી. તે દ્વારિકાં શ્રીકૃષ્ણના અત્યંત સમૃદ્ધિથી ભરેલા મંદિર પાસે આવી પહોંચી. બ્રાહ્મણોને દરવાજામાં પેસવાની મનાઇ ન હોતી જ. એથી તે દરિદ્રી, દીન, કૃશ, ટુંકું પોતીયું પહેરેલો બ્રાહ્મણ પહેરેગીરોના હૃદયમાં આશ્ચર્ય ઉત્પન્ન કરતા અંદર પેસી ત્રણ ઉમરા ઓળંગી ગયો. તો એક મોટા ખંડમાં રૂક્મિણીના પર્યંક ઉપર શ્રીકૃષ્ણ બેઠેલા છે અને તેમને રૂક્મિણી પવન નાંખે છે એમ તેની નજરે પડયું. શ્રીકૃષ્ણ સુદામાને જોતાં જ આનંદથી પલંગ નીચે કૂદી પડયા અને દોડતા સામા જઇ " મિત્ર, ઘણા વર્ષે મળ્યો" આમ કહી સુદામાને કડકડી આલિંગન આપ્યું. તે બન્નેની આંખોમાંથી તે વખતે આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. શ્રીકૃષ્ણે સુદામાને પલંગ ઉપર બેસાડી રૂક્મિણીયે આપેલા ઉના પાણીથી પોતે તેના પગ ધોયા અને તે પાણીનો નેત્રસ્પર્શ કર્યો. પછી મધુપર્કથી

તેની પૂજા કરી તેનું સ્વાગત કર્યું. આ પ્રમાણે મલિન, કૃશ અને ઉપસી આવેલાં હાડકાંથી ભરપૂર શરીરવાળા તે બ્રાહ્મણનું પ્રેમાતિરેકથી તેમણે આદરાતિથ્ય કર્યું, એ જોઇ અંતઃપુરમાંના લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. પણ તેમના ગુરુગૃહની વાતો જ્યારે શરૂ થઈ, ત્યારે તેમનું આશ્ચર્ય દૂર થયું. શ્રીકૃષ્ણે કહ્યું—"સુદામા ! ગુરુગૃહથી નિકળ્યા પછી ત્હેં લગ્ન કર્યાં છે શું ? તારૂં વિરક્તપણું સંસારમાં પણ કાયમ હોય તેમ જણાય છે. ગુરુગૃહે હતા તે વખતે એક રાત્રિયે વાદળાંને લીધે આપણે વનમાં જ અટકી રહ્યા હતા અને ગુરુ પ્રેમને લીધે સવારે આપણો શોધ કરવા આવ્યા હતા તે તને સાંભરે છે શું ? સુદામા ! અહાહા! તે બાળપણના આનંદના દિવસ સંભારતાં હૃદય સદ્ગદિત થાય છે સાંદીપની મહર્ષિની આપણા ઉપર કેટલી મમતા." જે પ્રમાણે એક હાઇ કોર્ટ જજ્જ થયેલો અને એક ગરીબ શાળાં માસ્તર થયેલો એવા બે કોલેજમાંના સમવયસ્ક પ્રેમી મિત્ર ઘણે વર્ષે મળતાં એકમેકને તું તાં કરી આનંદથી વાતચિત કરતાં રાતની રાત જાગરણમાં કાઢે છે તે પ્રમાણે ગુરુગૃહ સંભારતાં શ્રીકૃષ્ણ અને સુદામાની સ્થિતિ થઈ. છેવટે શ્રીકૃષ્ણ બોલ્યા;—"સુદામા ! મારી ભાભીયે કાંઇ પણ ભેટ મારેમાટે મોકલી હશે. કાઢ જલદી કાઢ. શુદ્ધ અન્તઃકરણનો પુરુષ જે અલ્પાવલ્પ ભેટ ભક્તિથી મને આપે, તે મારે પોતે ખાવી આવી મારી પ્રતિજ્ઞા છે દેખાડ શું આણ્યું છે તે." શ્રીકૃષ્ણના આ આગ્રહના શબ્દ સાંભળી બિચારા સુદામાયે લજવાતાં કચવાતાં તે પૈંઆની નાની પોટલી કાઢી શ્રીકૃષ્ણે તે છોડી તેમાંના પૈંઆ હાથમાં લીધા, અને "વાહ ! આવા પૈંઆ મને કદી પણ ખાવા મળેલા નથી." આમ કહી એક મુઠી મોઢામાં નાંખી, બીજી મૂઠી મોઢામાં નાંખે છે ત્યાં રુક્મિણીયે હાથ પકડ્યો. "મહારાજ ! આ લોકમાં અને પરલોકમાં આપની સંતુષ્ટતામાટે એક મુઠી બસ છે. આપની ભેટમાં મારો અર્ધો ભાગ છે અને તે મને આપો." તે પતિપત્નીનો આવો એકસરખો પ્રેમ અને તેમનું ઔદાર્ય જોઇ સુદામાને ધન્યતા લાગી. અસ્તુ. તે રાત આનંદથી પસાર થયા પછી બીજા દિવસે કૃષ્ણની સ્ત્રીયોએ સ્નાનાદિક વગેરેથી તે બ્રાહ્મણની સેવા કરી અને તેને સુમૃષ્ટ ભોજન આપ્યું. પછી સુદામા ઘેર જવામાટે નિકળ્યા તે વખતે શ્રીકૃષ્ણ તેને ઘણા દૂર સુધી પહોંચાડવા માટે ગયા, અને તેમણે તેને અનેક

પ્રિય ભાષણોથી સંતુષ્ટ કર્યો. સુદામાયે શરમથી તેમની પાસે દ્રવ્યયાચના કરી નહિ અને શ્રીકૃષ્ણે પણ તારે કાંઇ દ્રવ્ય જોઇયે છે એમ પૂછયું પણ નહિ. ઘેર ગયા પછી આપણી સ્ત્રી આપણને મુખ-સ્તંભ કહેશે અને આપણી ઘણી જ ફજેતી કરશે આમ સુદામાને વારંવાર થવા લાગ્યું. "શ્રીકૃષ્ણની કેટલી મોટાઇ! તે મને ભૂલ્યો નહિં એટલું જ નહિં પણ, મને, મને બ્રહ્મબંધુને આલિંગન આપી તેણે મને પોતાના પલંગ ઉપર બેસાડયો! તે ધન્ય સ્ત્રીપુરુષે મારી દેવસરખી પૂજા કરી! બહુધા શ્રીકૃષ્ણે–આ મૂળનો ગરીબ, એને એકદમ ધન આપીશું તો એ ઉન્મત્ત થઈ ઈશભક્તિ ભૂલી જશે, આવી સમજણથી મને ધન આપ્યું નહિં હોય." આવી રીતના નાના પ્રકારના વિચાર કરતો તે પોતાના ગામ પાસે આવ્યો તો તેને બધુ જ વિપરીત જણાવા લાગ્યું. શહેરના સર્વ લોક ગીત–વાદ્ય સાથે આનંદથી તેને સામઇયે આવ્યા હતા. તેઓએ તેને સુવર્ણના રથમાં બેસાડી તેના ઘેર પહોંચાડયો. ઘેર આવતાં જ મોતી, હીરા, લીલમ, પાનાં ઇત્યાદિ રત્નોના દાગીનાથી ભરપૂર તેની પત્નીયે ઘરબહાર આવી પંચારતીવી તેની આરતી ઉતારી, નમસ્કાર કર્યા અને મનોમય આલિંગન આપ્યું. ઉત્તમ વસ્ત્ર પહેરેલા તેના પુત્રપૌત્ર પણ આગળ આવી તેને વળગી પડયા. સેંકડો દાસ દાસીઓ ઘરમાં ઉભી હતી, તેમણે તેને તે ગડગંજ સંપત્તિથી ભરેલા ઘરમાં લઇ જઈ શ્રમપરિહાર કર્યો. આ સર્વ સંપત્તિ શ્રીકૃષ્ણે આપણી પાછળ આપણને આપી એમ જ્યારે તેના સમજવામાં આવ્યું, ત્યારે તેનાં નેત્રોમાંથી ખળખળ પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં! શ્રીકૃષ્ણ! તારી બ્રાહ્મણવિષયી ભક્તિને ધન્ય! મને દ્વારકામાં કાંઈ પણ ખબર પડવા દીધી નહિ, પણ આ અપર્યંત ધનૌધ ત્હેં તારા આ દીન દરિદ્રી ગુરુબંધુને આપી તેં તેને તારા સરખો કર્યો! કેટલું તારૂં ઔદાર્ય!" આમ કહી તેણે શ્રીકૃષ્ણનું પ્રીતીથી અને ભક્તિથી ધ્યાન કર્યું, અને તેનું મનોમય સ્તવન કર્યું. અસ્તુ, તે ધન્ય પતિપત્નીયે ધનથી ઉન્મત્ત ન થતાં શ્રીકૃષ્ણના ભજનમાંજ પોતાનો કાળ ગાળ્યો અને છેવટે તે પરમપદે પહોંચ્યો (ભાગ૦ અ૦ ૮૧).

આવી અનેક રીતે બ્રાહ્મણોનો પરામર્ષ લેતાં લેતાં સંસારસુખ અનુભવતા અને પુત્રપૌત્રોનું સુખ જોતા જોતા શ્રીકૃષ્ણનું આગળનુ આયુષ્ય પસાર થયું. કેવળ લીલાથી નરદેહ ધારણ કરેલા પરમાત્માયે ગૃહસ્થાશ્રમ

કેમ ચલાવવો એનું દુનિયાને ઉદાહરણ આપ્યું. છેવટે અવતાર સમાપ્ત કરવાનો વખત આવ્યો અને દેવાંશધારી યાદવોની આ પૃથ્વી છોડી જવાની વખત આવી પહોંચી. પણ શ્રીકૃષ્ણની કૃપાથી વૈભવની ટોંચે પ્હોંચેલા યાદવોનો અંત થાય કેવી રીતે ? પરશત્રુ તરફથી તેમનો નાશ થવો શકય જ નહોતો. ભૂમિનો ભાર હરણ કરવાની શ્રીકૃષ્ણની ઇચ્છા હતી તે ભારતીયુદ્ધથી પૂર્ણ થઈ. પણ પૃથ્વીને યાદવોનો ભાર થયો. તેમનો નાશ તેમના જ હાથે થવો શકય હતો. પરમેશ્વર બહુધા પોતે કોઇને પણ મારતો નથી. જેનો નાશ થવો જોઇયે એવી તેને ઇચ્છા થાય છે, તેની પ્રથમ તે બુદ્ધિ હરણ કરે છે કિંવા તેનામાં વિશેષ દુર્ગુણ ઉત્પન્ન કરે છે. ઐશ્વર્યના કળશે પોંચેલા યાદવોમાં ધીમે ધીમે બ્રહ્મદ્વેષ અને મદ્યપ્રીતિ એ દુર્ગુણ વધતા પ્રમાણમાં આવવા લાગ્યો. ક્ષત્રિયોમાં આ જ દોષ કદી કદી વિકોપને પામેલો નજરે પડે છે. પણ શ્રીકૃષ્ણની પ્રત્યક્ષ હયાતીમાં, તેમની સમક્ષ, તેમના નગરમાં, તેમનું દિવ્ય ઉદાહરણ આંખો સામે હોતાં અને તેમનો ઉદાત્ત ઉપદેશ કાનમાં ઘુમઘુમતાં યાદવોમાં આ દોષનો અતિરેક થાય એ એક પ્રકારનું આશ્ચર્ય જ છે ! અસ્તુ. યાદવોનો નાશ થવામાટે કોઇ પણ દોષ તેમનામાં ઉત્પન્ન થવો જરૂરનો હતો. કાલવશાત્ શ્રીકૃષ્ણનો બ્રાહ્મણો સંબંધનો આદર તેના જ પુત્રોને ગાંડપણ સરખો ભાસવા લાગ્યો. કલિયુગનો પ્રાદુર્ભાવ થવાથી વડિલોની ધર્મશ્રદ્ધા અને સંતસેવા છોકરાઓને ઘડપણના ચાળા સરખી લાગવા માંડી. એવું ઘણે ઠેકાણે નજરે પડે છે. એક પ્રસંગે વિશ્વામિત્ર, કણ્વ, નારદ ઇત્યાદિ મહર્ષિઓ શ્રીકૃષ્ણનો અવતાર પૂરો થતા પૂર્વે તેમનાં દર્શન લેવાની ઇચ્છાથી તેમને મળવા માટે આવ્યા. આ બ્રાહ્મણોનું ટોળું નકામું એકઠું થયેલું છે, એમની કાંઇ પણ કુચેષ્ટા કરીયે, આવો, આવી સલાહ ઠરાવી સારણ વગેરે યાદવો કૃષ્ણના સુંદર તુંદિલ પુત્ર સાંબને સ્ત્રીનો વેષ આપી તે ઋષિઓ પાસે ગયા અને તેમને કહ્યું—"ઋષિઓ, આપ ત્રિકાલજ્ઞાની છો. આ પુત્રેચ્છુ બભ્રૂની સ્ત્રી ગર્ભવતી છે, એને પુત્ર થશે કે નહિં તે કહો." આ સાંભળી નારદ પ્રભૃતિ ઋષિઓને ઘણો ક્રોધ ચઢયો. અને તેઓ બોલ્યા—"આ સ્ત્રી નથી; આ બ્રાહ્મણોના સંબંધમાં અત્યાદર થયેલા શ્રીકૃષ્ણનો બ્રહ્મદ્વેષી પુત્ર સાંબ છે. આને કાલે સવારે ઘોર મુસળ થશે અને તે જ તમો ઉન્મત્ત યાદવોનો સમૂળ નાશ

કરશે." બીજે દિવસે ખરેખર જ સાંબને મુસળ થયું. એટલે સર્વ યાદવો ધભરાયા અને વિવર્ણ વદને તે હકીકત તેમણે રાજાને કહી. વસુદેવની આજ્ઞાથી તે મુસળનું ચૂર્ણ કરી તેમણે તે સમુદ્રમાં ફેંકી દીધું. આ પ્રમાણે મનનું સમાધાન કરી યાદવો મદ્યના વ્યસનમાં મગ્ન થયા અને તેમને દારૂની ધૂનમાં નાના પ્રકારનાં પાતકો કરતાં પણ લાજ લાગી નહિ. પિતર અને દેવોની નિંદા અને દ્વેષ તો વધતો જ ગયો. એટલું જ નહિ પણ પતિ-પત્નીઓના પવિત્ર સંબંધનો પણ પરસ્પર ઉચ્છેદ થવા લાગ્યો. આ ઘોર પ્રકાર જોઇ અને યાદવોનો વિનાશકાળ પાસે આવેલો જાણી શ્રીકૃષ્ણ ઉદ્વિગ્ન થયા. દિવસાનુદિવસ ભયંકર અપશુકન થવા લાગ્યા. રસ્તામાં અને ઘરમાં અસંખ્ય પ્રમાણમાં ઉંદરો વધી પડયા, અને તે દિવસે પણ ફરવા લાગ્યા. પાંજરાંઓમાંની મેના પોતાનો સુંદર શબ્દ વિસરી ચીચી ચૂચી એવા અભદ્ર શબ્દ કાઢવા લાગી. મોટી બકરીઓ શિયાળવાં સરખી બૂમો મારવા લાગી મંદિરોમાંના મૂર્તિઓની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. આવી રીતના ઘોર ઉત્પાત જોઈ વસુદેવે યાદવોની સુધારણા કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો. સુરા કોઇએ પણ પીવી નહિં એવી તેમણે દાંડી પીટાવી. પણ લોકો છાનામાના સુરા પીવા લાગ્યા. પરંતુ યાદવોનું ઉન્મત્તપણું કમી થયું નહિ.

તે યાદવોમાં કેટલાક સત્ત્વસ્થ, નિરિચ્છ અને અપાનપ એટલે સુરાને કદી પણ નહિ અડકનારા પણ હતા. તેમાં ઉદ્ધવ અગ્રણી હતો. તે શ્રી-કૃષ્ણના કાકાનો છોકરો એટલે વસુદેવના બંધુ દેવભાગનો પુત્ર હોઈ શ્રી-કૃષ્ણનો પરમભક્ત હતો. શ્રીકૃષ્ણનો અંત પાસે આવેલો છે એ જોઇ, શ્રી-કૃષ્ણના મુખથી છેવટનો અમૃતતુલ્ય ઉપદેશ સાંભળવા માટે ઉદ્ધવ શ્રીકૃષ્ણ પાસે ગયો અને તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી ગદ્ગદ સ્વરે કહ્યું—"પ્રભો! દેવદેવેશ શ્રીકૃષ્ણ! તું આ કુલોનો સંહાર કરી જલદી જ પરલોકમાં જઇશ એમ જણાય છે. માટે તું મને તારા નિજધામમાં લઈ જા. ખાન, પાન, આસન, શય્યા વગેરેમાં અમે તારી આજસુધી પ્રેમથી સેવા કરી. હવે તારા શિવાય અમારી શી ગતિ થશે?" ઉદ્ધવનું આવું ભાષણ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા—"ઉદ્ધવ તું કહે છે તે ખરું છે. આ કુલનો થોડા વખતમાં નાશ થનાર છે. દેવોની ઇચ્છા મુજબ હું પણ જલદીથી આ લોક છોડનાર છું.

પણ તું નિરાશ ન થઇશ. તારા સરખા જ્ઞાની કદી પણ નિરાશ થતા નથી. તું સ્વજનોનો સ્નેહ છોડી મારામાં મન પરોવ અને યુક્તચિત્ત થઇ સર્વ જગતને તારા પોતામાં અને પોતાને મારામાં જો. સર્વ પ્રાણીમાત્ર સાથે પ્રેમ રાખનાર, શાંતચિત્ત, જ્ઞાનવિજ્ઞાનમાં નિશ્ચયવાળો અને સર્વ વિશ્વમાં મારૂં સ્વરૂપ જોનાર મનુષ્ય કદી પણ વિપન્ન થતો નથી." ઉદ્ધવે કહ્યું—"હે યોગેશ ! યોગસંભવ ! શ્રીકૃષ્ણ ! સન્યાસરૂપી ત્યાગ, અમો વિષયોમાં આસક્ત રહેલા પુરુષોને કામના તડાકાને લીધે દુષ્કર છે. તારી જ માયાથી મૂઢ થઇ તેઓ હું, આ મારો, ઇત્યાદિ કલ્પનાથી ગ્રસ્ત થઇ સંસારમાં બદ્ધ થાય છે એમને તરણોપાય કયો તે મને કહે." શ્રીકૃષ્ણે ઉદ્ધવને આ વખતે જે ઉપદેશ આપ્યો તે ભગવદ્ગીતાના જેટલો જ મહત્ત્વનો હોઇ ભાગવતમાં એકાદશસ્કંધમાં આપેલો છે. તેનો સારાંશ અહીં આપવો શક્ય નથી. અર્જુનને જેમ કર્તવ્યનો ઉપદેશ કરી શ્રીકૃષ્ણે યુદ્ધ કરવા માટે તૈયાર કર્યો, તે જ પ્રમાણે ઉદ્ધવને કર્તવ્યરૂપ સંન્યાસનો ઉપદેશ કરી શ્રીકૃષ્ણે છેવટ તેને કહ્યું—"ઉદ્ધવ, મારી આજ્ઞાથી તું બદરિકાશ્રમ જા અને ત્યાં વલ્કલ ધારણ કરી વન્ય ફલમૂલ ઇત્યાદિ ખાઇ મારામાં ચિત્ત પરોવ. એટલે અંતે તું પરમગતિને પામીશ." શ્રીકૃષ્ણની આજ્ઞા ઉદ્ધવે શિરસાવંદ્ય કરી અને તેમના ચરણ ઉપર સદ્ગદિત કંઠે મસ્તક મૂકી તેમની રજા લઇ તે તત્કાળ બદરિકાશ્રમ તપશ્ચર્યા કરવા માટે નિકળી ગયો.

શ૦ પૂ૦ ૩૧૪૪ મા વર્ષે ભારતીય-યુદ્ધ-ના વર્ષ મુજબ કાર્તિક વદી અમાવાસ્યાને દિવસે સૂર્યગ્રહણ પડયું અને તે વજ્રપક્ષ ૧૩ દિવસોનો જ થયો. શહેરમાં થનારા ઉત્પાત અને આ ગ્રહણનો કુયોગ મનમાં આણી શ્રીકૃષ્ણે સર્વને પર્વ માટે પ્રભાસતીર્થ ઉપર જવાની સલાહ આપી. તે પ્રમાણે સર્વ યાદવો પોતપોતાના વૈભવ પ્રમાણે યાનમાં બેસી જ્યાં સરસ્વતી નદી સમુદ્રને મળી છે, તે પ્રભાસતીર્થ ઉપર બાઇડી છોકરાં સાથે ગયા. ગ્રહણનું પર્વસ્નાન વગેરે થયા પછી એક દિવસે યાદવોએ પાનમહોત્સવ કર્યો. નાના પ્રકારનાં ભક્ષ્યો તૈયાર કરાવી ભોજન કર્યું. અર્થાત્ મીજબાની પછી નટનર્તનસાથે મહાપાન શરૂ થયું. દ્વારિકામાં કેટલાક દિવસ મદ્યની બંદી હોવાથી સાહજિક જ પ્રભાસક્ષેત્રમાં સુરાપાનનો અતિ

રેક થયો. શ્રીકૃષ્ણ સામે બલરામ, કૃતવર્મા, સાત્યકિ, બભ્રુ ઇત્યાદિ યાદવ વીરોએ અતિશય સુરાપાન કર્યું. સુરાનો અમલ ચઢયો એટલે પાછલા ઉખાળાબખાળા નિકળવાના જ. વાતો ચાલી ભારતીયુદ્ધની. દારૂની ધુનમાં સાત્યકિ કૃતવર્માની નિંદા કરી બોલ્યો–" ઉંઘી ગયેલાં ન્હાનાં બાળકોને તારા શિવાય કયો નીચ ક્ષત્રિય હાર મારે !" પ્રદ્યુમ્ને તેના કહેવાને હુંકાર આપ્યો; એટલે કૃતવર્માયે ક્રોધથી સાત્યકિ તરફ અવજ્ઞાથી હાથ કરી કહ્યું– " પ્રાણાયામ કરી બેઠેલા ભૂરિશ્રવાને મારનારો નીચ મનુષ્ય તું જ શું આ બોલે છે !" એટલે શ્રીકૃષ્ણે નિર્ભર્ત્સનાસૂચક મુદ્રાથી કૃતવર્મા તરફ જોયું. સાત્યકિયે ઉત્તર આપ્યો—" સ્યમન્તમણીની ચોરી કરાવનારો આ જ, સત્રાજિતને હાર મારનારો આ જ અને દ્રૌપદીના પાંચ પુત્રોનાં ગળાં દાબનારો આ જ. દ્રૌપદીનાં છોકરાં, શિખંડી, પ્રસેન સત્રાજિત એવા કેટલાક લોકોનાં ખુનનું દેવું હું ફેડું છે." આમ કહી સાત્યકિયે એકદમ સભામાં ઉઠી તલવાર ઉગામી કૃતવર્માનું ડોકું ઉડાવ્યું. તે ભયંકર બનાવ જોઇ કૃતવર્માના ભોજ, અંધક વગેરે મિત્રો તરવારો ઉગામી સાત્યકિ ઉપર દોડયા. સાત્યકિની મદદે પ્રદ્યુમ્ન અનિરુદ્ધ દોડયા. આ પ્રમાણે બન્ને તરફના વીરોયે પોતપોતામાં કાપાકાપી શરૂ કરી. દારૂની ધુનમાં મિત્રોયે મિત્રને જોયા નહિં, બંધુઓયે બંધુને જોયા નહિં, પુત્રોયે પિતાને જોયા નહિં, હજારો યાદવ–ભોજ એકમેક સાથે લઢી મરણ પામ્યા. પોતાના પુત્ર, પૌત્ર, મિત્ર વગેરેને મરણ પામેલા જોઇ શ્રીકૃષ્ણને પણ ખોટું લાગ્યું. સમુદ્ર કિનારા ઉપરથી જાડી અને લાંબી નેતરની એક સોટી ઉખાડી, તો તે લોખંડના મુસલસરખી થઇ. તેનાથી જે જે મનુષ્ય તેમની સામે આવ્યા તેમને ઝપાટી ઝપાટી માર્યા. તે જોઇ જેમના હાથમાં શસ્ત્ર નહોતાં તેમણે પણ તે નેતરોને ઉખાડી લોખંડના મુસલની માફક માર દેવાની શરૂઆત કરી. આ પ્રમાણે દારૂના ધૂનમાં આપસઆપસમાં મારામારી કરી પાંચ લાખ * યાદવો, ભોજ, અંધક, વૃષ્ણિ વીર મરણ પામ્યા. ફક્ત છોકરાં અને સ્ત્રીયો શિલક રહ્યાં.

શ્રીકૃષ્ણે દારૂકને બોલાવી તેને આ ભયંકર હકીકત હસ્તિનાપુર જઇ પાંડવોને જણાવવા કહ્યું. અને અર્જુન અહીં આવી યાદવોની સ્ત્રીયોને

* " हतं पंचशतं तथा सहस्त्रं बाहुशालिनाम् । " ( भार० मौ० )

અને છોકરાંને ત્યાં લઈ જાય આવો તેની સાથે સદેશો મોકલ્યો. દારૂક ઘણા દુઃખથી શ્રીકૃષ્ણને નમસ્કાર કરી તેમનો ખાલી રથ તત્કાળ હાંકયો. અહીંયાં શ્રીકૃષ્ણે પ્રભાસમાં યાદવોની સ્ત્રીઓ અને છોકરાં જીવતાં રહ્યાં હતાં તે એકઠાં કરી વાહનોમાં બેસાડી દ્વારિકાં પહોંચાડયાં. વૃદ્ધ વસુદેવ અને દેવકી અદ્યાપિ જીવંત હતાં. તેમના પગ ઉપર માથું મૂકી શ્રીકૃષ્ણે તેમને કહ્યું. "બલરામ વનમાં યોગથી પ્રાણનો અવરોધ કરી બેઠેલ છે; હું પણ ત્યાં જઇ યોગથી પ્રાણ–નિરોધ કરી આ લોક છોડું છું. પૂર્વે કૌરવ-પાંડવોના યુદ્ધમાં મ્હેં ક્ષત્રિયોનો ભયંકર ક્ષય જોયો અત્યારે આ યાદવોનો જોયો. હવે મારાથી આ પૃથ્વી ઉપર રહી શકાશે નહિ. અર્જુનને બોલાવવા મોકલેલ છે. તે આવશે અને છોકરાં અને સ્ત્રીઓને લઇ જશે. ત્યાં સુધી તમો તેમનું રક્ષણ કરો." આમ કહી શ્રીકૃષ્ણે ફરી તેમને નમસ્કાર કર્યો અને શહેરબહાર નિકળ્યા. તે વખતે સર્વ સ્ત્રી–કુમારો દ્વારિકામાં રડવા લાગ્યાં. પરંતુ તે તરફ લક્ષ ન આપતાં શ્રીકૃષ્ણ જ્યાં બલરામ યોગયુક્ત થઇ બેઠા હતા ત્યાં આવ્યા, અને પોતે પણ યોગથી ઇન્દ્રિયોસહિત મનનો નિરોધ કરી ઝાડને અઢેલી ડાબી ઉભી જાંગ ઉપર જમણો પગ મૂકી બ્રહ્માસનમાં આંખો મીચી પડયા. એટલામાં એક ભિલ્લે દૂરથી તે પગના તળીયાને મૃગનું મોઢું સમજી તે તરફ લક્ષ તાકી બાણ માર્યું. એટલે શ્રીકૃષ્ણનો આત્મા દેહ છોડી નિકળી ગયો ( ભા૦ મૌ૦ ).

શ્રીકૃષ્ણના નિધનની અને યાદવોની ભયંકર યાદવીની હકીકત દારૂક પાસેથી પાંડવોના જાણવામાં આવી; તે વખતે તેમને અત્યંત દુઃખ થયું. 'કાલ ! કાલ ! કાલ !' આવા ઉદ્ગાર કાઢતાં તેમણે આવેલો પ્રસંગ નિર્ગમ કર્યો. અર્જુન એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે દ્વારિકાં આવ્યો. ન નિઃશબ્દ થયેલા નિરાનંદ નગરમાં પેસતાં તેને અતિશય દુઃખ થયું. તેને જોઇ શ્રીકૃષ્ણની સ્ત્રીઓનો 'स्वजनस्य हि दुःखमग्रतो विवृतद्वारमिवोपजायते ।' આ કાલીદાસની યુક્તિ પ્રમાણે તોપના ગોળાની માફક એકદમ બહાર પડેલો શોકનો ઉભરો સાંભળી તેનું હૃદય વિદીર્ણ થયું અને 'હા ! શ્રીકૃષ્ણ !' બોલતો તે મૂર્છા ખાઇ નીચે પડયો. સાવધ થયા પછી જેમ તેમ કરી તેમનું સાંત્વન કર્યું અને અર્જુન પોતાના મામાને મળવા ગયો. અત્યંત વૃદ્ધ થયેલા વસુદેવ પુત્રશોકથી સંતપ્ત

થઇ પથારીવશ થઇ પડયા હતા. અર્જુને તેમનો ચરણ-સ્પર્શ કર્યો એટલે તે બોલ્યા--" જેમણે હજારો શત્રુ જીત્યા તે સર્વ વૃષ્ણિ વીરો આપસ આપસમાં લઢી મુઆ. પુત્ર, પૌત્ર, મિત્ર, જ્ઞાતિ, બંધુ વગેરેને મરેલા જોઇ શ્રીકૃષ્ણે અહીં આવી મને કહ્યું--" અર્જુન અહીં આવશે અને તમારો બંદોબસ્ત કરશે. જે અર્જુન તે હું અને જે હું તે અર્જુન એમ સમજવું. હું અને રામ યોગથી અમારા પ્રાણ છોડીયે છીયે. " આમ કહી શ્રીકૃષ્ણ ગયો. અર્જુન ! તે પુત્રશ્રેષ્ઠનું મરણ સાંભળતાં છતાં પણ હું અદ્યાપિ જીવતો છું એ આશ્ચર્ય નથી શુ ? અસ્તુ. તુ આવ્યો તે ઘણું સારૂ થયું. આ સર્વ સ્ત્રી છોકરાંનો બંદોબસ્ત કર. હું કયારનો અન્ન વર્જ કરી તારી જ વાટ જોતો હતો, હવે હું પણ એકાદ દિવસનો જ સોબતી છું." અર્જુને ઉત્તર આપ્યો--" આ શૂન્ય નગરીમાં જરૂર કરતાં એક ક્ષણવાર પણ વધારે માગથી રહી શકાશે નહિ, અનિરુદ્ધના પુત્ર વજ્રને યાદવોનો રાજા કરી હું તમો સર્વને ઇન્દ્રપ્રસ્થમાં લઇ જઇ વસાવીશ. સાત દિવસમાં સર્વ તૈયારી કરી આપણે અહીંથી નિકળીશું. " આ પ્રમાણે ઠરાવી અર્જુન તે રાતે ત્યાં જ રહ્યો. ત્યાં વસુદેવનો પરોઢિયામાં શોકથી કાળ થયો. તે વખતે વસુદેવના અંતર્ગૃહમાંની સેંકડો સ્ત્રીઓના રુદનનો અવાજ સંભળાવા લાગ્યો. નિરુત્સાહી અર્જુને વસુદેવનું ઔર્ધ્વદૈહિક તેનું આશ્વમેધિક છત્ર અને ગૃહસ્થાશ્રમનો અગ્નિ આગળ કરી યથાસાંગ કર્યું. પછી પ્રભાસતીર્થ જઇ ત્યાં છિન્નવિચ્છિન્ન થયેલાં પ્રેતોથી ભરેલી યાદવોની યુદ્ધભૂમિ તેણે જોઇ. શ્રીકૃષ્ણ અને બલરામનાં પ્રેતો કાઢી તેમનું ઔર્ધ્વદૈહિક કાર્ય વજ્ર પાસે કરાવ્યું ઇતર યાદવ-કુમારોયે જેમ જેમ બીજાનાં પ્રેતો મળી આવ્યાં તેમ તેમ દહન કર્યાં. આ પ્રમાણે સર્વનું પ્રેતકાર્ય પૂરૂં કરી સાતમે દિવસે અર્જુન સ્ત્રીઓ, કુમાર, વૃદ્ધ અને સેવક વગેરે સાથે રથાદિક દ્રવ્ય લઇ દ્વારિકાની બહાર નિકળ્યો. ત્યાં એકદમ સમુદ્ર વૃદ્ધિંગત થયો અને આખી દ્વારિકા પાણીમાં બુડી નષ્ટ થઈ. તે અદ્ભુત પ્રકાર પ્રત્યક્ષ જોઇ સર્વને આશ્ચર્ય લાગ્યું. શ્રીકૃષ્ણના પ્રભાવથી રત્નપુરી દ્વારિકા નિર્માણ થઇ હતી તે તેમના અભાવથી નાશ પામી એમ માની ધન્ય શ્રીકૃષ્ણ ! ધન્ય શ્રીકૃષ્ણ ! ! આવા ઉદ્ગાર કાઢતાં તે માણસો ઘણા દુ:ખે પોતાના પ્રવાસે લાગ્યાં.



આ પ્રમાણે સર્વનું પ્રેતકાર્ય પૂરું કરી સાતમે દિવસે અર્જુન સ્ત્રીયો, કુમાર, વૃદ્ધ અને સેવક વગેરે સાથે રથાદિક દ્રવ્ય લઇ દ્વારિકાની બહાર નિકળ્યો, ત્યાં એકદમ સમુદ્ર વૃદ્ધિંગત થયો અને આખી દ્વારિકા પાણીમાં બુડી નષ્ટ થઇ. [ પૃ. ૨૫૪

કાનનો, પર્વતો, નદીઓ, વગેરે સ્થળે મુકામ કરતો અર્જુન પંચનદ અથવા પંજાબના મુલક પાસે આવી પહોંચ્યો. હજારો સુંદર સ્ત્રીઓ અને લક્ષાવધિ સુવર્ણનું ધન કેવળ વૃદ્ધ અને બાલકોના સંરક્ષણ નીચે એકલો અર્જુન લઇ જાય છે એ જોઇ લુંટારૂઓના મ્હોમાં પાણી છુટયું. તે લુંટારૂઓ એક દિવસે લાઠીઓ લઇ તે મંડળ ઉપર ધસ્યા. અર્જુને મહા મુસ્કેલીએ પોતાના ગાંડીવ ધનુષ્યને દોરી ચઢાવી અને તે અસ્ત્રોનું સ્મરણ કરવા લાગ્યો, તો એક અસ્ત્રનું પણ તેને સ્મરણ થયું નહિ. ભાથામાંથી બાણ કાઢિ છોડવા માંડયાં તો તેના અક્ષય ભાથામાંથી બાણ ખલાસ થયાં. છેવટે અર્જુને ફકત ધનુષ્યની કાઠીથી લુંટારૂઓને મારવાની શરૂઆત કરી. શ્રીકૃષ્ણના અભાવે પોતાનું પણ પરાક્રમ નષ્ટ થયું એ વિચારી અર્જુને લજ્જાથી મુખ નીચું કર્યું અને યાદવોના નોકર ચાકર અને કુમાર વગેરેની સહાયતાથી જેટલું દ્રવ્ય બચાવી શકાયું અને સ્ત્રીયોનું રક્ષણ કરી શકાયું તેટલું અર્જુને કર્યું. બાકી લુંટારૂઓ લુંટી ગયા. પંજાબમાંથી અર્જુન કુરુક્ષેત્રમાં આવ્યો ત્યારે તે નિર્ભય થયો. પછી હાર્દિકય ભોજને એટલે કૃતવર્માના પુત્ર ભોજને તેની મંડળી સાથે અર્જુને માર્તિકાવત નગરનો રાજા સ્થાપ્યો; યુયુધાન સાત્યકિના પુત્રને તેની મંડળી સાથે સરસ્વતીના તીર ઉપર સ્થાપન કર્યો. અને પાંડવોની જૂની રાજધાની ઇંદ્રપ્રસ્થમાં સર્વ યાદવો સાથે તેણે વજ્રની સ્થાપના કરી. રૂકિમણી, ગાંધારી, શૈબ્યા, હૈમવતી, અને જાંબવતી આ શ્રીકૃષ્ણની પાંચ પટ્ટરાણીઓ ઇન્દ્રપ્રસ્થમાં સતી થઇ; અને સત્યભામા, લક્ષ્મણા અને મિત્રવિંદા આ ત્રણ, તપનો નિશ્ચય કરી અરણ્યમાં ગઇ. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી અર્જુન હસ્તિનાપુર આવ્યો અને રડતાં રડતાં યુધિષ્ઠિરને સર્વ હકીકત જણાવી. પાંચ પાંડવો અને દ્રૌપદીયે શ્રીકૃષ્ણના શોકથી ઉદ્વિગ્ન થઇ વિલંબ ન કરતાં પરિક્ષિતને રાજ્ય ઉપર બેસાડયો અને સુભદ્રાને, હસ્તિનાપુરમાં પરિક્ષિતની અને ઇન્દ્રપ્રસ્થમાં વજ્રની સંભાળ * લેવાની તાકીદ કરી તેઓ મહાપ્રસ્થાને ચાલી ગયાં.

---

* આ ઉપરથી જ પરિક્ષિત અને વજ્ર એ નાના હોવા જોઇએ ૩૬ વર્ષના ન હોવા જોઈએ એવું મારૂં અનુમાન છે. ભારતી યુધ્ધ પછી ૧૮ વર્ષે શ્રીકૃષ્ણનું નિધન થયું હશે એમ માનવું પડે છે.

શ્રીકૃષ્ણ પછી યાદવો દ્વારિકા છોડી જે ઉત્તરે ગયા, તે ફરી દ્વારિકામાં પાછા આવ્યા નથી. તેમનું રાજ્ય ઉત્તર હિંદુસ્થાનમાં અનેક વર્ષો સુધી હતું અને છેવટે હાલમાં તેમના વંશજ જાધવ કેરોલીમાં રાજપુતાનામાં રાજ્ય કરે છે. જાધવોના કેટલાક વંશજ દક્ષિણમાં આવ્યા અને તેમણે દેવગિરી ઉર્ફે દૌલતાબાદનું રાજ્ય ઈ૦ સ૦ ૧૦૦૦ ના સુમારે સ્થાપન કર્યું; તે ઈ૦ સ૦ ૧૩૦૦ ના સુમારે અલ્લાઉદ્દીન ખિલજીએ રસાતળ પહોંચાડયું. ઈ૦ સ૦ ૧૬૦૦ ના સુમારે શહાજીને પોતાની છોકરી આપનાર લુખજી જાધવ દેવગિરિના યાદવ-વંશમાંનો જ હતો એમ જણાય છે. શિવાજી મહારાજ આ પ્રમાણે બાપ તરફથી શ્રીરામચંદ્રના વંશના હતા અને મા તરફથી શ્રીકૃષ્ણના વંશમાંના હતા. લુખજી જાધવનો વંશ હાલમાં શિંદખેડ અને માલેગાંવમાં ચાલુ છે, એ કહેવું પડે તેમ નથી.



# श्रीकृष्ण-चरित्र.



## उपसंहार.



ભારતી યુદ્ધનો અર્થાત્ શ્રીકૃષ્ણનો કાળ ભરતખંડની અત્યંત ઉર્જિતાવસ્થાનો કાળ કહેવાય. આ કાળમાં આર્ય લોકોની વસ્તી ઘણું ખરૂં આખા હિંદુસ્થાનમાં ફેલાયલી હતી. આર્યોનાં રાજ્યો શ્રીરામના વખતમાં પંજાબમાં અને પૂર્વે હિમાલયથી માંડી ગંગાપર્યંત ફેલાયલાં હતાં; ત્યારે શ્રીકૃષ્ણના સમયમાં તેમણે ગંગાની દક્ષિણ તરફનો વિંધ્ય-પર્વત પર્યંતનો ભાગ સંપૂર્ણ વ્યાપી દીધેલો હતો. ગુજરાત અને બંગાલ દેશોમાં પણ આર્યોની છુટક છુટક વસ્તી થયેલી હતી; અને વિંધ્ય પર્વતની દક્ષિણે પણ વિદર્ભ અથવા વહાડમાં ભોજની વસ્તી થઇ હતી. તેની પણ દક્ષિણે સહ્યાદ્રિના પથારા ઉપર માહિષ્મતી, કરવીર, વનવાસી અને રત્નપૂર રાષ્ટ્રો નાગકન્યાથી ઉત્પન થયેલા યાદવોના વંશોએ સ્થાપ્યાં હતાં. આ પ્રમાણે હિંદુસ્થાનનો નર્મદાની ઉત્તર તરફનો ભાગ, નર્મદાની દક્ષિણનો હાલના મુંબઇ ઇલાકાનો ઘણો ખરો ભાગ, હાલનો વહાડ અને નિજામશાહીના મરાઠી જિલ્લા; આટલો પ્રદેશ તે વખતે આર્યોથી વ્યાપ્ત હતો. આમાંનાં આર્ય રાષ્ટ્રો અત્યંત સમૃદ્ધિમાં આવ્યાં હતાં. પ્રત્યેક રાષ્ટ્રનું એક મુખ્ય મોટું શહેર હતું અને તે શિવાય તેનાં મોટાં શહેરો કિંવા શાખા-નગરો અને ગામો હતાં. પ્રત્યેક રાષ્ટ્રમાંનાં ગ્રામોની સંખ્યા હજારોની ગણાતી હતી (હરિ૦ ૯૦ અ૦ ૫૧). આવાં આર્ય રાષ્ટ્રો હિંદુસ્થાનમાં સો ઉપર હતાં. (ભારત, સભા.) હાલની અપેક્ષાએ તે ન્હાનાં હતાં; તોપણ એકંદરે પ્રાચીન ઇતિહાસમાંનાં ઇતર રાષ્ટ્રો કરતાં તે

ઘણાં મોટાં હતાં. દેશ અફાટ હોઇ ઘણોખરો સપાટ, હવા સશક્ત હોઈ જમિન કસવાળી, આવી સ્થિતિમાં આ વિસ્તીર્ણ પ્રદેશમાં લોકસંખ્યાની ઝપાટાથી વૃદ્ધિ થાય એમાં નવલ નથી. બધા દેશ માણસોથી ગાજીબાજી રહ્યા હતા. પ્રત્યેક રાષ્ટ્રમાં માણસોની સંખ્યા કરોડોસુધીની વધી હતી. સુવ્યવસ્થા થતાં માણસોની કેટલી વૃદ્ધિ થઈ શકે છે, એ અમેરિકાના ઉદાહરણ ઉપરથી હાલના કાળમાં પણ નજરે પડે છે. અમેરિકામાં જો કે એક પત્નીવિવાહનો પરિપાઠ પહેલેથી જ ચાલૂ છે, તો પણ સુદ્ધાં ત્યાંની સુવ્યવસ્થાના અમલની શરૂઆતમાં વીસ વીસ વર્ષની અંદર લોકસંખ્યા બમણી થયેલીના દાખલા મળે છે. તો પછી પ્રાચીન કાળમાં હિંદુસ્થાનમાં જ્યારે ક્ષત્રિય લોકો અનેક યાગો કરતા હતા, અને હિંદુસ્થાનના ફળદ્રુપ સપાટ મેદાનમાં તેમની વસ્તી વધવાને કોઈ પણ પ્રકારની હરકત નહોતી, તે વખતે લોકસંખ્યા કેટલી ઝડપથી વધતી હોવી જોઈયે એની કલ્પના વાંચકે કરી લેવી. આ વખતે ભરતખંડમાં ધર્મની, નીતિની અને સુધારણાની પણ પરાકાષ્ઠા થયેલી હતી, અને તેને લીધે સર્વ પ્રકારનાં સુખો પણ આ દેશમાં મળતાં હોવાથી અતિશય વૃદ્ધિ થવામાં વળી જોર મળતું. લોકોની ધર્મ તરફ પૂર્ણ પ્રવૃત્તિ હોવાથી અને નવીન વસાહતમાં જ્વર સરખો બલિષ્ઠ જગમારૂ રોગ ઉત્પન્ન થયલો નહિ હોવાથી ધાર્મિક અને સંપન્ન આર્યો તરફ મૃત્યુ પણ વાંકી નજરે જોવાને સમર્થ થતો નહોતો! (હરિ૦ હ૦ અ૦ ૫૧). રાજા પણ ધાર્મિકવૃત્તિના હોઇ પરસ્પર સાથે વૈર કરતા નહોતા. તેઓ પ્રજા પાસેથી યોગ્ય કર લેતા હોવાથી પ્રજા પણ સંપન્ન અને સંતુષ્ટ રહેતી. ધર્માનુસાર ચાલનારા રાજાઓ અને પ્રજાઓ જ્યાં છે, ત્યાં ઇન્દ્ર પણ વખતસર પર્જન્ય કેમ પાડે નહિ ? કિંવા વાયુ પણ શાંત અને નીરોગ કાં વાય નહિ ? આવાં અનેક કારણોથી એકંદર પ્રજાની અને વિશેષતઃ ક્ષત્રિયોની સંખ્યા અતિશય વધી. આ અસંખ્ય પ્રજાનો ભાર પૃથ્વીથી સહન થઇ શક્યો નહિ. પ્રજાની અતિશય વૃદ્ધિ કરવાની પૃથ્વીને પણ ચિંતા જ છે. એવડા મોટા પ્રચંડ જનસમુદાયને પૃથ્વીયે અન્નસામગ્રી ક્યાંથી પૂરી પાડવી, આ એક તેની પાસે કઠિણ પ્રશ્ન હતો. યૂરોપની હાલમાં જે સ્થિતિ છે, તે, તે વખતે ભરતખંડની થઇ હતી એમ કહેવાને હરકત નથી. જર્મની, ફ્રાન્સ, ઇંગ્લાંડ ઇત્યાદિ દેશો જેવા હાલમ

અતિશય ભરભરાટીને પામેલા છે, સેંકડો શહેરો ગાજીબાજી રહેલાં છે, જ્યાંત્યાં સુરાજ્ય હોવાથી પ્રજા સંપન્ન અને આનંદમાં છે. રહેણી સુવ્યવસ્થિત હોવાથી રોગનું પ્રાબલ્ય ઘણું ખરું દૂર થયેલું છે. સારાંશ; સર્વ તરેહથી પ્રજાની ચઢતી થતી હોવાથી પ્રત્યેકને સ્વદેશ પૂરો પડતો નથી અને પ્રત્યેક બહારના પ્રદેશ ઉપર ધીમે ધીમે ફેલાય છે, આવી જે સ્થિતિ યુરોપમાંના ઘણાખરા દેશોને હાલમાં પ્રાપ્ત થયેલી છે, તેવી તે વખતે હિંદુસ્થાનની થઇ હતી. શ્રીકૃષ્ણના વખતમાં કુરુ, પાંચાલ, શૂરસેન, ચેદિ, કરુષ, મગધ, ભોજ, આનર્ત, પચ્ચંદ, કેકય, કોસલ, વિદેહ ઇત્યાદિ અનેક રાષ્ટ્રો અત્યંત અભિવૃદ્ધિને પામી આનંદિત હતાં; અને તેમાં લોકસંખ્યાની ઘણી જ વૃદ્ધિ થયેલી હતી. પૃથ્વી ઉપરનાં મનુષ્યોનો ભાર કમી થવાના મુખ્ય ત્રણ માર્ગ છે; (૧) આપસઆપસમાં લઢી મરવું, (૨) પરદેશમાં જવું, અને (૩) ભયંકર રોગચાળો ઉત્પન્ન થવો. આખા દેશમાંની દ્રાવિડી વસતી ખસતીખસતી દક્ષિણ તરફ જામવાથી ત્યાં વધવાની આશા નહોતી. રાજા લોક ધાર્મિક હોવાથી આપસઆપસમાં લઢતા નહોતા. સારાંશ, પૃથ્વીનો અતિશય વધેલો ભાર ઓછો કેમ થાય, એની શ્રીકૃષ્ણના જન્મ વખતે બ્રહ્મદેવને ચિંતા થઇ પડી હતી એવું જે હરિવંશમાં વર્ણન છે તે યોગ્ય છે અને તે આ વખતે હિંદુસ્થાનની સ્થિતિ અત્યંત સમૃદ્ધિમાં હતી એનું જ દ્યોતક છે (હરિ૦ હ૦ અ૦ ૫૧).

આ પ્રમાણે શ્રીરામચંદ્રનો સમય જો કે ચઢતીનો હતો, તો પણ શ્રીકૃષ્ણનો સમય ચઢતીની પરમ વધિનો હતો. તેમજ પહેલો કાળ ઐતિહાસિક દૃષ્ટિયા અંધુક ચંદ્રપ્રકાશનો હતો તો બીજો કાળ ઐતિહાસિક દૃષ્ટિયા પૂર્ણ ઉજાશનો અને સૂર્યના મધ્યાન્હનો હતો. શ્રીરામના કાળમાં ભારતી આર્યોએ હિંદુસ્થાનમાં તરતનો જ પ્રવેશ કરેલો હોઇ તેમનાં રાજ્યો ગંગાપાર જ હતાં. શ્રીકૃષ્ણના સમયમાં ભારતી આર્યોએ હાલનો મદ્રાસ ઇલાકો બાકી રાખી ઘણોખરો હિંદુસ્થાન દેશ સંપૂર્ણ વ્યાપેલો હતો. અમેરિકાના દૃષ્ટાંત ઉપરથી હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસમાંના આ જૂદા જૂદા કાળની સારી રીતે કલ્પના કરી શકાય છે. શ્રીરામચંદ્રના કાળમાં ભારતી આર્યોના અગ્રણી સૂર્યવંશી ક્ષત્રિયો હતા. સ્પેનિશ, અને ફ્રેન્ચ લોકોએ જેમ અમેરિકાના શોધમાં અગ્ર ભાગ લીધો તે જ પ્રમાણે સૂર્યવંશી ક્ષત્રિ-

યોએ ગંગાના ઉદ્‌ગમથી માંડીને તે તેના મુખસુધી આર્યાવર્તનો શોધ કર્યો. અને દંડકારણ્ય જેવા ભયાનક અરણ્યથી ભરેલા દક્ષિણને ઉપનશમાં આણ્યો. તેવી જ રીતે ચંદ્રવંશી ક્ષત્રિયોએ મોટી મોટી વસાહતીઓ કરી ગંગાના દક્ષિણ તરફ કૃષ્ણસુધીના સર્વ દેશ પોતાનાં રાજ્યોથી વ્યાપી દીધો. સ્પેનિશ ફ્રેન્ચ લોકોને જેમ મૂળના નરમાંસભક્ષક જંગલી અમેરિકન લોકો સાથે લઢવું પડયું, તે પ્રમાણે સૂર્યવંશી ક્ષત્રિયોને નરમાંસભક્ષક રાક્ષસો સાથે યુદ્ધ કરવું પડયુ અને તેવી રીતે તેમને હાથે નરમાંસભક્ષણનું ભયંકર પાપ હિંદુસ્થાનમાંથી દૂર થયું. બીજા પક્ષમાં ઇંગ્લિશ અને ડચ્ચ લોકોને મૂળના અમેરિકન લોકો તરફથી ઘણો ત્રાસ વેઠવો પડયો નહોતો. તેમના મુખ્ય શત્રુ તેમના જ ભાઈઓ હતા અને તેમની સાથે જ તેમને ભયંકર યુદ્ધ પ્રસંગ-પડયો હતો તે જ પ્રમાણે ચંદ્રવંશી ક્ષત્રિયોને ભારતવર્ષમાં પૂર્ણ વસાહત કરવા માટે મૂળના લોકો તરફથી ઘણી અડચણો પડી નહિ, અને તેમના પણ શત્રુ તેમના જ ભાઇઓ હતા; અને તેમનો નાશ છેવટે પોતપોતામાંના યુદ્ધથી થયો. સારાંશ; શ્રીરામચંદ્રના કાળનાં અને શ્રીકૃષ્ણના કાળમાં મુખ્ય મુખ્ય પરિસ્થિતિ કેવી રીતે ભિન્ન ભિન્ન હતી, અનું સ્વરૂપ અમેરિકાના ઉદાહરણ ઉપરથી સારી રીતે લક્ષમાં આવશે.

સૂર્યવંશી ક્ષત્રિયો અને ચંદ્રવંશી ક્ષત્રિયો બન્ને વૈદિક ધર્મના અનુયાયી હોઇ એકંદર ધર્મ અને નીતિની બાબતોમાં સરખા જ ઉદાત્ત આચરણના હતા. આ સંબંધમાં માત્ર અમેરિકાના અર્વાચીન અને હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસમાં ફરક જણાઈ આવે છે. સ્પેનિશ અને ફ્રેંચ લોક અને ઇંગ્લિશ અને ડચ લોક એમનામાં ખ્રિસ્તી ધર્મ સરખો જ હતો, પણ પૂર્વોક્ત લોક કેથેલિક પંથના રોમન ધર્મગુરુ હતા અને નીતિદષ્ટયા પણ તે અવનત હતા. અર્થાત્ તે અતિશય ક્રૂર અને જુલ્મી હોઇ તેમનામાં સત્ય મૂળમાં જ નહોતું એમ કહીએ તો પણ ચાલે. તેમની પાછળ વસાહતીએ આવેલા ઇંગ્લિશ અને ડચ, જો કે ખ્રિસ્તીહના તો પણ તેઓ પ્રોટેસ્ટંટ પંથના હોઇ પક્કા પ્યૂરિટન હતા; અર્થાત્ નીતિ સંબંધમાં, ભૂતદયા સંબંધમાં અને સત્ય સંબંધમાં તેમનો મોટો કટાક્ષ હતા. હિંદુસ્થાનની આથી ઉલટી સ્થિતિ હતી. હિંદુસ્થાનમાં પ્રથમ આવેલા સૂર્યવંશી ક્ષત્રિયો

જેટલા સાહસી અને શૂર હતા તેટલા જ સત્યનિષ્ઠ અને દયાવાળા હતા, અને સૂર્યવંશીઓની પાછળ આવેલા ચન્દ્રવંશી ક્ષત્રિઓ પણ શૂર અને સાહસી કોઈ નીતિમાન્ અને સત્યનિષ્ઠ હતા એમ કહેવાને હરકત નથી. તે બન્ને શરીરે ઉંચા, સુંદર નાક અને નેત્રવાળા સુસ્વરૂપ હતા. અલબત ચંદ્રવંશી ક્ષત્રિયો રંગે થોડા કાળા હોવા જોઇયે એવું અનુમાન કરવામાટે જગા છે. કારણ, ગંગાના દક્ષિણ તરફના ઉષ્ણ પ્રદેશમાં વિશેષતઃ તેમની વસતિ થવાથી તેમનો રંગ કાળો થયો હોવો જોઇયે. શ્રીકૃષ્ણ કાળા હતા; અર્જુન કાળો હતો અને દ્રૌપદી પણ કાળી હતી. આવી મોટી મોટી વ્યક્તિઓના વર્ણ ઉપરથી કૃષ્ણવર્ણી આર્યોની સંખ્યા આ નવીન વસાહત કરવા આવેલા લોકોમાં વધારે હોવી જોઇયે. વ્યાસ મહર્ષિને કૃષ્ણ દ્વૈપાયન કહે છે, એ ઉપરથી વ્યાસ પણ કાળા હતા એમ જણાય છે. હાલના ઉત્તર તરફના પણ પંજાબની આ બાજુના ઉંચા, મજબુત, નાક તથા આંખે સુંદર, તેજસ્વી, તુવર, રાઠોડ વગેરે રજપૂત કિંવા સનાઢ્ય, નારનોવ ઇત્યાદિ બ્રાહ્મણ જોવાથી તેઓ ચન્દ્રવંશી આર્યોના વંશજ છે એવો ભાસ થયા શિવાય રહેતો નથી. ચન્દ્રવંશી ક્ષત્રિયોમાં ધનુર્વિદ્યા તો હતી જ, પણ તેમને મલ્લવિદ્યાનો વિશેષ નાદ હતો, અને મલ્લોને જ કરતાં આવડનારૂં ગદાયુદ્ધ તેમને પ્રિય હતું. શ્રીકૃષ્ણ, બલરામ, જરાસંધ, ભીમ, દુર્યોધન ઇત્યાદિ મહાન્ મહાન્ રાજાઓ સુદ્ધાં નામાંકિત મલ્લ અને ગદાયોધી હતા, એ લક્ષમાં લેતાં એ ક્ષત્રિયો મલ્લવિદ્યાના કેટલા ભોક્તા હશે એની કલ્પના વાંચકોને થશે.

વિવાહપદ્ધતિમાં આ બન્ને ક્ષત્રિયોનું ઘણું સામ્ય છે. બન્ને ક્ષત્રિય જાતિમાં વિવાહકાલે કન્યાઓ મોટી વયની હતા એ કહેવાની જરૂર નથી. રુક્મિણી, દ્રૌપદી, સત્યભામા, સુભદ્રા ઇત્યાદિ સ્ત્રીયોના વિવાહના વર્ણનો વાંચતાં તે કાળે ક્ષત્રિય કન્યા કેવી પૂર્ણ વધેલી હશે એનું સારૂં અનુમાન થઇ શકશે. આ સ્ત્રીયો સર્વ વિદ્યામાં સુશિક્ષિત પણ હોય છે. લખવું. વાંચવું, ઘોડા ઉપર બેસવું, રથ ચલાવવો, નૃત્યાદિ લલિત કલા શિખવી વગેરે જૂદા જૂદા વિષયોમાં તેમને શિક્ષણ મળતું હતુ, એ રુક્મિણીના કિંવા ઉત્તરાના વર્ણન ઉપરથી સ્પષ્ટ જણાય છે. આર્યસ્ત્રીયોને પતિ એ જ દૈવત છે, એવું જે પરમ તત્ત્વ સીતાયે ઉપદેશેલું, તે જ દ્રૌપદીયે અને રુકિમ

સ્ત્રીએ પાળ્યું. પણ આ પતિનિષ્ઠ સ્ત્રીઓ સંસારમાં દક્ષ હતી અને પતિને બેધડક બુદ્ધિવાદ કહેવામાં આગળપાછળ જોતા નહોતી. રુક્મિણી દ્રૌપદી ઇત્યાદિ સ્ત્રીઓનાં ભાષણોનાં રમ્ય વર્ણનો કવિકલ્પિત છે, એમ કદાચિત્ કોઇ કહેશે; પણ એવાં વર્ણનો તે કાળે પ્રિય હતાં એ ઉપરથી જ ઉત્તમ સ્ત્રીઓની તે વખતે કેવી કલ્પના હતી એનું સારૂં અનુમાન થાય છે. ધનુર્વિદ્યાની પરીક્ષાથી સ્વયંવર કરવો કિંવા મનથી પતિ વરવો, એજ વિવાહનું તત્ત્વ તે કાળે મુખ્યતઃ ક્ષત્રિય સ્ત્રીઓમાં મુખ્યતઃ પ્રચલિત હતું. રાક્ષસ વિવાહ એટલે કન્યાને બલાત્કારે હરણ કરી લઇ જવી એ રીવાજ જો કે તે કાળમાં અમલમાં આવતો, તો પણ હરણ કરાયલી કન્યા જો એમ કહે કે હું બીજાને મનથી વરેલી છું તો તે વિવાહને અપાત્ર મનાતી, એ અંબાના ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ જણાય છે. અસ્તુ. સૂર્યવંશી અને ચંદ્રવંશી ક્ષત્રિયોમાં લગ્નનો રીવાજ અને વિવાહબંધનનું ઉદાત્ત તત્ત્વ સરખું જ હતું. તથાપિ કેટલાક રીવાજોમાં તેમનામાં ફરક હતો એવું કહેવુ પડે છે. મુખ્યતઃ એક સ્ત્રીએ એકથી અધિક પતિ કરવાનો ચાલ તેમનામાં અલ્પ અવશિષ્ટ હતો, એ દ્રૌપદીના ઉદાહરણ ઉપરથી વ્યક્ત છે. એક અનેક સ્ત્રીઓ કરવાનો પ્રઘાત બન્નેમાં શરૂ હતો. પણ, ચંદ્રવંશી ક્ષત્રિયોમાં તે પુષ્કળ અંશે અધિક હતો. આવી સ્ત્રીઓ બધી જ આર્ય કે ક્ષત્રિય નહિ હોય, તો તે અનાર્ય લોકોની પણ કન્યાઓ હશે એમ જણાય છે. ચન્દ્રવંશી આર્ય અને દ્રાવિડી લોકોનુ મિશ્રણ થવામાં આ જ વિવાહ વધારે કારણીભૂત થયેલો હોવો જોઇએ. અર્જુન ઉલૂપી અને ચિત્રાંગદા નામની નાગકન્યા પરણી, શ્રીકૃષ્ણે જાંબવતીને પટ્ટરાણી કરી અને તેવી જ રીતે તેમણે અનેક નાગકન્યા ઉપ-રાણીઓ કરી હતી. ઇત્યાદિ ઉદાહરણો ઉપરથી ચંદ્રવંશી રાજાઓ અનાર્ય સ્ત્રીઓ પુષ્કળ કરતા એ ઉઘાડું જણાય છે. હાલમાં જે આર્ય દ્રાવિડી મિશ્રણના લોક સંયુક્ત પ્રાંતમાં અને સિંધ, બંગાલ, ગુજરાત અને મહારાષ્ટ્ર ઇત્યાદિ સ્થળે શીર્ષમાપન પ્રમાણ ઉપરથી સેન્સસના વખતે દૃષ્ટોત્પત્તિએ આવ્યા તે આ જ મિશ્ર વિવાહથી ઉત્પન્ન થયા હોવા જોઇયે એમ લાગે છે.

વળી બીજી એક વિવાહના બાબતમાં ચંદ્રવંશી ક્ષત્રિયોનું, વિશેષતઃ યાદવોનું ઇતર ક્ષત્રિયોથી ભિન્નત્વ નજરે પડે છે. આર્ય લોકોમાં મામાની

છોકરી પરણવાનું નિષિદ્ધ ગણાયેલું છે; પણ " दाक्षिणात्यानां मातुल–कन्या-परिणयः अनाचारः " એમ કણ્ઠોક્ત અપાયલી છે. મામાની છોકરી પરણવાનો ચાલ દાક્ષિણાત્ય લોકોમાં ઘણો જૂનો કિંબહુના શ્રીકૃષ્ણના કાળ જેટલો જૂનો છે એમ જણાય છે. અર્જુને સુભદ્રા સાથે લગ્ન કર્યું તે આ જ પ્રકારનું. પ્રદ્યુમ્ને રુકમીની છોકરી સાથે લગ્ન કર્યું તે આ જ પ્રકારનું. કિંબહુના આવો જ વિવાહ ત્રીજી પેઢીયે રુક્મિણીયે ખાસ પોતાની હોંશથી કરાવી અનિરુદ્ધને રુકમીના છોકરાની છોકરી અપાવી ! સારાંશ, મામાની છોકરી સાથે લગ્ન કરવાનો ભાણેજનો હક્ક જ છે એમ તે વખતે મનાતું હોવું જોઇયે. મહારાષ્ટ્રમાંની આ સમજણની કલ્પના ઉપનયન વખતે છોકરો કાશીયાત્રા જવા નીકળે છે ત્યારે, મામાયે ' હું છોકરી આપું છું. તું જઇશ નહિં ' આમ કહેવાનો જે સંપ્રદાય હજુ પણ ચાલૂ છે એ ઉપરથી થશે. કિંબહુના આ ચાલ મહારાષ્ટ્રની ભાષામાં પણ વ્યકત છે. મરાઠાઓમાં સસરાને મામા, અને એકંદર લોકોમાં આયોયે સસરાને મામાજી કહેવાનો જે પ્રઘાત પડેલો છે, તે પ્રઘાતમાં એક અતિ પ્રાચીન ઇતિહાસ ભરાયલો છે, એ જોઇ ચમત્કાર લાગે છે. આ માતુલકન્યાપરિણયનના ચાલ ઉપરથી યાદવોના જ વંશજ હાલના મરાઠા હશે એ અનુમાન મજબૂત થાય છે.

આ પ્રમાણે કેટલીક બાબુતમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી ક્ષત્રિયોનું ભિન્નત્વ જણાય છે, તો પણ તેઓ બન્ને આર્યજાતિના જ હતા એ નિ:સંશય છે. બન્નેમાં વૈદિક ધર્મનું સરખુ અભિમાન હોઇ યજ્ઞયાગાદિ ક્રિયાઓ બન્ને એક સરખી જ પ્રીતિથી અને હોંશથી કરતા ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા બન્નેમાં સરખી જ પ્રચલિત હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ આર્યજાતિ હોઇ તેમનામાં અનુલોમવિવાહ પ્રશસ્ત મનાતો, અને પ્રતિલોમ અપ્રશસ્ત મનાતો. એક દેવયાનીનું અને યયાતીનું ઘણું જૂનું ઉદાહરણ માત્ર આનું ઉલટ છે. ચાતુર્વર્ણ્ય પ્રમાણે જ ચતુરાશ્રમની અવસ્થા પણ તેમનામાં પ્રચલિત હતી વિશેષત: સૂર્યવંશી ક્ષત્રિય પ્રમાણે જ ચંદ્રવંશી ક્ષત્રિયોનો બ્રહ્મચર્ય–આશ્રમ ઉપર પૂર્ણ કટાક્ષ હતો. ઉપનયન થયા પછી વેદવિદ્યા અને ઇતર વિદ્યા ભણવામાટે ગુરુગૃહે જઇ રહેવાનો સંપ્રદાય બન્નેમાં હતો. બ્રાહ્મણોયે વિદ્યાદાન કરવાનું કામ પોતાના અંગ

ઉપર લીધેલું હતું; તે તેઓ એકનિષ્ઠપણે અને નિષ્કામબુદ્ધિથી ચલાવતા હતા. આવા વિદ્યાદાન કરનારા ગુરુઓ મોટાં મોટાં શહેરોમાં રહેતા હતા. તેમના આશ્રમ શહેર પાસેના એકાદા ઉપવનમાં હતા. જૂદાં જૂદાં શહેરોની તે તે ઠેકાણેના ગુરુઓના સંબંધમાં ખ્યાતિ હતી. આવાં વિદ્યાલયોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણે જણ વેદવિદ્યા શિખતા; અને શિવાય પોતપોતાના વર્ણની વિશિષ્ટ વિદ્યા શિખતા. આ ગુરુકુલો કિંવા કોલેજો એ તે વખતની સંસ્કૃતિનું એક ઉદાહરણીય અને પ્રધાન અંગ હતું. શ્રીકૃષ્ણ અને બલરામ વૃંદાવનમાંથી પોતાના બાપના ઘેર આવ્યા ત્યારે તેમને વેદ વિદ્યા અને ધનુર્વિદ્યા શિખવામાટે સાંદીપની વ્યાસ નામના નામાંકિત ગુરુપાસે મથુરાથી ઉજ્જની મોકલ્યા હતા. એ ઉપરથી પ્રાચીન કાળમાં ઉજ્જની પ્રસિદ્ધ વિદ્યાપીઠ હોવું જોઇએ; ત્યાં દૂર દૂરના વિદ્યાર્થી ભણુવા માટે આવતા એમ જણાય છે. શ્રીકૃષ્ણના સહાધ્યાયી સુદામદેવ હતા એ ઉપરથી બ્રાહ્મણ–ક્ષત્રિય, ગરીબ–શ્રીમંત એક જ ગુરુગૃહે એક જ રીતે એટલે ગર્ં બાઇથી રહેતા એ પણ સિદ્ધ થાય છે. ગુરુ માટે વનમાંથી લાકડાં, સમિધાઓ, શાક વગેરે આણવાનો શારીરિક શ્રમ વિદ્યાર્થીઓ કરતા હતા; અને ગુરુ પણ શિષ્ય ઉપર પુત્ર પ્રમાણે પ્રેમ કરતા. કેટલેક સ્થળે વિદ્યાર્થી ઘણા હોય તો, દ્રોણાચાર્ય જેવા શિક્ષકને પોતાના જ શહેરમાં રાખી તેમની પાસેથી સર્વ શિક્ષણ રાજપુત્રોને અપાતું હતું; એ કૌરવ પાંડવ મળી એકસો છ વિદ્યાર્થીઓ દ્રોણાચાર્યના સ્વાધીનમાં મૂકાયા હતા એના ઉપરથી અનુમાન થાય છે. સારાંશ; બ્રહ્મચર્યાશ્રમનો તે કાળે ફારસ નહોતો પણ અવિવાહિત સ્થિતિમાં જ કડકડતી રીતીથી વેદવિદ્યામાં અને ઇતર વિદ્યામાં બ્રાહ્મણો પાસેથી ઉત્તમ રીતિનું શિક્ષણ આર્યોને મળતું હતું. અને એવું શિક્ષણ સંપૂર્ણ થયા પછી ગુરુ–આજ્ઞાથી વિદ્યાર્થીઓનાં લગ્ન થતાં. એવું શિક્ષણ સંપૂર્ણ થવામાં દસ બાર વર્ષનો અવધિ સાધારણતઃ લાગતો; પણ શિષ્ય વિશેષ બુદ્ધિવાન્ હોય તો એ ચાર વર્ષમાં જ શિક્ષણ સંપૂર્ણ થતું. અસ્તુ; ગુરુગૃહે કિંવા સ્વતંત્ર ગુરુ રાખી વિદ્યાર્જન કરવાની પદ્ધતિ શ્રીકૃષ્ણના કાળમાં શ્રીરામચંદ્ર પ્રમાણે જ અમલમાં હતી, અને એથી રાજા લોક પોતપોતાનાં કર્મમાં કુશલ, ધર્મનિષ્ઠ અને નીતિમાન્ થતા.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે પોતપોતાના ધંધાનું યોગ્ય શિક્ષણ મેળવી ગૃહસ્થાશ્રમી થયા પછી પોતપોતાના વર્ણ મુજબ જૂદા જૂદા ધંધા કરી ધર્મથી અને નીતિથી ચરિતાર્થ ચલાવતા. પ્રત્યેક વર્ણનાં મુખ્ય મુખ્ય કર્તવ્યો ઠરેલાં હતાં. પ્રત્યેક કામની પૂર્ણ માહિતી મેળવી ને ઇતર વર્ણોને તેમના કામનું શિક્ષણ આપતા. તેમને માટે યજ્ઞ-યાગાદિ ક્રિયાઓ કરતા. ક્ષત્રિયોનું મુખ્ય કર્તવ્ય રાજ કરવું અને યુદ્ધમાં પીઠ ન દેખાડવી એ હતું. અને તે કર્તવ્ય ઉત્તમ રીતે બજાવવામાટે તેઓ યોગ્ય શિક્ષણથી લાયક બનતા હતા વૈશ્યોનું મુખ્ય કામ કહ્યું એટલે કૃષિ, ગોરક્ષણ અને વાણિજ્ય હતું અને તેઓ પણ પોતપોતાના કામમાં કુશલ હતા આ પ્રમાણે ત્રણે વર્ણોનાં વિશિષ્ટ કામો ઠરેલાં જ હતાં: પણ કદી કદી અનુલોમ વિવાહ મુજબ અનુલોમ રીતીથી વરિષ્ઠ વર્ણના લોક નીચી વર્ણના ધંધા કરતા. અર્થાત્ દ્રોણ કૃપ જેવા બ્રાહ્મણો યુદ્ધનો ધંધો કરતા હતા, કિંવા ક્ષત્રિયો ગોરક્ષણનો ધંધો ચલાવતા. વિશેષતઃ યાદવો ગોપોનો જ ધંધો કરી ઉપજીવિકા કરતા હતા યાદવોને રાજ કરવાનો અધિકાર નથી એવું જે મનાતું તેનું તાત્પર્ય આ જ જણાય છે. કદાચિત્ આ ક્ષત્રિય અદ્યાપિ ગોરક્ષક સ્થિતિમાં હશે અને તેમણે હિંદુસ્થાનમાં આવ્યા પછી પોતાનાં રાજ્યો સ્થાપ્યાં નહિ હોય, તો પણ પૂર્વે આવેલા ક્ષત્રિયોના રાજ્યમાં જ તેમણે આશ્રમ લીધો હતો એમ જણાય છે. અસ્તુ; પોતપોતાના ધંધા ઉત્તમ રીતે કરી ધર્મથી અને નીતિથી ગૃહસ્થાશ્રમ ચલાવવામાટે ત્રણે વર્ણના લોક યોગ્ય હતા અને એથી સર્વ દેશ સંપન્ન અને સંતુષ્ટ સ્થિતિમાં હતો.

આ પ્રમાણે શ્રીકૃષ્ણના જન્મ પહેલાં હિંદુસ્થાનમાંના આર્યોની સ્થિતિ સમૃદ્ધિના શિખરે પહોંચેલી હતી, અને સર્વ દેશમાં શાંતતા અને સુખ ફેલાયલું હતું. પણ કોઈ પણ દેશ ઉન્નતિના પરાકાષ્ઠાબિંદુમાં કાયમનો રહી શકતો નથી. ચક્રની ગતિમાં જેમ ઉચ્ચબિંદુએ પહોંચ્યા પછી નીચેની દિશા તરફ જવું અપરિહાર્ય છે, તેમ આ ઉચ્ચ નીચ ગતિનો પ્રકાર જગતમાં સરખો ચાલુ રહેવાનો જ. જે પ્રમાણે હાલમાં સુધારણાના શિખરે પહોંચેલા યુરોપખંડમાં એક મનુષ્યની હઠથી ભયંકર રણકંદન જામ્યું છે, તે જ પ્રમાણે નીતિ શૌર્ય વિદ્યા ઇત્યાદિમાં સંસ્કૃતિના પર

મોચ્ચ બિંદુએ પહોંચેલા પ્રાચીન ભારતવર્ષમાં શ્રીકૃષ્ણના કાળમાં પણ એક મનુષ્યની હદથી ભયંકર યુદ્ધનો પ્રસંગ આવી પડયો અને તે યુદ્ધથી માંડી હિંદુસ્થાનની અવનતિનો પ્રારંભ થયો. ભારતી યુદ્ધથી માંડી કલિયુગ શરૂ થયો, એવી જે અમારી સમજણ છે તેનું પણ બીજ આમાં જ છે. હજારો કિંબહુના લાખો મનુષ્યો પોતાના શૌર્યથી જ અને વિદ્યાથી જ તે યુદ્ધમાં મૃત્યુમુખે પડયા અને દેશમાં લોકસંખ્યા કમી થઇ. એ જો કે એક રીતે હિતાવહ થયું, તો પણ અન્ય રીતે દુર્બલતા અને તેની પાછળ આવનારી અનીતિનો પગદંડો ધીમે ધીમે દેશ ઉપર બેસતો ગયો. ભારતી આર્યોની આ પરમોચ્ચ બિંદુએ પહોંચેલી સંસ્કૃતિ કેવી રીતે લય પામી, એની મીમાંસા થોડી વવારે કરવી જોઇયે. કારણ, શ્રીકૃષ્ણના દિવ્ય ચરિત્રનું અને ઉપદેશનુ રહસ્ય તે ઉપરથી સારી રીતે લક્ષમાં આવશે.

કોઇ પણ દેશની સામાજિક, નૈતિક અને ધાર્મિક ઉન્નતિ સર્વતો પરિ થવા માટે તે દેશના લોકોમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ આ બન્નેનુ સેવન યોગ્ય રીતીથી થયું હોવું જોઇયે, એ વાત શ્રીરામચરિત્રના ઉપસંહારમાં દેખાડવામાં આવેલા જ છે. આ વૃત્તિના યથાયોગ્ય સેવનમાં અંતર પડતા મનુષ્ય નિકૃષ્ટ સ્થિતિ તરફ વળે છે. જયારે કોઇ પણ સમાજ કેવળ પ્રવૃત્તિપરાયણ થાય છે કિંવા તેમાં નિવૃત્તિનું અત્યંત સ્તોમ જામી તે પોકળ નિવૃત્તિના ફેરામાં સપડાય છે, તે વખતે તે સમાજ નીચે જવા માંડે છે. “ભૌતિક સુખને અત્યંત સ્વાધીન થયેલો સમાજ કિંવા મનુષ્ય અવનતિને પામવો જ જોઇયે; ઉલટપક્ષે અત્યંત નિરિચ્છપણે કિંવા નિરાશાપણે રહેવું એ સમાજને માટે કિંવા મનુષ્યને માટે શકય નથી.” (શ્રીરામ ચરિત્ર) સારાંશ, મનુષ્યની ઉન્નતિ થવામાટે આધિભૌતિક અને આધ્યાત્મિક બન્ને સદ્ગુણ તેમના અંગે હોવા જોઇયે. ભારતી આર્યોના અંગે ઉત્સાહ, તેજ, ઉદ્યોગ, સાહસ વગેરે આધિભૌતિક અથવા પ્રવૃત્તિમાંના સદ્ગુણ અને ધર્મ, નીતિ તપ, અનાસક્તતા વગેરે આધ્યાત્મિક અથવા નિવૃત્તિમાંના સદ્ગુણ તે કાળે સરખા વસતા હતા; અને એથી જ તેઓ એ કાળે ઉન્નતિના પરમોચ્ચ બિંદુને પહોંચેલા હતા. આ પછી આ ગુણોના સમતોલપણામાં અંતર પડયું. એક તરફ પ્રવૃત્તિનું પ્રાબલ્ય થયું તો બીજી તરફ નિવૃત્તિનું સ્તોમ જામ્યું. પ્રવૃત્તિના પ્રાબલ્યનું પહેલું પરિણામ લોભ છે.

જગતમાંની દરેક વસ્તુ મારે જોઇયે છે, એવી ઇચ્છા આ વખતે મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. આ જગતમાં જેટલું ધન છે, જેટલી ભૂમિ છે, જેટલાં રત્નો છે તે સર્વ પોતાને જોઇયે એમ તેને લાગવા માંડે છે!!! "यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः। नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत्." આ સુપ્રસિદ્ધ શ્લોકમાં મર્મજ્ઞ વ્યાસે ઉપદેશ્યા પ્રમાણે જગત્માંના સર્વ ઉપભોગો એકને મળ્યા તો પણ તે પૂરા થઈ પડતા નથી, એમ માની, મનુષ્યે શમપ્રધાન વૃત્તિથી રહેવું જોઇયે. પણ આ વિચાર લોકમાંથી વિશેષતઃ રાજા લોકોમાંથી દૂર થાય છે. અને સર્વ ઉપભોગ્ય વસ્તુની જનની જે ભૂમિ તે સર્વ પોતાને મળે એવી તેમને ઇચ્છા ઉત્પન્ન થાય થાય છે. આ ઇચ્છાની પાછળ ધીમે ધીમે બીજા દુર્ગુણ સમાજમાં ખેલવા લાગે છે અને મહત્ત્વાકાંક્ષા, કપટ, જુલમ ઇત્યાદિકોનું પ્રાબલ્ય શરૂ થાય છે; અને છેવટે વૈર ઉત્પન્ન થઇ સમાજ અને રાષ્ટ્ર ક્ષયને પામે છે. પૃથ્વીનો ભાર કમી કરવામાટે, અને તદનુસાર ભારતી આર્યોનો હ્રાસ થવા માટે બ્રહ્મદેવે આ વખતે આર્યભૂમિમાં લોભનું બીજ રોપ્યું; અને નાશનાં કેંદ્રસ્થાનો ત્રણ સ્થળે ઉત્પન્ન કર્યાં. કંસ, જરાસંધ અને દુર્યોધન આ ત્રણ લોભી અને મહત્ત્વાકાંક્ષી વ્યક્તિ ઉત્પન્ન કરી તેમની પાસે પોતાનુ ઇષ્ટ કાર્ય સિદ્ધ કરાવ્યું. લોભ અને મહત્ત્વાકાંક્ષાના ભરમાં પડી કંસે અવરંગ ઝેબ પ્રમાણે બાપને કેદ કરી રાજ્ય પચાવ્યું, અને પછી આ દુષ્ટ કૃત્યના સમર્થનમાટે તત્પક્ષી લોકો ઉપર જુલમ માંડયો. જરાસંધે સેંકડો ક્ષત્રિયો કેદ કર્યા અને પારમૈશ્વર્ય સંપાદન કરવામાટે તેમનો પુરુષમેધ કરવાનો વિચાર કર્યો! દુર્યોધને પાંડવોની સંપત્તિ અને રાજ્ય દ્યૂતમાં હરણ કરી કરાર મુજબ પાછી આપવાની વખત આવી, ત્યારે સોયના અગ્રભાગ ઉપર રહે તેટલી માટી સુદ્ધાં આપવા હું તૈયાર નથી એમ સાફ કહ્યું!! એટલે ભયંકર રણસંગ્રામ જામી અતિશય પ્રાણહાનિ થઇ. લોભને બલ અને સંપત્તિનું પૃષ્ઠબળ મળ્યું એટલે આ રણ ઘણું જ ભયંકર થાય છે. તેમાં વળી બન્ને પક્ષની સંસ્કૃતિ ઉચ્ચ હોય અને શૌર્યાદિ ગુણ સરખા હોય તો આ યુધ્ધો કેટલાં હાનિકારક થાય છે, એનો અનુભવ પ્રાચીન કાળથી માંડી હાલના યુરોપીય યુદ્ધપર્યંત જગતના નિદર્શને આવેલ છે. When Greek ights Greek, then the tug of war is terrible

ઇંગ્રેજીમાં આવી એક કહેવત છે. ભારતી યુધ્ધમાં આ જ કારણથી ૧૮ અક્ષૌહિણીમાંથી દસ જ માણસો શિલ્લક રહ્યાં. આવી રીતે લોભનું વિષ રેડી બ્રહ્મદેવે અથવા નિયતીએ ભારતી આર્યોના નાશની શરૂઆત કરી. આવા વિલક્ષણ પ્રસંગે શ્રીકૃષ્ણનો અવતાર થયો હતો, એ લક્ષમાં રાખવું જોઇયે. પ્રવૃત્તિના નાદે લાગી, લોભ અને મહત્ત્વાકાંક્ષાના બલિ થઈ પડી આપસઆપસમાં લઢાઇ જામતાં નિર્લોભતાનું ઉદાત્ત ઉદાહરણ આપવા માટે અને બુદ્ધિ, પરાક્રમ અને ક્ષિપ્રકારિત્વથી સત્યની બાજુ સંભાળવા માટે શ્રીકૃષ્ણ આગળ આવ્યા હતા. આવાં નિર્લોભ વૃત્તિનાં ઉદાહરણો ઇતિહાસમાં ઘણાં થોડાં મળી આવે છે. જે નિર્લોભતાનુ કામ વોશિંગટને અમેરિકામાં સ્વાતંત્ર્યયુદ્ધની વખતે કર્યું કિંવા આગળ યુનાઇટેડ સ્ટેટ્સમાં જ દક્ષિણ અને ઉત્તર સંસ્થાનમાં ગુલામગિરી દૂર કરવા માટે જે આપસ આપસમાં રણકંદન જામ્યું તે વખતે સત્પક્ષનિષ્ઠ, નિશ્ચયી ઍબ્રાહામ લિંકને જે કામ કર્યું, કિંવા હાલના યુરોપીય મહાયુદ્ધના પ્રસંગે જે કામ સત્યનિષ્ઠ બેલજમનો રાજા કરે છે તેવા પ્રકારનું કિંવા તેના કરતાં પણ ઉદાત્ત કાર્ય શ્રીકૃષ્ણને રાજકીય ઉથલપાથલોમાં કરવાનું હતું એ લક્ષમાં આણતાં શ્રીકૃષ્ણની રાજકીય કામગિરીનુ મહત્ત્વ આપણા નિદર્શને આવશે.

પ્રવૃત્તિપરાયણ થયેલા લોકસમાજને નિવૃત્તિનો ધડો શિખવવાનુ મહત્કાર્ય જેમ શ્રીકૃષ્ણને રાજકીય બાબતોમાં કરવું પડ્યું. તેમ જ બીજી બાજુથી ભળતી જ બાજુયે વહેવા લાગેલા નિવૃત્તિના પૂરને પણ શ્રીકૃષ્ણને આ વખતે બાંધ બાંધવો પડયો. તે વખતે નિવૃત્તિનું પોકળ સ્તોમ કેવુ જામ્યું હતું, અને એકંદર ધાર્મિક બાબતમાં કેવી ગેરસમજ ઉત્પન્ન થઇ હતી એ અહીંયાં વિસ્તારથી દેખાડવું જોઇયે. શ્રીકૃષ્ણનો કાળ ઔપનિષદ્ વિચારોનો કાળ હતો. શ્રીકૃષ્ણે ઉપદેશેલી દિવ્ય ભગવદ્ગીતાનું રહસ્ય બરોબર સમજવામાટે આ કાળમાં ધાર્મિક સમજણ કઇ કઇ પ્રચલિત હતી એ જોવું જોઇયે વેદ, વેદાંત, સાંખ્ય અને યોગ આ મતો મુખ્યતઃ તે કાળમાં પ્રચલિત હોઇ પ્રત્યેક મત દરેક વાત પોતાના બાજુ ખેંચતો હતો. આ મતનો હાલનો સૂત્ર-ગ્રંથ જો કે અદ્યાપિ નિર્માણ થયો નહોતો, તોપણ આ મતો તેમના તેમના મુખ્ય સિદ્ધાંતો સાથે સ્થાપિત થયા હતા; અને તે

એકમેકનો નિષેધ કરી પોતપોતાની જ રોટલી ઉપર ઘી ચોપડતા હતા. કેટલાક વેદમાં કહેલાં યજ્ઞયાગાદિ કર્મો જ મનુષ્યે કરવાં અને સ્વર્ગની પ્રાપ્તિ કરી લેવી એમ કહેતા, તો કેટલાક લોક કર્મ બિલકુલ ન કરતાં " पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरंति " આ બૃહદારણ્યકની ઉક્તિ પ્રમાણે સંસાર છોડી અરણ્યમાં જવું એમ કહેતા. અને આ વાદ સુશિક્ષિત લોકમાં ચાલતી વખતે બહુજનસમાજ વિશેષતઃ મિશ્રસમાજ, શૂદ્ર અને સ્ત્રિયો એમને કશાનો પણ આધાર નહોતો. કારણ, તેમને વૈદિક કર્મ કરવાં શક્ય નહોતાં કિંવા ઔપનિષદિક સંન્યાસ પણ મોકળો નહોતો. આવી પરિસ્થિતિમાં શ્રીકૃષ્ણે ભગવદ્ગીતાનો દિવ્ય ઉપદેશ કરી એક તરફ કર્મનું બંડ તોડ્યું તો બીજી તરફ નિવૃત્તિનું અર્થાત્ ભ્રાંત નિવૃત્તિનું બંડ તોડ્યું અને સર્વ લોક માટે સુગમ એવો નવીન ભક્તિમાર્ગ પ્રતિપાદન કર્યો. આ સમાજપરિસ્થિતિનું સ્વરૂપ વાચકના બરાબર લક્ષમાં આવવામાટે આ સિદ્ધાંતોનું આપણે ઐતહાસિક વિવેચન કરીયે.

પ્રાચીન ભારતી આર્યો પ્રથમ હિંદુસ્થાનમાં આવ્યા તે વખતે તેમની માનસિક સ્થિતિ કેવી હતી એ ઋગ્વેદમાંની અનેક ઋચાઓ ઉપરથી સારી રીતે જણાય છે. આ ઋગ્વેદકાલીન આર્યો તાજા દમના અને નવા જોમના હોઈ આનંદી, શૂર અને જગતમાંની ઉપભોગ્ય વસ્તુઓનો યોગ્ય ઉપભોગ લેનારા હતા. તેઓ ઇંદ્ર, વરુણ ઇત્યાદિ દેવતાઓ પાસે સુંદર સ્ત્રીયો, વીર પુત્રો અને દમામદાર ઘોડા માગતા. તેઓ પોતે સોમરસ પીતા અને પોતાની પ્રિય દેવતાઓને પણ સોમરસ પીવામાટે આવ્હાન કરતા. તેઓ પોતે માંસ ભક્ષણ કરતા, અને યજ્ઞમાં પશુ મારી દેવતાઓને માંસ અર્પણ કરતા તેમનું અંતિમ સાધ્ય સ્વર્ગ હતું અને તેઓ પણ એવા પ્રકારના એટલે સુખ અને ઐશ્વર્ય ભોગવવાનું સ્થાન હતા. સારાંશ, એ પ્રથમના આર્યો પ્રવૃત્તિના ભોક્તા હતા. તો પણ તેમનામાં નિવૃત્તિનું બીજ મુદ્દલ જ નહોતું એમ નથી. કારણ, કેટલીક વૈદિક ઋચાઓમાંની તેમની નિવૃતિપ્રધાન પ્રાર્થનાઓ આપણા સામે ઉભી છે. એ જ નિવૃત્તિનું બીજ ભારતી આર્યો હિંદુસ્થાનમાં આવ્યા પછી ગંગા–સરસ્વતી વચ્ચેના બ્રહ્મભૂમિમાં મોટા વૃક્ષરૂપને પામ્યું અને તેને ઔપનિષદિક–વિચારરૂપી અત્યંત મનોહર અને રસભરિત ફળો આવ્યાં, તથા સર્વ વિશ્વ નશ્વર છે કિંબહુના સ્વર્ગ પણ

નશ્વર છે, એમ તેમના જાણવામાં આવ્યું અને તપ અને અરણ્યવાસની તેમને મીઠાશ લાગી. યજ્ઞ—માર્ગ તેમણે છોડયો નહિ, પણ તપને યજ્ઞની બરોબરીયે લઈ જઇ મેલ્યું. સ્વર્ગ કરતાં મોક્ષ એ જ પરમ પુરુષાર્થ છે એમ તેઓ માનવા લાગ્યા. સર્વ સૃષ્ટિ યજ્ઞ કરે છે, પ્રજાપતિ પણ યજ્ઞ કરે છે, એમ પૂર્વે તેઓ કહેતા. હવે સર્વ સૃષ્ટિ અને પ્રજાપતિ, ઇંદ્ર સુદ્ધાં તપ કરે છે, એવી તેમની ભાવના થઇ. સર્વ ઉપભોગ વસ્તુનો ત્યાગ કરી સર્વ કર્મનો સંન્યાસ કરવો એ જ મોક્ષનો ઉપાય તેમને જણાવા લાગ્યો. કોઇ પણ વસ્તુની ઇચ્છા કરવી એ દરિદ્રીપણું કહેવાય, અને કશાની પણ ઇચ્છા ન કરવી એ જ ઐશ્વર્યની પરમાવધિ છે, એમ તેઓ કહેવા લાગ્યા. સારાંશ, સંસાર છોડી અરણ્યમાં જઇ શમપ્રધાન વૃત્તિથી અકામ સ્થિતિમાં રહેવું, એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે એમ વેદાંતી તત્ત્વવેત્તાઓને લાગવા માંડયું. આશિષ્ટ, દ્રઢિષ્ટ અને બલિષ્ટ સાર્વભૌમને જે સુખ હોય છે તેના કરતાં હજાર ગણું સુખ અકામહત શ્રોત્રિયને હોય છે, એવો તેમનો નિશ્ચય થયો. એ વેદાન્તીઓની જ કલ્પના નહોતી પણ જગદુત્પત્તિનો સ્વતંત્ર રીતે વિચાર કરનારા કપિલાદિ દ્વૈતમતવાદીઓની પણ કલ્પના એવી જ હતી. સારાંશ, મંત્રકાળમાં કર્મવાદીઓની પ્રવૃત્તિપરાયણતા ટોચે ગઇ તો ઉપનિષદ પહેલાં અને તત્કાળે નિર્વૃત્તિવાદીઓની નિવૃત્તિપરાયણતા પણ ટોચે જવા લાગી.

જગતના ઇતિહાસ તરફ જોતાં જણાઇ આવશે કે, મનુષ્યસમાજ આ પ્રમાણે પ્રવૃત્તિના અને નિવૃત્તિના પ્રકૃષ્ટ બિંદુમાં વારંવાર હેલકારા ખાતો આવેલો છે. ઘડીયાળના લોલક પ્રમાણે તે એક વખત પ્રવૃત્તિના પરમ બિંદુએ જાય છે, અને ત્યાંથી પાછો ફરી હેલકારા ખાતો નિર્વૃત્ત તરફ વળે છે; તે જતાં જતાં નિવૃત્તિના પરમોચ્ચ બિંદુએ જઇ ફરી હેલકારો ખાઇ પ્રવૃત્તિ તરફ વળે છે. આવો જ અનુભવ આજસુધીના ઇતિહાસમાં જણાઇ આવેલો છે. ગ્રીક લોકોમાં હોમરના વખતે પ્રવૃત્તિનુ પૂર્ણ પ્રાબલ્ય હતું એમ જણાય છે; તે ધીમે ધીમે કમી થઇ પાયથ્યા ગોરસના સમયમાં લોક નિવૃતિ તરફ વળ્યા. પાયથ્યા ગોરસના અનુયાયી મદ્યમાંસ વર્જ કરતા; એટલું જ નહિ પણ વિવાહ સુદ્ધાં ન કરવામાં શ્રેય માનતા. આ વૃત્તિનો પણ અવધિ એટલે સુધી થયો કે ડાયોજિનિસ નામનો તત્ત્વવેત્તા

સર્વસંગ પરિત્યાગ કરી એક પીપમાં જન્મભર રહ્યો. સાહજિક જ એપિક્યૂરસે એની ઉલટ દિશાએ જવાનો પ્રારંભ કર્યો. સ્વભાવથી પ્રાપ્ત થનારાં સુખો સદાચરણથી ભોગવી મનુષ્યે આનંદમાં દિવસો ગાળવા એવો તેનો મત હતો. એ મત પણ ધીમે ધીમે પ્રબલ થયો અને પ્રવૃત્તિના બીજા છેડે લોક પહોંચ્યા, અને સુખોપભોગને જ જીવિતનું ઇતિકર્તવ્ય માનવા લાગ્યા. આવી રીતે ગ્રીક લોક અને તદનુયાયી રોમન લોક એશઆરામમાં દંગ થયા. ખ્રિસ્તીધર્મના પ્રસાર થવામાં તેમની આ વિષયલોલુપતા જ કારણ થઈ. આ વખતે ખ્રિસ્તીધર્મમાં નિવૃત્તિનુ સ્તોમ પેઠું હતું. ખ્રિસ્તી લોક લગ્ન ન કરવું એ પ્રશસ્તતર માનવા લાગ્યા હતા. અર્થાત્ એક સ્ત્રી આમરણાન્ત કરી તેનો પણ ધટસ્ફોટ ન થવો જોઇએ એવી તેમની માન્યતા હતી. તેમ જ આમરણાન્ત અવિવાહિત રહી શારીરિક તપ કરી આધ્યાત્મિક-સામર્થ્ય વધારનારા સંન્યાસી અથવા મંક તેમનામાં થવા લાગ્યા હતા. ઇન્દ્રિયાસકતોને ઇન્દ્રિયોનો જય કરનારા તપસ્વીઓનો મનોનિગ્રહ હમેશાં સળગાવી મૂકે છે. અર્થાત્ જ નિવૃત્તિપ્રધાન ખ્રિસ્તીધર્મનો પગદંડો સર્વ પ્રકારની અનીતિમાં બીંજાઇ ગયેલા ગ્રીક અને રોમન લોકો ઉપર સહજ જ બેઠો અને તે લોકોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રસાર ઝપાટાથી થયો.

આ નિવૃત્તિપ્રધાન વૃત્તિ મૂળ ખ્રિસ્તી ધર્મની નહોતી. યેશૂ ખ્રિસ્તનો મત જૂયૂ લોકોના નિવૃત્તિપર આચારની વિરુધ્ધ હતો. એ લોકો ઉપવાસથી પોતાના દેહને સંતુષ્ટ કરતા. મદ્યમાંસથી નિવૃત્ત થઇ, અવિવાહિત રહી, દેવોના ભક્તિ કરવી એ જ મુક્તિ માર્ગ છે એમ તેઓ માનતા. તેમના મતની વિરુદ્ધ યેશૂ ખ્રિસ્ત હતો. " कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः। मां चैवांतः शरीरस्थं तान्विद्धया सुरनिश्चयान्॥ " આ ગીતામાંના વચન પ્રમાણે જ યેસુનો પણ મત હતો. પણ ધીમે ધીમે ખ્રિસ્તીધર્મમાં નિવૃત્તિનું પ્રસ્થ પેઠું અને તે વધવા લાગ્યું અને તેમનામાં મઠસંસ્થા અસ્તિત્વમાં આવવા લાગી. ખ્રિસ્તીધર્માધિકારીઓએ લગ્ન કરવાં નહિ આવો નિર્બંધ પણ તેમનામાં જલદીથી જ ઉત્પન્ન થયો. એટલું જ નહિ, પણ સેંકડો કિંબહુના હજારો પુરુષ અને સ્ત્રીઓ સંસાર છોડી મંકસ અને નન્સ અથાત્ જોગી અને જોગણીઓ થવા લાગ્યાં! કાલગતિથી એ નિવૃત્તિનું સ્વરૂપ કેવળ પોકળ થયું. ખરી વિષયપરાઙ્મુખતા નષ્ટ થઈ અને દર્શની માત્ર રહી, અને અનેક

પ્રકારના અનાચાર તેમનામાં ચાલૂ થયા. આખરે નિવૃત્તિના આ પોકળ સ્વરૂપનો અવધિ થયો, ને વખતે લ્યૂથરના સમયથી ખ્રિસ્તીધર્મનું મુખ પ્રવૃત્તિ તરફ ફર્યું. પ્રવૃત્તિનું યોગ્ય રીતે સેવન કરવું એ અધર્મ નથી એમ પ્રસ્થાપિત થયું અને પ્રોટેસ્ટંટ મત જોરમાં આવ્યો. હાલમાં આ મત બીજી બાજુ તરફ એટલે પ્રવૃત્તિના પરમોચ્ચ બિંદુ તરફ જતો દેખાય છે એમ કહીયે તો ચાલે. પાશ્ચાત્ય લોકોની હાલની ભૌતિક ઉન્નતિ અને આધિભૌતિક સુખ સંબંધી લાલસા લક્ષમાં આણી એટલે પાશ્ચાત્ય સમાજનું લોલક પ્રવૃત્તિના પરમોચ્ચ બિંદુ તરફ જાય છે એમ કહેવાને હરકત નથી.

પાશ્ચાત્ય લોકોની ઉપરની સંક્ષિપ્ત અને ત્રોટક હકીકત ઉપરથી મનુષ્ય-સમાજ પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં કેવા હેલકારા ખાય છે અને બન્ને વૃત્તિ સમતોલ રાખી તેનુ યોગ્ય રીતે સેવન કરવું એ મનુષ્યસમાજને કેટલું કઠિણ છે એની કલ્પના વાંચકના ધ્યાનમાં આવશે. આપણા દેશમાં પણ જનસમાજ પહેલેથી જ એવા જ હેલકારા ખાતો આવેલો છે, એમ ઇતિહાસિક સમાલોચનથી જણાઇ આવશે. ઘણા જૂના વખતમાં આર્યોના પરમપૂજ્ય ઋષિ આ બન્ને વૃત્તિનો યોગ્ય આશ્રય કરી ચલત હતા એમ તેમની આશ્રમવ્યવસ્થા ઉપરથી સ્પષ્ટ જણાય છે. બે આશ્રમ પ્રવૃત્તિના તો બે નિવૃત્તિના; 'यौवने विषयैषी' તો 'वार्धके मुनिवृत्ती' આવી તેમની રહેણી હતી. પણ ઋગ્વેદ-કાલની આખરે પ્રવૃત્તિનું પ્રસ્થ જામ્યું. યજ્ઞયાગાદિ ક્રિયાઓ અત્યંત ભાંજગઢભરી અને ખર્ચાળુ થઇ યજ્ઞકર્મો મોટા ઠાઠમાઠથી કરી સ્વર્ગસુખ પ્રાપ્ત કરી લેવું એને જ બ્રાહ્મણ ક્ષત્રિયોયે ઇતિકર્તવ્યતા માની; અને વાજપેય, રાજસૂય, અશ્વમેધ કિંબહુના પુરુષમેધ વગેરેનુ પ્રસ્થ તેમનામાં જામ્યું ! આતે વખતે ઉપનિષદોના ઉદાત્ત વિચાર શરૂ થયા. વેદાંતી લોકો સંસારસુખ કરતાં આધ્યાત્મિક સુખનુ મહત્ત્વ અધિક લાગવા માંડયું. નિરિચ્છ વૃત્તિથી અરણ્યમાં રહી તપ કરવું કિંવા બ્રહ્મનો નિદિધ્યાસ કરવો એમાં જ મનુષ્યજન્મનું સાફલ્ય છે એમ વિચારવંતોયે ઠરાવ્યું. ધીમે ધીમે આ નિવૃત્તિવૃત્તિ પણ બીજી તરફ અવધિને પામી. ઉઠયા ને વનમાં જઇ તપ કરવા લાગ્યા. હાવે તેણ હાવે ને સ્થિતિમાં

સન્યાસ લઇ બ્રહ્મજ્ઞાનનો માર્ગ સુધારવો આમ થવા લાગ્યું. આ વખતે શ્રીકૃષ્ણે પોતાની દિવ્ય ભગવદ્ગીતાનો ઉપદેશ કરી જનસમાજને શુદ્ધિમાં અર્થાત્ પ્રવૃત્તિ અને નિવૃત્તિના મધ્યવર્તી બિંદુ ઉપર આણવાનો પ્રયત્ન કર્યો. તપ ન કરવાં કે સંન્યાસ ન લેવો આવો કાંઈ તેમનો મત નહોતો. તપની કિંમત શ્રીકૃષ્ણ પૂર્ણપણે જાણતા હતા. તપનશીલ મનુષ્ય જ સુખની ખરી કિંમત સમજે છે. શારીરિક સામર્થ્ય અને આધ્યાત્મિક તેજ તપથી જ સંભૂત થાય છે. પણ તપ એ જ અંતિમ ધ્યેય છે એવી કલ્પનાથી સરીરનું વ્યર્થ કર્ષણ માત્ર કરવું સારૂં નહિં, એ ઉઘાડું છે. સંન્યાસ પણ ફાવે ત્યારે ક્ષણિક વૈરાગ્યથી કિંવા મનના કમજોરપણાથી લેવાનો નથી પણ અંગે પૂર્ણ વૈરાગ્ય જામ્યું હોય અને જગતના નશ્વરત્વનું પૂર્ણ જ્ઞાન ચિત્તમાં બિંબિત થયું હોય ત્યારે લેવાનો છે. એમ ન થતાં ઉઠતા છુટતા ક્ષણભર ટકનારા વૈરાગ્યથી સંન્યાસ લઇ અરણ્યનો આશ્રય કરવા લાગ્યા તો શહેરમાંની ગર્દી તુટી અરણ્યમાં ગર્દી થશે, આ કરતાં વધારે કાંઈ પણ સાધ્ય થનાર નથી. કિંબહુના સમાજનું નુકસાન થાય અને સમાજમાં અનીતિ જામે. આવી સ્થિતિ ખરેખર જ આગળ બૌદ્ધોની ભરભરાટીના વખતે થઇ; અને જંગલમાંના વિહારો શહેર સરખા મોટા થઈ દુરાચારી ભિક્ષુઓથી અને સંન્યાસિનીઓથી ભરાઈ ગયા. અસ્તુ. ઉપનિષદોના કાળમાં નિવૃત્તિનું પ્રથમ બંડ વધવા લાગ્યું, ત્યારે તે શ્રીકૃષ્ણે પોતાના દિવ્ય ઉપદેશથી તોડયું. વેદાંત, સાંખ્ય અને યોગ એમની ભ્રાંત કલ્પનાઓથી સંસારત્યાગ એ જ આયુષ્યનું ઇતિકર્તવ્ય છે એમ જે લોક માનવા લાગ્યા હતા, તેમને તેમણે અટકાવ્યા. સંસાર છોડી અરણ્યમાં જઇ બેસવાથી સંસાર છુટતો નથી. ઉલટપક્ષે સંસારમાં લોલુપ થવાથી પણ મનુષ્યને ખરૂં સુખ મળતું નથી. પ્રત્યેક વાતને મધ્યબિંદુ હોય છે અને તેમાં જ રહી મનુષ્યને પરમ ગતિ મળી શકે છે. એક પક્ષે શારીરિક કર્મનો આત્યંતિક ત્યાગ કરવો અશક્ય છે, તો બીજા પક્ષમાં શારીરિક સુખમાં અત્યંત નિમગ્ન થવું પણ હાનિકારક છે. જે યોગી યુક્તાહાર અને યુક્તવિહાર હોય અથવા જે સંન્યાસી મનથી કર્મફલનો ત્યાગ કરી કર્મ કરતો જ રહેતો હોય તે જ પરમ ગતિને પામશે. સારાંશ, શ્રીકૃષ્ણે ઐકા-

ન્તિક નિવૃત્તિનો કિંવા ઐકાન્તિક પ્રવૃત્તિનો નિષેધ કર્યો અને લોકોને મધ્યવર્તી બિંદુ ઉપર આણવાનો પ્રયત્ન કર્યો.

શ્રીકૃષ્ણના આ દિવ્ય ઉપદેશનો પણ કાલક્રમે વિપર્યાસ થયો એ કહેવાની જરૂર નથી. સેંકડો વર્ષની અવધિમાં શ્રીકૃષ્ણના આ ઉપદેશનો ભળતો જ અર્થ સમજાયો અને પ્રવૃત્તિ તરફ વળેલો જનસમાજ ઘડીયાળના લોલક પ્રમાણે પ્રવૃત્તિના પરમાવધિએ ગયો. એવું જવું અપરિહાર્ય જ હતું. શ્રીકૃષ્ણ પછીના અઢી હજાર વર્ષના કાળમાં જનસમાજમાં પ્રવૃત્તિનું પ્રાબલ્ય એટલું જામ્યું કે, કૃષ્ણભક્તિ કિંવા ભાગવત મત એટલે એક સુખોપભોગનું સાધન જ છે એમ લોકોને લાગવા માંડ્યું. અર્થાત્ જ સમાજ નિવૃત્તિ તરફ વળ્યો અને બુદ્ધ, મહાવીર ઇત્યાદિ ધર્મોપદેશક ઉત્પન્ન થઈ તેમનો નિવૃત્તિપર મત લોકોમાં ફેલાવા લાગ્યો. પણ ધીમે ધીમે કાલાવધિથી જનસમાજ બીજી બાજુથી નિવૃત્તિના પરમાવધિયે ગયો; અને હજારો બૌદ્ધ જૈનભિક્ષુ અને ભિક્ષુકિણીઓથી ગચ્ચ ભરાયેલા શહેર-વત્ થયેલા વિહાર અનીતિનાં પિયેર ઘર બન્યા. સાહજિક જ સમાજ ઉથલો ખાઈ ફરી પ્રવૃત્તિ તરફ વળ્યો. તે એટલો કે જૈન અને બૌધ્ધોયે વેદને ધુત્કારી કાઢી અરણ્યવાસને અને સંન્યાસને ગાદી ઉપર બેસાડ્યો હતો પણ મંડનમિશ્રાદિ નવી મંડળીયે વેદને ફરી ગાદી ઉપર બેસાડી મદ્યમાંસનું સેવન ફરી શરૂ કર્યું; અને સંન્યાસને પદચ્યુત કરી તેને કલિવર્જ્યમાં નાંખ્યો. ખોટા સંન્યાસે સંન્યાસને તે કાળમાં એટલી નીચ સ્થિતિમાં આણી મૂક્યો હતો કે સંન્યાસી કહેતાં મંડનમિશ્રનું માથું ફાટી જતું. આ પ્રમાણે પ્રવૃત્તિ તરફ, કર્મ તરફ, અને સુખોપભોગ તરફ ઝુકી સમાજ બીજી દિશા તરફ વહેવા લાગ્યો, એટલે તરત જ શ્રીશંકરાચાર્યે નિવૃત્તિને ફરી જાગૃત કરી અને સંન્યાસને યોગ્ય સ્થાને બેસાડી સમાજને મધ્ય બિંદુ ઉપર આણ્યો. પણ નિવૃત્તિનું ફરી જોર થયું, એટલે રામાનુજ, મધ્વ ઇત્યાદિ પ્રવૃત્ત્યભિમાની ધર્મોપદેશકો ઉત્પન્ન થયા અને તેમણે સમાજને ફરી પ્રવૃત્તિ તરફ વાળ્યો. તે એટલો કે આગળ વલ્લભાચાર્યનો મત ઉત્પન્ન થઈ તેનો અજ્ઞ અને મૂઢ લોકોમાં ભળતો જ વિપર્યાસ થયો. અસ્તુ. આ પ્રમાણે આપણા દેશમાં લોકસમાજ આજસુધી નિવૃત્તિ અને પ્રવૃત્તિમાં કેવા હેલ-

કારા ખાતો આવેલો છે, એનું દિગ્દર્શન ઉપરના ત્રોટક ઐતિહાસિક સમાલોચન ઉપરથી થશે.

શ્રીકૃષ્ણના દિવ્ય ઉપદેશનું ઐતિહાસિક મહત્ત્વ બરોબર લક્ષમાં આણવામાટે ઉપરનું સમાલોચન જરૂરનું છે. શ્રીકૃષ્ણના સમયમાં વૈદિક કર્મો કરવામાં જ મનુષ્યની ઇતિકર્તવ્યતા સમજનારા કેટલાક લોક સમાજને એક તરફ ખેંચતા હતા, તો સંસાર છોડી અરણ્યમાં જઈ ઔપનિષદિક પુરુષોનો નિદિધ્યાસ કરવામાં જ પરમ પુરુષાર્થ માનનારા બીજી તરફ ખેંચતા હતા. દુર્યોધન કિંવા પુરુષમેધ કરવા ઇચ્છતો જરાસંધ એ પૂર્વોક્ત મતના નિદર્શક હતા, તો બરોબર યુદ્ધ પ્રસંગે અરણ્યમાં જઇ સંન્યાસ લેવા ઇચ્છતો અર્જુન બીજા મતનો નિદર્શક હતો. એકને શ્રીકૃષ્ણે બલાત્કારે શુદ્ધિમાં આણ્યો તો બીજાને ભગવદ્‌ગીતાના દિવ્ય ઉપદેશથી આણ્યો. પૂર્વાચાર્યોએ ઉપદેશેલો સિદ્ધાંત સર્વ ધર્મોપદેશક પ્રમાણે શ્રીકૃષ્ણે પણ અમાન્ય કર્યો નહોતો. વૈદિક કર્માભિમાનીઓની કર્મનિષ્ઠા, સાંખ્યની જ્ઞાનનિષ્ઠા, યોગાભિમાનીઓનો ચિત્તનિરોધ અને વેદાન્તીઓનો સંન્યાસ એ સર્વ તેમણે માન્ય કર્યાં. પણ ઇતિકર્તવ્યતા કઇ તે આ જ, એમ જે પ્રત્યેક મત પ્રતિપાદિત કરતા હતા તેનો તેમણે નિષેધ કર્યો. તે તે મતને યોગ્ય મહત્ત્વ આપી સર્વનો સમન્વય કરી તેમણે તેનો ઉપયોગ પોતાના નવા કર્તવ્ય–સિદ્ધાંત તરફ એટલે નિરપેક્ષ ફલેચ્છારહિત કર્મ તરફ કર્યો. મનુષ્યે પોતાનું કર્તવ્ય કેમ બજાવવું એ તેમણે ભગવદ્‌ગીતામાં મુખ્યતઃ પ્રતિપાદન કર્યું. પોતાનું કર્તવ્ય શું છે એ શાસ્ત્રથી ઠરાવવાનું છે. પણ તે ઠર્યા પછી તે કેમ કરવું એ તેમણે ઘણી જ ઉત્તમ રીતે સમજાવેલું છે. અડચણથી બ્હી કિંવા મોહપાશમાં ગુંથાઇ કર્તવ્યપરાઙ્‌મુખ થવું અને અરણ્યમાં જઇ સંન્યાસ લેવો એ કાંઇ ખરા મોક્ષે લાગવાનો માર્ગ નથી. એ તેમણે અર્જુનને સારૂં સમજાવ્યું. કર્તવ્ય કરતાં કરતાં ચિત્ત શુદ્ધ થયું એટલે સંન્યાસ લેવો યોગ્ય છે, કિંવા યોગારૂઢ થવું શક્ય છે, અન્યથા નહિં. સારાંશ, વેદ, વેદાન્ત; સાંખ્ય, યોગ વગેરેને યોગ્ય સન્માન આપી તેમનો પોતપોતામાંનો વાદ કિંવા પોતાની જ શેખી મારવાનો પ્રયત્ન મટાડી પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ કિંવા નિવૃત્તિ પ્રવૃત્તિરૂપ કેમ કરવી અને મનુષ્યે પોતાનું કર્તવ્ય કેમ બજાવવું એ તેમણે

અર્જુનને ભગવદ્ગીતામાં કહ્યું. તાત્પર્ય; એક દૃષ્ટિથી જોતા સર્વમાં જૂનું ઉપલબ્ધ અને ખરું સાંખ્યશાસ્ત્ર ભગવદ્ગીતા છે અને યોગશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્ર પણ ભગવદ્ગીતા છે. આ શાસ્ત્રના માન્ય સિદ્ધાંતો વિલક્ષણ સંકલિત અને ઓજસ્વી વાણીથી ક્યાંય પણ જો કહ્યા હોય તો તે ભગવદ્ગીતામાં પ્રથમ કહેલા છે અને એટલામાટે ભગવદ્ગીતાને ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્ર એ વિશેષણો યથાર્થ લાગૂ પડે છે.

પૂર્વાચાર્યોએ ઉપદેશેલા વેદ અને વેદાંત, સાંખ્ય અને યોગ માર્ગમાંનો માન્ય અને ઉત્તમ અંશ પોતાની અમોઘ અને દિવ્ય વાણીથી શ્રીકૃષ્ણે અર્જુનને આ પ્રમાણે સમજાવી દીધો એટલું જ નહિ, પણ તેમણે એ વખતે પોતાનો નવીન ઉપદેશેલો ભક્તિમાર્ગ પણ અર્જુનને સમજાવી કહ્યો. ભક્તિમાર્ગના અથવા ભાગવતધર્મના પ્રથમ ઉપદેષ્ટા શ્રીકૃષ્ણ છે એવો મારો મત છે. શ્રીકૃષ્ણ પાસેથી જ આ મતને ભાગવત એવી સંજ્ઞા મળેલી છે, એનું જ એક વિશિષ્ટ સ્વરૂપ પાંચરાત્ર મત છે. એ જ્ઞાન શ્રીકૃષ્ણે રાજવિદ્યા, રાજગુહ્ય એવી સંજ્ઞાથી ભગવદ્ગીતામાં કહેલું છે, અને તે જ છેવટે અઢારમા અધ્યાયમાં " सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।" આ શ્લોકાર્ધમાં ગુહ્યતમ કહી અર્જુનને કહેલું છે. અનન્યભાવથી એક પરમેશ્વરની પ્રેમથી ભક્તિ કરી તેને શરણ જવું એ મોક્ષનો માર્ગ સર્વને સરખો સુલભ છે. સંન્યાસ, યોગ, કિંવા યજ્ઞાદિ કર્મો એ સાધનો સર્વને માટે સુલભ નથી. યજ્ઞયાગ હજારો રૂપિયાના ખર્ચ શિવાય કિંવા શાસ્ત્રના સૂક્ષ્મ જ્ઞાન શિવાય થઈ શકતા નથી. તેમ જ સંન્યાસ અને યોગ બુદ્ધિવાનો શિવાય અને નિગ્રહવાન્ શિવાય ઇતરોને પ્રાપ્ય નથી. દ્રવ્યહીન, બુદ્ધિહીન સંસારમાં મગ્ન થયેલા જીવને કોઇ તરણોપાય છે કે નહિં એ પ્રશ્ન મનુષ્યની આગળ હમેશાં ઉભો છે; પણ તે વખતે તે વિશેષ રીતે ઉભો હતો. ભારતી આર્ય હિંદુસ્થાનમાં આવ્યા, તે વખતે તેમનામાં ત્રણ વર્ણ હતી. અને હિંદુસ્થાનમાં આર્યોની વિશેષત: ચન્દ્રવંશી ક્ષત્રિયોની વસ્તી જ્યારે સર્વ ઠેકાણે ફેલાઇ, ત્યારે ચોથો શૂદ્રવર્ણ તેમનામાં આવી મળ્યો. એ શિવાય અનેક મિશ્રવર્ણ પણ તેમાં ઉત્પન્ન થઈ. ઘણાખરા વૈશ્યો ખેતી કરવા લાગ્યાથી વેદ અને શિક્ષણથી ધીમે ધીમે દૂર થયા. સ્ત્રીઓ સર્વ વર્ણની થવા લાગવાથી તે પણ ઘણે અંશે અશિક્ષિત જ રહી. આવા

પ્રચંડ જનસમૂહ માટે યજ્ઞ, સંન્યાસ અથવા યોગ એ માર્ગ સાહજિક જ બંધ થયા. આવી સ્થિતિમાં અજ્ઞ લોકોને પરમ પદ પ્રાપ્ત થવું શક્ય છે કે નહિં એ પ્રશ્ન જોરથી ઉપસ્થિત થયો; અને એ લોક મોક્ષને પામવાને યોગ્ય નથી એવો મત વિશેષતઃ બ્રાહ્મણ ક્ષત્રિયોમાં પ્રચલિત થવા લાગ્યો. શ્રીકૃષ્ણની સામાન્ય જનસમૂહ ઉપર વિલક્ષણ પ્રીતિ હતી. તેમના ઉદ્ધાર અર્થે જ તેમનો ધર્મદૃષ્ટિથી અવતાર હતો, એમ કહીયે તો ચાલે. તેમનું આયુષ્ય ન્હાનપણમાં સ્ત્રીયો, વૈશ્ય અને શૂદ્રોમાં જ ગયેલું હતું. એ લોકો દેવ ઉપર નિઃસીમ અને નિર્હેતુક પ્રેમ કેમ કરતા એ તેમણે પ્રત્યક્ષ જોયું હતું. આવી સ્થિતિમાં, પરમેશ્વર ઉપર કિંબહુના પરમેશ્વરની કોઇ પણ દિવ્ય વિભૂતિ ઉપર નિરતિશય પ્રેમ અને ભક્તિ રાખવાથી એ લોકો પણ મોક્ષને પામશે એવો ઉદાત્ત મત તેમણે પ્રતિપાદિત કર્યો એમાં નવલ શું ? ભક્તિમાર્ગનું રહસ્ય અર્જુનને સમજાવી દીધા પછી ભક્તિમાર્ગે સ્ત્રીયો; વૈશ્ય, શૂદ્ર કિંબહુના ચાંડાળો પણ પરમ ગતિને પામશે એમ તેમણે ભગવદ્ગીતામાં સ્પષ્ટ કહ્યું. પુણ્ય બ્રાહ્મણ અને ભક્ત રાજર્ષિ આ બે કોટિઓ તે વખતે સમાજમાં જૂદી જણાતી હતી. એક સંન્યાસ કિંવા તપના અભિમાની હતા તો બીજા અશ્વમેધ વગેરે મોટા મોટા યજ્ઞોના અભિમાની હતા. આ જ મોક્ષને પામે બીજા પામે નહિ એમ તેમની સમજણ હતી. એ પૂર્વેથી જ પુણ્યમાર્ગે લાગેલા લોક ઇશ્વરની ભક્તિથી પરમ ગતિને પામે ને પામે જ; પણ જે સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર, ચાંડાળ વગેરે કેવળ અજ્ઞ અને મોક્ષમાર્ગથી અંતરાયલા છે તે પણ ભક્તિથી પરમ ગતિયે જશે એમ શ્રીકૃષ્ણે છાતી ઠોકી કહ્યું. સાહજિક જ શ્રીકૃષ્ણનો આ ભક્તિમાર્ગ ધીમે ધીમે ઇતર માર્ગોને પાછળ નાંખી ભરતખંડમાં આગળ વધ્યો. તેની છાપ આજ આખા ભરતખંડમાં જણાય છે. 'रामः शस्त्रभृतामहं ' અને 'वृष्णीनां वासुदेवोऽस्मि' એમાં કહેલી બે વિભૂતિઓની ભક્તિ આજ હિંદુસ્થાનમાં સર્વત્ર રૂઢ થયેલી છે. એટલું જ નહિ પણ યજ્ઞ, તપ, સંન્યાસ વગેરે માર્ગોને પણ તેમણે પાછળ રાખેલા છે. હિંદુસ્થાનમાંના સર્વ વર્ણમાંના લોક શ્રીકૃષ્ણને પૂજ્ય કેમ માને છે એનું ઇંગિત આ ઉપરથી સહજ લક્ષમાં આવશે. કેવળ બ્રાહ્મણ, અને તે પણ સંન્યાસ લઇ મોક્ષને પામે છે એમ વેદાંતસૂત્ર હજુ કહે છે. મુસલમાનોને જ ગતિ મળે છે બીજાને નહિં; ખ્રિસ્તીઓને જ ઇસુ

તારશે બીજાને તારશે નહિં, એમ તે તે ધર્મવાદીઓ હજુ કહે છે. પણ કોઇ પણ જાતિનો કિંવા મતનો પુરુષ હો તે પરમેશ્વરની કોઇ પણ વિભૂતિથી મોક્ષને પામશે એ અત્યંત ઉદાત્ત તત્ત્વ શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં પ્રતિપાદેલું છે. ભક્તિમાર્ગનું અથવા 'રિલિજન ઓફ ડિવ્હોશન'નું ઉદાત્ત સ્વરૂપ શ્રીકૃષ્ણના ભક્તિમાર્ગમાં જેમ જણાય છે તેમ બીજે સ્થળે દેખાતું નથી એમ પણ કહ્યું હોય તો ચાલે. આ સ્વરૂપની પરમાવધિ તુકારામ, તુળસીદાસ ઇત્યાદિ ભારતીય સંતોએ કરી. 'सततं कीर्तयंतो मां नित्ययुक्ता उपासते।' એની મનોહર સાક્ષ અયોધ્યા મથુરા કિંવા પંઢરપુર આ સ્થળ શિવાય બીજે મળતી નથી. અસ્તુ; શ્રીકૃષ્ણે આ પોતાના અત્યંત ઉદાત્ત તત્ત્વનો ભક્તિમાર્ગ અર્જુનને પ્રથમ ઉપદેશ્યો ત્યારથી તેનો ઉત્કર્ષ 'यद्गत्वा न निवर्तन्ते' આવી રીતે હિંદુસ્થાનમાં થયેલો છે. અને આ ભક્તિમાર્ગને લીધે જ શ્રીકૃષ્ણના અવતારની મુખ્ય ધાર્મિક કામગિરીની છાપ ભરતભૂમિમાંના લોકોના હૃત્પટલ ઉપર કાયમની પડેલી છે.

આ કરતાં પણ એક વધારે મહત્ત્વની કામગિરી શ્રીકૃષ્ણે તત્ત્વજ્ઞાનની બાબતમાં બજાવી; પણ તેની છાપ પાછળ આપેલાં કારણોને લીધે હિંદુસ્થાનના હૃત્પટલ ઉપર કાયમની બેઠેલી જણાતી નથી. મનુષ્યની આ દુનિયામાં ઇતિકર્તવ્યતા શી છે આ એક બાબત વિકટ અને મહત્ત્વનો પ્રશ્ન તત્ત્વવેત્તાઓ પાસે હમેશાં ઉપસ્થિત થાય છે. શેક્સપિયરે કહ્યા પ્રમાણે —To be or not to be, that is the question— આ દુનિયામાં જીવતા રહેવામાં કાંઇ પણ સ્વારસ્ય છે, કિંવા મનુષ્યનું જીવિત નિરર્થક છે? અર્થાત્ મનુષ્યે પોતાની પરિસ્થિતિ પ્રમાણે કર્મો કરવાં કે અકર્મ અંગીકારી જીવિતનું નિરર્થકત્વ વ્યક્ત કરી દેખાડવું? આવો આ કર્મ અને અકર્મમાંનો વાદ અનાદિ હોઇ વિચારવંતો આગળ હમેશાં ઉભો હોય છે. શ્રીકૃષ્ણે ગીતાના એકંદર વિવેચનનો સમારોપ કરતાં અઢારમા અધ્યાયમાં આ પ્રશ્નનો પોતાની દિવ્ય અને અમોઘ વાણીથી ઊહાપોહ કરેલો છે અને પોતાનો સિદ્ધાંત અર્જુનને સમજાવેલો છે. વેદમાંના યજ્ઞયાગ કિંવા વેદમાંનો સંન્યાસ, સાંખ્યમાર્ગમાંનું જ્ઞાન કિંવા યોગમાંનો ચિત્તવૃત્તિનિરોધ કિંબહુના ભક્તિમાર્ગમાંનું ભજન આ પૈકી કોઈ પણ મોક્ષનો માર્ગ મનુષ્યે સ્વીકાર્યો તો તેને કર્મ કરવાં જ જોઇયે.

તે કરવાં કદી પણ છુટનાર નથી. સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર એક સરખાં ફરતાં રહે છે, સમુદ્રનાં મોજાં એક સરખાં દોડે છે, કદી મંદ કદી ઉતાવળાં, એટલો જ ફરક. મનુષ્યનો શ્વાસોચ્છ્વાસ કોઈ પણ સ્થિતિમાં બંધ પડતો નથી; મર્યા પછી બંધ પડયો તો પણ એ લીલી માટી એક સ્થિતિમાં રહેતી નથી. સારાંશ; આ જગતમાં ક્રિયા સાતત્યે ચાલૂ છે અને ચાલુ રહેશે. આ લોક કર્મ સાથે બંધાયલો છે. નિયત કિંવા પ્રાપ્ત કર્મ છોડી દેવાં શકય નથી. ગાંડપણુથી તેનો ત્યાગ કરનારા તામસ ત્યાગી હોય છે. ઐચ્છિક કર્મ કરવાં ન કરવાં એ પોતાના હાથમાં છે એમ લાગે છે, પણ એમાં પણ સ્વભાવપ્રાપ્ત કર્મ છુટતાં નથી. ત્યાં સદોષ–નિર્દોષનો વિચાર કરવો પણ વ્યર્થ છે. જેમ અગ્નિ ધૂમથી હમેશાં વ્યાપ્ત હોય છે, તે પ્રમાણે જ કર્મનો આરંભ દોષથી વ્યાપ્ત છે. એટલામાટે સદોષ હોય તો પણ સ્વભાવ-જ કિંવા સહજ કર્મ કરવાં શ્રેયસ્કર જ છે. સારાંશ; કર્મ છુટવાં કિંવા છોડવાં અશકય છે એવો શ્રીકૃષ્ણનો સિદ્ધાંત છે. આ સિદ્ધાંત પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનીઓને સુદ્ધાં માન્ય થાય તેવો છે. કર્મ કરવાં એ જ માણસાઈ-પણાની મ્હોટાઈ છે એવો તેમનો પણ મત છે, પણ શ્રીકૃષ્ણના કર્મયોગમાં વળી પણ કાંઈ વિશેષ છે. તે કદાચિત્ પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓને માન્ય થશે નહિ. મનુષ્યે કર્મ કરવાં, નિયત કિંવા સહજ કર્મ તો છુટવાનાં જ નહિ, અને ઐચ્છિક કર્મ કરવાનાં હોય તો તે કરવાં જ જોઇયે. પોતાનાં કર્મ કયાં એ મનુષ્યે શાસ્ત્ર ઉપરથી ઠરાવવાનું છે, કિંવા પોતાની સદસદ્વિવેક બુદ્ધિથી ઠરાવવાનું છે. મનુષ્યને તેની શુદ્ધ સાત્ત્વિક બુદ્ધિ તારૂં કર્તવ્ય શું છે એ હમેશાં કહે છે. "तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ" આમ કહી શ્રીકૃષ્ણે એમ પણ કહેલું છે કે મનુષ્યની સાત્ત્વિક બુદ્ધિ "कार्याकार्य भयाभय" જાણે છે. તાત્પર્ય, પોતાનું કર્તવ્ય શું છે એ ઠરાવવામાટે શાસ્ત્ર ન હોય તો તે પોતાની સદસદ્વિવેક બુદ્ધિથી ઠરાવવું. આ બાબતમાં પણ પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ કદાચિત્ જ એકમત હશે. પણ કર્તવ્ય કરવાં તે, કર્મ સિદ્ધ થવાં જ જોઇયે આવો અહંભાવ ન કરતાં મનુષ્યે કરવાં, આમ શ્રીકૃષ્ણના કર્મયોગમાં વળી એક વિશેષ છે. હું મારાં કર્મ કરૂં છું તે સિદ્ધ થાઓ અગર ન થાઓ, આવી ભાવનાથી મનુષ્યે કર્મ કરવાં આવો શ્રીકૃષ્ણનો સિદ્ધાંત છે. "सिद्धयसिद्धयोः समो भूत्वा समत्वं

योग उच्यते। " શરૂઆતમાં આવી તેમણે કર્મયોગની વ્યાખ્યા કરેલી છે. સિદ્ધિ અને અસિદ્ધિને સરખી માની અર્થાત્ ફલ ઉપર નજર ન રાખતાં મનુષ્યે પોતાનાં કર્તવ્ય કરવાં. " तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर " આવો શ્રીકૃષ્ણનો ઉપદેશ છે. અહીંયાં કદાચિત્ શ્રીકૃષ્ણનો અને પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓનો મતભેદ થવાનો સંભવ છે.

કારણ, એમ જો છે તો કર્તવ્યા–કર્તવ્ય ઠરાવનારા ધર્મને અધિષ્ઠાન કયું ? આ પ્રશ્ન સાહજિક જ ઉપસ્થિત થાય છે. વિહિત કર્મ શુદ્ધ ભાવનાથી મનુષ્યે કર્યાં છતાં પણ સિદ્ધિ મળે નહિં, તો વિહિતાચરણ કરવામાં તાત્પર્ય કયું ? ધર્મનો મુખ્ય આધાર જ અહીં નષ્ટ થાય છે એમ કહ્યું હોય તો ચાલે. આ પ્રશ્ન પણ અનાદિ છે. ધાર્મિકવૃત્તિના લોક આ જગત્માં દુઃખ કેમ પામે છે, અને અધાર્મિક દુર્વૃત્ત લોક વારંવાર ઉત્કર્ષે પહોંચેલા કેમ જણાય છે; એ એક જગત્માં મોટું ગૂઢ છે. આ લોકમાં નહિં તો પરલોકમાં, આ જન્મે નહિં તો અન્યજન્મે ધર્મનું ફળ સુખ અને અધર્મનું ફળ દુઃખ મળ્યા શિવાય રહે નહિ એ સમાધાન અદૃષ્ટ ઉપર રચેલું હોવાથી પોકળ લાગે છે. વિહિત કર્મ કર્યાં છતાં પણ જો તે સિદ્ધ થાય નહિ તો તેનું વિહિતત્વ જ કયાં રહ્યું ? ધર્મ ઉપર નિર્હેતુક પ્રીતિ રાખી મનુષ્યે કર્મ કરવાં, આગળ સુખરૂપી ફલની આશાથી કરવાં નહિ, આવો જો કે પરમ સિદ્ધાંત છે ખરો, પણ તે યુક્તિથી બેસતો નથી. એક પ્રસંગે દ્રૌપદીયે આજ પ્રશ્ન ધર્મને પૂછયો ત્યારે ધર્મે જવાબ આપ્યો, * " સુંદરિ, હું ધર્મનું આચરણ કરૂં છું તે ધર્મના ફલ ઉપર નજર આપી કરતો નથી. ધર્મનો વ્યાપાર કરવા ઇચ્છનારા હીન મનુષ્યો ધાર્મિકોમાં છેવટની પાયરીના ગણવા જોઇયે." આ ઉત્તર યોગ્ય છે, પણ આ જવાબથી તાર્કિકોનું સમાધાન થતું નથી. શ્રીકૃષ્ણે આ પ્રશ્નનો મોટો માર્મિક ઉત્તર આપ્યો છે. કર્મનું ફલ ઇષ્ટ, અનિષ્ટ કિંવા મિશ્ર એમ ત્રણ પ્રકારનું હોય છે. પણ એ કોને માટે ? જેની નજર ફલ ઉપર હોય તેને માટે. જેણે ફલનો ત્યાગ કર્યો તેને કોઇ પણ ફળ મળ્યું તો તે સરખું જ

---

* " धर्मं चरामि सुश्रोणि न धर्मफलकारणात् । धर्मवाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम् । "

છે. એ શિવાય જે કાંઇ કર્મ મનુષ્ય કરે છે તેના ફળને પાંચ વાતો કારણીભૂત હોય છે, અધિષ્ઠાન, કર્તા, કારણ, વિવિધ ચેષ્ટા અને દૈવ અથવા ઇશ-પ્રેચ્છા. માટે કર્મના ફલની કારણીભુત એવી જે કેટલીક બાબતો હોય છે તે પોતાના સ્વાધીન નથી હોતી. અર્થાત્ કર્મનું ફલ કેવળ પોતાના જ કર્તૃત્વ ઉપર અવલંબેલું નથી હોતું પણ ઇતર બાબતો ઉપર પણ અવલંબેલું હોય છે. એટલામાટે કર્તવ્ય તરીકે જે કર્મ આપણે કરીયે છીયે તેનું ફળ હમેશાં આપણું ઇચ્છિત આવતું નથી એમાં નવલ નાથી. મનુષ્યે કર્તાપણાનો અહંકાર કદી પણ કરવો નહિં. કારણ, ફલની કારણીભૂત પાંચ બાબતોમાં એક કર્તા પણ હોય છે. સારાંશ; કર્તવ્યના ફલ ઉપર નજર ન આપતાં મનુષ્યે પોતાનાં કર્તવ્ય, કર્તવ્ય તરીકે કરવાં એ જ શાસ્ત્રનો સિદ્ધાન્ત યુક્તિદષ્ટયા પણ યોગ્ય જણાય છે.

પણ, અહીંયાં વળી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે કર્તવ્ય હમેશાં સિદ્ધિને પામશે જ એવો નિશ્ચય નથી, તો પછી કર્તવ્યની મ્હોટાઇ શી ? કર્તવ્યનું કર્તવ્યમહત્ત્વ બાકી રહેતું નથી. કર્તવ્ય અને કર્તવ્યેતર કોઇ પણ કર્યું હોય તો ચાલે એવો પ્રસંગ આવશે. પણ થોડો વિચાર કરતાં કર્તવ્ય શાસ્ત્રોથી જ ઠરાવવાનાં છે. શાસ્ત્ર એટલે પૂર્વેના વિદ્વાન્ લોકોએ અનુભવ ઉપરથી કરેલા નિયમ-અર્થાત્ કર્તવ્યને એક પ્રકારનું સમંજસત્વ છે. શાસ્ત્રને બાજુપર મૂકી કેવળ સાત્ત્વિક બુદ્ધિથી ઠરાવીયે તો પણ તેમાં એક પ્રકારની મહતી અને પવિત્રતા છે. મનુષ્યની અકલુષિત સાત્ત્વિક બુદ્ધિ જે કરવાનું કહે તે યુક્ત અને માન્ય કરવા યોગ્ય છે. કિંબહુના એ ઈશ્વરી પ્રેરણા જ છે. એ ઇશ્વરની આજ્ઞા પણ છે એમ સમજવામાં હરકત નથી. સારાંશ; કર્તવ્યને કર્તવ્યતા આવે છે તે આ જ કારણથી. અને આવી જ દષ્ટિથી મનુષ્ય ફલ ઉપર નજર ન આપતાં કરી શકે છે. શ્રીકૃષ્ણે પોતાના કર્મયોગનો ત્રીજો વિશેષ આ જ કહ્યો. મનુષ્યે કર્તવ્ય કરવાં તે પરમેશ્વરને અર્પણ કરીને કરવાં. પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે જે કર્તવ્ય કરે તેનાથી જ ફલેચ્છા છોડી કર્તવ્ય કરવાં શકય છે. આવી ઉચ્ચ ભાવનાથી કર્મ કરનાર મનુષ્ય ઉત્સાહથી અને પ્રેમથી પોતાનું કર્તવ્ય બજાવે એમાં સંશય નથી. કર્તવ્ય સિદ્ધ થશે કિંવા નહિ આવી શંકા મનમાં આવી તો કર્તાને ધૈર્ય અને ઉત્સાહ રહેવો અશકય છે. કર્તવ્યના-ફલ ઉપર નજર ન રાખી

તો મનુષ્ય નિરુત્સાહ થશે એવો આક્ષેપ સહજ આવી શકે છે. પણ તે જ મનુષ્ય જો ઈશ્વરાજ્ઞાથી હું આ કરૂં છું. આવી ભાવનાથી કર્તવ્ય કરે તો તેનો ઉત્સાહ અને ધૈર્ય પણ કમી થાય નહિ. સારાંશ, શ્રીકૃષ્ણના કર્મયોગનો આ ત્રીજો ઉચ્ચતર વિશેષ છે. " चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः " આવી રીતે મનુષ્યે કર્તવ્ય કર્મ કરવાં આવો તેમનો સિદ્ધાંત છે. " मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः । सिद्धयसिद्धयोर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ " આ ન્હાના લક્ષણમાં શ્રીકૃષ્ણના કર્તવ્ય સિદ્ધાન્તનું ઉચ્ચ રહસ્ય સંપૂર્ણ ભરાયલું છે. આવા પ્રકારનો કર્તા કયાંય પણ પ્રત્યક્ષ હશે કે નહિં આ શંકા કદાચિત્ કોઇને થશે. પણ આવા મહાત્મા કર્તા સંસારમાં વારંવાર નજરે પડે છે એ નિર્વિવાદ છે. સાધારણ જ ઉદાહરણ લઇયે તો, એકાદ શાંત જ્ઞાની સ્ત્રી પોતાના અસ્વસ્થ પુત્રની શુશ્રૂષા આ મરશે કે જીવશે એ બાબતનો હવાલો પરમેશ્વરને સોંપી ધૈર્યથી અને ઉત્સાહથી કરતી આપણે જોઇયે છીયે, ત્યારે સાત્ત્વિક કર્તા સંસારમાં પણ કેવા હોય છે એની આપણને ખાત્રી થાય છે.

આ પ્રમાણે શ્રીકૃષ્ણે પોતાનો કર્મયોગ અર્જુનને યોગ્ય રીતે સમજાવી દઇ તેની ધર્મ્ય અને પ્રાપ્ત યુદ્ધસંબંધી પરાઙ્મુખતા દૂર કરી. પણ એટલા ઉપરથી શ્રીકૃષ્ણ હિંસામતને અનુકૂલ હતા, એમ માત્ર સમજવું નહિં. શ્રીકૃષ્ણ અહિંસામતના અભિમાની હોઇ તેમણે તે મત જોરથી ઉપદેશેલો હતો. અહિંસામતના પ્રથમ ઉપદેશક બુદ્ધ અને જીન હતા, આવી ઘણાની ગેરસમજૂતી છે. અહિંસા મત ઉપનિષદ્‌માં છે. " अहिंसन् सर्वभूतानि अन्यत्र तीर्थेभ्यः " આવો છાંદોગ્યનો આદેશ છે. ભગવદ્ગીતામાં તો અહિંસા જ્ઞાનના લક્ષણમાં આપેલી છે. શિવાય અહિંસા એ એક શારીરિક તપ છે એમ કહેલું છે. અહિંસા તત્ત્વ બુદ્ધના પહેલાંથી જ હિંદુ ધર્મમાં છે, આનું પ્રત્યંતર પરકીય ઇતિહાસ ઉપરથી પણ જણાય છે. પાયથ્થાગોરસનો અહિંસામત હોઇ તે તેણે હિંદુસ્થાનમાંથી લીધો એમ સમજાય છે. હિરાડોટસના ઇતિહાસમાં તો અહિંસામતવાદી લોક તે વખતે પણ હિંદુસ્થાનમાં હતા એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. સારાંશ; અહિંસા મત બુદ્ધની પહેલાંનો છે. તેનો ઉગમ શ્રીકૃષ્ણના ઉપદેશથી થયેલો છે એમ જણાય છે. શ્રીકૃષ્ણનો કાળ ઉપનિષદ્ પહેલાં અને ઋગ્વેદ પછી છે. તે

કાળે યજ્ઞયાગોનું પૂર્ણ પ્રાબલ્ય હતું. આવા કાળમાં યજ્ઞમાંની હિંસા ત્યાગ કરવી આવો તેમણે ઉપદેશ કર્યો નહીં એમાં આશ્ચર્ય પામવાની જરૂર નથી. એને લીધે પાંડવોને રાજસૂય અને અશ્વમેધ કરવા માટે તેમણે જો કે પ્રતિબંધ કર્યો નથી; તો પણ ઇન્દ્રનો યજ્ઞ કરવાને ઠેકાણે ગિરિયજ્ઞ કરો આવો તેમણે ગોપોને ન્હાનપણમાં જ ઉપદેશ કર્યો એ લક્ષમાં રાખવું જોઇયે. ભગવદ્ગીતામાં પણ સ્વર્ગની ઇચ્છાથી નાનાવિધ કામ્ય યજ્ઞ કરવાની વિરુદ્ધ શ્રીકૃષ્ણનો કટાક્ષ પૂર્ણ જણાઇ આવે છે. હિંસાયુક્ત યજ્ઞની વિરુદ્ધ શ્રીકૃષ્ણના કાળ પછી ધીમે ધીમે લોકમત વધવા લાગ્યો એમ જણાય છે. ગવાલંભ તો સર્વ હિંદુસ્થાનના લોકોયે શ્રીકૃષ્ણની જ ભક્તિથી વર્જ કર્યો એમ કહેવાને હરકત નથી.

ભક્તિમાર્ગ, કર્તવ્યનિષ્ઠા, અહિંસા ઇત્યાદિ નવીન ઉચ્ચ તત્ત્વો હિંદુધર્મમાં શ્રીકૃષ્ણના દિવ્ય ઉપદેશને લીધે સમાવિષ્ટ થયાં, એ વાત ઉપરથી ધર્મની બાબતમાં શ્રીકૃષ્ણે પોતાના આયુષ્યમાં બજાવેલી કામગિરીનું મહત્ત્વ વાંચકોના લક્ષમાં આવશે. શ્રીકૃષ્ણનું ઉદાર ચરિત્ર તેમના ઉદાત્ત ઉપદેશને સાજે એવું જ હોવું જોઇયે એ કોઇ પણ કબૂલ કરશે. " बोले तैसा चाले, त्याची वंदावीं पाउलें. "—બોલે તેવા ચાલે, તેનાં વંદવાં પગલાં;–તુકારામની આ ઉક્તિપ્રમાણે જ શ્રીકૃષ્ણ વંદ્ય હતા; તેમને આપણે જે પુણ્યશ્લોક કહીયે છીયે તે વિરોધી લક્ષણથી નહિ; ધર્મસંસ્થાપન માટે જ શ્રીકૃષ્ણનો અવતાર હતો; ઇત્યાદિ વાતો સ્પષ્ટ છે છતાં શ્રીકૃષ્ણના ચરિત્ર ઉપર બે કલંક ઉત્પન્ન થયેલાં છે; એટલું જ નહિ પણ લોકમાં સર્વમાન્ય થયેલાં છે એનું આશ્ચર્ય લાગે છે. આ કલંક ચંદ્રના કલંક પ્રમાણે જ રમ્ય જો કે નહિ હોય તો પણ ખોટાં અને કાલ્પનિક તો છે એ નિઃસંશય. શૃંગારપ્રિય કવિઓયે અને હાસ્યપ્રિય હરિદાસોયે તેનું સારૂં પોષણ કરી તેના ઉપર સત્યત્વનો આભાસ આણ્યો એ આપણું દુર્દૈવ ! ! પણ " त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः । कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् " આવો ઉપદેશ કરનારા શ્રીકૃષ્ણ બાલપણમાં નિંદ્ય કામાચારમાં પડેલા હશે એ સંભવનીય નથી. તેમ જ " यथा मे दर्शितो धर्मः " આમ પ્રતિજ્ઞાથી કહેનારા શ્રીકૃષ્ણ અધર્મ્ય કિંવા કપટી આચરણ કરનારા હશે એ પણ સંભવતું નથી. આમ હોઇ આ બન્ને આરોપ તેમના ચરિત્ર ઉપર લોક-

કલ્પનામાં હમેશાં આવે છે એ નિર્વિવાદ છે. એટલામાટે તેનો અહીંયાં વિચાર કર્યા શિવાય ગત્યંતર નથી. આ બન્ને આરોપ નિરાધાર હોઇ ભ્રાન્ત સમજણોને લીધે પાછળથી ઉત્પન્ન થયેલા છે. તે કેવી રીતે એનું આપણે થોડામાં દિગ્દર્શન કરીયે.

શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે અશ્લાધ્ય વર્તન કર્યું આ આરોપ શ્રીકૃષ્ણના વખતમાં નહોતો. શ્રીકૃષ્ણ ઉપર ગોપીઓ જે પ્રેમ કરતી હતી તે મિઃર્યાજ વિષયાતીત ઈશભાવનાથી કરતી હતી, આવી જ કલ્પના મહાભારતમાં જણાય છે. મહાભારતને હાલનું સ્વરૂપ ઇ૦ સ૦ પૂ૦ ૨૫૦ ના સુમારે મળ્યું. ત્યાંસુધી આવી જ કલ્પના હતી. દ્રૌપદીયે વસ્ત્રહરણની વેળાયે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી તેમાં તેણે કૃષ્ણને " गोपीजनप्रिय " વિશેષણથી સંબોધ્યા છે. આ વિશેષણમાં તેઓ દીન અબલાઓની વારે ધાનારા છે એટલો જ અભિપ્રાય છે એ ઉઘાડું છે. તેમાં નિંદ્ય સંબંધ અભિપ્રેત હોત તો સતી દ્રૌપદીને તેના પાતિવ્રત્યની પરીક્ષાના પ્રસંગે તે સાંભરત નહિ, સાંભરત તો તે ઉચ્ચારત નહિ અને ઉચ્ચારતી તો તે તેના કામવખતે આવત નહિં. તાત્પર્ય; આ વિશેષણમાં ગોપીનો નિર્વ્યાજ વિષયાતીત ભગવત્પ્રેમ જ ગર્ભિત છે એ નિર્વિવાદ છે. બીજું શિશુપાલે રાજસૂયના અર્ધહરણના પ્રસંગે શ્રીકૃષ્ણની ગનસોક્ત નિંદા કરી. પણ તેમાં આ આક્ષેપ તેણે લીધો નથી. ત્રીજું, શ્રીકૃષ્ણ ન્હાનપણમાંથી મલ્લવિદ્યાના ચ્હાનારા હતા એ પ્રસિદ્ધ જ છે. કંસે તેમને કુસ્તી રમવામાટે જ મથુરા બોલાવ્યા હતા. આવા બાલ મલ્લ કદી પણ કામના નાદે લાગે નહિં, અને લાગે તો તે અમર્યાદ શક્તિ પણ દેખાડી શકે નહિ આ સિદ્ધાંત છે. ઇશ્વરની કલ્પનાથી ફાવે તે સંભવે, પણ શ્રીકૃષ્ણે પોતાના અવતારમાં માનવી કૃત્યો જ કરી દેખાડેલાં છે; ઇશ્વરી સામર્થ્ય ઉપયોગમાં આણેલું નથી, અને કયાંય આણેલું હશે તો તે આવી નિંદ્ય કૃતિમાં તો જરૂર ન જ હોવું જોઇયે. સારાંશ; સર્વ દષ્ટિથી વિચાર કરતાં આ આરોપ ખરો નથી, એમ જ કહેવું જોઇયે. ગોપીઓ શ્રીકૃષ્ણ ઉપર કેવળ નિર્વિષય પ્રેમ કરનારી પરમ ભક્ત હતી, આવી જ સમજણ હાલના મહાભારતપર્યંત હતી. પણ ધીમે ધીમે ભક્તિમાર્ગમાં ભક્તિની મીમાંસા થતી ગઇ, ત્યારે ભક્તિને અસતીના જાર ઉપરના પ્રેમની ઉપમા આપવા માંડી હોવી જોઇયે, અને " यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो

जनः " આ ભવભૂતિની ઉક્તિ પ્રમાણે જગતમાં સ્ત્રીઓના સંબંધમાં હમેશાં ગેરસમજ ઉત્પન્ન થતી હોવાથી આ કલ્પના દૃઢ થયેલી હોવી જોઇયે. શ્રીકૃષ્ણની પ્રવૃત્તિને અનુકૂલ મતને લીધે આ પ્રવાદને પુષ્ટિ મળેલી હોવી જોઇયે, અને રાસના વર્ણનથી તેને પલ્લવો ફુટેલાં હોવાં જોઇયે. આ પ્રમાણે આ પ્રવાદ પાછળથી ઉત્પન્ન થયો અને તે કાલગતિયે એટલો વધ્યો કે, ઇ૦ સ૦ નવમા શતકમાં પ્રસિદ્ધિ પામેલા ભાગવતથી તે દૂર કરી શકાયો નહિ. આ અદ્વિતીય વેદાંતપર ગ્રંથે તેને વેદાંતમાં અથડાવી અથડાવી એટલો પવિત્ર કર્યો કે શ્રીકૃષ્ણની અને ગોપીઓની લીલાનાં હજારો પદો અમે સાંભળીયે છીયે છતાં પણ અમારા મનમાં નિંદ્ય ભાવનાનો એક લેશ પણ ઉત્પન્ન થતો નથી. ભાગવતે આ પ્રવાદને આશ્રય આપી પવિત્ર કીધા પછી શૃંગારપ્રિય કવીઓયે, વિશેષતઃ જયદેવે ગીતગોવિંદમાં, અને ઇતર કવીઓયે વ્રજભાષાનાં હજારો સુંદર પદ્યોમાં, તેને ચારે તરફ ફેલાવી લોકપ્રિય કર્યો એમાં નવલ શું? કિંબહુના એને લીધે શૃંગારમાં પ્રાકૃતમાં એક પ્રશસ્ત મર્યાદા ઉત્પન્ન થયેલી જણાય છે. શૃંગાર ગાવો તો ગોપી-કૃષ્ણનો, આવો એક પ્રશસ્ત કવિસંપ્રદાય હાલમાં જણાય છે. અસ્તુ; આ આક્ષેપનું નિંદ્યત્વ આ પ્રમાણે જો કે ભાગવત ધર્મે કાઢી નાંખ્યું છે તો પણ ઐતિહાસિક દૃષ્ટયા તેની સત્યાસત્યતાનો વિચાર કરવો જરૂરનો છે, અને આવો વિચાર કરતાં આ પ્રવાદ નિરાધાર છે એમ જ કહેવું પડે છે.

હવે, આપણે બીજા એટલે કપટીપણાના આક્ષેપ તરફ વળીયે. આ આક્ષેપનો ઉગમ મહાભારતમાં છે ખરો, પણ મહાભારતમાં એ કલ્પના નથી. તે તો ગૌણ કથાઓની ગેરસમજુતીને લીધે પાછળથી ઉત્પન્ન થયેલી છે. શ્રીકૃષ્ણે ભીષ્મ, દ્રોણ વગેરેને કૂટ-યુદ્ધથી પાંડવો પાસે મરાવ્યા આવું ભારતમાં વર્ણન છે. પણ આ પ્રસંગનું સ્વરૂપ અપવાદક હતું એ લક્ષમાં ન રહેવાથી આવો આક્ષેપ વાંચકોના મનમાં ઉત્પન્ન થયો. સાધારણ કવિઓની અતિશયોક્તિથી આ સમજણ એટલી વધેલી છે કે શ્રીકૃષ્ણની નીતિ એટલે પાશ્ચાત્ય દેશમાં પ્રસિદ્ધ થયેલી મેકિયાવ્હેલીની જ નીતિ છે એમ ઉપર ઉપરથી વિચાર કરનારા સમજે છે. પણ આ સમજ સર્વથૈવ ભૂલ ભરેલી છે. શ્રીકૃષ્ણ નીતિના અને ધર્મના પૂર્ણ અભિમાની હતા. અધર્મ અને અનીતિનો

એમણે કદી પણ ઉપદેશ કર્યો નથી; કિંવા પોતાના આચરણમાં અવલંબ કર્યો નથી. અલબત્ત, વિશિષ્ટ અપવાદક પ્રસંગે ધર્મની ભ્રાંત કલ્પનાથી ઉત્પન્ન થનારી ગેરસમજનો તેમણે નિષેધ કર્યો છે. આવે પ્રસંગે ધર્મ–અધર્મ ઠરાવવો બુદ્ધિવાનોને પણ કઠિણ થઇ પડે છે. આવા અપવાદક પ્રસંગ શ્રીકૃષ્ણના ચરિત્રમાં કેટલીયે વખત આવે છે. તે વખતે તેમણે પોતાના આચરણથી અને ઉપદેશથી આવા પ્રસંગે મનુષ્યે કેવી રીતે ચાલવું એ દેખાડેલું છે. તે કેવી રીતે એનો આપણે વધારે ખુલાસો કરીયે.

અહિંસા, સત્ય, અસ્તેય ઇત્યાદિ નીતિનાં અને ધર્મનાં પરમ તત્ત્વો સર્વને સરખાં જ માન્ય છે. હિંદુધર્મમાં, ખ્રિસ્તીધર્મમાં, બૌદ્ધધર્મમાં અને મુસલમાની ધર્મમાં આ જ આજ્ઞા પ્રધાન છે. આ જ આદેશ સર્વ જગતના વિચારવંતોએ આપેલો છે. પણ આ સર્વમાન્ય તત્ત્વોને કોઇ અપવાદક પ્રસંગ છે કે નહિં ! ઉદા૰ એકાદો આતતાયી અધર્મથી આપણને મારવા આવે તો આપણે તેને મારવો કે આપણે તેના બળી થવું ? આપણે જ મરવું એમ અહિંસા મતની અતિશયોક્તિ કરી કોઈ કહેશે; પણ હિંસા બન્ને પક્ષમાં થશે, માટે આતતાયીને જ મારવો સારો; કારણ, આતતાયીના હાથે મરવું એમાં હિંસા થાય છે અને તે શિવાય વળી અહિંસાને પ્રોત્સાહન મળે છે. એટલામાટે 'आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ।' આવો ધર્મશાસ્ત્રે અહિંસા ધર્મને અપવાદ આપ્યો. ઇંડિયન પિનલકોડમાં ખુનને માટે જે અપવાદ છે તે સર્વ ધર્મશાસ્ત્રને જ અનુસરીને છે, એ કોઇના પણ લક્ષમાં આવશે. સારાંશ; અહિંસા, સત્યવચન, અસ્તેય ઇત્યાદિ ધર્મના અપવાદ પ્રસંગ છે એ ઉઘાડું છે; અને તે તે પ્રસંગે અધર્મ છોડવો નિંદ્ય છે. આપણે દ્રોણવધનો પ્રસંગ જ વિવેચન માટે લઇયે. અધર્મથી અસ્ત્રો ન જાણનારાઓને દ્રોણ અસ્ત્રોથી ઠાર મારતા હતા. પાંચાળ સૈન્ય અધર્મથી સફાચટ થતું હતું. આવા પ્રસંગે શ્રીકૃષ્ણે દ્રોણને કપટથી મારવાની સલાહ આપી, અને અશ્વત્થામા મરી ગયો આવી ખોટી બૂમ ઉડાવી ડોસાના હાથ અટકાવ્યા. આ વખતે શ્રીકૃષ્ણે ધર્મને પાંચ પ્રસંગે ખોટું બોલતાં પાતક નથી એમ કહ્યું. આ પાંચ પ્રસંગનો વિચાર કરતાં તે તે વખતે કરેલું અસત્ય ભાષણ પુણ્ય નહિં તો પણ પાપ તો નહિં, એમ કોઇ પણ નીતિની અથવા ધર્મની દૃષ્ટિથી વિચાર કરનાર કબૂલ કરશે.

અહીંયાં દ્રોણવધ જેવી જ એક મનોરંજક હકીકત આપણે ઇતિહાસમાંથી તુલનામાટે લઇયે. અઢારમા શતકમાં બ્રિટિશ અને ફ્રેન્ચ વચ્ચે યુદ્ધ શરૂ થયું, તે વખતે બ્રિટિશ શૂર સેનાપતિ જનરલ વૂલ્ફે ક્વેબેકની લઢાઇ જીતી કેનેડા પ્રાંત હસ્તગત કર્યો એ પ્રસિદ્ધ છે. આ યુદ્ધના પ્રસંગે ક્વેબેક ફ્રેન્ચના તાબામાં હતું, અને શહેરબહાર તેનું જય્યત સૈન્ય લઢતું હતું. તેની અને બ્રિટિશ સૈન્યની વચ્ચે એક મોટી નદી વહેતી હોવાથી બ્રિટિશ સૈન્યથી ફ્રેન્ચો ઉપર ચઢાઇ કરી શકાતી નહોતી. તે વખતે જનરલ વૂલ્ફે એક યુક્તિ યોજી પોતાના સૈન્યના બે વિભાગ કરી એક વિભાગ તેણે ફ્રેન્ચ સૈન્યની સામે જ મૂકયો, અને બીજો વિભાગ રાત્રિના અંધારામાં હોડી ઉપર લઇ એક સ્થળેથી નદી ઓળંગી જઇ પાર ઉતાર્યો. ત્યાં નદીકાંઠો ઓછા ચઢણવાળો હતો અને તે બાજુથી કદાચિત્ જ શત્રુ આવશે આ કલ્પનાથી ફ્રેન્ચોયે એક જ ચોકી તે ચઢાણ ઉપર રાખી હતી. એક ન્હાની ફ્રેન્ચોની ટોળી તે રસ્તેથી તરતની જ ગઈ પણ હતી. બ્રિટિશ સિપાઈ ચઢાણ ચઢી ઉપર આવ્યો ત્યાં તે આગળના સિપાઇને ચોકીદારે "કોણ ?" કરી પૂછ્યું. તે સિપાઇ એક હુંશીયાર હાયલંડર હતો. તેણે તત્કાળ "લા ફ્રાન્સ" "ફ્રેન્ચોના સીપાઇ" એવો જવાબ આપ્યો. "કઇ રેજીમેન્ટ ?" એમ ચોકીદારે ફરી પૂછ્યું. હાયલંડર સારો માહિતગાર અને મજબૂત છાતીનો હતો. "ડીલારીન" "રીન રેજિમેન્ટ" આવો તેનો બેધડક જવાબ સાંભળી ચોકીદાર સ્વસ્થ બેઠો. અર્થાત્ બ્રિટિશોના દસ પાંચ સીપાઇ બિનહરકત ઉપર ચઢી આવ્યા; અને તેમણે પ્રથમ તે ચોકીદારને અને તેના સીપાઇયોને ઠાર માર્યા. જનરલ વૂલ્ફની આખી તુકડી સાહજિક જ સુખરૂપ ઉપર ચઢી આવી, અને ક્વેબેક પાસેના ફ્રેન્ચ સૈન્યના પાછલા ભાગ ઉપર પડી તેમનો તેમણે પરાભવ કર્યો. જનરલ વૂલ્ફ આ લઢાઇમાં માર્યો ગયો; પણ પોતાનો જય થયો એ જાણવામાં આવતા સુધી તે જીવતો હતો. અસ્તુ; તે હાયલંડરે ખોટું બોલી ચોકીદારના પ્રાણ લીધા એ તેનું કૃત્ય નિંદ્ય કે પ્રશસ્ત ? 'Every thing is fair in war' આ ન્યાયે તો તે પ્રશસ્ત છે જ. આવી રીતે શત્રુસૈન્યને ફસાવી જીત્યાનાં સેંકડો ઉદાહરણો, હાનિબાલે બળદોનાં સીંગડાંને મશાલો બાંધી રોમન લોકોને ફસાવ્યા ત્યાંથી માંડીને તે ચાલુ યુરોપીય મહાયુદ્ધ પર્યંતના

ઇતિહાસમાં મળી આવશે. પણ આ ન્યાય કરતાં પણ એક વિશિષ્ટ ન્યાય આ સ્થળે લાગુ પડે છે. જો તે હાયલંડર સીપાઇ ખરૂં બોલત તો જનરલ વૂલ્ફનો સર્વસ્વી નાશ થાત. આ દૃષ્ટિયે આ વખતે તે જે ખોટું બોલ્યો તે ક્ષમ્યતર છે. દ્રોણવધની વેળાયે ધર્મ જે ખોટું બોલ્યા તે આથી પણ વધારે ક્ષમ્યતર છે. જનરલ વૂલ્ફ પ્રમાણે આ વખતે પાંડવો ચઢાઇ કરી જતા નહોતા કિંવા ફ્રેન્ચ બ્રિટિશો સાથે અધર્મથી લઢતા નહોતા. એથી ઉલટું દ્રોણ પાંડવો ઉપર ચઢાઇ કરી તેમનો અધર્મથી સવસ્વી નાશ કરતા હતા. આવે વખતે શ્રીકૃષ્ણે ધર્મને ખોટું બોલવાની જે પરવાનગી આપી, તે સર્વથા ક્ષમ્ય છે, આવો જ નીતિશાસ્ત્ર વેત્તાઓને નિકાલ આપવો પડશે.

વળી એક દૃષ્ટિથી આ વિષયનો વિચાર કરી શકાશે. કોઇ પણ બાબતનો અતિરેક કરવો સદોષ થાય છે; પછી તે અતિરેક સદ્ગુણોનો કાં ન હોય? True virtue lies in the mean between two extermes આવી એક પાશ્ચાત્યોની કહેવત છે. અતિશય દાતૃત્વ દેખાડી પોતાનાં છોકરાં છૈયાંને ભૂખ્યાં મારવાં (ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો) એ નીતિદૃષ્ટ્યા દુર્ગુણ જ છે. આવા પ્રકારના અતિરેકનો દુર્ગુણ મહાભારતના કર્તાયે તેમાંની ઉદાત્ત વ્યક્તિઓમાં ખુબીથી દેખાડેલો છે. દ્યૂત રમવા આવો, આમ કોઇ પણ રાજાયે કહેતાં, ના કહેવી નહીં એ ધર્મનો દુર્ગુણ જ છે. સ્ત્રી સામે અસ્ત્ર ઉંચકવાં નહિ એ કલ્પના ઉદાત્ત ખરી; પણ આતતાયી કિંવા સર્વ જગતને ત્રાસ આપનારી સ્ત્રી ઉપર અસ્ત્ર ઉગામ્યા શિવાય ગત્યંતર ન હોય તો શસ્ત્ર ઉગામવુંજ જોઇયે. શ્રીરામચંદ્રે તાટકાને આ જ ન્યાયે મારેલી છે. હાલમાં સફ્રાજેટ સ્ત્રીયોને વોટનો અધિકાર આપવો નહિં, એમ ત્યાંના નીતિશાસ્ત્રવેત્તાઓ પણ કહેતા નથી. સારાંશ; શિખંડી સામે હું શસ્ત્ર ઉંચકીશ નહિ, એ. ભીષ્મની પ્રતિજ્ઞા અતિરેકની છે. અને આવા ગાંડપણનો ફાયદો પ્રતિપક્ષી લે તો તે ગેરવાજબી કહેવાય નહિ. તેમ જ સંકુલ યુદ્ધમાં એક વીર ઉપર અનેકોયે ચઢવું એ પણ અધર્મ નથી. જ્યારે દ્વંદ્વયુદ્ધ થતું હોય ત્યારે જ આ નિયમ લાગુ પડે; ઇતર પ્રસંગે તે લાગુ પાડી શકાય નહિ. એમ જો

ન હોય—અર્થાત્ સંકુલ યુદ્ધમાં અનેક વીરોયે એક વીર ઉપર ચઢી જવું એ જો અધર્મ હોય—તો સંખ્યાબલથી શત્રુને મારવા તે કદી પણ ન્યાય્ય થઇ શકે નહિ. કૌરવો તરફ અગીઆર અક્ષૌહિણી સૈન્ય અને પાંડવો પાસે સાત અક્ષૌહિણી, અહીંથી જ અધર્મ માનવો પડશે. સારાંશ; ભીષ્મવધના પ્રસંગે જો પાંડવોયે અધર્મ કર્યાનો ભાસ થતો હોય, તો ત્યાં વાસ્તવિક તે અધર્મ નહોતો એમ કહેવું જોઇયે. અસ્તુ; સર્વ બાજુથી સૂક્ષ્મ વિચાર કરતાં શ્રીકૃષ્ણે પાંડવો પાસે જ્યાં જ્યાં કૂટ યુદ્ધ કરાવ્યું છે ત્યાં ત્યાં યુદ્ધ નીતિની નજરે ગેરવાજબી કાંઇ જ નહોતું. પણ ઉચ્ચનીતિની નજરે પણ કયાંય અધર્મનો ભાસ થતો હોય તો ક્યાંક અપવાદક પ્રસંગમાં સર્વ-સ્વઘાત વગેરે કારણોને લીધે અધર્મનું અવલંબન કરેલું હોવાથી તે ક્ષમ્ય હતો એમ જણાઇ આવશે. માત્ર યુદ્ધ ચાલુ ન હોય અને સર્વસ્વઘાત વગેરે કારણો ન હોય તેવા બીજા ગમે તે પ્રસંગે અધર્મનું અવલંબન કરવું એ કદી પણ ન્યાય્ય થઇ શકે નહિ; એ લક્ષમાં રાખવું જોઇયે. આ મર્યાદા લક્ષમાં ન રહેવાથી શ્રીકૃષ્ણના સંબંધમાં મનુષ્યની ગેરસમજણ થાય છે, અને શ્રીકૃષ્ણ એટલે એક કપટી વ્યક્તિ એવો ભ્રમ થાય છે. પરંતુ વાસ્તવિક વિચાર કરીયે તો અહિંસા, સત્ય, અસ્તેય ઇત્યાદિ પરમધર્મને ધર્મશાસ્ત્રે અને મન્વાદિ સ્મૃતિઓયે પણ અપવાદ માનેલ છે; અને આવા પ્રસંગે જ શ્રીકૃષ્ણે કૂટ યુદ્ધનું અવલંબન કરવાની સલાહ આપેલી છે; બીજે કોઇ સ્થળે આપી નથી એ વાત લક્ષમાં રાખવી જોઇયે.

ભ્રાંત સમજણથી ઉત્પન્ન થયેલો આ આક્ષેપ સૂક્ષ્મ વિચારથી દૂર થયો એટલે શ્રીકૃષ્ણનું રમ્ય ચરિત્ર તપ્ત સુવર્ણ પ્રમાણે તેજસ્વી અને ઉજ્વલ જ જણાઇ આવે છે. તેમ તેમના ચરિત્રમાંની કેટલીક વાતોનો અતિ-શયોક્તિથી કિંવા ગેરસમજથી ગમે તેટલો વિપર્યાસ થયો હોય, તો પણ તેમના ઉદાત્ત વિચારોનું નિધાન—દિવ્ય ભગવદ્ગીતા—જ્યાંસુધી જીવંત છે, ત્યાંસુધી શ્રીકૃષ્ણનું ચરિત્ર કદી પણ ચમક્યા શિવાય અને જગતને મોહિત કર્યા શિવાય રહેશે નહિ. આ પરમ તત્ત્વજ્ઞાનના ગ્રંથમાં જે કર્મયોગ શ્રીકૃષ્ણે ઉપદેશેલો છે, તે સર્વ કાળે અને સર્વ દેશમાં, સર્વ લોકના આદ-રને પાત્ર થશે. કર્મ સિદ્ધ થશે કે નહિ એ વિચારથી મન ડગમગવા ન દેતાં, પોતાનું કર્તવ્ય કર્મ ઈશ્વર ઉપર ભરોસો રાખી ‘ હું પરમેશ્વરની

ઇચ્છાથી આ કર્મ કરૂં છું, અને તે તેને જ અર્પણ કરૂં છું ' આવી ભાવનાથી કરવું, આ સિદ્ધાંત અત્યંત ઉદાત્ત છે; અને એટલો ઉદાત્ત કર્તવ્યસિદ્ધાંત આજસુધી કોઇ પણ તત્ત્વવેત્તાયે ઉપદેશેલો નથી એમ કહ્યું હોય તો ચાલે. આ સિદ્ધાંત જેના ચિત્તમાં પક્કો ઠરયો હોય, તે દુઃખોદધિ ઉતરી નિઃસંશય પાર ઉતર્યો કહેવાય. બીજું, કર્મ તદ્દન છોડી દેવાં અશક્ય છે, અને ઇન્દ્રિયોના વ્યાપારનો આત્યંતિક નિરોધ કરવો પણ અશક્ય છે, આ વાત શ્રીકૃષ્ણે જગતની નજરે સારી રીતે આણી આપી છે. એટલામાટે ધર્મ અને નીતિને અનુસરી જગતમાંનાં ભૌતિક સુખોનો નિયમયુક્ત ઉપભોગ સેવો, અર્થાત્ સદાચારયુક્ત ગાર્હસ્થ્ય, સંન્યાસ જેટલો જ પુણ્યપ્રદ છે, એ દૈવી સંપત્તિ છે અને દૈવી સંપત્તિ મોક્ષને પમાડનારી છે; આવો તેમણે સ્પષ્ટ રીતે પોતાનો મત નમૂદ કરેલો છે. મહાભારતમાં વ્યાસે એક સ્થળે કહ્યા પ્રમાણે, ' ઇન્દ્રિયોનો સર્વથૈવ નિરોધ કરવો એ મૃત્યુ કરતાં પણ દુઃખકર છે; બીજા પક્ષમાં ઇન્દ્રિયોને મનસોકત છોડી દેવી એ દેવોનો પણ અધઃપાત કરનાર છે. ' તાત્પર્ય; નીતિશાસ્ત્રમાં શ્રીકૃષ્ણે યુકતાહારવિહાર રહી મનુષ્યે ઉત્સાહ અને ઉત્થાનનું અવલંબન કરી કર્તવ્ય કર્મ કરવાં આવો ઉપદેશ કર્યો. ધર્મની બાબતમાં પણ શ્રીકૃષ્ણે આવા જ અતિરેકને છોડી ન્યાય્ય અને યોગ્ય મધ્ય બિંદુમાં રહેવાનો ઉપદેશ કર્યો. સંસાર છોડી અરણ્યમાં જઇ રહેવું એનું નામ સંન્યાસ નહિ, પણ કામ્ય કર્મોનો ન્યાસ કરવો એ ખરો સંન્યાસ. ત્યાગ એટલે કર્મ તદ્દન છોડવાં એમ નહિ પણ કર્મના ફલની આસક્તિનો ત્યાગ કરી કર્મ કરવાં એનું નામ સન્યાસ. તપ એટલે શરીરમાંનાં ભૂતગ્રામોનું બલાત્કારે કર્ષણ કરી આત્માને પણ સર્વ રીતે રૂંધવો; એમ નહિ પણ યોગ્ય નિયમોથી યુકત એવાં ગુરુશુશ્રૂષાદિ શારીરિક, સત્યભષણાદિ વાચિક અને પ્રસાદ, શાંતિ ઇત્યાદિ માનસિક કર્મોનું નામ તપ એવું તેમણે પ્રતિપાદન કરેલું છે. ઇશ્વરસિદ્ધાંતની અર્થાત્ બ્રહ્મજ્ઞાનની બાબતમાં તેમણે સુષ્ટુઓના દયાદાતા અને દુષ્ટોને શાસન કરનારા આ ઈશ્વિરી અવતારનું અથવા સગુણ બ્રહ્મનું સનાતન અને અવ્યકત બ્રહ્મનું અવિરોધથી પ્રતિપાદન કરેલું છે. તેમ જ પરમેશ્વર કેવળ ભકિતથી સાધ્ય હોઇ આ ભકિતમાર્ગ સર્વને સરખો જ મોકળો અને સુલભ છે; કિંબહુના

ચંડાળ અને બ્રાહ્મણ, સ્ત્રી અને પુરુષ ઈશભકિતથી એકસરખા જ મોક્ષને પામે છે એવો ઉદાત્ત અને ઉદાર મત તેમણે બેધડક જગત્ સામે માંડયો. તત્ત્વજ્ઞાનની બાબતમાં સાંખ્ય અને યોગ, કર્મ અને વેદાંતનો વિરોધ કાઢી નાંખી તેમણે પોતાના નવીન ઉપદેશેલા ભકિતમાર્ગ સાથે તે સર્વનો સમન્વય કર્યો; અને સર્વને પોતાના ઉચ્ચ તત્ત્વના અનુયાયી કર્યા. રાજકીય બાબતમાં તેમણે નિરપેક્ષ સ્વાર્થત્યાગનો જગતને ધડો આપેલો છે. કંસ કિંવા જરાસંધનો નાશ તેમણે પોતાના સ્વાર્થ માટે કર્યો નથી, કિંવા પોતાનો તે તરફથી યતિકંચિત્ પણ ફાયદો કરી લીધો નથી. ભારતી યુદ્ધમાં સુદ્ધાં તેમણે પાંડવોને કેવળ સત્યની બાજુ સ્વીકારી મદદ કરી, અને દુર્યોધન પાંડવોને અધર્મથી રાજ્ય પાછો આપતો નહોતો એટલામાટે જ, પાંડવોનો પક્ષ હીનબલ હતો તો પણ તેમની તરફ થઇ તેમણે અર્જુનના ઘોડાંની લગામ હાથમાં લીધી. સર્વમાં મુખ્ય વાત એ કે, શ્રીકૃષ્ણે આર્ય અને આર્યેતર એમની સાથે સરખા પ્રેમથી ચાલી સર્વને ઈશ્વરભક્તિનો મોકળો અને સુલભ માર્ગ દેખાડી આપ્યો. એને લીધે આજ હિંદુસ્થાનમાં જોકે જૂદી જૂદી વર્ણ પોતપોતાના તરફથી વિભકત જણાય છે, તો પણ શ્રીકૃષ્ણની ભક્તિ કરવામાં અને તેમના મીઠા 'ગોવિંદ' નામનું કીર્તન કરવામાં સર્વ જાતિના અને સર્વ મતના આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષ હિંદુ લોક એક પાયરી ઉપર ઉભા રહી પોતાનો ભેદભાવ વિસરી ભગવદ્ભજનમાં તલ્લીન થાય છે; અને અમે સર્વ જાતિ–નિરપેક્ષ મોક્ષને પામીશું એવો વિશ્વાસ રાખે છે. સાહજિક જ હજારો વર્ષથી તે આજસુધી ભારતવર્ષીય હિંદુ લોક કનિષ્ઠ અને ઉચ્ચ, અજ્ઞ અને સુજ્ઞ શ્રીકૃષ્ણને સરખી ભકિતથી અને પ્રેમથી પૂજતા આવેલા છે. અને હજુ આગળ પણ ભગવદ્ગીતાના દિવ્ય ઉપદેશથી મોહિત થઈ શ્રીકૃષ્ણને પૂજશે.



# पुरवणी.

## श्रीकृष्णना चरित्रनी शकवारी.

શ્રીકૃષ્ણનું ચરિત્ર ઐતિહાસિક છે, એ વાત સર્વમાન્ય છે. ભારતી યુદ્ધના કાળ સંબંધમાં મતભેદ હશે, તો પણ તે યુદ્ધનો કોઇ માનેલો કાળ ઐતિહાસિક અડસટ્ટાની અંદર જ છે. ભારતી યુદ્ધનો કાળ જે સામાન્યતઃ સર્વ હિંદુ લોક માને છે તે જ ખરો છે એવો મારો મત મેં મારા પુસ્તકમાં પ્રતિપાદન કરેલો છે. શકે ૧૮૩૬ ના પંચાંગમાં ગતકલિ ૫૦૧૫ આપેલો છે; એટલે કલિયુગનો આરંભ શ૦ પૂ૦ ૩૧૭૯ મા વર્ષમાં થયો. આ વર્ષના ચૈત્ર શુદ ૧ થી કલિયુગ શરૂ થયો. આની પછીના વર્ષના એટલે શ૦ પૂ૦ ૩૧૮૦ ના માર્ગશીર્ષ ૧૪ યે ભારતી યુદ્ધ શરૂ થયું; એવો મારો મત છે. ભારતી યુદ્ધનો કાળ શકે ૧૨૦૦ ના સુમારનો કેટલાક ધારે છે, તો કેટલાક સ૦ ૧૪૦૦ ધારે છે. ભારતી યુદ્ધનો પહેલો કાળ લઇ શ્રીકૃષ્ણના ચરિત્રની રૂપરેખા કેવી ઠરે છે, તે અહીંયાં વિસ્તારથી દેખાડયા જેવી છે; અને તે વાંચકોને મનોરંજક પણ લાગશે. ભારતી યુદ્ધની વખતે શ્રીકૃષ્ણ ૮૩ વર્ષના હતા, આવી જ્યોતિષીઓમાં પરંપરાની કહાણી કહો કે કલ્પના કહો, પ્રચલિત છે. ઉજ્જેનીના માજી પ્રસિદ્ધ દીનાનાથ જોશીએ પોતાના ગ્રંથમાં આ વર્ષ આપેલું છે અને શ્રીકૃષ્ણની ઇત્થંભૂત પત્રિકા અંશ સાથે આપેલી છે. અર્થાત્ શ્રીકૃષ્ણનો જન્મ શ૦ પૂ૦ ૩૨૬૩ શ્રાવણ વ૦ ૮ ઠરે છે. આ દિવસે બુધવાર હતો અને રોહિણી નક્ષત્ર ઉપર શ્રીકૃષ્ણનો જન્મ થયાનો ઉલ્લેખ ઘણાં પુરાણોમાં છે. લશ્કરમાંની વિક્ટોરિયા કોલેજના પ્રો૦ આપ્ટેએ કેતકી ઉપરથી ગણિત કરી જોયું તો તેમાં શ૦ પ૦ ૩૨૬૩ મા વર્ષમાં રોહિણી નક્ષત્ર શ્રાવણ વ૦ ૮ મની મધ્યાન્હ રાત્રિયે આવે છે. આ

જ્યોતિષની કલ્પના કિંવા પરંપરા ભારત ઉપરથી યોગ્ય જણાય છે. રાજસૂય યજ્ઞ ભારતી યુદ્ધ પૂર્વે ૧૫ વર્ષે થયો હોવો જોઇયે. આ યજ્ઞની વખતે શિશુપાલે પાંડવોને, શ્રીકૃષ્ણને અગ્રપૂજાનું માન આપ્યા બદલ જે દૂષણુ આપેલાં છે, તેમાં આવું એક વાકય છે; —“ શ્રીકૃષ્ણને વૃદ્ધ સમજી તમે આ માન આપ્યું હોય તો તેના કરતાં પણ વૃદ્ધ રાજાઓ, તેના જ બાપ વસુદેવ સરખા, અહીંયાં છે. તેમને કેમ આપ્યું નહિં ? ” આ વાકય ઉપરથી રાજસૂય યજ્ઞની વખતે શ્રીકૃષ્ણ વૃદ્ધ જ હતા. ભારતી યુદ્ધની વખતે જો તેઓ ૮૩ વર્ષના હતા, તો આ યજ્ઞની વખતે તે ૬૮ વર્ષના હતા, અર્થાત વૃધ્ધોમાં ગણવા સરખા હતા. હવે અર્જુનની ઉમ્મર ભારતી યુદ્ધ વખતે ૬૫ વર્ષની હતી, એમ ભારત ઉપરથી જણાય છે. એટલે શ્રીકૃષ્ણની અને અર્જુનની ઉમરમાં ૧૮ વર્ષનું અંતર હતું. આ વાતમાં પણ ભારત, ભાગવત, હરિવંશ વગેરેમાંથી પ્રમાણ મળે છે. કંસનો વધ કર્યા પછી કિંબહુના જરાસંધનો પહેલીવાર પરાભવ કર્યા પછી, શ્રીકૃષ્ણે મથુરામાંથી અક્રૂરને, પોતાની ફોઇ કુંતિ હિમાલયથી છોકરાં લઇ હસ્તિનાપુર આવેલી છે એ બાતમી સાંભળી તેના સમાધાનમાટે, અને ધૃતરાષ્ટ્રને પોતાના ભત્રીજાઓ સાથે ન્યાયથી અને પ્રેમથી વર્તવાનો ઉપદેશ કરવા માટે મોકલ્યાનો આ ગ્રંથમાં ઉલ્લેખ છે. તે વખતે અર્જુનની ઉમ્મર ૪ વર્ષની માનવાને હરકત નથી. શ્રીકૃષ્ણની ઉપર ૨૨ વર્ષની હશે એટલે તેમનામાં ૧૮વર્ષનું અંતર હોવું જોઇયે. સારાંશ, શ્રીકૃષ્ણનું વય ભારતી યુદ્ધની વખતે ૮૩ વર્ષનું અને અર્જુનનું ૬૫ વર્ષનું માના આ આધારે તેમના ચરિત્રમાંની મુખ્ય મુખ્ય બાબતોના કાળ જે ઠરે છે તે નીચે પ્રમાણે છે:—

| કાળ. | | વૃત્તાંત. | વય. | |
|---|---|---|---|---|
| શા. શકપૂર્વે | અગર ઇ. સનપૂર્વે. | | કૃષ્ણ | અર્જુનનું |
| ૩૨૬૩ શ્રા. વ. ૮ | ૩૧૮૫ | શ્રીકૃષ્ણ–જન્મ. | ૦ | ૦ |
| ૩૨૪૫ | ૩૧૬૭ | કંસવધ. | ૧૮ | જન્મ |
| ૩૨૪૧ | ૩૧૬૩ | અક્રૂરનું હસ્તિનાપુરમાં ગમન. | ૨૨ | ૪ |
| ૩૨૩૮ | ૩૧૬૦ | રુક્મિણીવિવાહ | ૨૫ | ૭ |
| ૩૨૩૬ | ૩૧૫૮ | પ્રદ્યુમ્નનો જન્મ. | ૨૭ | ૯ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨૨૦ | ૩૧૪૨ | દ્રૌપદીસ્વયંવર. | ૪૩ | ૨૫ |
| ૩૨૧૮ | ૩૧૪૦ | ઇંદ્રપ્રસ્થની સ્થાપના. | ૪૫ | ૨૭ |
| ૩૨૧૨ | ૩૧૩૪ | પ્રદ્યુમ્નનું લગ્ન, રુક્મિની છોકરી સાથે. | ૫૧ | ૩૩ |
| ૩૨૧૦ | ૩૧૩૨ | અર્જુન તીર્થયાત્રાએ ગયો. | ૫૩ | ૩૫ |
| ૩૧૯૮ | ૩૧૨૦ | સુભદ્રાહરણ. | ૬૫ | ૪૭ |
| ૩૧૯૬ | ૩૧૧૮ | અભિમન્યુનો જન્મ. | ૬૭ | ૪૯ |
| ૩૧૯૫ | ૩૧૧૭ | રાજસૂય યજ્ઞ. | ૬૮ | ૫૦ |
| ૩૧૯૩ | ૩૧૧૫ | હસ્તિનાપુરમાં દ્યૂત. | ૭૦ | ૫૨ |
| ૩૧૮૦ મા. શુ. ૧૪ | ૩૧૦૨ | ભારતી યુદ્ધ | ૮૩ | ૬૫ |
| ૩૧૮૦ ફા. | ૩૧૦૨ | અનિરુદ્ધનો વિવાહ અને રુકમીનો વધ. | ૮૩ | ૬૫ |
| ૩૧૪૪ મા. | ૩૦૬૬ | શ્રીકૃષ્ણનું નિર્યાણ. | ૧૧૯ | ૧૦૧ |
| (કિંવા ૩૧૬૨ મા. | ૩૦૮૪.) | ,, | ૧૦૧ | ૮૩ |

શ્રીકૃષ્ણનું વય મરણસમયે ભાગવતના મતમાં ૧૨૫ વર્ષનું હતું, જ્યોતિષના મતમાં ૧૨૦ નું હતું. મારા મતમાં ૧૦૧ હોવું જોઇયે. આનું કારણ ૨૮૧ મા પાના ઉપર આપેલી ટીપમાં આપેલું છે.

ભારતી યુદ્ધ પૂર્વેના કાર્તિકમાં પૂર્ણિમાનું ચંદ્રગ્રહણ હતું અને અમાવસ્યાયે તો જરૂર સૂર્યગ્રહણ હતું એ ભારત ઉપરથી જણાય છે. તે જ પ્રકારનો યોગ શ્રીકૃષ્ણના નિર્યાણના વર્ષે આવ્યો હતો એમ પણ ભારતમાં છે. પ્રો. આપ્ટેયે મારે માટે કેતકી ગણિત કર્યું. તે ઉપરથી શ૦ પૂ૦ ૩૧૮૦ કાર્તિક વદી અમાવાસ્યાયે એટલે ભારતી યુદ્ધ પૂર્વે સૂર્ય-ગ્રહણ હતું એમ જણાય છે. પ્રો. આપ્ટેયે મને આ ગણિત કરી આપ્યું એને માટે હું તેમનો આભારી છું.

આ શકવારી સંબંધમાં એક બે વાતોનો ખુલાસો કરવો જરૂરનો છે. વસુદેવ શ્રીકૃષ્ણથી ૪૦ વર્ષે મ્હોટા માનીયે તો વસુદેવનું વય મરણસમયે તો ૧૪૧ કિંવા ૧૫૯ એમ આવે છે. પ્રથમદર્શને એ જો કે અસંભાવ્ય ઠરે છે પણ તે અશકય નથી. પ્રાચીન કાળમાં હિંદુસ્થાનમાં દીર્ઘાયુષી માણસો પ્રત્યક્ષ જોયાના દાખલા આપણી પાસે છે એટલું જ નહિ પણ એક

ઇતિહાસકરોએ પણ તે લખી રાખેલા છે. બીજું, રુકમીનો વધ ભાગવત ઉપરથી ભારતી યુદ્ધ પહેલાં લાગે છે. પણ તેમ ન હોવું જોઇયે. કારણ, યુદ્ધની વેળાયે બન્ને પક્ષને સહાય આપવા માટે તે ગયો હતો એવું ભારતમાં વર્ણન છે. શિવાય અનિરુદ્ધનું આ બીજું લગ્ન માનીયે, કિંવા પહેલું માનીયે તો પણ તે ભારતી યુદ્ધ પછી જ ઠીક જણાય છે. આ વખતે તેનું વય ૩૦ વર્ષનું હશે એમ ( પ્રદ્યુમ્નના વિવાહ પછી એક બે વર્ષની અંદર તે થયો એમ ધારી ) માની શકાશે. ત્રીજું, શ્રીકૃષ્ણ ધર્મરાજા કરતાં ન્હાના હતા માટે તે તેમને નમસ્કાર કરતા એવું ભાગવતમાં છે. પણ આ શકવારી ઉપરથી શ્રીકૃષ્ણ કરતાં ધર્મ ૧૨ વર્ષે ન્હાના હોવા જોઇયે; એમ જ માનવું યુકત છે. તે ( ધર્મ ) શ્રીકૃષ્ણને સાર્વભૌમના સંબંધથી વંદ્ય હતા. અસ્તુ. આ પ્રમાણે આ શકવારી મુખ્યતઃ ભારત ઉપરથી હરિવંશ અને ભાગવતની મદદથી ઠરે છે તે વાંચકની સામે મૂકેલી છે. તે વાંચકને મનોરંજક થઇ પડશે એવી મને આશા છે.



☞ છપાય છે. ] દુર્દૈવી રંગૂ [ સચિત્ર. ☜

અથવા

# પાણીપતનું છેલ્લું યુદ્ધ.

( ઐતિહાસિક નવલકથા )

આ ઐતિહાસિક નવલકથાનું સંવિધાનક પાણીપતનું ઘનઘોર યુદ્ધ છે. મૂળ ઐતિહાસિક વાર્તા જેમની તેમ રાખી તેને કલ્પિત વાર્તાનો થોડો ઘણો ઢોળાવ આપી, લઢાઇની હકીકત બની શકી તેટલી સુસંબદ્ધ અને રમણીય કરેલી છે. ભાઉસાહેબ પાણીપતપર બે મહિના કેમ પડી રહ્યા, આગલી રાતના ઠરાવ પ્રમાણે ગોલ ન બાંધતાં ભાઉસાહેબે લઢાઇ કેમ કરી, અંતપર્યંત ભાઉસાહેબ રણમાં મર્યા નથી, આવી પાર્વતીબાઇની સમજ કેમ થઇ, નાના સાહેબ પેશવાએ બીજું લગ્ન કેવું કર્યું, ભાઉસાહેબે સુજાઉદ્દૌલાને છેવટની ચીઠી કેવી લખી, અબદાલીનો ગેરસાવધ મારવાની ભાઉસાહેબની યુક્તિ કેવી નિષ્ફળ ગઇ, વગેરે મૂળ હકીકતમાંના ઘણી જગા કલ્પિત કથાનકની જોડીથી ગ્રંથકર્તાએ એટલી સફાઇદાર અને ઉત્તમ રીતે રંગેલી છે કે, આ હકીકતનું રસભરિત વર્ણન વાંચતાં વાંચનારનું ચિત્ત ક્ષણવાર તન્મય થયા શિવાય રહેતું નથી. તે જ પ્રમાણે ભાઉસાહેબ અને તેમનાં પત્નીનો, તથા શ્રી વિશ્વાસરાવ અને તેમનાં પત્નીનો લઢાઈ પહેલાંનો એકાંતમાંનો સંવાદ ગ્રંથકર્તાએ ઘણા ચાતુર્યથી વર્ણેલો છે અને તે ઘણો જ સુંદર છે. નવલકથામાં ઐતિહાસિક ભાગ તદ્દન સંપૂર્ણ છે અને બનેલી હકીકત જેવીને તેવી જ પરંતુ નવલકથારૂપથી ભાષાલાલિત્ય-પતાથી અને વિચારવૈચિત્ર્યથી ગ્રંથકારે ઘણી જ સુંદર સજાવેલી છે. પુસ્તકમાં ઠેકઠેકાણે કથાનકના અનુરોધથી તૈયાર કરેલાં ૧૦ મનોહર ચિત્રો આપેલાં છે.

મેનેજર:—ચિત્રશાળા પ્રેસ, પુના.

# સચિત્ર.

# શ્રીરામ-ચરિત્ર.

( છપાય છે. )

શ્રીમદ્ વાલ્મીકિ રામાયણ ગ્રંથ આર્યોના સાહિત્યના શ્રેષ્ઠ ગ્રંથોમાંનો એક છે. અને મહાભારત પ્રમાણે જ તે ભારતીય વાચકોને અત્યંત પ્રિય અને પૂજ્ય છે. આ પુસ્તકમાં પ્રથમ ઉપોદ્‌ઘાત રૂપે રામાયણ ગ્રંથની અને રામ કથાની મહતી થોડામાં કહી પછી રામાયણમાં વર્ણવેલી રામકથા આપેલી છે. વાર્તા અને વર્ણનો મૂળ ગ્રંથમાં જેવાં છે તેવાં જ આપેલાં છે, અને એક બે સ્થળ શિવાય બાકીની સર્વ કલ્પના કવીની જ છે પુસ્તકની છેવટે નાનો ઉપસંહાર જોડી, તેમાં રામકાલીન સ્થિતિ અને રામચરિત્રનું રહસ્ય, એ બન્નેનું નાનું ચરિત્ર આંકવાનો પ્રયત્ન કરેલો છે. [illegible] પુસ્તક દરેક વર્ગના અને ઉમ્મરના વાંચકોને [illegible]અંત બોધપ્રદ અને વાંચવાજોગ છે. પુસ્તકમાં જૂદા જૂદા પ્રસંગોને અનુસરતાં સુંદર ચિત્રો આપવામાં આવશે.

મેનેજર.

[illegible] પ્રેસ, મુંબઈ સિટી.